ॐ तत्सत् श्रीसहजानंदाय नमः। श्रीस्वामिनारायणो विजयते ॥

# श्रीप्रेमानंद काव्य

## प्रथम भाग

શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના શ્રીવૃત્તાલયસંસ્થાનનિવાસી શ્રીલક્ષ્મી-
નારાયણ દેવની ગાદીના **આચાર્ય** ધર્મધુરંધર મહારાજશ્રી
**શ્રીપતિપ્રસાદજી શ્રીવિહારિલાલજી** મહારાજની
આજ્ઞાથી સંશોધન કરનાર

**ઇશ્વરદાસ ઇચ્છારામ મશરૂવાળા** બી. એ.

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમા
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું
સાસૂન બિલ્ડિંગસ્, સર્કલ, કોટ, મુંબઈ
સંવત્ ૧૯૭૫ ઇ. સ. ૧૯૧૯

કીંમત રૂ. ૫

"જેસોહિ તેસો તિહારો હું કિંકર, મન વચ કર્મ કરી જપું નીત જાપ;"
"પ્રેમાનંદ કહે નાથ મેરો કહી ગ્રહો હાથ, ઉર શિશપર ધરો ચરન છાપ."

"પ્રેમાનંદ કહે તારો કે મારો, છો સમરથ અંતરજામી."

"રિદ્ધિ સિદ્ધિકો નાંહી કનૌડો, નાહી ગરજ ધનમાલસું;"
"પ્રેમાનંદ કહે એક ગરજ મોયે, ભક્તિધર્મકે લાલસું."

"બીસર ન જાજે મોરે મીત, યહ વર માંગું નીત;"

"દીન બંધુ અતિ મૃદુલ સુભાઉ, ગાઉ નિશદિન ગીત;"
"પ્રેમસખી સમજું નહિ ઉંડી, એક ભરોસો ચીત."

श्री

# मंगलाचरण



पीयूषद्युतिपूर्णमंडललसत्स्मेराननं श्रीहरिं
श्रीमद्ब्रह्म[illegible]रेश्वरं सितमहः प्रौढाकृति कोमलम् ।
वेदैर्मुक्तवरैस्तुतं भयहरं शुभ्रांबरं मालिनं
सद्रत्नाभरणं नमामि सहजानंदं सतां पालिनम् ॥ १ ॥

सर्वाविर्भावहेतुर्ललित[illegible]गणैरीश्वरैः सेवितांघ्रि-
र्दिव्योदारैरनेकैर्मुनिवरनिकरैस्संस्तुतश्चाक्षरात्मा ।
धार्मिर्जातो धरण्यां निजजनानेव[illegible]न् पातुमीशेश्वरश्चा-
नंतानंदांबुवार्धिर्दिशतु [illegible]निपातिमंगलं मङ्गलात्मा ॥ २ ॥

निखिलनिगमसारदिव्य[illegible]र्ति [illegible]खदाविचित्रचारित्रदिव्यकांतिम् ।
कालिकलुष[illegible]रं वरं विशुद्धं वरदमहं हृदये [illegible]मि धार्मिम् ॥ ३ ॥

सुविशदाक्षरधाम्नि विराजितं निखिल[illegible]गणैर्बहुसेवितम् ।
विमलपावणचन्द्र[illegible] हरिवरं परमं प्रणमाम्यह[illegible] ॥ ४ ॥

ચંદ્રમાના પૂર્ણમંડળ સરખાં શોભાયમાન અને મંદહાસ્યયુક્ત મુખારવિંદવાળા, શોભાયમાન એવા બ્રહ્મપુરના ઈશ્વર, ગૌર કાંતિવાળા, પ્રૌઢ આકૃતિવાળા, કોમળ અંગવાળા, ચારે વેદો અને મુક્તોથી સ્તવાતા, ભક્તના ભયને હરનારા, શ્વેત વસ્ત્રો ધારણ કરનારા, પુષ્પની માળા અને ઉત્તમ રત્નનાં આભરણોને ધારણ કરનારા અને સંત પુરુષોનું પાલન કરનારા એવા શ્રીસહજાનંદ સ્વામિને હું નમસ્કાર કરું છું. ૧

જે સર્વે અવતારોના આદિ કારણરૂપ છે, ઉત્તમ એવા ગુણોના ગણો અને દિવ્ય તથા ઉદાર એવાં ઐશ્વર્યો જેમના ચરણની સેવા કરે છે, અનેક મહા મુનિઓનાં મંડળો જેમની સ્તુતિ કરે છે, જે અક્ષરાત્મા છે, જે પૃથ્વી-

પર પોતાના ભક્તજનોનું પાલન કરવાને અવતરેલા છે, જે ઈશ્વરના પણ ઈશ્વર છે, જે અપાર એવા આનંદના સમુદ્રરૂપ છે, અને જે મંગળમૂર્તિ છે, તે મુનિના પતિ ધર્મદેવના પુત્ર શ્રીહરિ અમને મંગળ આપો! ૨

સર્વ વેદના સારરૂપ જે ઉપનિષદ્ તેમાં જેમની દિવ્ય મૂર્તિનું વર્ણન કરેલું છે એવા, સુખ આપનારા, વિચિત્ર લીલા કરનારા, દિવ્ય કાંતિવાળા, નામસ્મરણ કરવા માત્રથી જ મનુષ્યોનાં પાપોને હરનારા, સર્વમાં શ્રેષ્ઠ, શુદ્ધ ચરિત્રવાળા અને વર આપનારા ધર્મદેવના પુત્ર જે શ્રીહરિ, તેમનું હું હૃદયમાં સ્મરણ કરું છું. ૩

અત્યંત શુદ્ધ અને શ્વેત તેજવાળા, અક્ષરધામમાં વિરાજનારા, સંપૂર્ણ, મુક્ત એવા મુનિગણોથી સારી રીતે સેવાતા, નિર્મળ એવા પૂર્ણિમાના ચંદ્ર સમાન સુંદર મુખવડે શોભતા શ્રેષ્ઠ એવા શ્રીહરિવરને હું નમસ્કાર કરું છું. ૪

# પ્રાસ્તાવિક નોંધ



स्वजनदुःखनाशाय धरावतारधारिणम् ।
सद्धर्मसंस्थापकं श्रीभक्तिधर्मात्मजं नमाम्यहम् ॥ १ ॥
ऋषिभक्तिधर्मादीनां शापविनाशहेतवे ।
योऽवतारधारिणः स श्रीस्वामी जयत्यधुना ॥ २ ॥

**અર્થ**–સ્વજન જે પોતાના આશ્રિત ભક્તજન, તેમના આધિ વ્યાધિ, અને ઉપાધિ કહેતાં આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક એવાં ત્રણે પ્રકારનાં દુઃખોનો નાશ કરવાને અર્થે ભૂમિપર અવતાર ધરનાર અને સદ્ કહેતાં સાધુ પુરુષોએ સેવવા યોગ્ય એવા સનાતન ધર્મનું સ્થાપન કરનાર એવા શ્રીભક્તિધર્મના બાળરૂપે પૃથ્વીપર વિરાજી રહેલા જે શ્રીહરિ, તેમને હું નમસ્કાર કરું છું.

પોતાને અતિશય પ્રિય એવા ભક્તિધર્માદિક મુનિઓના શાપનો નાશ કરવાને અર્થે જેમણે ધરાપર અવતાર લીધેલો છે, એવા સર્વ અવતારના અવતારી જે શ્રીસહજાનંદ સ્વામિ, તે સાંપ્રતમાં જયકારી પ્રવર્તે છે.

"સબહીકો આધાર સાર, સુંદર શ્રીવૃષકુમાર;"
"પ્રેમાનંદ વારવાર, ચરનન શિર નાઇએ."

**श्रेयांसि बहु विघ्नानि** એ કહેવતનો સાક્ષાત્કાર આ પુસ્તકના સંબંધમાં જેવો મને થયો છે તેવો ભાગ્યે જ અન્યને થયો હશે. અને તેથી આ પુસ્તકના પ્રકટીકરણમાં કેવી રીતે વિલંબ થયો છે તે જણાવવું આવશ્યક ધારું છું.

શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયે ગુર્જર ભૂમિની જે સેવાઓ કીધી છે તેમાં સાહિત્યની સેવા પણ ન્હાની સુની નથી, પરંતુ તે સંપ્રદાય પ્રતિ જનસમાજમાં–સાધારણપણે વિદ્વાન્ ગણાતાં મંડળોમાં–કાંઇક અણગમો છે પણ તેથી વિશેષ જે અજ્ઞાન છે તેને લીધે તે અદ્યાપિ પર્યંત કોઇ પણ તરફથી સ્વીકારાયેલી નથી. આમાં સર્વથી વિશેષ મહત્વનું કારણ તો તે સંપ્રદાયના નેતાઓની પોતાની જ શિથિલતા છે. સંપ્રદાયના આરંભકાળથી આજ સુધીમાં

ન્હાના મ્હોટા ૭૫ થી વિશેષ લેખકો થયા છે અને તેમના લખેલા સંસ્કૃત તથા પ્રાકૃત ગદ્ય અને પદ્ય ગ્રંથોની સંખ્યા ઘણી મ્હોટી છે, પરંતુ શોકની વાત એ જ છે કે, સરસ્વતીની ઉપાસનામાં છેલ્લા પચવીસ વર્ષથી સંપ્રદાયના ત્યાગીઓ અને નેતાઓ પછાત પડી ગયા છે અને અમૂલ્ય રત્નોના સંગ્રહો એમના એમ પડ્યા રહ્યા છે. સર્વ સમૂહને પ્રકાશમાં લાવવાનું કામ એકાદ બે વ્યક્તિથી બને તેવું નથી જ છતાં પણ તેમાંના ગુર્જર પ્રજામાં જાણીતા અને માનીતા થઈ પડેલા સાત કવિ રત્નોનાં કાવ્યો અને પદોનો સંગ્રહ તો અવશ્યે જ પ્રસિદ્ધિમાં લાવવો જોઇએ એવો સંકલ્પ પ્રથમ અક્ષરનિવાસી બંધુઓ પ્રોફેસર કાશીરામ સેવકરામ દવે, અને મોતીલાલ ત્રિભુવનદાસ ફોજદાર સાથે થયો હતો, અને તે સંકલ્પને અંગે કાશીરામભાઇએ પ્રથમ સ્વામિશ્રી બ્રહ્માનંદનાં પદો સંગ્રહવા માંડ્યાં હતાં; પરંતુ ઘણા જ જુજ કાળમાં તેમનો અવસાન થતાં તે સંગ્રહ મોતીલાલભાઈ પાસે આવ્યો. તેમણે મને તે વાંચવા આપ્યો તે વાંચીને તે પ્રકટ કરવાનો ઇરાદો થતાં તે ભાઇએ તેમ જ ધી ગુજરાતી પત્રના આદ્યતંત્રી અને માલિક મ્હારા પિતૃવ્યતુલ્ય વડીલ અક્ષરસ્થ ઈચ્છારામ સૂર્યરામ દેશાઇએ તેમાં સંમતિ આપી અને ઈ. સ. ૧૯૦૨ માં તે ગ્રંથની પ્રથમ આવૃત્તિ બાહેર પડી. તે પછીથી પ્રેમાનંદ સ્વામિના ગ્રંથો ને પદોનો સંગ્રહ મેળવવાના પ્રયાસો કરતાં તેની મને બે નકલો મળી. તેમાંની એક શ્રીગઢપુરના મંદિરના સંગ્રહમાંથી અને એક અતિશય સ્વચ્છતાથી લખાવેલી પ્રત મ્હારા ગુરુવર્ય અક્ષરસ્થ ધર્મધુરંધર આચાર્ય મહારાજ શ્રીવિહારીલાલજીના પુસ્તક સંગ્રહમાંથી મળી હતી. આ સિવાય એક ત્રીજી પ્રતની અનુક્રમણિકા ગઢપુર મંદિરમાંના સદ્‌ગુરુ શાસ્ત્રી બ્રહ્મચારી શ્રીમુનીશ્વરાનંદજી તરફથી મળી હતી.

આ સર્વને આધારે તપાસીને નકલ કરાવવાનું કામ ઇ. સ. ૧૯૦૪ માં આરંભ્યું પરંતુ તે પૂર્ણ થતામાં તો પૂર્વકાળના સ્નેહી એવા મોતીલાલભાઇનો અક્ષરવાસ થયો. ૧૯૦૫ના અંતે શોધવાનું કાર્ય પૂર્ણ થયું ખરું પણ આર્થિક અડચણોને લીધે તેને પ્રકટ કરવાનું કામ અપૂર્ણ જ રહ્યું. સને ૧૯૦૮ માં સુરતના "દેશીમિત્ર" પ્રેસમાં તે કરાવવાનો આરંભ અક્ષરસ્થ શેઠ રણછોડદાસ શ્રીજભુખણદાસના ટ્રસ્ટીઓની મદદથી કર્યો પણ

તે લોકોએ એજ ફાર્મ જેટલું કામ કીધું ને કામ પાછું અટકી પડ્યું. છેવટે ૧૯૧૧ની અધવચમાં મ્હારા સ્નેહી ને અક્ષરસ્થ શેઠ કરમશી દામજીના જામાતા રા. રા. લવજીભાઇની તરફથી જરુરી મદદ મળવાની આશા મળતાં સદ્‌ગત મુ. ઈચ્છારામ દેશાઇની સલાહ પ્રમાણે પ્રથમ બ્રહ્માનંદ કાવ્યની દ્વિતીય આવૃત્તિ કાઢવાનું કર્યું અને તે કાર્ય જુનમાં આરંભી ૧૯૧૨ના આરંભમાં પૂર્ણ કર્યું. તે પછીના જુલાઈ માસમાં પ્રેમાનંદ કાવ્ય છાપવાનો આરંભ કર્યો હતો, પરંતુ દૈવેચ્છા કાંઇક જુદી જ નિવડી અને આજે ૭ વર્ષે છેવટે તેનો પ્રથમ ભાગ બાહેર પાડી શક્યો છું. પ્રેમલક્ષણા ભક્તિના અમૃતમય રસથી છલકાઈ જતાં સદ્‌ગુરુ પ્રેમાનંદ સ્વામિનાં પદોનો સંગ્રહ જેમ બને તેમ ત્વરાથી બાહેર પાડવાનો તેમજ તેની પછવાડે બની શકતી ત્વરાથી સદ્‌ગુરુ સ્વામિશ્રી મુક્તાનંદજીના જ્ઞાનથી પૂર્ણ તથા શ્રીનિષ્કુલાનંદજીના વૈરાગ્યથી વ્યાપેલાં પદોનો સંગ્રહ બાહેર પાડવાનો આગ્રહ અને ઉત્સાહ અક્ષરધામ નિવાસી મુ. ઈચ્છારામભાઇના હૃદયમાં ઉભરાઈ જતો હતો. પ્રેમાનંદ સ્વામિના કાવ્યોને માટે અક્ષરસ્થ કરમશી શેઠનો પ્રેમપણ ઘણો હતો અને સર્વથી વિશેષ આગ્રહ અને પ્રોત્સાહન તો મ્હારા અક્ષરસ્થ પિતાશ્રીની તરફથી હતું. દરેકના આગ્રહના હેતુઓ જુદા જુદા હતા પણ કાર્ય એક જ હતું. સાહિત્યપ્રેમી અને ગુર્જર ભાષાની પ્રેમમય ભક્તિમાં મચી રહેલા ઈચ્છારામભાઇના હૃદયમાં ભરેલા હેતુ તેમનો પ્રેમ અને ભાવજન્ય હોવા છતાં ગુર્જર સાહિત્યના અંધારામાં પડી રહી અટવાઈ જતાં કવિરત્નોના પ્રસાદને સાક્ષરવર્ગ સન્મુખ મુકવાનો મુખ્ય હતો. અક્ષરસ્થ મોતીલાલભાઇનો તેમ જ અક્ષરસ્થ મ્હારા પૂજ્યપાદ પિતાશ્રીનો હેતુ સંપ્રદાયમાં એવા ગ્રંથોના અધ્યયનથી નવીન જીવન, નવીન બળ અને નવીન ઉત્સાહ આવે અને તે દ્વારા સંપ્રદાયની થતી અવનતિ અટકીને પુનરુદ્ધાર થાય એ હતો. અક્ષરસ્થ કરમશી શેઠનો હેતુ સર્વ સત્સંગીઓને સ્વામિનાં પદો સુલભ થાય અને તે દ્વારા તેમનામાં સત્સંગ ઉપરની શ્રદ્ધા અને ભક્તિ વધે એ હતો. પરંતુ આ સર્વ ઉત્સાહકો પોતાની પ્રેરણાથી આરંભાવેલા કામને પૂરું થતું જોતાં પહેલાંજ એકજ સ્થાને એકત્રિત થઈ ગયા છે અને તેમના ચરણમાં હાજર થતાં પૂર્વે તેમના

અંતરની આ છેલ્લી ઇચ્છાને પાર પાડવાની શક્તિ સર્વ નિયંતા શ્રીહરિ મને આપો એટલીજ તેમની પ્રાર્થના છે. અનેક પ્રકારની હરકતો અને ઉપાધિઓમાંથી મુક્ત કરનાર પ્રગટ પુરુષોત્તમનારાયણ એવા આ સંપ્રદાયના પ્રવર્તક શ્રીહરિની તરફની તેમ જ મ્હારા ઉક્ત વડીલો અને પૂજ્યો તરફની મ્હારી આ ફરજ બજાવીને મને ઋણમાંથી મુક્ત થયેલો જો મ્હારા અવસાન પહેલાં હું જોઇશ તોજ હું મને કૃતકૃત્ય માનીશ. અક્ષરસ્થ મુ. ઈચ્છારામભાઇના પુત્ર ચિ. મણિલાલે આ કાર્યમાં બનતી રીતે મદદ આપવાનું સ્વીકારેલું હોવાથી પ્રભુ તે મ્હારા અંતરની ઇચ્છા પાર પાડશે એવી કાંઇક આશા રહે છે. કરનાર તેજ સમર્થ છે.

વ્રજની ગોપીઓના પ્રેમમય જીવનનો ગુર્જર ભક્તજનોને તેમજ સાક્ષર જનોને સાક્ષાત્કાર કરાવનાર ગુજરાતમાં જે પ્રેમલક્ષણા ભક્તિમાં તલ્લિન થયેલા ત્રણ ભક્તરાજોનાં નામો પ્રાત:સ્મરણીય ને ઘરગતુ થઈ પડ્યાં છે તેમાંના આ સ્વામિશ્રી એક છે. આવા પ્રેમમૂર્તિ સદ્‌ગુરુ સ્વામિશ્રી પ્રેમાનંદનું જીવનવૃત્ત આ ગ્રંથનું કદ મ્હોટું થઈ જવાથી બીજા ભાગમાં આપવાનું રાખવું પડ્યું છે, પરંતુ નિયમ પ્રમાણે સ્વામિના તેમ જ તેમના અને સંપ્રદાયના જનોના ઇષ્ટ દેવશ્રી પૂર્ણ પુરુષોત્તમ શ્રીસહજાનંદ સ્વામિનાં પ્રતિમા પટો તો આજ ગ્રંથમાં આપવામાં આવ્યાં છે. કાગળો જોઇતા પ્રકારના નહિ મળી શકવાથી આનું કદ શ્રીબ્રહ્માનંદ કાવ્યના જેવું રાખી શકાયું નથી અને તેથી જ આનાં પાનાં પણ થોડાં વધી ગયાં છે. જે ટાઇપો વાપરેલા છે તે કેટલેક સ્થળે ઘણા જ કઢંગા છે ને તેથી કેટલીક ભૂલો રહી ગયેલી છે, તેમ જ મૂળ પ્રતોની અશુદ્ધિને લીધે પણ જોડણી એક જ પ્રકારની આખા ગ્રંથમાં રહી શકી નથી, તે માટે વાંચકવૃંદની ક્ષમા માગું છું.

દ્વિતીય ભાગ શ્રીહરિ કૃપાથી ઘણી જ જલદીથી આપ સર્વના હસ્તકમળમાં મૂકવાની આશા રાખું છું. આ દ્વિતીય ભાગ થતાં થોડો સમય લાગવાનો સંભવ છે તો તે દરમ્યાનમાં જે કોઈ ભક્તરાજ પાસે સ્વામિશ્રીનાં કાંઈ વિશેષ પદો હોય વા જેને પણ સ્વામિશ્રીના સંબંધી કાંઈ ખબર હોય તો તે મને સત્વરે મોકલવાની કૃપા કરશે.

વિશેષમાં વિનંતિ એ છે કે આની પછવાડે સદ્‌ગુરુ સ્વામિશ્રી મુક્તાનંદજીના સંગ્રહની પ્રસિદ્ધિનું કામ આરંભવાનું છે, તેથી તેમનાં પણ પદો ને પુસ્તકો તથા તેમના સંબંધીની માહિતી જેને પણ હોય તેમણે પણ તે મોકલવાની કૃપા કરવા વિનંતિ દંડવત્ સહ જયશ્રી સ્વામિનારાયણે સહિત કરું છું.

ગુર્જર વાંચકોને આવા મહાન્ પ્રેમભક્તિમાં મસ્ત બનેલા સ્વધર્મ જ્ઞાન અને વૈરાગ્યના બળથી પ્રભુચરણુમાં એકાકાર થઈ રહેલા મુક્તરાજોની પ્રસાદી આપવાને તથા તે દ્વારા મ્હારું મ્હારા વડીલો પ્રતિનું અને મિત્રો પ્રતિનું તેમજ મ્હારા ઇષ્ટ મહાપ્રભુ પ્રતિનું ઋણુ અદા કરવાને અને ગુર્જરી ગિરાની અલ્પ સરખી પણુ સેવા કરવાને મને શ્રીઅક્ષરાતીત પ્રભુ શક્તિમાન્ કરો એ પ્રાર્થના સાથે

"આવી રીતે એને ભગવાનની મૂર્તિનું ચિંતવન છે માટે એ સાધુને તો ઉઠીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીએ" એ પ્રમાણે જેમની પ્રશંસા સ્વમુખે શ્રી ઇષ્ટદેવે કરેલી છે તેમના પદોમાં લખાણુના દોષને લીધે કિંવા મ્હારી સમજ શક્તિને લીધે, કિંવા પ્રેસની ગફલતને લીધે, કિંવા ગાયન શાસ્ત્રના મ્હારા અજ્ઞાનને લીધે કાંઈ દોષો આમાં રહી ગયેલા હોય તે માટે હું તેમના ચરણુકમળમાં સાષ્ટાંગ દંડવત્ કરીને તેમની ક્ષમા યાચીને એટલું જ ઉમેરીશ કે,

"ગુર્જરી ગિરાના જય શ્રીરંગ વિરાજો"

વસંત પંચમી<br>સં. ૧૯૭૫ } ઈશ્વરદાસ ઇચ્છારામ

**આ ગ્રંથમાં સર્વ સત્સંગીઓની વિજ્ઞપ્તિરૂપે રચેલું એક પદ મૂકવાને આગ્રહપૂર્વક ઇચ્છા દર્શાવવાથી આ અપ્રસિદ્ધ નૂતન પદ નીચે આપેલું છે. તે સ્વામિશ્રીનું નથી પરંતુ તેમની જ પ્રસાદીનું ફળ છે.**

સત્સંગ છે શીરતાજ, અમારે સત્સંગ છે શીરતાજ;
સ્નેહથી સેવીએ આજ, અમારે૦ ટેક.
મહા મુલો મોંઘેરો રૂડો, મળિયો સંત સમાજ;
કનક રજતથી અતિ અનેરો, શોભે તેનો સાજ. અમારે૦ ૧
**ઉદ્ધવ સ્વામિ રામાનંદે,** પ્રગટાવ્યો મહા દીપ;
શ્રીહરિએ પ્રેર્યું તેમાં, જીવન સુંદર રીત. અમારે૦ ૨
**પ્રગટ પ્રભુએ** જાતે વાવી, બનાવ્યો સુંદર બાગ;
**મુક્ત** મુનીના શુભ સિંચનથી, આવ્યો રૂડો ફાગ. અમારે૦ ૩
આભુષણ બહુ અંગ અંગ સારું, આપ્યાં પ્રેમ સહીત;
વર્ણવતામાં વાણી થાકે, મોહે મનહરતામાં ચીત. અમારે૦ ૪
વૈરાગ્ય રૂપી મહા જામો તે, દીધો મુની **નિષ્કુલ;**
ભક્તિ રૂપી તેને દીપત્રે, **બ્રહ્મ મુનિનું દુકુલ.** અમારે૦ ૫
શાંત રસની પાઘ આરોપી, **દેવાનંદ** મહારાજ;
અટળ નિશ્ચયરૂપી ખોસ્યો, **શતાનંદે** તાજ. અમારે૦ ૬
પ્રેમ રસમાં ભીંજવનારા, સુંદર પુષ્પના હાર;
**પ્રેમસખાએ** ગુંથી રાખ્યા, આપણા કાજ આ વાર. અમારે૦ ૭
ભીરૂ ભાગે ભીતી પામી, તેનું નહિ આહિં કામ;
દુરાચારી દુર્જનીયા દમવા, છે હમોને હામ. અમારે૦ ૮
... ... ... ...
... ... ... ... અમારે૦ ૯
સિંહણ સુત ભુખે મરશે, પણ કદી નહિ ખાશે ઘાસ;
સાચો જે હરિજનનો બચ્ચો, પામશે નહિ કંઈ ત્રાસ. અમારે૦ ૧૦
... ... ... ...
... ... ... ... અમારે૦ ૧૧
મહા પ્રભુની આજ્ઞા ધારવા, છે હૈયે અમારે હામ;
જ્ઞાનની ગુટી ઘસી ઘસીને, પીવરાવવાનું છે કામ. અમારે૦ ૧૨

ત્યાગી ગૃહી આચારજ સૌ, થઈ જાઓ એકતાર;
**સત્સંગમાંના કુસંગને આજે છેદી કાઢો બહાર.** અમારે૦ ૧૩
... ... ... ...
... ... ... ... અમારે૦ ૧૪
તાડો નસાડો ભગાડો ભાઇઓ, આળસ ઇર્ષ્યા છળ;
લાવી વસાવો નિજ હૃદય મંદિરે, હરિ વંશ અચળ. અમારે૦ ૧૫
અવિદ્યાના ગાઢ તિમિરને, સત્સંગ સૂર્યે છેદો;
બાળ વદે છે કુસંપ કુનીતિને, ધર્માશ્રયથી ભેદો. અમારે૦ ૧૬

# ચોસરોનું સાંકળિયું

## ભક્તિવિલાસ

## ભક્તિવિલાસ–પ્રગટ મહિમા

## થાલ

## આરતિઓ

## લીલા વર્ણન

# શ્રી પ્રેમાનંદ કાવ્ય

## ભક્તિવિલાસ

### પદ ૧ લું-રાગ સોહની-ધ્રુપદ-ચૌતાલ

એ ગાવે પીયા પ્યારી, ધ્રુપદ સપ્ત સૂર તીનગ્રામ;
એક વીસ મૂર્છના લેત બનાઈ. એ ગાવે૦ ટેક.
આરોહી અવરોહી, અસ્તાઈ સંચાઈ;
ધૂરન મૂરન બરન બરન પરન બજાઈ. એ ગાવે૦ ૧
ગડગડથોં ગડગડથોં, ધ્રુમકટતક્ ધ્રુમકટતક્;
તાધિલાંગ્ તાધિલાંગ્ મરદંગ બાજત સોહાઈ. એ ગાવે૦ ૨
પ્રેમાનંદ કહે પ્યારી, લેત તાન તનનનનન;
પ્રશંસિત શ્યામ લેત કંઠ ભુજ લગાઈ. એ ગાવે૦ ૩

### પદ ૨ જું

કેસરકો તિલક ભાલ અત રસાલ;
માનુ મરાલ બાલ લટક ચલત લાલ નેનનકે તારે. કેસર૦ ટેક.
અધર મધુરી બેન, ચંચલ ચપલ નેન;
સેન હું મેં હરત, મેરે પ્રાણ પ્યારે. કેસર૦ ૧
નીલ કલેવર, ચંદનકી કીને ખોર;
વૈજયંતિ માલ ઉર પીત બસન ધારે. કેસર૦ ૨
કરુનાનિધાન કહાન, હરત મન્મથકો માન;
પ્રેમાનંદહુંકે પ્રાણ નાથ હમારે. કેસર૦ ૩

### પદ ૩ જું

એ દેખે ચાર ચંદ એક ઠોર;
જુગલ ચંદ બરન નીલ જુગલ શશિ સોહત બરન ગોર. એ દેખે૦ ટેક.

નિરખ રહી નિતંબિની, નવલ પીયા કે સંગ;
નયે નયે નેહ ભરી રવિજા ઓર. એ દેખે૦ ૧
ચંદ સંગ ચાર કીર, ચાર કુંદ ચાર પ્રવાલ;
ચાર મીન અલિ ચાર ફલ, ચાર અષ્ટ ચકોર. એ દેખે૦ ૨
પ્રેમાનંદ પરમ સુંદર છબી, વિલોકી થકીત ભયો;
અટકી રહ્યો તહાં મન મોર. એ દેખે૦ ૩

## પદ ૪ થું

એ લીને સરસ સાર ઉપચાર;
કરન વિહાર પ્યારી ભેટલે ચલી વૃષભાન દુલારી. એ લીને. ટેક.
કરકેં સિંગાર લીને, ફુલ ચાર ફલ ચાર;
ચાર ચતુર પદ ખાગ ચારી. એ લીને૦ ૧
નવ સપ્ત સજ સોહાગ, પીયા સંગ અનુરાગ;
બડભાગ દેખન લાગ રસ ભરી નારી. એ લીને૦ ૨
ઓર હું અનેક ભાવ, નૈન બૈન સૈનહુંમેં;
પ્રેમાનંદ કરકે રિઝાયે ગિરિધારી. એ લીને૦ ૩

## પદ ૫ મું–રાગ સોહનિ તાલ ચંપક

છેલા તારી છેલ છબીલી મીઠી બોલનીરે, છેલા૦
મનમોહન મીઠી બોલનીકે સમ, ઓર નહિં જગ તોલનીરે, છેલા૦ ૧
બોલનીમેં બસ ભયો મન મેરો, મિટ ગઈ ડગમગ ડોલનીરે, છેલા૦ ૨
બચન સુધાઝરી જન મન ઉપર, બરસત પરમ અમોલનીરે, છેલા૦ ૩
પ્રેમાનંદ બસ ગઇ દીલમેં, તિલ છબી કરન કપોલનીરે, છેલા૦ ૪

## પદ ૬ ઠું

લાલા તેરી લટકનીમેં લલચાઈ રે, લાલા૦
લટકતી ચાલચલત મનમોહન, મધુર મધુર મુસકાઈ રે, લાલા૦ ૧
જબ દેખું મોહન રંગ ભીને, આનંદ ઉર ન સમાઈ રે, લાલા૦ ૨
લટકતી ચાલ લાલ દ્રગ ચંચલ, બીનુ દેખેં કછુ ન સોહાઈ રે, લાલા૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ મુરતિ, નિરખત ધ્યાન લગાઈ રે, લાલા૦ ૪

## પદ ૭ મું

કહાના તેરી મુસકનીમેં મન લાગોરે, કહાના૦
મુસકની મંદ બિલોકી સુંદર, ભવસંકટ દુઃખ ભાગો રે, કહાના૦ ૧
કુલકી લાજ સંસારકો નાતો, તોડ દીયો જેસેં ધાગો રે, કહાના૦ ૨
સુખસંપત પરિવાર પ્રાણ મોરે, તુમપર વારીકેં ત્યાગો રે, કહાના૦ ૩
પ્રેમાનંદ કહે મન મુરતિમે, અચલ હોઈ અનુરાગો રે, કહાના૦ ૪

## પદ ૮ મું

હો કહાના તેરે કારને વેરાગન ભઇહું રે, કહાના૦
લોક કુટુંબ પરિવાર છાંડીકે, ગોકુલ આયકે રહહું રે, કહાના૦ ૧
તેરે રંગ રંગ્યો અંતરપટ, કર જપ માલા લઇહું રે, કહાના૦ ૨
સુંદર બદન કમલ છબી દેખન, નિશદીન ફેરી દઇહું રે, કહાના૦ ૩
પ્રેમાનંદકે નાથ મેં તેરી, તુમ બિના ઓર ન ચઇહું રે, કહાના૦ ૪

## પદ ૯મું–રાગ મારુ સોહનિ

લાગો થાસું નેહ નંદાજીરા લાલ, લાગો૦ છેલા મોહજ્યાં દેખી થારી ચાલ. લા૦ ટેક.
છેલકુંવર થાંરો વદન વિલોકી, હોઇજ્યાં મે અધિક નિહાલ, લાગો૦ ૧
મુસકનીમેં મન મોઈ રયો છે, સુણી થારાં બચન રસાલ, લાગો૦ ૨
માનનિ મનરંજન મારુ થારી, ચિતવની ચપલ ગોપાલ, લાગો૦ ૩
પ્રેમાનંદરા નાથ રહો ઉર, દિનાનાથ દયાળ, લાગો૦ ૪

## પદ ૧૦ મું

પનામારુ થે મારા શિરદાર, પના૦ છેલા છોજી હિયારા હાર. પના. ટેક૦
હાર હિયારા છો નટનાગર, નેણતણા શણગાર, પના૦ ૧
નંદરા નંદન માને વાલા લાગો છો, પ્રિતમ પ્રાણ આધાર, પના૦ ૨
રૂપ રસાલ લાલ થાંને દેખી, મોંહઇ સબ વ્રજનાર, પના૦ ૩
પ્રેમાનંદરા પ્રાન જીવન છો રસિયા નંદકુમાર, પના૦ ૪

## પદ ૧૧ મું

મારો મન બંસિ બજાય લીયો, મારો૦ કહાના કામણ કાંઈ કીયો, મારો૦ ટેક૦
કામ કાજ માને કાંઈ ન સૂઝે, જીવ થાંસું લાગી રીયો, મારો૦ ૧

વાટ ઘાટ માંને જાતાં વલતાં, નજર મેલાવો દીયો, મારો૦ ૨
તબ મારું માનેં ચેંન પડે છે, નિરખી ઠરે છે હીયો, મારો૦ ૩
પ્રેમાનંદરા નાથ સનેહિ, કોટી વરીસોંથેં જીયો, મારો૦ ૪

## પદ ૧૨ મું

થાંસું મન માન્યો છેજી રંગ છેલ, થાંસું૦ આજ આવો મોહન મારે મેલ, થાં૦ટેક.
નેન પલક સુંપિયા થારે કારન, છેલ બિહારી ગેલ, થાંસું૦ ૧
સેજ સમારી થારી વાટ જોવા છાં, નંદકુંવર રંગરેલ, થાંસું૦ ૨
મનમોહન થાંને મરદન કરસાં, અતર સરસ ફુલેલ, થાંસું૦ ૩
પ્રેમાનંદરા નાથ પધારો, અવિનાશી અલબેલ, થાંસું૦ ૪

## પદ ૧૩ મું–રાગ પરજ

મનના માનેલ માવરે, આવો વાલા મનના માનેલ માવરે, આવો૦ ટેક૦
અમે અબલા વાલા દાસ તમારાંરે, અમપર આવડલો સ્યો દાવરે. આવો. ૧
મોતિડાં વેરાવું વાલા ચોક પૂરાવુંરે, દૂધડે પખાલું તારા પાવરે. આવો. ૨
એકવાર વાલા મારે મંદિર પધારોરે, જોવા મારા દલડાંને ભાવરે. આવો. ૩
પ્રેમાનન્દના સ્યામ મનોહર, નંકાર ન થઇયેં નાવરે. આવો. ૪

## પદ ૧૪ મું

છેલ છબીલા કહાનરે, ઘેલાં કિધાં છેલ છબીલા કહાનરે. ઘેલાં. ટેક૦
મનમોહન મારું મન હરી લીધું, શ્યામ સુંદર ગુણવાનરે. ઘેલાં. ૧
મીઠી મીઠીરે મુખ મોરલી વાઇને, ગાઇને તે સુંદર તાનરે. ઘેલાં. ૨
વશ કીધી વાલમ ગિરિધારી, મારી નેણાં કેરી સાનરે. ઘેલાં. ૩
પ્રેમાનન્દ કહે જન્મ સુધાર્યોરે, દીધું જીવન કેરું દાનરે. ઘેલાં. ૪

## પદ ૧૫ મું

મોરલિયેં મન મોયુંહો, માવા તારી મોરલીયે મન મોયુંહો. માવા. ટેક૦
હલવે હેતમાં સાન કરીને, કામણગારિ મિટ્યેં જોયું હો. માવા. ૧
તે દહાડાની હું તો ઘાયલ થઇછુંરે, જીવત સુખ સર્વે ખોયું હો. માવા. ૨
લોક કુટુંબની આશ તજીને, ચરણ કમળ ચિત્ત પ્રોયુંહો. માવા. ૩
પ્રેમાનન્દ કહે તમને મળીને, જન્મ મરણ દુઃખ ખોયું હો. માવા. ૪

## પદ ૧૬ મું.

જીવન પ્રાણ આધાર છો, માવા મારે જીવન પ્રાણ આધાર છોરેહો. માવા.ટેક
તમ ઉપર શામળિયારે વાલા, મેં તો તન ધન ઘોલ્યું પરિવારરેહો. માવા. ૧
પ્રાણ જીવન વાલા છો મુજને, છોજી મારા હૈડાંના હારરેહો. માવા. ૨
જનમ સંગાથિ શામળીયા વાલા, મારા નયણ તણા શણગારરેહો. માવા. ૩
પ્રેમાનન્દ કહે ઘડીયે ન મેલું વાલા, સુખના સાગર સારરે હો. માવા. ૪

## પદ ૧૭ મું-રાગ પરજ

શ્યામસુંદર ગિરિધારી હો, મિઠડા શ્યામસુંદર ગિરિધારી, હો મિ૦ ટેક.
મિટલિયે મારું મન હરિ લીધું રે, મરમ ભર્યો ભારી, હો મિ૦ ૧
મુખની વાણી મીઠી હવે મેં તો જાણી રે, કીધી મુને જગથી ન્યારી, હો મિ૦ ૨
મુરતિ તમારી લાગે છે પ્યારી રે, નખ શિખ છે જો કામણગારી, હો મિ૦ ૩
પ્રેમાનંદ કહે હવે નહી મેલું રે, સરવસ નાખું વારી વારી, હો મિ૦ ૪

## પદ ૧૮ મું

શ્યામ સુરત પર મોઇ, હો શામળા શ્યામ સુરત પર મોઇ. હો શા૦ ટેક.
તનમન મારું તમપર વારું રે, રાખું મારા જીવડલામાં પ્રોઇ. હો શા૦ ૧
માટેથારે તમને ઘડિયે ન મેલું રે, નિશદિન જીવું તમને જોઇ. હો શા૦ ૨
લોક કુટુંબથી નથી બીતિ રે, સ્યું કરસ્યે બોલ્યાં કોઇ. હો શા૦ ૩
પ્રેમાનંદ કહે તમ ઉપર વાલા, સર્વસ નાખું હું તો ખોઇ. હો શા૦ ૪

## પદ ૧૯ મું

વાલા મારે ઘેર આવો, હું વારિ જાઉં વાલા મારે ઘેર આવો, હું વા૦ટેક.
મારે ઘેર આવો મુને હેતે બોલાવો રે, લટકા કરીને ભેળા ગાવો, હું વા૦ ૧
મિઠડે વેણે ને કંકોલેલ નેણે રે, સાન કરીને સમજાવો, હું વા૦ ૨
વાલા મને ભેટો ને દુઃખડા મેટો રે, તનના તાપ સમાવો, હું વા૦ ૩
પ્રેમાનંદને મનડે ભાવો રે, પ્રેમે અધર રસ પાવો, હું વા૦ ૪

## પદ ૨૦ મું

કહાન કુંવર કામણગારા હો, નંદના કહાન કુંવર કામણગારા, હો નંદ૦ ટેક.
કામણ કીધાં મારાં મન હરી લીધાં રે, માણીગર મોરલીવારા, હો નંદ૦ ૧

જોઇને રહીછું વાલા પરવશ થઇછું રે, હવે મા રેજ્યો મુંથી ન્યારા, હો નંદ૦ ૨
પ્રિતડી જાણીને હેતે બંધાણીરે, છોજી મારા પ્રાણ થકી પ્યારા, હો નંદ૦ ૩
પ્રેમાનંદના રે સ્વામિ અંતરજામિ રે, જનમ સુધારણહારા, હો નંદ૦ ૪

## પદ ૨૧ મું–રાગ પરજ

નેણામાં રાખું રે નેણામાં રાખું રે, નાથજીને જતન કરીને રે,
મારાં નેણામાં રાખું, ટેક૦
શિવ સનકાદિક શુક જેવા જોગી, હાંરે જેની વાટું જુવે છે લાખું રે, નાથ. ૧
છેલ છબીલાજીની મુરતિ ઉપર, હાંરે મારા પ્રાણ વારી વારી નાખું રે, નાથ. ૨
નયણે નિરખી હરિને ઉરમાં ઊતારું,હાંરે એના ગુણડા નિશદીન ભાખું રે, નાથ. ૩
પ્રેમાનંદ કહે હરિરસ અમૃત, હાંરે હું તો પ્રેમ કરી નીત ચાખું રે, નાથ. ૪

## પદ ૨૨ મું

અળગા ન મેલું રે અળગા ન મેલું રે, નાથ તમને આંખડલિથી રે
અળગા ન મેલું. ટેક.
મદન મોહન તારી મુરતિ જોઇને, હાંરે મારું મનડું થયું છે ઘેલું રે, નાથ. ૧
લોક કુટુંબ પરિવાર તજીને, હાંરે મેં તો તમ સંગ બાંધ્યું છે બેલું રે, નાથ. ૨
પ્રાણ જીવન તમે પાસે રાખ્યાનું, હાંરે મને વચન દીધું છે વેલું રે, નાથ. ૩
પ્રેમાનંદ કહે જોઈ જોઈ જીવું, હાંરે તારું મોલિડું રંગનું ભરેલું રે, નાથ. ૪

## પદ ૨૩ મું

નહિ દીયું જાવારે નહિ દીયું જાવારે, નાથ તમને આંખડલિથી રે,
નહિ દીયું જાવારે. ટેક.
જીવની પેઠે જાળવીને રાખીશ, હાંરે એક લગારે ન દેઊં દુખાવા રે, નાથ. ૧
મન ગમતાંરે ભોજન રાંધી જમાડું,હાંરે લાવું સાકર નાંખીને દૂધ પાવા રે, નાથ. ૨
શ્વેત અંબર અતિ ઝીણા લાવું, હાંરે મારા પ્રાણ તમને પેરાવા રે, નાથ. ૩
જાવાનુંરે તમે નામ લીયો તો, હાંરે પ્રેમાનંદના સમ છે માવા રે, નાથ. ૪

## પદ ૨૪ મું

આવાને આવારે આવાને આવારે, રહેજો મારી આંખડલિમાં રે
આવાને આવા– ટેક.
આવાને આવા મારા નાથ બિરાજો,હાંરે મારા તનના તાપ બુઝાવા રે, રેજો. ૧

ડોલરિયાના નિત હાર પેરાવું, હાંરે રુડા તોરા લાવું લટકાવા રે, રેજો. ૨
અમ્રત વેણે સુકોમલ નેણે, હાંરે અતિ અમ્રત ઝડી વરસાવા રે, રેજો. ૩
પ્રેમાનંદ કહે નાથજી આગે, હાંરે રહું હાજર નિશદીન ગાવા રે. રેજો. ૪

## પદ ૨૫ મું–રાગ પરજ

થે મારા છોજી પ્રાણ રસિયા, મહારાજ મારા શ્યામ. થે૦ ટેક.
પ્રાન મારા છોજી થેં દ્રગ તારા, પ્યારા પરમ સુજાન. રસિ૦ ૧
નંદરાનન્દન થે છોજી જગવંદન, છેલ છબીલા કહાન. રસિ૦ ૨
દાસી હું થારી છેલા ગિરિધારી, થે મારા દ્રગ ભાન. રસિ૦ ૩
શ્રીઘનશ્યામ પીયાં થાંકે ઉપર, પ્રેમાનન્દ કુરબાંન. રસિ૦ ૪

## પદ ૨૬ મું

થે મારા સિરદાર પ્યારા, નંદલાલ નેણારા તારા. થે૦ મા૦ ટેક.
બ્રજરા જીવન માને વાલા લાગો છો, રસિયા નંદકુમાર. પ્યારા૦ ૧
ગોકુળચંદ ગોપિકા જીવન, ગોપી પ્રાણ આધાર. પ્યારા૦ ૨
મોરલીધર મન વસીયા છો મારે, હરજી હિયારા હાર. પ્યારા૦ ૩
પ્રેમાનંદ કે' પનામારુ મારી, સેજતણા શણગાર. પ્યારા૦ ૪

## પદ ૨૭ મું

થે ઉરા આવો છેલ નંદરા, બાજુબંધ બાંધુ થાંને ગજરા. થે ઉરા૦ ટેક.
છેલ કુંવર થારી પાગ સુધારાં, છોગાં મોતિડાંરા મેલ. નંદ૦ ૧
મદનમોહન થાંને મરદન કરસાં, અતર તેલ ફુલેલ. નંદ૦ ૨
જગરા જીવન થાંને જોઇ જોઇ જીવાં, રસિયાજી છો રંગરેલ. નંદ૦ ૩
પ્રેમાનંદરા પ્યારા પધરાસાં, પલંગ ઉપર અલબેલ. નંદ૦ ૪

## પદ ૨૮ મું

થે આછા લાગો રાજ માને, મોઇછાં છેલ જોઈ થાંને. થેઆ૦ ટેક.
નંદરા કુંવર માને આછો લાગે થાંરો, રૂપ રસાલ સમાજ. માને૦ ૧
થાંને જોવા મારુજી મેં છાંડી, લોક કુટુમ્બરી લાજ. માને૦ ૨
ગોકુલ ગામમેં આઇ વસીછાં, કહાન કુંવર થાંરે કાજ. માને૦ ૩
પ્રેમાનંદરા પ્યારા માને પાવો, અધર સુધારસ આજ. માને૦ ૪

## પદ ૨૯ મું—રાગ પરજ

હોજી મોરે જીવન બીસર મત જાયે રે. હોજી૦ ટેક.
એક આસ તેરે ચરન કમળકી, આંન ભરોસોં મોયે નાયેરે. હોજી૦ ૧
દુરબલ દીન જાની મન મોહન, દીજેં દરસ બોલાયેરે. હોજી૦ ૨
નિશવાસર તેરે નામકી માલા, જપતી રહું મન ભાયેરે. હોજી૦ ૩
પ્રેમ સખી બોલાયી ચરનમે, બેગે અધર રસ પાયેરે. હોજી૦ ૪

## પદ ૩૦ મું

હોજી મોરે નેહરા નિભાવન શ્યામ. હોજી૦ ટેક.
તુમ કારન મોરે રસિક સાંવરે, છાંડ્યો લોક કુલ ગામ. હોજી૦ ૧
નેહ લગાયકે છેહ ન દીજે, સુનિયે સજન સુખધામ. હોજી૦ ૨
નીજજન જાની વિસારી અવગુન, દીજેં દરસ અભિરામ. હોજી૦ ૩
પ્રેમસખી કબ મિલિહો નાથ મોહે, પાવન પૂરનકામ. હોજી૦ ૪

## પદ ૩૧ મું

હોજી મોરે સાંવરે સનેહી મીત. હોજી૦ ટેક.
મોં ગુનહીન દીનકી બિનતી, સુનીએ પરમ પુનીત. હોજી૦ ૧
કે રાખો મોયે શ્યામ ચરનમે, કે રહો પીયા મોરે ચીત. હોજી૦ ૨
સુંદર શ્યામ ચતુર ગુન પૂરન, જાનત પ્રીતકી રીત. હોજી૦ ૩
પ્રેમસખીકે જનમ સંગાથી, શ્યામ નીભાવન પ્રીત. હોજી૦ ૪

## પદ ૩૨ મું

લાગે મોરે રસિયાજી રાજી રાજીવનેન. લાગે૦ ટેક.
ખંજન મીન મધુપ મૃગલોચન, ઇનહીને ચંચલ એન. લાગે૦ ૧
કમલનયનકી કરક કયેજે,* કરીકતહેં દિન રેંન. લાગે૦ ૨
બોલત બિધુ તે અમીકન બરખત, બીસરત નહીં મીઠે બેંન. લાગે૦ ૩
પ્રેમસખી જબ દેખું દ્રગન ભરી, તબ આનંદ સુખ ચેંન. લાગે૦ ૪

## પદ ૩૩ મું—રાગ પરજ દેશી

આવો રાખુંરે રાજેંદ્ર નેણામાં ચોરી,
નેણામાં ચોરીરે છોગાજી જીવન દોરી. આવો૦ ટેક.

---

* "કમલ નયનકી કટક કલેજે, ખટકત હે દીનરેન" આવો અર્થ સંભવે છે.

પ્રાણજીવન સારુ પરવશ થઇછું વાલા;
રસિયાજી જોવા રૂપચંદ જ્યુંચકોરી. આવો૦ ૧
રંગના રસિલા છેલા આવો અકેલા વાલા;
ભુજ ભરી મલિયે રસબસ ઝકઝોરી. આવો૦ ૨
મીંટથી તમને માવા ઘડિયે ન મેલું વાલા;
પ્રાણ સંગાથે જડી રાખું જોરાજોરી. આવો૦ ૩
પ્રેમ સખીના નાથ શ્યામ સોહાગિ વાલા;
લગની લાગી છે રસિયાજી મુને તોરી. આવો૦ ૪

## પદ ૩૪ મું

રસિયાજીરે પ્રીતમ પ્યારા અલબેલા;
પ્યારા અલબેલા રે વાલા લાગો નંદ છેલા. ટેક૦
શ્યામ સનેહિ મારા ઉરપર રાખું વાલા;
કેડે કેડે હીંડું રે જોતી ન મેલું એકલા. રસિ૦ ૧
પ્રાણથી પ્યારા મારી આંખડલિના તારા વાલા;
રસના રસિલા છોજી રંગડાના રેલા. રસિ૦ ૨
મોહન તમે મારા જીવ સાથે જડિયા વાલા;
ઘડિયે ન મેલું રે ન્યારા રંગના રસિલા. રસિ૦ ૩
પ્રેમસખીના નાથ ન મેલું સાથ વાલા;
અખંડ રાખું રે નેણે આવો ઓરા છેલા. રસિ૦ ૪

## પદ ૩૫ મું

ઘેલાં કીધાં રે મોહન ગિરધરિયા;
મોહન ગિરધરીયા રે મારાં મનડાં હરિયાં જો. ઘેલા૦ ટેક.
જમુનાની તીરે તમે વેણ વગાડી વાલા;
સાંભળતામાં પ્રાણ પરવશ કરિયાં જો. ઘેલા૦ ૧
તમને જોવાને અમે વ્યાકુળ થઇછું વાલા;
પાણિડાને મિષે જોવા નિસરીયાં જો. ઘેલા૦ ૨

લોકની લાજ મરજાદ તજીને વાલા;
આવ્યાં વાલાજી હરખે ભરિયાં જો. ઘેલા૦ ૩
પ્રેમસખીના તમે શ્યામ મનોહર વાલા;
તમને જોઇને મારાં હૈડાં ઠરિયાં જો. ઘેલા૦ ૪

## પદ ૩૬ મું

મન મોહ્યુંરે મોહન મરમાળાજી,
મોહન મરમાલા રે છો તમે કાનડ કાલાજી. મન૦
વ્રજનારીને તમે વશ કરી લીધી વાલા;
લટકો કરીને છેલ છોગાલાજી. મન૦ ૧
શોભા જોઇને કોટિ કંદર્પ લાજે વાલા;
ડોલરિયા છો બહુ રૂપાલાજી. મન૦ ૨
શોભાના સાગર નોતમ નાગર વાલા;
માંણિગર છૌ મોરલી વાલાજી. મન૦ ૩
પ્રેમસખી જોઈ ઘાયલ થઈ છે વાલા;
મરમ ભર્યાં રે નયણુંના ચાલાજી. મન૦ ૪

## પદ ૩૭ મું–રાગ પરજદેશી

એક વાર આવો વાલા મંદિરમાંયે રે;
મોહી લટકાલા તોરી ચાલ, કોડિલારે કહાન. એક ટેક.
શેરિયું વલાવું વાલા ચોક પૂરાવું;
મોતીડે વધાવું ભરી થાલ, કોડિલારે કહાન. એક૦ ૧
કેસર ચંદનની વાલા આડ્ય બનાવું;
ચાંદલિયો ચોડું તોરે ભાલ, કોડિલારે કહાન. એક૦ ૨
રુમ ઝુમ કરતાં મારે મંદિર પધારો;
મોર મુગટ ધરિ લાલ કોડિલારે કહાન. એક૦ ૩
પ્રેમસખી જાયે તારે વારણે રે;
મન માન્યા રે નંદબાલ, કોડિલારે કહાન. એક૦ ૪

## પદ ૩૮ મું

રસિયાજી વારી જાઉં મુખડાં ઉપરે,
મિઠડાં લાગે છે તોરા વેણ, મરમાલા રે માવ, રસિ૦ ટેક.
મરમ ભરી છે વાલા મોહન મૂરતિ,
કંકોલેલ કાજુ નેણ, મરમાળા રે માવ, રસિ૦ ૧
કહાન રંગિલી વારી મૂરતિ જોઇને,
મનડું થયું છે મારું મેણ, મરમાલા રે માવ, રસિ૦ ૨
હરખી રયું છે વાલા મળવાને મનડું,
આવોને મળિયે સુખદેણ, મરમાળા રે માવ, રસિ૦ ૩
રસિયાજી તમે મારે મનડે રે વસિયા,
પ્રેમસખીના શેણ, મરમાળા રે માવ, રસિ૦ ૪

## પદ ૩૯ મું

ઓરા આવોને વાલા પૂછું વાતડી,
કયાં રમ્યા રંગભર આજ, છોગાલા રે છેલ, ઓરા૦ ટેક.
નિદ્રાલું નેણાં વાલા આલસ અંગમાં,
કોને કયાં જાગ્યા મહારાજ, છોગાલા રે છેલ, ઓરા૦ ૧
કેઈ સખીને વાલા મોહોલે જઈ થાકયા,
સાર્યાં કેનાં ગુણવંત કાજ, છોગાલા રે છેલ, ઓરા૦ ૨
કેતાં જાઓને વાલા શું થાઓ આકલા,
શુંરે આણો છો આવડી લાજ,છોગાલા રે છેલ, ઓરા૦ ૩
પ્રેમસખી કે' વાલા નહિ તમને રોકીયે,
કહીને જાજ્યો વાજે વાજ, છોગાલા રે છેલ, ઓરા૦ ૪

## પદ ૪૦ મું

સાચું બોલોને વાલા સુંદર શામલા,
ભલે પધાર્યા મારા શ્યામ, માણિગર હો માવ, સાચું૦ ટેક.
ભોર ભયે વાલા અમ ઘેર આવિયા,
રજની તે વીતી કેને ધામ, માણિગર હો માવ, સાચું૦ ૧

કોઈ ઠગારી નારે તમને રે ભોળવ્યા,
રસિયાજી શું છે તેનું નામ, માણિગર હો માવ, સાચું૦ ૨
છેલા છબીલા વાલા થાક્યા છો રાતના,
ઘડિયેક કરો આરામ, માણિગર હો માવ, સાચું૦ ૩
પ્રેમસખી કે' જોઈ ઉરમાં ઉતારું,
વારુ કોટીક કામ, માણિગર હો માવ, સાચું૦ ૪

## પદ ૪૧ મું–રાગ પરજ દેશી

મારે મંદિર પધારોને માવારે, મીઠડા જોઉં તારી વાટડલી,
હું તો ઉભી છું મોતીડે વધાવારે, ખાંતેસું ઢાળી ખાટડલી. મીઠ૦ ટેક.
આવો છબીલા વાલા છેલ ગુમાની,હાંરે તારી મૂર્ત્તિ મારે મન માનીરે. મીઠ૦ ૧
મન ગમતા મારે મંદિર આવો, હાંરે મારા તનડાના તાપ સમાવોરે. મીઠ૦ ૨
છેલ છોગાલા આવો કહાનડ કાળા, હાંરે ગાતા આવો પરજના ઢાળારે. મીઠ૦ ૩
પ્રેમાનંદના વાલા છેલ છોગાળા, હાંરે ઉભી ફેરું તારા નામની માળારે. મીઠ૦ ૪

## પદ ૪૨ મું

ઓરા આવોને ગિરિધર ઘેલારે, રસિયા કહું એક વાતડલી,
વાલા લાગો છો સુંદર છેલારે, જોઇને ઠરે મારી છાતડલી. ઓરા ટેક.
ઓરા આવોને પ્યારા મોહન દાણી, હાંરે તારું રૂપ જોઇને લલચાણીરે. રસિ૦ ૧
મોહન તમને મારા નેણામાં રાખું, હાંરે મારા પ્રાણ વારી વારી નાંખુંરે. રસિ૦ ૨
મનડું લોભાણું તારા મોલીડાને તોરે,હાંરે તારાં નેણાં મારું ચિતડું ચોરેરે.રસિ૦ ૩
પ્રેમાનંદનારે નાથ છો વાલા, હાંરે મારા પ્રાણજીવન નંદલાલારે. રસિ૦ ૪

## પદ ૪૩ મું

માડી મુજપર મોહિની નાંખીરે, કહાનુડે કો'ને કેમ કરીએ,
એને જોઇને લોભાણી મારી આંખીરે, કામણીયાં કીધાં છે હરિએ. માડી. ટેક.
વાલી લાગે છે એના મુખડાની વાણી, હાંરે મને લાગું એની આંખડલીનું
પાણીરે. કાનુ૦ ૧
મનડું મોયું છે મારું ફુલડાને તોરે, હાંરે મને મારી વાલે નેણાની કોરેરે. કાનુ૦ ૨
જોયા વિના મારે ઘડીએ ન ચાલે, હાંરે કીધી ઘાયલ ચતુર નંદલાલેરે. કાનુ૦ ૩
પ્રેમાનંદનો વાલો સુંદર છેલો, હાંરે મારા ઉરમાં ખુંતો અલબેલોરે. કાનુ૦ ૪

## પદ ૪૪ મું

મને મારી વાલે નેણ કટારીરે, સજની હું તો નહી જીવું,
મારે ઘાવ લાગો અતિ ભારીરે, દરદે પાણી હું નહી પીવું. મને૦ ટેક.
એક કટારી બીજી મારી છે ભાલે, હાંરે ચકચુર કીધી છે નંદલાલેરે. સજ૦ ૧
પ્રેમ કટારી મારા અંગમાંરે વાગી, હાંરે મેં તો જીવત આશા ત્યાગીરે. સજ૦ ૨
વેંધી વાલેજી આંખડલીની અણીયે, હાંરે હવે રાત દિવસ કણકણીયેરે. સજ૦ ૩
પ્રેમાનંદને વાલે હસીનેરે હરિયે, હાંરે કરી ઘાયલ બજાડી બંસી ઘેરીરે. સજ૦ ૪

## પદ ૪૫ મું–રાગ પરજ દેશી

લાગે પ્યારી લાગે પ્યારી, કહાન મૂરતિ તમારી. લાગે. ટેક
પ્રાણથકી પલ એક ન મેલું, નટવર નવલબિહારી. કાન૦ ૧
જતન કરીને આંખડલીમાં રાખું, પ્રાણ નાખું વારી વારી. કાન૦ ૨
છેલ કુંવર છબીલા જોઇને દિવાની, ગોકુલ ગામની નારી. કાન૦ ૩
પ્રેમાનંદના નાથ ડોલરીયા, હૈડાના હાર છો હજારી. કાન૦ ૪

## પદ ૪૬ મું.

રૂપ જોઇ રૂપ જોઇ, રસિયાજી રાજ મોઇ; રૂપ. ટેક.
જોયા જેવી છે રુડી ચાલ તમારી, પ્રાણ લીધા છે મારા પ્રોઇ. રસિ૦ ૧
મોતીડાં સરીખું વાલા હસવું તમારું, ચિતવની રાખું ચિતચોઇ. રસિ૦ ૨
કમળા સરીખી ચતુર કહાના તમારાં, ચરણ પાયે છે નિત ધોઈ. રસિ૦ ૩
પ્રેમાનંદના પ્યારા તમ જેવા સુંદર, ત્રિભોવનમાં નઈ કોઈ. રસિ૦ ૪

## પદ ૪૭ મું

મન મોયું મન મોયું, છેલ નેણુંને નજરે મન મોયું. મન૦ ટેક
સામું જોઇને તમે શું કરી દીધું, ઉભા રહી જમુનાનિ આરે. છેલ૦ ૧
કાંઇક કામણ કીધું મુજ ઉપર, ગિરિધર આંખ્યુંને અણસારે. છેલ૦ ૨
પ્રાણજીવન મુને વશ કરી લીધી, હર્યું ચિત હસવે તમારે. છેલ૦ ૩
પ્રેમાનંદના પ્યારા નથીરે રે'વાતું, જોયા વિના જાદવ વારેવારે. છેલ૦ ૪

## પદ ૪૮ મું

રંગભિના રંગભિના, લાલ પ્યારા નંદજીના. રંગ૦ ટેક.
પ્રીતડી કરીને પ્યારા પલ નહિ મેલું, પરમ ચતુર પરવિના. લાલ૦ ૧

પ્રાણ થકી કહાના વાલા છો મુજને, ઓઢનારા કાળી કામલીના. લાલ૦ ૨
હૈડાના હાર શણગાર નેણુંના, ચઢનારા રુડી ચાખડીના. લાલ૦ ૩
પ્રેમાનંદ કહે લટકાં તમારાં, છેજો જીવનમુળિ દરદીના. લાલ૦ ૪

## પદ ૪૯ મું–રાગ પરજ દેશી

મુને તારા મુખની માયા લાગી રે, સલુણા શ્યામ સોહાગી.
માણિગર હું તો તારા મોલિડામાં મોહી માવા;
રસિયાજી રૂપ જોઇ અનુરાગી રે. સલુ૦ ૧
સાંભળી સુંદર તારા મુખડાની વાણી વાલા;
હવે મારા મનની ભ્રમણા ભાંગી રે. સલુ૦ ૨
માવા મરમાલી તારી આંખડલિની રેખું રાતી;
આવી મારા ઉરમાં ઉંડી વાગીરે. સલુ૦ ૩
પ્રેમાનંદના પ્યારા હારહૈયાના કહાના વારી,
તમ કારણે થઈ વેરાગી રે. સલુ૦ ૪

## પદ ૫૦ મું

ઓરા આવો છેલવર છોગાલારે, રંગીલા રસિયા રૂપાલા.
જુગતે કરીને જોવું મુરતિ તમારી મોહન;
કંકોલેલ કાજુ નેણાના ચાલા રે. રંગી૦ ૧
જગજીવન ભેટું ભાવ કરીને કહાના,
માણિગર મિઠાં બોલા મરમાલા રે. રંગી૦ ૨
ગુણિયલ હું તો તારા ગીતમાં ઘેલી પ્યારા,
મનોહર મોહન મોરલીવાલા રે. રંગી૦ ૩
પ્રેમાનંદના પ્યારા નેણાના તારા મારા,
વાલા મુને લાગો કહાનડ કાલા રે. રંગી૦ ૪

## પદ ૫૧ મું–રાગ પરજ દેશી

નાથ આવો રે નેણુંમાં રાખું, હાંરે નેણુંમાં રાખું રે નેણુંમાં રાખું. નાથ૦ ટેક.
નેણુંમાં રાખું મારા છેલ ગુમાનિ, હાંરે તનમનરે પ્રાણ વારી નાખું. નાથ૦ ૧

જતન કરિને રાખીશ જીવન મારા,હાંરે ગુણડારે તમારા નિશદીન ભાખું. નાથ૦ ૨
નાથ મારે તમે રાજી રહો એક, હાંરે બિજા દુખાયરે મર ક્રોડચું લાખું. નાથ૦ ૩
પ્રેમાનંદના પ્યારા પરમ સનેહિ, હાંરે તમ ઉપરરે વારું વિશ્વ આખું. નાથ૦ ૪

## પદ ૫૨ મું

શ્યામ મારારે પ્રાણથિ જો પ્યારા, હાંરે પ્રાણથિ જો પ્યારારે પ્રાણથિ જો પ્યારા. ટેક.
વાલમ મુને વાલા બહુ લાગો છો, હાંરે નહિ મેલુંરે નેણુંથિ ન્યારા. શ્યા૦ ૧
પ્રાણથી પ્યારા ઘનશ્યામ છબીલા,હાંરે કરી રાખુંરે આંખડલિના તારા. શ્યા૦ ૨
પ્રાણજીવન પાતલિયાજી મારે, હાંરે મન વસિયારે કહાન કામણગારા. શ્યા૦ ૩
પ્રેમાનંદના વાલા પ્રાણ સંગાથિ, હાંરે મારો જનમરે સુધારણ હારા. શ્યા૦ ૪

## પદ ૫૩ મું

લટકાળારે મન મોહ્યું મારું, હાંરે મન મોહ્યું મારું રે મન મોહ્યું મારું. લટ૦ ટેક.
શ્યામ સુંદરવર લટકાં ઉપર, હાંરે તનમન રે પ્રાણ લઇને વારું. લટ૦ ૧
લાલ ચટકતિ ચાલ તમારી, હાંરે અતિ હેતે રે ઉરમાંહી હું ધારું. લટ૦ ૨
આંટાદાર અનોપમ મોલિયું, હાંરે મને લાગે રે પ્રિતમજી પ્યારું. લટ૦ ૩
પ્રેમાનંદ કહે જોઈ જોઈ જીવું, હાંરે હસતું રે વદન અતિ સુંદર સારું. લટ૦ ૪

## પદ ૫૪ મું

વાલાં લાગે રે વાલમ વેંણાં, હાંરે વાલમ વેંણા વાલમ વેંણાં. વાલા૦ ટેક.
વચનામૃત સાંભળવા મુખનાં, હાંરે સહું છું રે લોકલડાનાં મેણાં. વાલા૦ ૧
કંકોળેલ કાજુ કમલ સરિખાં, હાંરે દીલ ગમિયાંરે રાજીવ નેણાં. વાલા૦ ૨
અધર સુધારસ પાઓને પ્યારા,હાંરે આવો મલીયે મારા સુંદર શેણાં. વાલા૦ ૩
પ્રેમાનંદના પ્યારા અખંડ બીરાજો, હાંરે મંદરિયે રે શ્યામ સુખ દેણાં. વાલા૦ ૪

## પદ ૫૫ મું–રાગ પરજ દેશી

છબીપર વારીરે જાઉં બલિહારી,
વારી હું વારી હું વારીરે જાઉં બલિહારી. ટેક.
ઘોડલાંનિ ઘુંમરમાં આવે રે, ડોલરીયો ગિરિધારી રે. જાઉં૦ ૧
અજબ બની ઘનશ્યામ કુંવરની રે, કેસરની અસવારી રે. જાઉં૦ ૨
મોહન વરને જોઈ જોઈ મોહી રે, ગોકુલ ગામની નારી રે. જાઉં૦ ૩
શ્રી ઘનશ્યામ મનોહર સુરતિ રે, પ્રેમાનંદને પ્યારી રે. જાઉં૦ ૪

### પદ ૫૬ મું

નેણુમાં રાખું પ્રાણુ પ્યારાને,
પ્યારા ને પ્યારા ને પ્યારાનેરે પ્રાણુ પ્યારાને. નેણુ૦ ટેક.
આંખડલિથી અલગો ન મેલું રે, રસિયા જીવન મારાને રે. પ્રાણુ૦ ૧
જગજીવનને હું જોઈ જોઈ જીવું રે, નટવર નંદદુલારાને રે. પ્રાણુ૦ ૨
હેત કરીને હૈયાપર રાખું રે, કહાનવર કામણુગારાને રે. પ્રાણુ૦ ૩
પ્રેમાનંદ કહે પલ ન વિસારું રે, હરિવર હાર હજારાને રે. પ્રાણુ૦ ૪

### પદ ૫૭ મું

રહી છું મોહીને રે છેલ જોઇને,
જોઇને જોઇને જોઇને રે છેલ જોઇને. રહી૦ ટેક.
નટવર નાગરે નેણુંને ચાળે રે, ચિત મારું લીધું છે પ્રોઇને રે. છેલ૦ ૧
અતિ હેતે રે મુને હસીને બોલાવી રે, શું કહીએ વાત કોઇને રે. છેલ૦ ૨
અલબેલી રે એની પાગને છોગે રે, મન મારું રાખ્યું છે ઠોઇને રે. છેલ૦ ૩
પ્રેમાનંદના નાથને વરી હું તો રે, લોક કુટુંબ લાજ ખોઇને રે. છેલ૦ ૪

### પદ ૫૮ મું

મોતીયાં વાલોરે છેલ છોગાલો,
છોગાલો છોગાલો છોગાલો રે છેલ છોગાલો. છેલ૦ ટેક.
જર કસિયા રે જામા પેરીને ઉભો રે, શ્રી ઘનસ્યામ રૂપાળો રે. છેલ૦ ૧
હંસ ગતિ હરિ ચાલે હસતાં રે, મનમોહન મરમાળો રે. છેલ૦ ૨
ચિતવનીમાં મારું મન વશ કીધું રે, ચપલ ચતુર નેણુ ચાળો રે. છેલ૦ ૩
પ્રેમાનંદને મનડે વસીયો રે, રસિયો કહાનવર કાળો રે. છેલ૦ ૪

### પદ ૫૯ મું રાગ પરજ—દેશી

વારીવારી રે જાઉં વારી,
મારા વાલીડાના ઉજ્વલ મોલિડા પર, જાઉં વારી; ટેક.
નીલ જલદ તન ચરચિત ચંદન, શ્વેત ધોતિ કટિ ધારી; મારા૦ ૧
અંગોઅંગ સોહે સુમન આભૂષણ, ઉરપર હાર હજારી; મારા૦ ૨
રૂપ શીલ ગુણ સુખના સાગર, ત્રિભુવનથી છબી ન્યારી; મારા૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ સુરતપર, તન મન ધન બલિહારિ; મારા૦ ૪

## પદ ૬૦ મું

વાણી વાણી રે મીઠીવાણી,
મારા વાલાજીના સુંદર મુખડાની, મીઠી વાણી; ટેક.
વાણી સુણિને મોટા ભૂપતિએ મેલ્યો, સંસારિયો તુચ્છ જાણી; મારા૦ ૧
વાણીમાં મોટા મુનિવરનાં મન, લીધાં છે વાલે તાણી; મારા૦ ૨
કમળા સરીખી કેડે ભમે છે, વેંણામેં વેંધાંણિ; મારા૦ ૩
પ્રેમાનંદના નાથના હાથના, લટકામાં હું લોભાણિ; મારા૦ ૪

## પદ ૬૧ મું

મોહી મોહીરે હું તો મોહી,
મારા વાલાજીનું રુડું રૂપ જોઇને, હું તો મોહી; ટેક.
ચતુરાનનની ચાતુરીમાં જોઈ, એવી આકૃતિ ન કોઈ; મારા૦ ૧
કોટી કંદર્પ થકીત થયા છે, લાવણ્યતા જોઈ જોઈ; મારા૦ ૨
એ રૂપ જોવા મુનિ વનમાં વસે છે, જીવત સુખ સર્વે ખોઈ; મારા૦ ૩
પ્રેમાનંદ કહે પલક ન મેલું, રાખું જીવડલામાં પ્રોઈ; મારા૦ ૪

## પદ ૬૨ મું

આવો આવોરે ઓરા આવો,
મારા નેણામાં રાખું નાથજી રે ઓરા આવો; ટેક.
ઓરા આવોને મારા નવલ સનેહી, હેતે હસીને બોલાવો; મારા૦ ૧
હૈડાના હાર છો નેણાના તારા, ડોલરિયાજી દીલ ભાવો; મારા૦ ૨
નેણાંની આગે મારા નાથ બીરાજો, પ્રેમ સુધારસ પાવો; મારા૦ ૩
પ્રેમાનંદ કહે પ્રીતે વધાવું. એક વાર વદન દેખાવો; મારા૦ ૪

## પદ ૬૩ મું–રાગ પરજ દેશી

સુંદર છેલ જોઈ રે જીતું હું તો, નટવર સુંદર છેલ જોઈ; સુંદર–ટેક.
પ્રાણજીવન પ્રીતમને હું તો, રાખું જીવડલામાં પ્રોઈ રે; જીતું૦ ૧
ધર્મકુંવર ઘનસ્યામથી મારે, બીજું વાલું નહી કોઈ રે; જીતું૦ ૨
શ્રીહરિકૃષ્ણકુંવરની હું તો, રૂપ છટાપર મોઈ રે; જીતું૦ ૩
પ્રેમાનંદનો નાથ ના દેખું તો, નેણાં મરે રોઈ રોઈ રે; જીતું૦ ૪

## પદ ૬૪ મું

નેણાંનિ આગે રહો રે નાથ મારા, નિશદિન નેણાંનિ આગે રહો. નેણાં૦ ટેક.
મન કર્મ વચને માનીશ મોહન, જેમ તમે રાજ કહોરે; નાથ૦ ૧
કોટી જતન કરી રાખીશ રસિયા, પલકથી પલ ન ખહો રે; નાથ૦ ૨
કામ ક્રોધ મદ માન રિપુને, દયા કરીને દહો રે; નાથ૦ ૩
પ્રેમાનંદકે નાથ ક્યાંઈ ન જાતું, એવી દૃઢ ટેક ગ્રહો રે; નાથ૦ ૪

## પદ ૬૫ મું

રાખીશ જતન કરી રે પ્રાણ મારા, જીવન રાખીશ જતન કરી. રાખી૦ ટેક.
નેણાંની આગેથી નહિ રે જાવા દેઉં, હૈડાના હાર હરી રે; પ્રાણ૦ ૧
તન મન પ્રાણ વારી ફેરી નાંખું, કટુક ન ભાખું જરી રે; પ્રાણ૦ ૨
તમથી વાલું બીજું કાંઇયે ન રાખું, દૃઢ ઉર ટેક ધરી રે; પ્રાણ૦ ૩
પ્રેમાનંદના નાથજી તમને, મન કર્મ વચને વરી રે; પ્રાણ૦ ૪

## પદ ૬૬ મું

પ્રિતમ પ્રાણપતિ રે આવો ઓરા, નિરખું પ્રિતમ પ્રાણપતિ; પ્રિત૦ ટેક.
કોટિક કંદર્પ કરતા કેશવ, રૂપ તમારું અતિ રે; આવો૦ ૧
રૂપ જોવા લાખું વાંસે ફરે છે, મહામુનિ ધ્યાની જતિ રે; આવો૦ ૨
દુર્લભ દર્શન દેવ મુનિને, અગમ અગાધ ગતિ રે; આવો૦ ૩
દિવ્ય નરાકૃતિ નાથ થયા, સુણી પ્રેમાનન્દની વિનતિ રે; આવો૦ ૪

## પદ ૬૭ મું-રાગ પરજ-ધ્રુપદ-ચૌતાલ

મેષહું ના પરત નેન એક ટક ચીતવત,
બદન કમલ વૃષભાનદુલારીરી; મેષ૦ ટેક.
મિથુન ઠાડે કરક* સીંગાર, સિંહ પોર નંદદ્વાર,
કન્યા કુંવર તુલ છબીપર કામ કોટી વારીરી. મેષ૦ ૧

---

* કરક=કર્કરાશિ-જુગલ જોડી શૃંગાર કરીને નંદરાયના દરવાજાપરની સિંહપોળમાં ઉભેલી છે.

વ્રછ* કલ્પતરુ દ્વાર, ઠાડે પકડી જુગલ ડાર,
ધન નરનારી છબી લેત ઉર ધારીરી.
મુકર લે દેખાયી એક, નારી ઠારી કુંભ લીયે,
પ્રેમાનન્દ મીન ખંજન લાજે દૃગ નિહારીરી. મેષ૦ ૨

## પદ ૬૮ મું

જેઠકો ઉંજાગરો, અસાડ નાહીં નેન નિંદ,
શ્રાવનમે સુની શ્રવન ભાદોં ભુવન આવેંગે. જેઠ૦ ટેક.
કવાર† કર કર શોચ, કાતીક કમલ નેન,
અઘહન‡ આયે નાહીં, મદન સતાવેંગે. જેઠ૦ ૧
પોખમે પ્રણુતપાળ, માઘ§ નાહી નંદલાલ,
ફાગુનમેં ફાગ ખેલ આયકે મચાવેંગે;
ચૈતહીમેં ચરન ધાંઈ, કહે પ્રાન પ્રેમાનન્દ,
વૈશાકે આઈ નાથ નેહસું બોલાવેંગે. જેઠ૦ ૨

## પદ ૬૯ મું

પરિવા પધારે લાલ, ભુખન બસન પેરી,
બીજુરીસી તિજલિયેં નીકસી રાધા પ્યારીરી; પરિવા૦ ટેક.
ચોથસોં બદન ચંદ, બીલોકબેકું આયે,
પીવા પાંચમ રૂ છઠ સાતમ આઠોં ઉજીયારીરી. પરિ૦ ૧
નવમીમેં નવલ લાલ, દશમી દરસ દેકેં,
એકાદશી અંક ભર મીલે ગિરિધારીરી.
બારસેં બોલાય તેરસ, ચૌદસેં તંબોલ દીનો,
પુરનમાસી પ્રેમાનંદ પ્રસન્ન રાસકારીરી. પરિ૦ ૨

## પદ ૭૦ મું

રવીજા પુલીન પર, રાજત બિહારીલાલ,
બાંસુરી બજાવે પ્યારો પરજ તાન ગાવેરી. રવી૦ ટેક.

---

* વૃશ્ચિક વીંછુ. અત્રે એનો અર્થ 'વૃક્ષ' છે. આ પદમાં બારે રાશિઓનાં નામો છે. સાતમી લાઇનમાં "મુકર" એ "મકર" બદલે છે. "મુકર" એટલે આરસી.
† આસો. ‡ માગસર. § માઘસ્નાન કરીને.

સોમસેં સીતલ પિયા, ચીતવની મંગલકારી,
બડે બુધવંત મોહે બંસીમે બોલાવેરી. રવી૦ ૧
ગુરુકુલ લાજ મેંરે, શુક્ર સુતા સિમેં? નાહિં,*
શનિસેં સંબંધિ કઠિન બોલી તન તાવેરી;
પરી બીચ બેરન રાત, પ્રેમાનન્દ હોયે પ્રાત,
નવલ નાથ નિરખી નેન પ્રાન સુખ પાવેરી. રવી૦ ૨

## પદ ૭૧ મું-રાગ મારુ

છેલ છોગાલો વાલો મને છેલ છોગાલો, વાલો મોરલીવાલો રે. વાલો૦ ટેક.
મારા પ્રાણથકી મને વાલો રે, લટકાલો નંદજીનો લાલો. વાલો૦ ૧
મારે સુખ સંપત સામલિયો રે, મારે પ્રાણજીવન પાતલિયો. વાલો૦ ૨
એનું મુખડું જોયા વિના ઘેલી રે, નહી શકું ક્ષણું એક મેલી. વાલો૦ ૩
નટનાગર નંદકિશોર રે, પ્રેમાનંદનો જીવન દોર હેલી. વાલો૦ ૪

## પદ ૭૨ મું

કેસરભીનો રે કહાન જોઈ કેસરભીનો રે, છેલો નંદજીનો રે. કહાન૦ ટેક.
જોઈ મનડું લોભાણું છે મારું રે, મારા પ્રાણ લેઇને વારું. કહાન૦ ૧
એની મુરતિમાં હું તો મોહી રે, નથી ત્રપતી થાતી જોઈ જોઈ. કહાન૦ ૨
મનમોહન મોરલી વાલો રે, મીઠા બોલો ઘણો મરમાલો. કહાન૦ ૩
મારા મનમાં ગમ્યા ગિરિધારી રે, પ્રેમાનંદ જાયે બલિહારી. કહાન૦ ૪

## પદ ૭૩ મું

કેશવ કેડે રે ફરે મન કેશવ કેડે રે, મોહી પાગને છેડે રે. ફરે૦ ટેક.
વ્રજજીવન જાદવરાય રે, અણદીઠે ઘણું દુઃખ થાય. ફરે૦ ૧
હું તો મગન રહું જ્યારે દેખું રે, રાતી આંખડલિની રેખું. ફરે૦ ૨
વાલો મોરલીમાં મારુ ગાયેરે, સુણી હૈડે તે હરખ ન માયે. ફરે૦ ૩
પ્રેમાનંદના નાથને કાજ રે, મેલી લોકકુટુંબની લાજ. ફરે૦ ૪

---

* ગુરુપણાનો કુળનો લાજ રાખવાને શુક્રતનયા લગ્ન કરતી નથી, એવો અર્થ હોય, એમ દીસે છે.

## પદ ૭૪ મું

પ્રાણુથી પ્યારો રે પાતલિયો પ્રાણુથી પ્યારો, આંખડલીનો તારોરે. પાત૦ ટેક.
શામલિયો વર સુખ ખાંની રે, રંગરસિયો છેલ ગુમાની. પાત૦ ૧
લટકાલો નંદાજીનો લાલો રે, મને પ્રાણુથકી ઘણો વાલો. પાત૦ ૨
મારે એથી વાલું નહિ કોઈ રે, રાખું જીવડલામાં પ્રોઈ. પાત૦ ૩
એ સારુ તજ્યો સંસાર રે, પ્રેમાનંદને હૈડાનો હાર. પાત૦ ૪

## પદ ૭૫ મું–રાગ કાલિંગડો

ભલા રંગદે રે ચુનર રંગરેજવા. રંગ૦ ટેક.
ચટક રંગીલી ચુનરકા રંગ, તરસત મોર કરેજવા; રંગ૦ ૧
રંગદે ચુનર અંગિયાં ગુલાબી, દેઉંગી મોતી લરેજવા; રંગ૦ ૨
નંદકુંવર મોયે નેહસું બોલાવે, ઉપજાવે સુખ સેજવા; રંગ૦ ૩
પ્રેમાનંદકો નાથ રીજે લખી, મીટે દુઃખ વિપત પરેજવા; રંગ૦ ૪

## પદ ૭૬ મું

એરી રતના રે નૈનોદી રેખે, એરી૦ ટેક.
લગ ગઈ કબ ખબર પડી નહિ, કલ ન પરત બીનું દેખે; રત૦ ૧
સુંદર સ્યામ કમલ દલ લોચન, મોચન મોહ વિશેખે; રત૦ ૨
હસત હસત મોયે આંગન આયકે, કસી મારી નટ ભેખે; રત૦ ૩
પ્રેમાનંદકે નાથજી મોરો, જનમ લગાયો લેખે; રત૦ ૪

## પદ ૭૭ મું

ભલા બદનામી રે કજરવા દીની, ભલા૦ ટેક.
દે કજરાં ગઈ પનિયાં ભરનકું, ઓઢી ચુનર અતિ ઝીણી; બદ૦ ૧
મનમોહન મોય આય વિલોકી, સુધ બુધ સબ હર લીની; બદ૦ ૨
કેસી કરું મોયે લોક કુલમેં, લાજહીન ઇને કીની; બદ૦ ૩
પ્રેમાનંદકે નાથસું સજની, રેન દીન પ્રીત નવીની; બદ૦ ૪

## પદ ૭૮ મું–રાગ કાલિંગડો

લાગે માને પ્યારો, થારાં નેણુંરો નજારો; લાગે૦ ટેક.
નંદરા કુંવર થારાં નેણુંરે નજારે, મન બસ કીનો છેજી મારો; થારાં૦ ૧

કામ કાજ ઓર કાંઇયે નવ સુઝે, દરસ ગમે છે માને થારો; થારાં૦ ૨
કહાન સનેહણી કઈ કઈ માને, દુરીજન દેછે ફટકારો; થારાં૦ ૩
પ્રેમાનંદરા નાથ અબ નઈ છુટે, સંગ થારો શિર સાટારો; થારાં૦ ૪

## પદ ૭૯ મું

પ્યારી માને લાગે, થારાં મુખડાંરી વાંણી; થારાં૦ ટેક.
મનમોહન થારાં બચન સુણીને, હુંતો થારે હાથ વેચાંણી; થારાં૦ ૧
મન કર્મ વચને શ્યામ સનેહી, દાસી હું તો રાવલી કેરાંણી; થારાં૦ ૨
અબ મારુજી માને છેહ ન દીજ્યો, બીનતી છે સારંગપાણી; થારાં૦ ૩
પ્રેમાનંદકે થારો પલો પકડ્યોછે, પ્રાંણુરા જીવન થાંને જાણી; થારાં૦ ૪

## પદ ૮૦ મું

નટવર થાંને, મારાં નેણામેં રાખું, મા૦ ટેક.
થા ઉપર મારા રાજ સાંવરીયા, પ્રાણ વારી વારી નાખું; મારાં૦ ૧
લોક કુટુંબરી લાજ તજીને, ચરણ કમલ રસ ચાખું; મારાં૦ ૨
અબ અવિનાશી થારાં ચરણ ન છોડું, છોને કુટે જન લાખું; મારાં૦ ૩
પ્રેમાનંદરા નાથજી થાંપર, વારી ફેરી નાખું જગ આખું; મારાં૦ ૪

## પદ ૮૧ મું

રાજ થેતો છોજી, મારી જીવન દોરી, મારી૦ ટેક.
નટવર પ્યારા થાંને જોઈ જોઈ જીવું, જ્યું છબી ચંદ ચકોરી; મારી૦ ૧
હસની બોલની થારી ચલની ઉપર, વારુ લઈ મદન કરોરી; મારી૦ ૨
અબ નઈ મેલું ન્યારા જીવન મારા, રાખું મારા જીવસું જોરી; મારી૦ ૩
પ્રેમાનંદરા નાથજી છોજી ઘણા, દુલ્લભ થેંતો માનેં નવલ કિશોરી; મારી૦ ૪

## પદ ૮૨ મું–રાગ વિભાસ

પ્રાત સમે શ્રીવલ્લભાત્મજકો, શ્રીકૃષ્ણ પ્રભુકો, ઉઠતહિ રસના રટિયે નામ; પ્રા૦ ટેક.
મંગલદાયક, સબ ગુન નાયક, કરુના સિંધુ આનંદ સુખ ધામ. પ્રાત૦ ૧
મીન કુરમ વારાહ વામન યોહ, નરહરિ ભૃગુપતિ યેહિ હે રામ;
યેહિ શ્રીકૃષ્ણ બુધ મન રંજન, ધરીહેં કલકિ રૂપ ઘનસ્યામ. પ્રાત૦ ૨

દિવ્ય વિહાર દિવ્ય રસ રાશિ, સર્વ સિદ્ધિમય જન વિશ્રામ;
દિવ્ય ભોગ જુત દિવ્ય મૂરતિ, જો જન ભજત હોત નિષ્કામ. પ્રાત૦ ૩
કરુના આઈ કમલ દગ બરસત, સુધારસ જનપર આઠોં જામ;
સબ સાધન સુકૃત સબકો ફલ, પ્રેમાનંદકે ઇષ્ટ ઉર દામ. પ્રાત૦ ૪

## પદ ૮૩ મું

પ્રાતસમે ઉઠી પરમ પ્રિતસોં, ધર્મતનયકોં ધરિયે ધ્યાન; પ્રાત૦ટેક.
નખ શીખ રૂપ નિહારી નાથકો, પ્રેમ પુલકી હોઇયેં ગુલતાન. પ્રાત૦ ૧
શિખા ભાલ દ્રગ શ્રવણુ ગંડ શુભ, નાસા વદન કંઠ સુખ ખાન;
ઉર ઉત્તંગ આજાનું બાહુ છબી, ઉદર નાભિ શુભ કમલ સમાન. પ્રાત૦ ૨
સુંદર કટિ મદન મન રંજન, પીન ઉરુ અનૂપમ છબી જાન;*
જુગલ જંઘ ગુલફે સુચારુ અતિ, ચરન અંગુરી ઉદીત દશ ભાન. પ્રાત૦ ૩
ષોડશ ચિહ્ન અલંકૃત ઉત્તમ, પદ પંકજ પાવન ભગવાન;
સુરતરુ કામધેનુ ચિંતામનિ, પ્રેમાનંદકે જીવન પ્રાન. પ્રાત૦ ૪

## પદ ૮૪ મું

પ્રાતસમે ઉઠી ધર્મકુંવરકી, મહાપ્રભુજીકી, માનસી પુજા કીજેં નીત; પ્રાત૦ટેક.
†જાકિ વિશદ કર્મ ગુણ કિરતી, ગાઈ જગાઇયે કૃષ્ણ અજીત. પ્રાત૦ ૧
મુખ મંજન સુસ્નાન કરાયકે, પટ ભુખન પેરાઇયેં પુનીત;
ચંદન પુષ્પ ધુપ દીપક બહુ, જેવાઇયે ભોજન કરી પ્રીત. પ્રાત૦ ૨
જેવત જીવન પ્રાન મહાપ્રભુ, નિરખત જન ઠાડે એકચીત;
પ્રમુદિત રુચિ રુચિ ગ્રાસ ભરત હરિ, માંગી લેત જનપેં રસ રીત. પ્રાત૦ ૩
મુખ પ્રક્ષાલન કર ઉઠે તબ, દીજે બીરી પાન લલીત;
પ્રેમાનંદ પધરાય સેજસુખ, કીજે આરતિ ગાયકેં ગીત. પ્રાત૦ ૪

## પદ ૮૫ મું

પ્રાતસમે શ્રીહરિ મુખ નિરખન, દ્વારજનકી ભઈ હે ભીર. પ્રાત૦ ટેક.
શિવ બ્રહ્મા સનકાદિક નારદ, સારદ શેષ વ્યાસમુનિ કીર. પ્રાત૦ ૧

---

* જાનુ. † "તાકે"વાળું પદ વધારે અર્થસૂચક જણાય છે.

ઓર અનેક સાધુ સુર મુનિજન, પાવન જસ ગાવત હે અજીર;
જાગિયે અખિલ લોક સુરપૂજીત, દીજે દરસ ધરમસુત ધીર. પ્રાત૦ ૨
શ્રુતિ બિરોધી માઈક મત ખંડન, પ્રગટ ભયે દ્વિજકુલ બલવીર;
નાશ કરન કામાદિક રીપુકો, નેહ બઢાવન સુહૃદ શરીર. પ્રાત૦ ૩
સુનિ ગિરા સર્જ્જન સુરમુનિકી, ઉઠે ધર્મકુલતિલક રુચીર;
દીનો દરસ દાન દીનનકું, પ્રેમાનંદ મીટી ભવ પીર. પ્રાત૦ ૪

## પદ ૮૬ મું–રાગ વિભાસ

રુકિમણીરમણુ શ્રી જાગો જદુનાથ, રુકિમણી૦ ટેક.
કેશવ કૃષ્ણુ કમલ દલ લોચન, ભવ મોચન સંતન સુખપાથ; રુકિમ૦ ૧
ઠાડે આયે દેવ મુનિ દ્વારે, કરત પ્રણુામ નમાયકે માથ; રુકિમ૦ ૨
શિર ધરી મુકુટ પીતાંબર પહેરો, શંખ ચક્ર લીજે પ્રભુ હાથ; રુકિમ૦ ૩
દીજે દરસ દાન દીનનકું, પ્રેમાનંદકે પ્રભુ જનમ સંગાથ; રુકિમ૦ ૪

## પદ ૮૭ મું

જાગો જદુનંદન જીવન પ્રાન; જાગો૦ ટેક.
શશિકલા ક્ષીણુ લીન ભઈ રજની, ફૂલે કંજ પ્રગટ ભયો ભાણુ; જાગો૦ ૧
પેહેરો પટ ભુષણુ વસન અમૂલિક, નવરસ નાગર સ્યામ સુજાન; જાગો૦ ૨
મુખ મંજન કીજે મનમોહન, દીજે દરસ દીનકું દાન; જાગો૦ ૩
પ્રેમાનંદ નિરખી મુખ પંકજ, કીને સુખ સંપત કુરબાન; જાગો૦ ૪

## પદ ૮૮ મું–રાગ વિભાસ ચૌતાલ

મોહન સાંવરે ખોલો નેન, મોહ૦ ટેક.
રજની બીત ગઈ, ચીરીયાં સચેત ભઈ, મધુરે હુંકસે ગઉ ધેન. મોહ૦ ૧
અરુન ઉદય જાની, કુમોદિની સકુચાનિ, શિથિલ ભયો અબ મેન;
પ્રેમાનંદ કહે સ્યામ, ભયો પ્રાત પુરનકામ, દીજીયેં દરસ સુખદેન. મોહ૦ ૨

## પદ ૮૯ મું

કેશવ જાગીયે હરો પીર, કેશ૦ ટેક.
દરસકો દાન દીજે, જનમ સુફલ કીજે, રહોજું નયન બીચે ધીર. કેશ૦ ૧
જશોદા જીવન પ્રાન વ્રજજન કંજ ભાન, ધરત ધ્યાન મુનિકીર;
પ્રેમાનંદ વિશ્રામ, પ્રીતમ પુરનકામ, દીન કે દયાલ બલબીર. કેશ૦ ૨

## પદ ૯૦ મું

જય જગજીવન શ્રી ઘનસ્યામ, જય૦ટેક.
ઉઠો ઉઠો ગોવિંદ, ઉઠો ગરુડધ્વજ, શ્રીપતિ ઉઠો મંગલ ધામ, જય૦ ૧
માયામોહતિમિર હરો, સ્વામિ અભય કરો, શરણાગતકે વિશ્રામ;
ધર્મકુલમંડન, કલિમતખંડન, પ્રેમાનંદ કીયા પુરનકામ. જય૦ ૨

## પદ ૯૧ મું

શ્રી સ્વામિનાથ જાગો મહારાજ, શ્રી સ્વા૦ ટેક.
સુરનરમુનિગન, ઠાડે દ્વારે અનેક જન, ભઈ હૈ ભીર દરસ કાજ. શ્રી સ્વા૦ ૧
મંગલ વિસ્તાર કરો, હરિ ત્રિવિધ તાપ હરો, દિજીયે દરસ ગરીબ નીવાજ;
કૃપાકે જહાજ, પ્રભુ પ્રેમાનંદહુંકે કાજ, પ્રગટ ભયે હરિ આજ. શ્રી સ્વા૦ ૨

## પદ ૯૨ મું–રાગ ભૈરવ

સ્વામિનારાયણ સ્વામિનારાયણ, સ્વામિનારાયણ ભજરે;
કર રે મન ચરણ વાસ, જક્ત આશ તજરે; સ્વામિ૦ ટેક.
નારદ સનકાદિ સિદ્ધ, ભજત જાહી અજરે;
સારદ શેષાદી નિગમ, ગાવત ઊઠી ફજરે. સ્વામિ૦ ૧
પુરુષોત્તમ પ્રગટ આજ, નટવર તનુ સજરે;
કાળ જાળ નાશ હોત, ધરત ચરણ ધ્વજરે. સ્વામિ૦ ૨
અજામેલ ગનકાદિક, તાર્યો જીન ગજરે;
અનંત આજ મુક્ત હોત, દેખત ભરી નજરે. સ્વામિ૦ ૩
પ્રેમાનંદ સરવસ ફળ, સહજાનંદ જજરે;
સરવોપરી જાત જીતી, ત્રંબ ઠોર બજરે. સ્વામિ૦ ૪

## પદ ૯૩ મું

હમતો એક સહજાનંદ સહજાનંદ ગાવે,
હમારે મન સ્વામિનારાયણ દુસરા ન ભાવે; હમ૦ ટેક.
તપ તિરથ સાધનમેં સ્વપને નહિં જાવે,
જેસે કોઉ ઘૃત છાંડ છાછકોં ન ખાવે. હમ૦ ૧

અણિમાદિક અષ્ટ સિદ્ધિ મુક્તિકું ન ચાવે,
સબકો ફલ સહજાનંદ ચરન ચીત લાવે. હમ૦ ૨
સહજાનંદ જાપસેં ત્રિય તાપકો બુઝાવે,
ઇનહિકે પ્રતાપસેં અપાર ગતિ પાવે. હમ૦ ૩
આગમ નિગમ કઠિન રહસ્ય હમે ન સમઝાવે,
પ્રેમાનંદ સાર સુગમ સહજાનંદ આવે. હમ૦ ૪

પદ ૯૪ મું

હમતો એક સહજાનંદ ચરનકે ઉપાસી,
લગન મગન મતવારે છોડી સબ આસી. હમ૦ ટેક.
અડસઠ અબ કોન કરે કોન શીરે કાસી,
અષ્ટ સિદ્ધિ આદિક ચઉં મુક્તિસેં ઉદાસી. હમ૦ ૧
ચૌદ લોક ભોગકે સુખ જાને સબ ફાંસી,
સહજાનંદ પદપંકજ મકરંદકે પ્યાસી. હમ૦ ૨
ચરનકમલ રસ લોભી મતિકે ઉજાસી,
નારદ સનકાદિ મધુપ ગુંજત બનબાસી. હમ૦ ૩
પુરુષોત્તમ સહજાનંદ જાને સુખરાસી,
પ્રેમાનંદ આયો શરન ચરનકો નિવાસી. હમ૦ ૪

પદ ૯૫ મું

હમતો હરિ સહજાનંદ રૂપસેં મતવારે,
હમારે સુખ સંપત એહિ પ્રાનજીવન પ્યારે. હમ૦ ટેક.
ભાવે કોઉ સુંદર કહો ભાવે કહો કારે,
હમકું યેહી રૂપ વિના ઓર સકલ ખારે. હમ૦ ૧
દેહનમે પ્રાનપિયા નેનનમે તારે,
ઇનહિપર તન મન ધન વારી વારી ડારે. હમ૦ ૨
હમારે યેહિ કરમ રેખ ટરત નાહિ ટારે,
યેહિ કારન મહામુનિ જન કોટિક પચી હારે. હમ૦ ૩
પ્રેમાનંદ નિગમાગમ કહતહે અપારે,
સહજાનંદ શ્યામસુંદર નિરખી ઉર ધારે. હમ૦ ૪

## પદ ૯૬ મું–રાગ ભૈરવ

જાગો લાલ છબીલે મોહન ભોર ભયો મોરે પ્યારે; જાગો૦ ટેક.
ગુંજત ભ્રમર કમળ દલ ઉપર, બોલત કૌવા કારે; જાગો૦ ૧
મુખ ઉપરસે દૂર કરો પટ, દેખો કૌતક દ્વારે;
સહસ્રવદન ચતુરાનન ષણ્મુખ, કરત કુલાહલ ભારે; જાગો૦ ૨
પંચાનન ગજવદન વિનાયક, સનકાદિક ઋષિ ચારે;
નાચત જંત્ર બજાવત નારદ, ગાવત જશ વિસ્તારે; જાગો૦ ૩
ઓરહી સુર સર્જ્જન મુનિ મંડળ, મીલી દ્વારે સબ ઠારે;
દેહો દરસ કમળદલલોચન, પ્રેમાનંદ બલીહારે; જાગો૦ ૪

## પદ ૯૭ મું

ભોર ભયો જાગો મોરે લાલા લોચન પલક ઉઘારો; ભોર૦ ટેક.
નિશિની ઘટી રવિરથરુચિ રાજી, ભયોહે ભુવન ઉજીયારો; ભોર૦ ૧
મલીન સુધાકર મુનિવર ઝલકયો, તમચુર ખગસો પુકારો(?)*
વિલસી ચકવી પિયા સંગ, રતિપતિ શિથિલ ધનુક સોડારો; ભોર૦ ૨
વિકસે વારિજ નલિની સકુચી, મધુકર કરત ગુંજારો;
બોલત કાગ કપોત હંસ રવ, સુની મન હરખ અપારો; ભોર૦ ૩
જાગો માધવ મદન મોહન, નૈનન નિંદ નિવારો;
પ્રેમાનંદ બલિહારી પામ્યો, નિરખી બદન તુંહારો; ભોર૦ ૪

## પદ ૯૮ મું

અપને લાલકું સીખ લગાયકે બરજ જસોદા રાની, અપ૦ટેક.
દિન પ્રતિદિન કેસેં કરિ સહિયે, દુધ દહિકી હાનિ; અપ૦ ૧
મેં અપને મંદિરકે ખોંને, રાખ્યો માંખન છાની;
વાંહિ જાય તુમારે લરીકા, સોઉ લિયો પહીચાની; અપ૦ ૨
ખાય બહાય જગાયકે લરીકન, ભાજન ભાંગ્યો જાની;
નિશંક હોય આંગન બીચ બેઠો, ગ્યાન કરત હોય ગ્યાની; અપ૦ ૩

* અંધકારનો સમૂહ આકાશમાં પોકાર કરતો લીન થયો.

મેં જબ જાયકે પુછ્યો મોહન, યહ કહા કીયો ગુમાની;
પ્રેમાનંદ કહે ઉત્તર દીનો, ચિટિ* કે કાઢત પાની; અપ૦ ૪

### પદ ૯૯ મું

મૈયા આજ તુમારે લાલકું પકર્યો કરતે ચોરી; મૈયા૦ ટેક૦
આયો મંદિર ચપલ મનોહર, ચિતવતહેં† ચળકારી. મૈયા૦ ૧
દેખ્યો દધિ ભાજન સીકેપર, રસિક હસ્યો મુખ મોરી;
તાહીત કીયો ઉપાય છબીલે, નૌતમ નંદકિશોરી. મૈયા૦ ૨
પીઠ પીઠપર ધર્યો ઉલુખર, તાપર ચઢ્યો બરજોરી;
ગોરસ મીઠો રુચિર ખાય હરિ, લિયો ઔર ભરી ઝોરી. મૈયા૦ ૩
મેં જબ આઇ અચાનક પકર્યો, દહિ રાખ્યો મુખ ઘોરી;
પ્રેમાનંદકે ડારી નેનમેં, ભજ્યો કુંજકી ઓરી. મૈયા૦ ૪

### પદ ૧૦૦ મું–રાગ ભૈરવ પ્રભાતિ

આજ સખી સામલિયો વાલો, સુપનામાં મુને મલિયારે;
આલિંગન લેઈ અલબેલાસું, આનંદના ઓઘ વલિયારે. આજ૦ ૧
જોબન મારું જીવન ઉપર, સરવસ નાંખ્યું વારીરે;
હેત કરી હૈયાપર લીધા, રસિયો કુંજબિહારીરે. આજ૦ ૨
અંગોઅંગ આનંદ સુખ પામી, સામલિયાને સંગેરે;
રસબસ રીઝી રંગમાં ભીજી, રંગભીનાને રંગેરે. આજ૦ ૩
પ્હેલી પ્રીતે નૌતમ રીતે, નાવલિયાને પામીરે;
ભલે મલિયા અલબેલો વાલો, પ્રેમસખીનો સ્વામીરે. આજ૦ ૪

### પદ ૧૦૧ મું

સામલિયે સ્વપનામાં મારા મનનું ગમતું કીધુંરે,
અલબેલે આલિંગન ચુંબન, પ્રેમ કરીને લીધુંરે. સામ૦ ૧
પોપ પુલની સેજ સજીને, દેવવધુ જુવે વાટરે;
તે મારો વાલો ત્યાગ કરીને, આવ્યા અમારે માટરે. સામ૦ ૨

---

* ચુંટીયું ખણવું–ચીમટો દેવો. "ચિટી દઈ" પાઠાન્તર છે. † "ચિતવત સો"–એવો પાઠ પણ છે.

ઉરગઅંગના રાજકુમારી, તલખે જેને કાજરે;
તે મુકીને મનના માન્યા, આવ્યા મારે આજરે. સામ૦ ૩
તન મન ધન આ જીવિત મારું, સરવસ વારી જાઉંરે;
પ્રેમ સખી કહે કયું સાધન કરી, ગુણુ ઓશીંગણુ થાઉંરે. સામ૦ ૪

પદ ૧૦૨ મું

લટકાલાને લટકે મારું મનડું મોયું એનીરે,
ભુધરજીને ભજતાં હું તો બીક ન રાખું કેનીરે. લટ૦ ૧
પાતલિયાસું પ્રિત બંધાણી સંસારીસું તોડીરે,
રૂપ ઉજાગર સુખના સાગર નટનાગર સુખ જોડીરે. લટ૦ ૨
મન માન્યું સામલિયા સાથે ચરણુકમલરસ ચાખ્યોરે,
મન કર્મ વચને સંસારીડો મેં તો કુચો કરીને નાંખ્યોરે. લટ૦ ૩
સગાકુટુંબ પીયર સાસરિયાં ન રહું કોઇની ઝાલીરે,
પ્રેમસખી વાલાને વરવા શ્રિર કરમાં લેઈ ચાલીરે. લટ૦ ૪

પદ ૧૦૩ મું

આવોને અલબેલા મારી આંખડલિમાં રાખુંરે,
તન મન ધન આ જીવન મારું તમપર વારી નાંખુંરે. આ૦ ૧
બાનકની બલિહારી મોહન મીઠી મુખની વાણીરે,
પાઘડલી પેચાળી જોઇને લાવણુમાં લોભાણીરે. આ૦ ૨
કામણુગારાં નેણું ચંચલ જોઇને જીવન મોઇરે,
ગુણુવંતા તમ સરખા ભૂતલ વર નવ દીઠા કોઇરે. આ૦ ૩
હૈડાના છો હેતુ મારા નેણુતણુા શણુગારરે,
પ્રેમસખી કહે રસિયા મારો તમ અરથે અવતારરે. આ૦ ૪

પદ ૧૦૪ મું-રાગ ભૈરવ. પ્રભાતિ

આવોરે વાલા હું તો તમારા મોલીડાપર મોઇરે,
વાલાજી લાગો છો વાલા મુને રઇછું જોઇરે; આ૦ ૧
લટકતી ચાલ રુડી મીઠાં મીઠાં વેણુંરે,
રસિયાજી જોઇને ઠરેછે મારા નેણુંરે. આ૦ ૨

આંખડલિ રુપાળી વાલા મુને કામણિયાં કરે છે રે,
મધુર મધુર હસવું તો પ્રાણને હરે છે રે; આ૦ ૩
મંદિર પધારો મારે શ્યામ પટ ધારીરે,
તન મન ધન લેઇને પ્રેમસખી વારીરે; આ૦ ૪

## પદ ૧૦૫ મું

વાલા તમ સાથે મારી પ્રીતડી બંધાણીરે,
જનમ સંગાથી મારા સ્નેહી તમને જાણીરે; વાલા૦ ૧
લોકડિયાંની લાજ મેલી કુટુંબથી તોડીરે,
સામળિયા સનેહી વાલા મેં તો તમ સાથે જોડીરે; વાલા૦ ૨
ઘરડાનો ધંધો મુને કાંઈ નવ સુઝેરે,
લાગારે નેહનાં બાણ હવે કેમ રુઝેરે; વાલા૦ ૩
પ્રેમસખી કે છે નિરખી નયણાં ઠરે છે રે,
વાલા તમ સાથે મારું મનડું ફરે છે રે; વાલા૦ ૪

## પદ ૧૦૬ મું

સખીરે સામળિયે વાલે મુને મોહની લગાડીરે,
વાલાજીને જોવાને જાઇશ હું તો દાડીરે; સખિ૦ ૧
ચિનડાં ચોર્યાં છે મારા છેલ વર છબીલેરે,
હવે હું તો રહી ન શકું જાઇશ નંદને ફળીયેરે; સખિ૦ ૨
ઘોડલાં ખેલવશે વાલો સાંભળ સૈયર મારીરે,
તારે હું તો જાઇને બેસીશ સામી બારીરે; સખિ૦ ૩
મુજ સામું જોશે હેતે વાલો ઉભા રઇનેરે,
સામળિયો બોલાવશે મુજને પ્રેમસખી કઇનેરે; સખિ૦ ૪

## પદ ૧૦૭ મું

વિસરી માં જાજ્યો વાલા મને સામળિયા ગીરધારીરે,
વારે વારે કહું છું વાલા અરજ એછે મારીરે; વિસ૦ ૧
અમ જેવા ઘણા તમને અમને આશ તમારીરે,
તે માટે રાખજ્યો વાલા મને પોતાની સંભારીરે; વિસ૦ ૨

અલબેલા આંખડલીમાં રાખું અનીહાંહાંરે ક્ષણુંએ ન મેલું ન્યારા. ૨
શ્યામ સ્નેહી છો હાર હિયાના અનીહાંહાંરે નટનાગર નંદદુલારા. ૩
પ્રેમાનંદના પ્રાણજીવન છો અનીહાંહાંરે મારા જનમસુધારણુહારા. ૪

## પદ ૨૪૭ મું–રાગ સામેરી.

આવો અલબેલા સુંદર મુખ નિરખુંરે સનમુખ રો'ને;
મારા પ્રાણજીવન દાસી નીજ જાણીને દરસન દાને. આવો૦ ટેક.
તારું રૂપ અનોપમ રંગરસિયા, મારા અંતરમાં આવી વસિયા;
તમે છેલા છો પુરણુ રસિયા. આવો૦ ૧
તારું હસતું વદન હરિ જોઇને, મારાં નેણાં રહ્યાં છે મોહને;
મારું મનડું રાખ્યું તમે ઠોઇને. આવો૦ ૨
તારી મૂરતિ લાગે છે બહુ પ્યારી, આવો ભેટું ભુજ ભરી ગિરિધારી;
તારા મુખપર જાઉં હું તો વારી. આવો૦ ૩
હું તો નિરખું ચંદ જ્યું ચકોરી, રાખું રસિયા નેણામાં ચોરી;
પ્રેમાનંદની છો જીવનદોરી. આવો૦ ૪

## પદ ૨૪૮ મું

મારા પ્રાણ જીવન જોઈ જોઇને જીવુંરે જીવન મારા;
તમે ચતુર સુજાણ પ્રીતડલી જાણો છો પ્રીતમ પ્યારા. મારા૦ ટેક.
મારા મનમાં ગમીયા છો માવા, રહો આંખડલી આગે આવા;
હવે નટવર નહિ આપું જાવા. મારા૦ ૧
તમે માગો તે આણી આલું, મારે તમથી બીજું નહિ વાલું;
તારા ચરણુતણી રજ થઈ ચાલું. મારા૦ ૨
મેં તો અવર પુરુષ સો પરહરિયા, મેં તો મન ક્રમ હરિ તમને વરીયા;
રાખું જીવમાંહિ મારા ઠાકરીયા. મારા૦ ૩
તમ ઉપર તન કુરબાણુ કરું, તમે હિંડો ત્યાં હું હાથ ધરું;
પ્રેમાનંદના છો તમે કલ્પતરુ. મારા૦ ૪

## પદ ૨૪૯ મું

હું તો વારી લાલ મીઠી બહુ લાગે મને મુખની વાણી;
રંગભીના છેલ લાજ તજી હું તો લાવણ્યમાં લોભાણી. હું તો૦ ટેક.

તમ ચરણે પ્રીતિ બંધાણી, દાવકી તમારી હું ઠેરાણી;
હું તો હાથ તમારે વેચાણી. હું તો૦ ૧
હું તો મોહી છું મુખને મરકલડે, તમે ગમીયા ગિરિધરજી દલડે;
હું તો રીઝી છેલા તારે છોગલડે. હું તો૦ ૨
હું તો હીંડુ જીવન તમને જોતી, પ્રીત કરીને ચિત ચરણે પ્રોતી;
તમે છો મારી નથડીનું મોતી. હું તો૦ ૩
મેં તો હરિ તમને ઉરમાં ધરિયા, હું તે દાસી તમે મારા ઠાકરીયા;
પ્રેમાનંદના પ્યારા કહાના કેસરિયા. હું તો૦ ૪

## પદ ૨૫૦ મું

ઘનસ્યામ સુજાણ આવોને મારી આંખડલીમાં રાખું;
તમ ઉપર રાજ તન મન ધન મારા પ્રાણ વારી વારી નાખું. ઘન૦ ટેક.
તમે જીવન જીવ સાથે જડીયા, જાવા નહિ દઉં નટવર નાનડીયા;
તમે ઘણે દહાડે હડિયે ચડીયા, ઘન૦ ૧
રાખીશ રસિયા જતન કરી, નેં આવે આવો લાગ ફરીફરી;
કોણ ભોગવે દુઃખ હવે મરીમરી. ઘન૦ ૨
તારી શોભા જોઇને સામલિયા, મારા પ્રાણ થયા વશ પાતલિયા;
તમે ભલે હરિ મુજને મલિયા. ઘન૦ ૩
મને એમના એમ દરશન દેજો, કાંઈ કેવું ઘટે તે સુખે કે'જો;
પ્રેમાનંદપર નિત રાજી રેજયો. ઘન૦ ૪

## પદ ૨૫૨ મું–રાગ સારંગ.

હમતો શ્રીલક્ષ્મીનારાયણ ઉપાસી. હમ૦ ટેક.
કમલાકાંત ચરન બીના હમકું, ત્રિભુવનકે સુખ ફાંસી. હમ૦ ૧
ચાર પદારથકું નહિં ચાહે, ચાર મુક્તિસોં ઉદાસી;
સરવસ સુખ સંપત એહી હમારે, કમલાવર સુખરાસી. હમ૦ ૨
છાંડી અનિત્ય ચિત ધરી ચરને, ભજીયે પ્રેમ પ્રકાસી;
પ્રેમાનંદ કે' અચલ આસરો, એક શ્રીવૈકુંઠવાસી. હમ૦ ૩

## પદ ૨૫૨ મું

આસરે શ્રીકમલાવરકે રહીયે; આસ૦ ટેક.
દિનદિન સુખ પૈયે જયું ઘનેરો; બીપત કબહું ન સહીયે. આ૦ ૧
એક અચલ વિશ્વાસ રાખી મન, અન્ય આસ તજી દહીયે;
વીન પ્રયાસ વીન જોગ જગ્ન બલ, અચલ અભય પદ લહીયે. આ૦ ૨
નીત સેવા નીત કીરતન ભક્તિ, લક્ષ્મીનાથ મુખ ગહીયે;
પ્રેમાનંદ નાથ પદરજ બલ, અભય નિશાન બજૈયે. આ૦ ૩

## પદ ૨૫૩ મું

ભરોસોં શ્રીકમલાવરકો ભારી. ભરો૦ ટેક.
જો કોઉ આય ચરન શીરનાવે, પાવે તુરત ફલ ચ્યારી. ભરો૦ ૧
જો સેવે પદ પંકજ નીસદીન, અસદ વાસના ટારી;
સોતો હોવે ભક્ત સિરોમની, ચરનનકો અધિકારી. ભરો૦ ૨
હોયે નચિંત જનમ સંકટસોં, શરણાગત નરનારી;
પ્રેમાનંદ તજી આન ભરોસોં, એડી ચરનનપર વારી. ભરો૦ ૩

## પદ ૨૫૪ મું–રાગ સારંગ. ચૌતાલ.

દામોદર દીનબંધો દીનાનાથ પુરુષોત્તમ, પરબ્રહ્મ રુષીકેશ મધુસુદન
મોરારી. દામો૦ ટેક.
ગદાપદ્મશંખધર ગરુડપતિ ગોવીંદ, ચક્રપાણી ચતુરભુજ ભયહારી. દામો૦ ૧
વિશ્વનાથ વૈકુંઠ વનમાલી વાસુદેવ, પદ્મનાભ પરબ્રહ્મ કેશવ કંસારી;
કૃષ્ન ચંદ્ર મદનમોહન માધવ મોરલીધર, પ્રેમાનંદ પ્રાન નાથ પરવારી. દામો૦ ૨

## પદ ૨૫૫ મું

કેશવ કમલનેન કરતાર કમલાવર ગિરિધર કેશીમથન દેવકીનંદન. કે૦ ટેક.
આદિદેવ ધરનીધર જલશાયી શ્રીધર રમારમન કંસનીકંદન. કે૦ ૧
નરનારાયણ દેવ સારંગધર શ્રીરંગ શ્રીપતિ સુખદેન ચરચિત ચંદન;
હરિ રાહુશિરછેદી અચ્યુત વિષ્ણુ વામન પ્રેમાનંદ જય જગવંદન. કે૦ ૨

## પદ ૨૫૬ મું–રાગ સોરઠ સારંગ.

આવો જયુ મોસે પીયા પ્રાનહો રસિયા; આવો૦ ટેક.
તેરે દરસન બીના ફીરુ હું દિવાની, ભાવત નહીં મોહે આનહો રસિયા. આવો૦ ૧

નિશદીન તાકી રહું પિયા મીલનને, બનત ન શ્યામ સુજાનહો રસિયા. આવો૦ ૨
જાગત સોવત પિયાજી મીલનકી, લગી જ્યું રહત એકતાન હો રસિયા. આવો૦ ૩
પ્રેમ સખી માગત કર જોરી, દીજ્યો દરસ નીત દાન હો રસિયા. આવો૦ ૪

## પદ ૨૫૭ મું

રસિયા સુનોજી મોરી બાતહો સાંવરે, રસિ૦ ટેક.
રસિક સુંદર પિયા તેરે દરસ બીના, પલછીન જુગ સમજાત હો સાંવરે. ર૦ ૧
છીનછીનમે મન કરત મનોરથ, નેનાં દરસ નીત ચાતહો સાંવરે. ર૦ ૨
મેરા મન પિયા રસિક ચરનમે, ભ્રમત ફિરત દિન રાતહો સાંવરે. ર૦ ૩
પ્રેમ સખી જબ દેખું દ્રગન ભરી, આનંદ ઉર ન સમાતહો સાંવરે. ર૦ ૪

## પદ ૨૫૮ મું

સાંવરીયા નિભાજો મોરી પ્રીતહો સાથીડા; સાંવ૦ ટેક.
એક આસ મોહે પ્રાનજીવન તેરી, એક ભરોસો મોરે ચિત હો સાથીડા. સાં૦ ૧
તુમપર ગાજત બાજત મેરે, તુમ સંગ પીયા મેરી જીત હો સાથીડા. સાં૦ ૨
બીસર ન જાઓ મોહે રાખો નિકટ પિયા, યહ બર માગું નીત હો સાથીડા. સાં૦ ૩
સુખ સંપત મોરે રસિક સાંવરે, પ્રેમ સખીકે મીત હો સાથીડા. સાં૦ ૪

## પદ ૨૫૯ મું

મેજ્યો બેકાંની તેરે હાથરે ગુમાનીડા; મેજ્યો૦ ટેક.
લાગી લગન મોરી શ્યામ સુંદર તોસું, મગન રહુંગી તેરે સાથરે ગુમાનીડા. મે૦ ૧
બુડી રહું પીયા રૂપ સાગરમેં, મીન જ્યું મગન સુખ પાથરે. ગુમાનીડા. મે૦ ૨
લોક લાજ ભવભાર જગતકો, અબ ન સહુંગી મેં માથરે. ગુમાનીડા. મે૦ ૩
પ્રેમસખીકે' પિયા તુમ હોઉ, જનમો જનમ મોરે નાથરે. ગુમાનીડા. મે૦ ૪

## પદ ૨૬૦ મું-રાગ મલ્હાર.

વ્રજ ચંદ ખુંચી રહ્યો મા દ્રગમેં; વ્રજ૦ ટેક.
રસીયો ખુંચી રહ્યો મા દગમેં, અબ મોહે ઉન બીના કછુ ન ગમેં. વ્રજ૦ ૧
જાગત સોવત બીસરત નાહિ, ખટકી રહ્યો મોરે રગ રગમેં. વ્રજ૦ ૨
ભ્રકુટી કુટીલ નયન અણીયારે, સુંદર શ્યામ મીલે મોહે મગમેં. વ્રજ૦ ૩
પ્રેમ સખી કહે એ બાનકપર, વારી ડારું માઈ સબ જગમેં. વ્રજ૦ ૪

## પદ ૨૬૧ મું

નેના મેરે લાગી રહે મા ઉનનસેં; નેના૦ ટેક.
લોચન મેરે લાગી રહે મા ઉનનસેં, અબ કેસેં કરું શ્યામ તનસેં. નેના૦ ૧
ખુંચી રહે રૂપ જલધરમેં, બીછુરત નાહી નંદાનંદનસેં. નેના૦ ૨
ચંદનખોર ફુલનકે ગજરા, આવત દેખે રસિક પીયા વનસેં. નેના૦ ૩
પ્રેમ સખી એસે લપટાને, જ્યું લપટી ચપલા માઈ ઘનસેં. નેના૦ ૪

## પદ ૨૬૨ મું-રાગ મલાર ધ્રુપદ ચૌતાલ.

ઉમડ ઘુમડ ઘુમડ ઘુમ ઝુમ ઝુમ, ચઢ આયો અવની રવન,
પવન લાગો ચાલન, સનનનનનન; ઉમં૦ ટેક.
ગુડુડુડુડુડુ ગરજ ગરજ, બાદુર બરખન લાગે,
લાડીલી લાલ દાડે કુંજભુવન. ઉમં૦ ૧
કોકિલા કુહુકન લાગી, બોલત દાદુર મોર મનહરન, ઇંદ્રત્રિયાકીયો ગવન;
પ્રેમાનંદ નંદનંદન છબી, વિલોકી આનંદે, જલદકરન લાગે આયે સ્તવન. ઉમં૦ ૨

## પદ ૨૬૩ મું

બરન બરન વ્રંદાવન, મધુબન ફુલ્યો મન ભાવન;
રાધે માધો કુંજન કરત કેલી. બરન૦ ટેક.
દાદુર ચાત્રુક મોર, અતહિ મચાયો સોર, મંદ મંદ ગરજી વરસત સાવન. બરન૦ ૧
વ્રજનારી બન ઠન ગાવતી મધુર સ્વર, ઉમંગ ભરી આઈ પ્યારેકું ઝુલાવન;
પ્રેમાનંદ વ્રજચંદ રાજત યમુનાતીર, હરત પીરધીર પરમ પાવન. બરન૦ ૨

## પદ ૨૬૪ મું

હરત હરત મન શ્યામ તન ઘન, દામિની દમકત અત;
પીતાંબર ઝબકત, ઝલલલલલ; હરત૦ ટેક.
મોર મુગટ શક્રચાપ, બગ પંક્તિ મુક્તમાલ, મંદ મંદ મોરલી ધુનો ગરજત. હર૦ ૧
દાદુર ચાત્રુક મોર, બિરહી વ્રજકી નાર, જ્યું ચકોર ચંદ એકટક ચિતવત;
ગીરધારી પિયા બિહારી આનંદવારી સિંચત, પ્રેમાનંદ નિરખી નેનાં
હરખત. હર૦ ૨

## પદ ૨૬૫ મું

ખરજ રીખભ ગંધાર મધ્યમ પંચમ, ધૈવત નિષાધ સપ્ત સ્વર;
ગાવે બજાવે સબ ગુનિજન. ખર૦ ટેક.
તાન માન તીન ગ્રામ, એકવિશ મુરછના, દુરન મુરન અલાપન અવધ્રર. ખર૦ ૧
શુધ સંગત શુધ બાની, કરત અલાપ રાગ રૂપ દરસાવત;
જાનત ચતુર નર ગાવે મન ભાવે, દશ દોષકું બચાવે;
ગુની પ્રેમાનંદ રીઝાવે સ્યામ રાધાવર. ખર૦ ૨

## પદ ૨૬૬ મું–રાગ ધુરિયો મલાર.

ગુનીજન ગાવત ગુનીજન ગાવત, રાગ મલાર અલાપત;
આનંદ ઉમંગ રસ તાલ મ્રદંગ બજાવત, શ્રીઘનસ્યામ રીઝાવત. ગુની૦ ટેક.
સપ્ત સ્વર તીન ગ્રામ, એકવીશ મૂર્છના, માનસહિત તાન લેને સુનાવત. ગુની૦ ૧
બનઠન બનવારી બેઠે મુની મંડલમે, પરમ ચતુર શ્યામ અતહિં સોહાવત;
પ્રેમાનંદ પ્રભુ રીઝ રીઝ દેત, શાલ દુશાલ દુ:ખ દૂર નસાવત. ગુની૦ ૨

## પદ ૨૬૭ મું

બરખન આયો ઘન બરખન આયો ઘન; બડી બડી બુંદન દમક ઝમક બીજ,
દાદુર મોરન સોર મચાયો અવની આનંદ છાયો. બ૦ ટેક.
દામીની દમકત અત પવન ઝકોરત, ગરજ ગરજ ઘન શબ્દ સુનાયો. બ૦ ૧
બન તન દ્રુમવેલી હરખન લાગે, ગુનીજન રાગ મલાર સોગાયો;
પ્રેમાનંદ ઘનસ્યામ બદન છબી, નીરખી નીરખી અતિ આનંદ પાયો. બ૦ ૨

## પદ ૨૬૮ મું

બનબન બોલત મોર, બનબન બોલત મોર, મીલ સોર મચાયો કોકિલા કુહકત;
દમકત દામીની, ચમકત કામીની બાદુર બુંદન બરખન લાગે; બ૦ ટેક.
ગર્જ ગર્જ ચઉઓર અંબર છાયલીનો, દાદુર ચાત્રુક સુની અતી અનુરાગે. બ૦ ૧
અવની આનંદભઈ, તનકી તપત ગઈ, નવ પલ્લવ તન દુખ દુર ભાગે;
પ્રેમાનંદ રાગ મલાર અલાપત, ગાવત શ્રીઘનસ્યામકે આગે. બ૦ ૨

## પદ ૨૬૯ મું

દ્રોમી દ્રોમી બાજત ગત, દ્રોમી દ્રોમી દ્રોમી બાજત ગત;
રસ ઉપજાવત હોતહેં અલાપ ચારી;
ગુનિજન ગાવત આત મન ભાવત, તનનન ઉમંગ સહિત લેતહેં તાનન. દ્રોમી૦ ટેક.
સપ્તસ્વર તીનગ્રામ, સાધત ઉલટ પુલટ, આરોહી અવરોહી અવધર
જાંનન. દ્રોમી૦ ૧
રતિરસ કલોલનાદ, વિદ્યા ગુન ગાવત, સુમતિ ગુની તજી અભિમાનન;
પ્રેમાનંદ કહે પ્રભુ રીઝરીઝ દેત મોજ, મેટત દાલિદ્ર દુખહોત કલ્યાનન. દ્રોમી૦ ૨

## પદ ૨૭૦ મું—રાગ સોરઠ મલાર.

બરસે શ્યામ ઘટારી સો વ્રજપર; બરસે૦ ટેક.
ચિતવત હસત સંતાપ શ્યામ ઘન, બેઠે આયે અટારી. સો વ્રજ૦ ૧
જલજ માલ ઉર બીચ મનોહર, બાંધે પીત પટારી. સો વ્રજ૦ ૨
મંદ મંદ મોરલી ધૂન સુનકે, નાચત મોર નટારી. સો વ્રજ૦ ૩
પ્રેમાનંદ મગન ગુણ ગાવત, નીરખી રૂપ છટારી. સો વ્રજ૦ ૪

## પદ ૨૭૧ મું

શ્યામ ઘટા ઝર લાગી, ગોકુલપર; શ્યામ૦ ટેક.
વ્રજવનિતા સરિતા ભરી ઉમંગી, લોકલાજ બીતી ત્યાગી. ગોકુલ૦ ૧
વ્રજ અબલા ચપલાસી ચમકત, ગરજત શ્યામ સોહાગી. ગોકુલ૦ ૨
મોરલીમાં રાગ મલાર અલાપત, બીરહની સોવત જાગી. ગોકુલ૦ ૩
પ્રેમાનંદ શ્યામ છબી નિરખી, ભયોરે પરમ બડભાગી. ગોકુલ૦ ૪

## પદ ૨૭૨ મું

મન મોહન ઘન બરસે, ભુવન મોરે; મન૦ ટેક.
પ્રેમ સુધા બરસત નિસવાસર, લગી જ્યું રહતહે ઝરસેં. ભુવ૦ ૧
બડીબડી બુંદ બરસી કે ગરજે, પ્રીયજન આંગણ સરસેં. ભુવ૦ ૨
ઉમંગી ઉમંગી આવત ઝર લાવત, બરસતહે આલી ચરસેં. ભુવ૦ ૩
પ્રેમાનંદ કહે તાપ ગયે સબ, પંકજકે મુખ દરસેં. ભુવ૦ ૪

### પદ ૨૭૩ મું

નવઘન નંદકિશોર, દેખોરી છબી; નવ૦ ટેક.
શક્રચાપ સમ મોર મુગટશિર, મુખ મોરલી ઘનઘોર. દેખો૦ ૧
ચપલાસી ચમકતહે કટપર, પીતાંબરકી કોર. દેખો૦ ૨
નેહનીર સિંચત વૃંદાવન, ગરજી ગરજી ચહુ ઓર. દેખો૦ ૩
પ્રેમાનંદ કહે જીવાવત બીરહી, વ્રજપની ચાત્રુક મોર. દેખો૦ ૪

### પદ ૨૭૪ મું–રાગ સોરઠ મલાર.

હો મોરે બાલમ રસિયારાજ; મોરે૦ ટેક.
અરજ કરું મોરે બાલમ તુમસેં, સુનો હો ચતુર ગુનજહાજ;
અખંડ રહો દ્રગ આગે જીવન, પૂરન કરો મોરે સબહિ કાજ. મોરે૦ ૧
તુમ કારન મોરે રસિક સાંવરે, છાંડ્યો સકલ સુખસાજ;
અબજી ન દુર રહો કમનીવર, તુમપર વારી કુલલાજ. મોરે૦ ૨
કર રાખું મોરે દ્રગ આભુખન, જાન ન દેઉં આજ;
પ્રેમસખી બલીવારીજ મુખપર, આવો સજન મોરે શિરતાજ. મોરે૦ ૩

### પદ ૨૭૫ મું

હો મોરી લાગી તુમસેં આયે, રસિયા લાગી તુમસેં આયે; મોરી૦ ટેક.
લાગત લાગત લાગ ગઇવે, અબ ન દુરાઇ દુરી જાયે. મોરી૦ ૧
ટરત નહીં જેસે કાહુકે ટારે, બીધીકે લેખ લખાયે;
એસિ તુમ સંગ આય બની મોરી, અબ છુટનકી પિયા નાયે. મોરી૦ ૨
બધીક બાનકે મારે ચાત્રુક, પરયો ગંગકે માયે;
સ્વાત બુંદકો ભોગી બપૈયા, પલટ ઉઠાઇ ચોંચ ધાયે. મોરી૦ ૩
જ્યું ચંદ્રાચકોર મન માન્યો, મિન મગન જલ ચાયે;
પ્રેમસખી જીવન ધન નીરખી, અંગ અંગ રંગ રહ્યો છાયે. મોરી૦ ૪

### પદ ૨૭૬ મું–રાગ નટ.

માધોસુ નેના નેહરો કીનો; માધો૦ ટેક.
પ્રફુલિત હોય ભયે બસ દોઉપે સેં તન મન દીનો. માધો૦ ૧
પરમ ચતુર સકલ ગુન પૂરનશ્યામ સુંદર રંગભિનો;
એક બેર હસી મીલે નટનાગર તબતેં ચિત હર લીનો. માધો૦ ૨

ભયે આધીન સ્યામસંગ ડોલત દીનદીન નેહ નવીનો;
પ્રેમાનંદ હોત નહિં ન્યારે જેસેં જલબીના મીનો. માધો૦ ૩

પદ ૨૭૭ મું

હમારે નેના ગહી એક બાન; હમારે૦ ટેક.
એક ગોવિંદ ચંદ છબી ચીતવત, ઓર તજી પહીચાન. હમારે૦ ૧
નીરખત રૂપમની માધો નીત, હોત અતહિં ગુલતાન;
પ્રેમ બઢ્યો પરતિત નાથસોં, ભઇહે સકલ દુખહાન, હમારે૦ ૨
કીયો અચલ વીસવાસ ચરનમેં, તજીલોક કુલકાંન;
પ્રેમાનંદકે સબહિ સુખસંપત, શ્રીઘનશ્યામ પિયાપ્રાંન. હમારે૦ ૩

પદ ૨૭૮ મું

હમારે નેના હરી દરસન સુખ માતે; હમારે૦ ટેક.
નીરખી મુસકની બંક બીલોકની, રહત વેહી રંગ રાગતે. હમારે૦ ૧
ચિતવત બાંકે પેચ પાગકે ઉરબીચ હાર સોહાતે;
ઓઢત સ્યામ શ્વેત પટ ઝીનો, અવિલોકી ન અઘાતે. હમારે૦ ૨
સાદર હોય સરસ છબી ચિતવત, ઓટ ભયે અકુલાતે;
પ્રેમાનંદ સ્યામસું નેહરો, છૂટત ન જીયરો જાતે. હમારે૦ ૩

પદ ૨૭૯ મું

હમારે નેના નિરખત નેહભરે; હમારે૦ ટેક.
રુક્‌માણી રમન બદન શશિશોભા, ચિતવત પલનાપરે. હમારે૦ ૧
બરજત લોક કુટુમ પચિહારે, ધરકે સબહિ લરે;
ધરત ન તૃણુસમ સંકા તિનકી, દીન દીન હોત ખરે. હમારે૦ ૨
બિન દેખેં જાદોપતી માધો, પલ છીન નીરઝરે;
પ્રેમાનંદ પ્રાન પતિ ઉપર, તન કુરબાંન કરે. હમારે૦ ૩

પદ ૨૮૦ મું–રાગ ધનાશ્રી.

ધર્મ ધર્મસુત પ્રીયે ન જાઈ; ધર્મ૦ ટેક.
તજીયે તુરત જાની શત્રુ સમ, હોયે સુહ્રદ સુખદાઈ. ધર્મ૦ ૧
જીન ત્યાગે નીજ સુહ્રદ સનેહિ, સો કઉ નામ સુનાઈ;
પિતા તજ્યો પ્રહ્લાદ, વભીષન શત્રુ જાની નીજ ભાઈ. ધર્મ૦ ૨

બલી ગુરુ તજ્યો ભરથ નિજજનની,હરિચરને ચીત લાઈ;
બ્રજ બનીતા રૂષિનારી પતિ સુત, તજી હરિ ચરને આઈ. ધર્મ૦ ૩
જેહી ઉર સદા હરિકૃષ્ન બિરાજત, તેહી મીલે હીયો ઉલસાઈ;
પ્રેમાનંદ સોઈ પ્રિયે પ્રાનતેં, મિલિયે કંઠ લગાઈ. ધર્મ૦ ૪

## પદ ૨૮૧ મું

જાકું ન પ્રીયે શ્રીધર્મકુમાર; જાકું૦ ટેક.
તાકુ તજીયેં જાની યમકિંકર સ્વપચ સમાન લબાર. જાકું૦ ૧
જો હોએ દેવ ગુરુ નૃપસજ્જન, સાધુવિપ્ર સિરદાર;
તાકો દરસ સંભાષન તજીયે, જાની પાપ પહાર. જાકું૦ ૨
અપને પ્રભુસું બહિર મુખકો, સંગ તજતે ને કરીયે વિચ્યાર;
ધરમ ભ્રષ્ટ કરે નિશ્ચેયરે, પુની પડવે જમદ્વાર. જાકું૦ ૩
સ્વધર્મનિષ્ટ ઇષ્ટ ઉરસ્વામી, હરિજનસોં અતિ પ્યાર;
પ્રેમાનંદ કહે તાહી ન તજીયે, યદ્યપિ કરે ત્રીસકાર. જાકું૦ ૪

## પદ ૨૮૨ મું

જો નરહરિસું કરત ન હેત, જો નરહરિસું કરત ન હેત. જોન૦ ટેક.
તા નરકું સુરમુનિ નીગમાગમ, સબ ધિક્કાર લિદેત. જોન૦ ૧
કરત કુકર્મ અહર્નિશ આતુર, પ્રભુકો નામ ન લેત;
પોષત ઉદર નારી ધન કારન, ઘરઘર ફિરત જ્યુ પ્રેત. જોન૦ ૨
સાચે સંત હરિહેતકારી, તિનકે નિકટ નએત;
કરત ગુલામી નિચ પુરુષકી, પૂજત નીચ નિકેત. જોન૦ ૩
નહિ ધરકથા સંતહરિ કીર્તન, ભુવન માનું રનખેત;
પ્રેમાનંદ કહે જાત મંદ મતિ, યમપુર કુટુંબ સમેત. જોન૦ ૪

## પદ ૨૮૩ મું

ધર્મકુંવર પદ પ્રીત ન જાકે; ધર્મ૦ ટેક.
સો નર ખર કુકર શુકર સમ, બ્રથા જીવન જગ તાકે. ધર્મ૦ ૧
કામ નિંદ ભય ભુખ પ્યાસ સમ, સબ પ્રાની એકસાંકે;
મનુષજન્મ સુરસાધુ પ્રશંસિત, જો પ્રભુ ઉર અભિલાકે. ધર્મ૦ ૨

તેજ પ્રતાપ બુદ્ધિ બલ ધીરજ, ગુન ગૌરવતા વાકે;
પ્રભુપદ વિમુખ ઇંદ્રામની ફલજ્યું, તજત ગુન ન કરુવાકે. ધર્મ૦ ૩
શોભા શીલ ઉદાર અધિક ગુન, કુલ કીરત સબ ભાકે;
પ્રેમાનંદ પ્રભુ પ્રીત રહિત, જેસેં બીંજન લોન બીનાકે. ધર્મ૦ ૪

## પદ ૨૮૪ મું–રાગ ધનાશ્રી

પ્રગટે શ્રીસહજાનંદ સુખદાઈ; પ્રગ૦ ટેક.
અતિ મતિ દુષ્ટ મનુષ કલિજુગકે, સો તારે પ્રભુ આઈ. પ્રગ૦ ૧
પ્રૌઢ પ્રતાપ વિષદ ગુન કિરત, છાય રહી જગમાંઈ;
સેવત અનંત કોટિ મુનિ મહીપતિ, ચરન કમલ ચિત્ત લાઈ. પ્રગ૦ ૨
અમિત પ્રતાપ પ્રગટ શ્રીહરિકો, કહત શેષ સકુચાઈ;
પ્રેમાનંદ શ્રીસહજાનંદકે, ચરનનપર બલજાઈ. પ્રગ૦ ૩

## પદ ૨૮૫ મું

પ્રગટે શ્રીધર્મકુંવર સો પ્રતાપી; પ્રગ૦ ટેક.
શ્રીહરિ કૃષ્ણ કૃપા કરી કલિમે, તારે અસંખ્ય જન પાપી. પ્રગ૦ ૧
પ્રચુર તિવ્રતર માયિક મત તમ, દુર કિયો સબ કાપી;
જ્ઞાન વૈરાગ્ય ભક્તિ સંજુત ભુવિ, ધર્મ દિયો દ્રઢ થાપી. પ્રગ૦ ૨
જાકે પ્રતાપ કલિમે કૃત જુગ, રહ્યો ઘરઘરમે બ્યાપી;
પ્રેમાનંદ કે' નાથ મુક્તગાત લે, અધર્મીનકો આપી. પ્રગ૦ ૩

## પદ ૨૮૬ મું

પ્રગટે શ્રીહરિ કૃષ્ણ અવતારી; પ્રગ૦ ટેક.
પ્રગટ પ્રતાપ છાયો ત્રિભોવનમે, ગાવત અજ ત્રિપુરારી. પ્રગ૦ ૧
જેહિ પ્રતાપ અવિલોકી કંપે અરિ, કામ લોભાદિક ભારી;
મહા બલવાન નિર્બલ ભયે જેહિ ડર, નમત ચરન શીરધારી. પ્રગ૦ ૨
જાકો નામ સુનત યમ કિંકર, ભાજત ત્રાહી પુકારી;
પ્રેમાનંદ કહે સ્વામિનારાયણ, નિશે જપત નર નારી. પ્રગ૦ ૩

## પદ ૨૮૭ મું

હરિકો અતિ પ્રતાપ કહા ગાવે; હરિ૦ ટેક.
શ્રીહરિકૃષ્ન પ્રતાપ જલધિકો, ચીરઈ કહા ચોંચ સમાવે. હરિ૦ ૧

નિરાકાર આકાર ધર્મસુત, નિર્ગુન સગુન કહાવે;
કર્તા અકર્તા અવિગતકી ગત, રસના કહત ન આવે. હરિ૦ ૨
મનુષ ભાવમહિ દિવ્ય ચરિત્ર કરે, દિવ્યમહિ મનુષ દેખાવે;
પ્રેમાનંદ ઘનશામ રૂપ છટા, નિરખી નિરખી સુખ પાવે. હરિ૦ ૩

### પદ ૨૮૮ મું—રાગ ધનાશ્રી

મારે અવિનાશી ઘેર આવ્યારે, સુફળ જનમ કર્યો સામરે; મારે૦ ટેક
સામૈયું લઈ સ્યામ સુંદરને, મોટે મોટે મોતીડે વધાવ્યારે. સુફ૦ ૧
પ્રેમ કરી મેં તો પાતળિયાને, મંદિરમાં પધરાવ્યારે. સુફ૦ ૨
મિઠડાં લઇને મલિ મોહન વરને, તન મન તાપ સમાવ્યારે. સુફ૦ ૩
કરી કરુણા કમળાવર મુજપર, કંચન મેહ વરસાવ્યારે. સુફ૦ ૪
પ્રેમાનંદના નાથને મળતાં, ત્રિભોવનમાં જશ ગાવ્યારે. સુફ૦ ૫

### પદ ૨૮૯ મું

ઘનશામ વધાવાને જઈએ, થાલ ભરી સગ મોતીયે; ઘન૦ ટેક.
સરખી સાહેલી શણગાર સજી મળી, માની મંગલ ગાઇયેરે. થાલ૦ ૧
ચંદન ચરચીને હાર ગુલાબી, પ્રભુજીને પેરાઇયેરે. થાલ૦ ૨
શ્રીઘનસ્યામ રસીલો છેલો, નિરખીને પાવન થાઇયેરે. થાલ૦ ૩
નૌતમ પાક કરી નટવરને, પ્રિત કરીને જમાઇયેરે. થાલ૦ ૪
પ્રેમાનંદ કહે મન કર્મ વચને, દાસ હરિના કેવાઇયેરે. થાલ૦ ૫

### પદ ૨૯૦ મું

મારા નિરખીને નેણાં લોભાણાંરે, ગિરિધર ગોપીનાથને; મારા૦ ટેક
રૂપ મનોહર જોઈ જીવનનું, આનંદ થઈ અટકાણાંરે. ગિર૦ ૧
જોતાં મૂરતિ મોહનજીની મારા, તન મન પ્રાણ તણાણાંરે. ગિર૦ ૨
તે દહાડાથી અલબેલાના અમે, હાવરાં થઇને હેરાણાંરે. ગિર૦ ૩
હાર્યાં ને દોર્યાં હરિવરના અમે, હરિને હાથ વેચાણાંરે. ગિર૦ ૪
પ્રેમાનંદના નાથને મળતાં, ત્રિભોવનમાંહિ ગવાણાંરે; ગિર૦ ૫

### પદ ૨૯૧ મું

હું તો ગિરિધર જોઈ થઈ ઘેલીરે, મોહનજીએ મારું મન હરીયું; હું તો૦ ટેક.
ચાખડિયુંનો શબ્દ સુણિ હું તો, ઉઠી જાવા સહુ પે'લીરે; મોહ૦ ૧

શેરીયે સામા મલ્યા સુંદર વર, હાથમાં છડી રંગેલીરે; મોહ૦ ૨
સામું જોઇને મને શ્યું કરી દીધું, સુણ મારી સાહેલીરે; મોહ૦ ૩
તે દહાડાથિ ફરું એને વાંસે, કામકાજ સઉ મેલીરે; મોહ૦ ૪
પ્રેમાનંદના નાથને મળતાં, આનંદની થઈ હેલીરે; મોહ૦ ૫

## પદ ૨૯૨ મું–રાગ ધનાશ્રી– ધ્રુપદ ચૌતાલ

એ નઈ છબી નિત્યપ્રતિ નવલ બિહારી જ્યુંકી;
નયે નયે ભુખન ધરત મન ભાવતે. નઈ૦ ટેક
નયો બાગો નઈ પાગ બાંધી આની અનુરાગ;
નઈ શાલ જોરી ઓરી ચિત્ત લલચાવતે. નઈ૦ ૧
નિતહિ નયો શિગાર અંગ અંગ અતિ ઉદાર;
નિરખી નંદકુમાર કોટી કામ લજ્યા પાવતે;
પ્રેમાનંદ બ્રજચંદ હસત બદન મંદ મંદ;
નવ રસ નિતહીં અધિક બરસાવતે. નઈ૦ ૨

## પદ ૨૯૩ મું

પ્રથમ સિંગાર રસ હાસ રસ દુસરો;
તિસરો કરુના રસ બસત સ્યામ નેનમેં. પ્રથ૦ ટેક.
ચોથો રસ રુદ્ર જાની, બીર પાંચમો પ્રમાની;
છટો ભયાનક ગ્રહત હરિ અરિસેનમેં. પ્રથ૦ ૧
સાતમો બીભછ રસ અદ્‌ભૂત આઠમો સો;
નવમો હે શાંત સુની શાંત હોત બનમેં;
નવ રસ નંદકુમાર કરત અંગીકાર આપ;
પ્રેમાનંદ ત્રિવિધ તાપ હરત છિન છિનમેં. પ્રથ૦ ૨

## પદ ૨૯૪ મું

નેહરો નીભાવન નાથ નેક સુન લીજે;
દીજે યે દરસ શ્રીસ્વામિ સહજાનંદ જ્યું. નેહ૦ ટેક.
જાની શરણાંગત જન બિસારી સબ અવગુન;
અબતો નિભાયે બનેગી સુખકંદ જ્યું. નેહ૦ ૧

કીજીયે સહાયે શ્યામ ભક્ત પુરણ કામ;
સદા ક્રિપા દૃષ્ટિ કરી અવલોકો જગબંદ જ્યું;
ધર્મભક્તિકે કુમાર સંતજનકે સીંગાર;
પ્રેમાનંદકે આધાર એક બ્રજચંદ જ્યું. નેહ૦ ૨

## પદ ૨૯૫ મું

દીન કે દયાલ પ્રતિપાલ ભક્તકલ્પતરુ;
ક્રિપા દૃષ્ટિ ભરી નાથ મોહે કબ હેરોગે. દીન૦ ટેક.
બોલકે અમૃત બેન ક્રિપાસિંધુ કમલ નેન;
લેકે મેરો નામ પુરણ કામ કબ ટેરોગે. દીન૦ ૧
અભય ઉદાર વર દેત એસે કર કમલ;
મેરો કહી ઈશ મોરે શિશ કબ ફેરોગે;
સોલે ચિન્હ જુક્ત ચરન ધરો ઉર તાપ હરન;
પ્રેમાનંદકે નાથ ટેરો કબ નિબેરોગે. દીન૦ ૨

## પદ ૨૯૬ મું—રાગ ધનાશ્રી

નયન મુજ ફરકત બારહિબાર; નય૦ ટેક.
નયન રસ ભરી મૂરત આજ મિલે, માનું સકુન હોત અતિસાર; નય૦ ૧
ઉડરે કાંવા પિયાજુ મીલેતો, જોષી તું જોય બિચાર; નય૦ ૨
ટગર બોહારું પિયા આવનકો, નેન પલકસું ઝાર; નય૦ ૩
પ્રેમાનંદ પ્રભુ આય ધરે, શિર કર વર અભય ઉદાર; નય૦ ૪

## પદ ૨૯૭ મું

આજ મોહે સકુન હોત શુભ માઈ; આજ૦ ટેક.
શ્રીઘનસ્યામ મીલનકો આગમ, સુચવત કુચ ભુજ બાંઈ. આ૦ ૧
ફરકત નેન કસનબંધ તરકત, હરખત હિય હુલસાઈ. આ૦ ૨
સજની હું ચોંક ઉઠી સુપનેમે, પિયા જ્યું મીલે મુસકાઈ. આ૦ ૩
પ્રેમાનંદ પ્રભુ આય મીલેતો, બાંટુ નવલ બધાઈ. આ૦ ૪

## પદ ૨૯૮ મું

આજ મોયે સુપન અનોપમ આયો; આજ૦ ટેક.
સુપને સ્યામ મીલે મોરી સજની, હસી કરસોં કર સાયો. આ૦ ૧
મેં પિયાસેં કુશલાત પુછી કે, ભુજ ભરિ કંઠ લગાયો. આ૦ ૨
મુખ તંબોલ દીયો બનવારી, કીયો સબહી મન ભાયો. આ૦ ૩
પ્રેમાનંદકે નાથ આજ સખી, અતિ આનંદ ઉપજાયો. આ૦ ૪

## પદ ૨૯૯ મું

આજ દિન ધન્ય ધન્ય મેરે ભાગ; આજ૦ ટેક.
ગોપિનાથ પિયા ઘર આયે પ્રેમ ભરે અનુરાગ. આ૦ ૧
જયા કારન નિત જોસ દેખાવતી, નિતહી ઉડાવતી કાગ. આ૦ ૨
સો સુખસિંધુ પધારે ક્રિપા કરી, નટવર નિરખન લાગ. આ૦ ૩
પ્રેમાનંદ પિયાપર સરવસ, વારી ફેરી કરું ત્યાગ. આ૦ ૪

## પદ ૩૦૦ મું

પધારે પિયા જીવનપ્રાન હમારે; પધારે૦ ટેક.
મગ ચિતવત બરસત દ્રગ દોઉ, આજ સીતલ ભયે તારે. પધા૦ ૧
તનકી તપત ગઈ સબ સજની, મીલે અંક ભરી પ્યારે. પધા૦ ૨
ત્રપત ભયેં શ્રવનપુટ સજની, પીવત બચન સુધારે. પધા૦ ૩
પ્રેમાનંદ પ્રભુ રૂપનિધિપર, તન મન ધન લે વારે. પધા૦ ૪

## પદ ૩૦૧ મું

મેરે માઈ જીવન કુંજવિહારી; મેરે૦ ટેક.
જીવન પ્રાન પરમ સુખ સંપત, રાધા વર ગિરિધારી; મેરે૦ ૧
નટવર વેશ નિરખી નંદાનંદન, ઉતરત નાહીં ખુમારી; મેરે૦ ૨
મોર મુગટ બનમાળ પીતપટ, બંસી અધર સુખકારી; મેરે૦ ૩
પ્રેમાનંદ વારત યહ છબીપર, ધર્મ અર્થ ફલ ચ્યારી; મેરે૦ ૪

## પદ ૩૦૨ મું

લટક યહ આય બસી ઉર મૈયા, લટક૦ ટેક.
લટપટી પાગ લટકતે તોરે, લટકત ચલત કનૈયા; લટ૦ ૧

લટક લટક આવત ઘર મેરે, પાય પેર પનૈયા; લટ૦ ૨
લટકત હસત મધુર મુખ બોલત, ચિતવની ચિત હરૈયા; લટ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ લટકપર, બાર બાર બલ જૈયા; લટ૦ ૪

## પદ ૩૦૩ મું

માઈ મેરે યહ મૂરતિ મનમાની; માઈ૦ ટેક.
ચલની યેહી ચીતવની યેહી, યેહી મુખકી મુસકાની; માઈ૦ ૧
સરલ સ્વભાવ ધર્મ ધિરજ ગુન, સદય હ્રદય મૃદુબાની; માઈ૦ ૨
અતહી ઉદાર અભયવર દાયક, કૃષ્ણ સકલ સુખખાંની; માઈ૦ ૩
નામ રૂપ યેહી વેપ રાખત ઉર, પ્રેમાનંદ પ્રીત આંની; માઈ૦ ૪

## પદ ૩૦૪ મું–રાગ કાફી

પ્યારેને પ્રિતડી લગાઈ વે; પ્યારે૦ ટેક.
કર કર નેનોદી સેન સલોને, હર્યો મન હસી મુસકાઇવે. પ્યારે૦ ૧
સુંદર શ્યામ કામ મદ ગંજન, જનરંજન છબી છાઇવે. પ્યારે૦ ૨
ચિતવની ચારુ મધુરી મીઠી બોલની, ચલની અતિ સુખદાઇવે. પ્યારે૦ ૩
પ્રેમાનંદ ઘનશામ પીયાકી, મૂરતી મેરે મન ભાઇવે. પ્યારે૦ ૪

## પદ ૩૦૫ મું

સાંવરી સુરત સોહાવનીવે; સાંવ૦ ટેક.
સુરત સાંવરી ચલની ઉતાવરી, મૂરત મેરે મન ભાવનીવે. સાંવ૦ ૧
અંબુજ નેનકી સેન સલોની, ચિતવની ચીત લલચાવનીવે. સાંવ૦ ૨
હસની બોલની ચલની ચિતવની, ત્રિવિધિતાપ નસાવનીવે. સાંવ૦ ૩
પ્રેમાનંદ ઘનશામ પીયાકી, બતિયાં પરમ પદ પાવનીવે. સાંવ૦ ૪

## પદ ૩૦૬ મું

રસિયા છેલ ગુમાનીવે; રસી૦ ટેક.
છેલ ગુમાની શામ સુખદાની, મોહન રૂપ નિધાનીવે. રસી૦ ૧
તરુન કિશોર મનોહર મૂરત, ઉઠે મુખરેખા નાનીનાનીવે. રસી૦ ૨
અતિ સકુમાર કમલદલ લોચન, ભવ મોચન મુખ બાનિવે. રસી૦ ૩
પ્રેમાનંદ ઘનશામ સુંદર છબી, રાખત ઉરબીચ છાનીવે. રસી૦ ૪

## પદ ૩૦૭ મું

સાંવરા તેતો જાદુગારાવે; સાંવ૦ ટેક.
નૈનમેં સૈનમેં બૈનમેં જાદુ, જાદુસેં ભયા કહાન કારાવે; સાંવ૦ ૧
જાદુવે કીના મેરા મન હરલીના, હોત નાહિ તોસું ન્યારાવે. સાંવ૦ ૨
જબ દેખું ઘનશામ સુંદર તોહે, તબ સુખ આનંદ અપારાવે; સાંવ૦ ૩
પ્રેમાનંદ કે'તેરે ચરન શરન બિના, જગ સબ જરત અંગારાવે. સાંવ૦ ૪

## પદ ૩૦૮ મું-રાગ કાફી

વંદુ ચરન નખ ચંદ્ર સુધાકર, બરનુ વિષદ ગુન ચિત્ત ધરીહો. વંદુ૦ ટેક.
અક્ષરપતિ અખિલ જગદીશ્વર, પ્રગટે ધર્મ ગ્રહે પ્રિત કરીહો;
સુંદર શામ કામમદમોચન, લોચન સુખનિધિ કૃષ્ન હરિ હો. વંદુ૦ ૧
અવિલોકી સુર મુનિ સજન દુઃખ, સદય શામ ઉર આયો ભરીહો;
અતિ અનુરાગ આની કરુનાનિધિ, પ્રગટ ભયે કલી કામઅરીહો. વંદુ૦ ૨
આયે સંત ધર્મ રક્ષન હિત, કરુના ઘન હરિ બરખી ઝરીહો;
કાપી કલુષ કહુ કામ કલિકો, તારે જન કરી બચન તરીહો. વંદુ૦ ૩
કહા બરનુ કરુના પ્રતાપ જસ, દિનકર સમ જગરહ્યો પસરીહો;
પ્રેમાનંદ ઘનશામ નામપર, બારત તન મન ચરન પરીહો. વંદુ૦ ૪

## પદ ૩૦૯ મું

પરમ પુરુષ પરબ્રહ્મ નારાયન, રાજત વૃષધર ગુઢ ગતિહો. પર૦ ટેક.
આયે પ્રેમ સહિત અવિલોકન, મુનિગન સુર ત્રિલોકપતિહો;
ચતુરાનન પંચાનન ષડમુખ, ગજમુખ કૌતક છાયો અતિહો. પર૦ ૧
સહસ્ત્ર વદન શશિ શક્ર દિવાકર, ધર્મ દ્વારે ઠાડે કરી પ્રણતિહો;
હંસ વૃષભ શિખી મુષક વાહન, નિરખત ધીર ન રહત રતિહો. પર૦ ૨
શુક નારદ શારદ અગનિત મુનિ, સનકાદિ શિશુ વેષ જતિહો;
વૈનતેય કપીરાજ મહાબલ, ગરજત ગિરા લગત ભીતિહો. પર૦ ૩
સુની કુલાહલ દ્વારે આયે દોઉ, ધર્મ પ્રેમવતી પરમ સતિહો;
પ્રેમાનંદ કહે જોરી પાનિ કરે, બિનય દંપતિ અચલ મતિહો. પર૦ ૪

## પદ ૩૧૦ મું

ધન્ય ભાગ્ય તુમ આયે મેરે ઘર, અમરપતિ મુનીવર ગ્યાનીહો, ધન્ય૦ ટેક.
અસ કહી ધર્મ પરમ બડભાગી, પુજા વિધિવત સબ આનીહો;
પૂજે દેવ મુનિ કરી પ્રીતિ, દીયો દાન નૃપ બડ દાનીહો. ધન્ય૦ ૧
તબ બોલે બ્રહ્મા શિવ મુનિ ગન, સુનો ધર્મ હમારી બાનીહો;
તુંહરે લાલકો બદન દીખાવેતો, સબ કછુ પાયો હમ જાનીહો. ધન્ય૦ ૨
કહે ધર્મ સુનો દેવ મુનીવર, તિહારો દરસ અતિ અઘ હાનીહો;
મેરે મન અસ શંકા ઉપજત, ડરીહેં બાલક ભય માંનીહો. ધર્મ૦ ૩
કહત ઇશ સુનો ધર્મ ધીર તુમ, જની જાનો પ્રાકૃત પ્રાનીહો;
કાલકો કાલ ઇશ ઇશનકો, પ્રેમાનંદકો પ્રભુ ચક્રપાનીહો. ધર્મ૦ ૪

## પદ ૩૧૧ મું

ધર્મ દેવ ગ્રહી કરકંજનમેં, લાયે લાલ ઉર લપટાઇહો. ધર્મ૦ ટેક.
શિશુ વેષ સર્વજ્ઞ ગુસાંઇ, દેખી દેવ હસે હરખાઇહો;
નિરખત અમર મુનિ ઉઠી સાદર, કૃતાંજલિ પદ શિર નાઇહો. ધર્મ૦ ૧
જયજય સત ચિદ આનંદ વિગ્રહ, આદિ પુરુષ જન સુખદાઇહો;
સબ કારન જન તારન પ્રગટે, કરી કરુના ત્રિભોવનરાઇહો. ધર્મ૦ ૨
નિરખી દેવ કરી વિનય બિદા ભયે, રૂપ સનાતન ઉરલાઇહો;
આશીર વચન ભનત સુર મુનિગન, ચિરંજીવી રહો ભુવિમાઇહો. ધર્મ૦ ૩
બાલચંદ્ર સમ બઢત પ્રતિદિન, કરત ચરિત જનમન ભાઇહો;
પ્રેમાનંદ શ્રીધર્મતનય પર, તન મન ધન નિત બલજાઇહો. ધર્મ૦ ૪

## પદ ૩૧૨ મું–રાગ કાફી ખ્યાલ

દીલોંદા દરદ ન જાનદા, હો દીલદાર યાર; દીલોં૦ ટેક.
દરદે દિવાની મેં બનબન ડોલું, જરા દયા દીલ નહિં આનદા; હોદી૦ ૧
સાંવરા કુંવર દે દરસ દીલજાનિ, પ્યારે પિર નહી પિછાનદા; હોદી૦ ૨
નેક મધુરે સુર બંસી સુનાદે, તેં ગવૈયા કહાનતાનદા; હોદી૦ ૩
પ્રેમાનંદકે જરા બદન દીખાદે, તજી માન ગુંમાનદા; હોદી૦ ૪

## પદ ૩૧૩ મું

મેરા નેહરા નિભાઇયેં હો, સાંવરીયા છેલ; મેરા૦ ટેક.
નેહ કીયા તબ છેહ ન દેના, ભલા પ્યારે દીલભર ચાહીયે; હોસાં૦ ૧
નેહ નિભાવન નાથ હમારે, પ્યારે નેહ નીર બરસાઇયે; હોસાં૦ ૨
જન અપનેકી અરજ સુની લીજે, કર દયા દરસ દીખાઇયે; હોસાં૦ ૩
પ્રેમાનંદ કરે પ્રાન બલીહારી, મેવારી નેહસું બોલાઇયે; હોસાં૦ ૪

## પદ ૩૧૪ મું

તોસેં મેરા નેહ લગાહે, નંદજ્યુંકે લાલા; તોસેં૦ ટેક.
નેહ લગા તેરે ચરન કમલસું, તજ દીયા કુટુંબ સગા; હોનં૦ ૧
તન મન ધન કુરબાન કીયાહે, તેરા નામ ઉપર અનધા; હોનં૦ ૨
એક આસ બિસવાસ હે તેરા, ભલા તુમ મત દીજ્યો દગા; હોનં૦ ૩
પ્રેમાનંદ કે' રહો દ્રગ આગે, ભલા તુમસુ યેહી મગા; હોનં૦ ૪

## પદ ૩૧૫ મું

બંસી નેક બજાવરેહો, બંસી વારે કહાન; બંસી૦ ટેક.
તેરી બંસીને મેરો મન હર લીનો, એક મીઠી તાન સુનાવરે; હોબં૦ ૧
બંસી સુને બિના કલ ના પરે. મેરો પર્યો એહી સુભાવરે; હોબં૦ ૨
સુંદર તાન સુનાયકે પ્યારે, મેરે તનકી તપત બુઝાવરે; હોબં૦ ૩
પ્રેમાનંદ કે' નાથ રાખું મેરે, નેનામહીં રાવરે; હોબં૦ ૪

## પદ ૩૧૬ મું–રાગ કાફી

રહો જ્યું મેરે નેનોમેં સહજાનંદ; રહો૦ ટેક.
સહજાનંદ સુખદ મનભાવન, પાવન કરુના કંદ. રહો૦ ૧
પ્રગટે ધર્મકુલ શ્રીપુરુષોત્તમ, મેટન ભવદુખ ફંદ. રહો૦ ૨
દીનાનાથ દયાકે સાગર, વાસુદેવ જગવંદ. રહો૦ ૩
પ્રેમાનંદ આધારન કારન, પ્રગટે શ્રીવ્રજચંદ. રહો૦ ૪

## પદ ૩૧૭ મું

રહો જ્યું મેરે નેનોમેં સુંદર રૂપ; રહો૦ ટેક
ભક્તિધર્મસુત શામ મનોહર, સહજાનંદ સ્વરૂપ. રહો૦ ૧

ત્રિભોવન નાયક સબ ગુન લાયક, સુર નર મુનિ શિર ભૂપ. રહો૦ ૨
ઐહી રૂપ બીન ત્રિભોવનકે સુખ, દુઃખદાયક તમ કૂપ. રહો૦ ૩
પ્રેમાનંદ પરમ સુખ પાયો, કરત ભજન હોય ચૂપ. રહો૦ ૪

## પદ ૩૧૮ મું

રહો જ્યું મોરે નેનોમેં શ્રીઘનસ્યામ; રહો૦ ટેક.
શ્રીઘનસ્યામ માધુરી મૂરત, સુખ સાગર છબીધામ. રહો૦ ૧
પરમ પુરુષ અક્ષરપતિ ઈશ્વર, પાવન પુરન કામ. રહો૦ ૨
ભવ બ્રહ્મા સુરરાજ શેષ શુક, રટતહે નિત જાકો નામ. રહો૦ ૩
પ્રેમાનંદ હરિકૃષ્ન મૂરતિ, રહો મોરે ઉર આઠો જામ. રહો૦ ૪

## પદ ૩૧૯ મું

રહો જ્યું દ્રગ સહજાનંદ સુજાન; રહો૦ ટેક.
હરિકૃષ્ન ઘનશામ કૃષ્ન હરિ, પરિપુરન ભગવાન. રહો૦ ૧
નિલકંઠ નારાયન વિશ્નુ, કેશવ કરુનાનિધાન. રહો૦ ૨
અધમ ઓધારન નિજ જન કારન, પ્રગટે ભક્ત દ્રગભાન. રહો૦ ૩
પ્રેમાનંદ ઘનશામ રૂપમેં, પ્રેમ મગન ગુલતાન. રહો૦ ૪

## પદ ૩૨૦ મું–રાગ કાફી

ભક્તિધર્મસુત સ્યામરી, સંતન સુખદાઈ; ભક્તિ૦ ટેક.
વાસુદેવ નારાયન વિષ્નુ, પ્રગટે પુરનકામરી; સંત૦ ૧
મથુરા બાલમુકુંદ મૂરતિ, વ્રજ રાધા અભિરામરી; સંત૦ ૨
રુક્મિણીરમણ દ્વારિકાપુરમે, રાજત સદગુણધામરી; સંત૦ ૩
નરનારાયણ ઇન્દ્રપ્રસ્થમાં, રટત પ્રેમાનંદ નામરી; સંત૦ ૪

## પદ ૩૨૧ મું

કેશિ મથન મોરારી, પ્યારો છેલ છબીલો; કેશિ૦ ટેક.
કમલાકાંત કમલદલ લોચન, ભવ મોચન કરતારરી; પ્યારો૦ ૧
મનમથમદગંજન સુરરંજન, કુંજન કરત વિહારરી; પ્યારો૦ ૨
કેશવ માધવ મોરલી મનોહર, રાધા રસ સિંગારરી; પ્યારો૦ ૩
પ્રેમાનંદકો નાથ મનોહર, મોહી સકલ વ્રજનારરી; પ્યારો૦ ૪

## પદ ૩૨૨ મું

ગીરીધર ગોકુલચંદરી, પ્યારો પરમ સનેહી; ગીરી૦ ટેક.
ચિતવત ગોપી બદન બિધુ છબિ, નિમિષ ટારી પલ સુંદરી; પ્યારો૦ ૧
ગોપીજન મનહરન મનોહર, ત્રિભુવન આનંદકંદરી; પ્યારો૦ ૨
મોહનલાલ ગ્વાલ સંગ વિહરત, સુરવંદિત સ્વછંદરી; પ્યારો૦ ૩
રૂપ રસાલ લાલ છબી નિરખી, પ્રફુલિત પ્રેમાનંદરી; પ્યારો૦ ૪

## પદ ૩૨૩ મું

રહોજ્યું રસીક નંદલાલરી, મોરે લોચન આગે; રહો૦ ટેક.
તરુન કિસોર રસીક વર સુંદર, ચંચલ નેન વિસાલરી; મોરે૦ ૧
નિલમનિ માધો છબી નૌતમ, રાજહંસ ગતિ ચાલરી; મોરે૦ ૨
મુસકત મંદ મંદ ગતી માધો, ચિતવત કરત નિહાલરી: મોરે૦ ૩
પ્રેમાનંદ કે' પ્રાન સનેહી, કેશવ પરમકૃપાલરી; મોરે૦ ૪

## પદ ૩૨૪ મું–રાગ કાફી

મોઈ બ્રજ બાસી તેરે રૂપ, હોગઈ મેંતો બાવરીરે મનમોહન પ્યારે; મો૦ ટેક.
મોઈ બ્રજ છેલા તેરે રૂપ હોગઈ મેંતો બાવરીરે. મન૦ ૧
જબતેં દ્રગ હેરે બ્રજમોહન, વસગઈ જીય છવિ સાંવરીરે. મન૦ ૨
મગન રહું જબલગતો મેં દેખું, બીન દેખેં દ્રગ ભરી આવરીરે. મન૦ ૩
તેરી હસની બોલની મોહે ખટકત, મીલન કરત ચીતચાવરીરે. મન૦ ૪
પ્રેમસખી પીયા સાંઝસવેરે, આવો ભુવન મોરે નાવરીરે. મન૦ ૫

## પદ ૩૨૫ મું

તુમ સંગ લાગે મોરે પ્રાન, રાખુંગી મેરે ચિત મેરે બ્રજબાસી કહાના; તુમ૦ ટેક.
સુંદર રૂપ દેખી લલચાની લિખ રાખુંગી મેરી પ્રિત મેરે. બ્રજ૦ ૧
નિરખત રહું રૂપ મનીમાધો, ચિત્ર લીખ દઈ માનું ભીંતમેરે. બ્રજ૦ ૨
ગુંનસાગર તુમ બેંન બજાવો, મોઈ રઉં ગીતરે ગીત મેરે. બ્રજ૦ ૩
પ્રેમ સખી કરું પ્રાન નોછાવર, આવે સજન પિયા મિત મેરે. બ્રજ૦ ૪

## પદ ૩૨૬ મું–રાગ કાફી

આવોને મોહન અલબેલડારે મંદિર મારેરે; આવો. ટેક.
શોભતારે શણગાર સજીને, લટકંતા આવો સુંદર છેલડારે; મંદિર૦ ૧

જરકસી પાઘડલીમાં ડોલરિયાના તોરા, ભ્રમર જોઇને થયા છે ઘેલડારે; મંદિર૦ ૨
છેલ છબીલા તારી છબીને ઉપર, વારું મારા પ્રાણ રંગ રેલડારે; મંદિર૦ ૩
પ્રેમાનંદ કહે રાખું મારા ઉરમાં, નિમખ ન મેલું નાથ એકલડારે; મંદિર૦ ૪

પદ ૩૨૭ મું

મોહીછું મોહન તારે મોલીડેરે, આવોને ઓરારે; મોહી૦ ટેક.
નખશિખ જોવુંરે મારા ઉરમાં પ્રોવું, રસિયા રીઝીછું રંગચોલીડેરે; આ૦ ૧
પ્રાણસનેહી મારા મંદિરિયામાં રે'નેરે, હેતેં હિંચકાવું નાથ હિંડોલીડેરે; આ૦ ૨
તમ કારણ લોક કુટુંબ તજીનેરે, આવીને વસીછું તારે ઓલીડેરે; આ૦ ૩
પ્રેમાનંદ કહે છે વાલા મનકર્મ વચને, શિરતો સોંપ્યું છે તારે ખોલીડેરે; આ૦ ૪

પદ ૩૨૮ મું

મારીરે સામલિયે છેલ આંખડીરે, અચાનક આવીરે; મારી૦ ટેક.
આંખડી રૂપાલી માંગે રાતી રાતી રેખું, શરદ કમલ કેરી પાંખડીરે; અચા૦ ૧
હું તો ગઇતીરે જમુના પાણિડાંરે ભરવા, માથે બેડલુંને શેરી સાંકડીરે; અચા૦ ૨
લોકની લાજે હુંતો બોલી ન શકી, ભુજ ભરી મલિયો પેરેલ ચાંખડીરે; અચા૦ ૩
પ્રેમાનંદનેરે વાલે ઘેલડીરે કીધી, લાગી છે જોવાની મારે ધાંકડીરે; અચા૦ ૪

પદ ૩૨૯ મું

ઘેલી મને કીધી કહાન ગોવાલીડેરે, નેણાની સાંનેરે; ઘેલી૦ ટેક.
મનમોહન મારા મંદિર આગે નિસર્યારે, જોયા મેંતો જીવન આવીને જાલીડેરે; નેણા૦ ૧
સામુ જોઇને મારી સુધ હરીલીધી, ચિતડું ચોર્યુંછે નેણાંકેરે ચાલીડેરે; નેણા૦ ૨
મધુરે મધુરે સ્વર મોરલી વાઇને, વશ કરી લીધી વાલે વનમાલીડેરે; નેણા૦ ૩
પ્રેમાનંદ કેછે મારો જનમ સુધાર્યો, રસિયે છેલ છોગાલીડેરે; નેણા૦ ૪

પદ ૩૩૦ મું–રાગ કાફી

વારે વારે હું તો વારણે જાઉંરે, વહાલાના વેણાં ઉપરે; વહાલા૦ ટેક.
મીઠાં વેણ મુખનાં સાંભલીને, હૈયે હરખાઉંરે;
સુંદર મુખ સોયામણું જોઇ, જોઇને રાજી થાઉંરે. વહાલા૦ ૧

નેણુાં કંકોલેલ કહાનના, ઉતાવળી જોવા આઉરે;
સુંદર ભાલ વિશાલમાં, કાજુ કેસર આડ બનાઉરે. વહાલા૦ ૨
મોતી માલા બેવડી, હુંતો પ્રેમે કરીને પેરાઉરે;
નિરખું મૂરતિ માવની, ઉભી હાજર આગે ગાઉરે. વહાલા૦ ૩
ગુણુડાં ગિરિધર લાલના, ગાઈ રસિયાને રીઝાઉરે;
પ્રેમાનંદના નાથને, ભેટી તનના તાપ સમાઉરે. વહાલા૦ ૪

## પદ ૩૩૧ મું

સનેહી ઘનશામને, ખમા ખમા ઘણી ખમારે; સને૦ ટેક.
નેહ નિભાવણુ નાથને, રાખું રાજી થઈ નેણુમાંરે;
નિમખ ન્યારો નહિ મેલું, મારા પ્રાણુ સનેહી પ્રીતમારે. સને૦ ૧
મોહનજીની મૂરતિ મારી, આંખ્યુના ચસમારે;
એ વિના મને કાંઈ ન સુજે, રાતને દિનમારે. સને૦ ૨
હું જીવું એને જોઇને, એ છે પ્રાણુ મારા દેહમાંરે;
રટું માલા એના નામની, પડું પલે પલે પગમાંરે. સને૦ ૩
મેં તો તોડી પ્રિત સંસારથી, જોડી હૈયાનાં હારમાંરે;
પ્રેમાનંદના પ્રાણુને, રાખું જતને જીવમાંરે. સને૦ ૪

## પદ ૩૩૨ મું

મરમાલી મૂરતિ માવની, પ્યારી પ્યારી લાગે પ્યારીરે. મરમા૦ ટેક.
માથે મોલીયું જરકસી, પેર્યા જરકસી જામા ભારીરે;
આવે માણીગર મહાલતો, કરી માણકીની અસવારીરે. મરમા૦ ૧
ડોલરીયા સરખો દીસતો, સામળિયોજી સુખકારીરે;
જોઇને જીવન પ્રાણુને, મોહી વ્રજતણી સઉ નારીરે. મરમા૦ ૨
બાંહે બાજુબંધ બેરખા, હૈયે હીંડલે હાર હજારીરે;
મીઠડા બોલા માવની, શોભા ત્રિભોવનથી ન્યારીરે. મરમા૦ ૩
હેતે સામું જોઇને, ચોરે ચિતડાને ગિરિધારીરે;
પ્રેમાનંદ કે' જાઉ એની, બાનકની બલિહારીરે. મરમા૦ ૪

## પદ ૩૩૩ મું

ઘનસ્યામ પુરણ કામ પર, કરું તન મન કુરબાણરે;
સ્યામ છોગાલો મોતીયાંવાલો, મારે જીવનપ્રાણરે. ઘન૦ ટેક.
નટવર નાગર સુખનો સાગર, સુંદર સ્યામ સુજાણરે. ઘન૦ ૧
નંદનો કુંવર ડોલરીયો, મારા દીલડાંનો દિવાણરે;
દીનબંધુની દાસી છું હું તો, દામ વિનાની વેચાણરે. ઘન૦ ૨
મીઠડા બોલા માવ સાથે, મારે આગેની ઓલખાણરે;
અંતરજામી આવી મળ્યા મને, આપો આપ નારાણરે. ઘન૦ ૩
જેમ રાખે તેમ રહું હું, એની મરજીને પરમાણરે;
પ્રેમાનંદના નાથ સાથે, મારે થઈ અતિ સુવાણરે. ઘન૦ ૪

## પદ ૩૩૪ મું–રાગ કાફી

ઇહાં રહો જ્યું મોરે મીતહો છેલા; ઇહાં૦ ટેક.
શરણાંગત સજ્જનકે અવગુન, કબહું ન ધરીયે ચિતહો છેલા. ઇહાં૦ ૧
જો તુમ ભયે હરિ મિત્ર હમારે, પાર નીભાઇયે પ્રિતહો છેલા. ઇહાં૦ ૨
ઇત તોરે ઉત જોરે તાકી, નાહીં ભલી પરતીતહો છેલા. ઇહાં૦ ૩
પ્રેમાનંદ કે' નાથ અખંડ રહો, દ્રગ આગે રિપુજીત હો છેલા. ઇહાં૦ ૪

## પદ ૩૩૫ મું

તુમસું કીનો સનેહ હો રસિયા; તુમ૦ ટેક.
તન જાઓ ધન જાઓ જાઓ કુલ કીરત, સુખ સંપત અરુ ગેહહો. રસિ૦ ૧
તુમ હમારે હરિ અંધકી લકરી, ત્યાગે તો લાગે ઠેહ હો. રસિ૦ ૨
તુમ હમારે હારલકી લકરી, પકરી બીનું સંદેહ હો. રસિ૦ ૩
પ્રેમાનદ કે' નાથજી હમકું, તુમ મત દીજ્યો છેહ હો. રસિ૦ ૪

## પદ ૩૩૬ મું

નાથ ન રહીયે દૂર નેનનસોં નાથ ન રહી. નેન૦ ટેક.
દૂર રહેતે હોત મહા દુઃખ, સુનિયે સ્યામ દ્રગ સૂર. નેન૦ ૧
તુમ બિના સ્યામ સનેહી હમકું, કરત બિરહા ચકચૂર. નેન૦ ૨
યા કારન છબીલે મોહન, રહીએ નેન હજૂર. નેન૦ ૩
પ્રેમાનંદ કહે રહો દ્રગ આગે, જીવન જોબનપૂર. નેન૦ ૪

### પદ ૩૩૭ મું

નેનનમેં શ્રીઘનશ્યામ રહો જ્યું, મેરે નેનનમેં. શ્રીઘન૦ ટેક.
ચિતવતી રહું સરસ મુખ પંકજ, સુંદર છબીકો ધામ. રહો૦ ૧
શ્રુતિકો સાર સકલ સાધન ફલ, કૃષ્ન હરિ જાકો નામ. રહો૦ ૨
સુર નર અસુર ઈશ શિર નાયક, મુક્તનકે બિશરામ. રહો૦ ૩
પ્રેમાનંદ કહે વારું વદન પર, ધર્મ અર્થ ફલ કામ. રહો૦ ૪

### પદ ૩૩૮ મું–રાગ કાફી

કહાનુડે કામણ કીધું મા, કામણગારે, કામણગારે હો ધુતારે; કહાનુ૦ ટેક.
આવી ઉભા આંગણિયે મારે, હસી હસી વ્હાલ વધારે; કહાનુ૦ ૧
એકવાર મુખ જોયું મોહનનું મેં, લાજ ઉઘાડીને લગારે; કહાનુ૦ ૨
શુંરે જાણું જે મને શું કરી નાંખ્યું, આંખડલીને અણસારે; કહાનુ૦ ૩
મોરલડીમેં મને મોહની લગાડી, પ્રેમાનંદને પ્યારે; કહાનુ૦ ૪

### પદ ૩૩૯ મું

જીવન જોયા વિના મા, ઘડિન રેવાયે, ઘડી ન રેવાયે જીવ જાયે; જીવ૦ ટેક.
કામ કાજ મને કાંઈ નવ સુઝે, ઘરમાં મન અકલાયે; જીવ૦ ૧
નવલ મનોહર નંદના કુંવરને, જોયા વિના જંપ ન થાયે; જીવ૦ ૨
વણ દીઠે વસમું બહુ લાગે, દીઠે હરખ ન માયે; જીવ૦ ૩
પ્રેમાનંદનો વાલો હસીને બોલાવે, એ સુખ મુખે ન કેવાયે; જીવ૦ ૪

### પદ ૩૪૦ મું

મોહન મન માન્યો મા, મોરલીવાલો, મોરલીવાલો કહાન કાળો; મોહ૦ ટેક.
મનમથ કોટિક વારું વદનપર, ચપલ આંખડલીનો ચાળો; મોહ૦ ૧
નટવર નાગર સુખનો સાગર, રસિયો છેલ છોગાળો; મોહ૦ ૨
સામું જોઇને બહુ સુખ ઉપજાવે, મોહનવર મરમાળો; મોહ૦ ૩
પ્રેમાનંદનો વહાલો વા'લડો લાગે, રાજીવ નેણ રૂપાળો; મોહ૦ ૪

### પદ ૩૪૧ મું

વા'લીડો વહાલો લાગે મા, કુંજબિહારી, કુંજબિહારી ગિરિધારી; વા'લિ૦ ટેક.
વા'લીડો લાગે એની મોરલીને રાગે, વશ થઈ સૌ વ્રજ નારી; વા'લિ૦ ૧

મરમાલીરે એના મુખડાની વાતું, આંખલડી છે કામણગારી; વા'લિ૦ ૨
જોઇ જોઇને નેણાં ત્રપત ન થાયે, જાઉં એના વેણાં ઉપરવારી; વા'લિ૦ ૩
પ્રેમાનંદનો સ્વામી સામલિયો, જીવન દોરી છે મારી; વા'લિ૦ ૪

### પદ ૩૪૨ મું-રાગ કાફી

રાખું લોચનિયાંમેં જીવન મારાને રાખું, જીવન મારા પ્રાણ પ્યારાને; ટેક.
જતન કરીને મારા જીવમાં રાખું, માણિગર મોરલીવારાને. રાખું૦ ૧
નેણુંના અગ્રથી નઇરે જાવા દીયું, નટવર નેણુંના તારાને. રાખું૦ ૨
અલબેલાને મારા ઉરપર રાખું, હરિવર હાર હજારાને. રાખું૦ ૩
પ્રેમાનંદ કહે પલ ન વિસારું, જીવન જગ ઉજીયારાને. રાખું૦ ૪

### પદ ૩૪૩ મું

જાઉં વાલમજીના વેણાપર વારીરે, જાઉં વેણાપર વારી બલિહારીરે; જાઉં૦ ટેક.
વાતડી કરીને મારું મન વશ કીધું, લીધી મને ભવથી ઉગારીરે. જાઉં૦ ૧
મૂર્ત્તિ મનોહર મનમોહનની, જીવનદોરી છે જો મારીરે. જાઉં૦ ૨
જગજીવન મુને પ્રાણથી પ્યારો, હઇડાનો હાર હજારીરે. જાઉં૦ ૩
પ્રેમાનંદ કહે પ્રાણજીવનને, રાખું મારા ઉરમાં ઉતારીરે. જાઉં૦ ૪

### પદ ૩૪૪ મું

કહાન કેસરીયાને જોઈ હું લોભાણીરે, કા. જોઇને લોભાણી મીઠી વાણીરે; કહા. ટે.
કહાન કેસરીયો મારે મનડેરે વસિયો, નટવર નવરંગ દાણીરે. કહા૦ ૧
વનમાલીરે વા'લપનો ભરીયો, રસિયો સારંગપાણીરે. કહા૦ ૨
અલબેલેરે આંખડલીને ચાળે, ચિત મારું લીધું છે તાણીરે. કહા૦ ૩
પ્રેમાનંદના નાથ સંગાથે મારે, અવિચલ પ્રીત બંધાણીરે. કહા૦ ૪

### પદ ૩૪૫ મું

ઓરા આવો કાન છેલ ગુમાનીરે, ઓરા. છેલ ગુમાની સુખદાનીરે; ઓરા૦ ટેક.
નેણાં ભરીને નિરખુંરે નટવર, મૂર્તિ મારે મન માનીરે. ઓરા૦ ૧
તરુણ કિશોર મનોહર મૂર્તિ, મુહરખું ફુટે છે નાનીનાનીરે. ઓરા૦ ૨
માવા તમારા મુખનીરે શોભા, રાખું મારા લોચનીયાંમેં છાનીરે. ઓરા૦ ૩
પ્રેમાનંદના પ્યારા ભુજ ભરી ભેટું, તન મન કરું કુરબાનીરે. ઓરા૦ ૪

## પદ ૩૪૬ મું–રાગ કાફી

મારા રસિયા વા'લમ રે'રે, પીયા ગિરિધારી; હરિ જેરાઇયે
જાવા નહિ દેનારી; મારા૦ ટેક.
પ્રાણુ મારારે તમ સાથે બંધાણુા, કેમ રહુંરે નાથ ન્યારી. મારા૦ ૧
તમને જોયા વિના પળ ન રે'વાએ, હાંરે કેસરિયા કુંજબિહારી. મારા૦ ૨
મન ક્રમ વચને દામ વિનાની, છું દાસીરે નાથ* તમારી. મારા૦ ૩
પ્રેમાનંદ કે' અખંડ બીરાજો, અવગુણિયા નાથ વિસારી. મારા૦ ૪

## પદ ૩૪૭ મું

મારા મનના માનેલ રે'રે, માવા પાય લાગું, હાંરે તમ ચરણે
ચિત્ત અનુરાગું; મારા૦ ટેક.
આવાને આવા મારે મંદિર બીરાજો, હાંરે કરજોડીને એ વર માંગું. મારા૦ ૧
તન મન ધન મારા પ્રાણુ તમપર, હાંરે વારીફેરીનેશ્યામ ત્યાગું. મારા૦ ૨
પ્રાણુજીવન મારા ઉરપર રાખું, હાંરે દલડાનીરે દાઝ ભાંગું. મારા૦ ૩
પ્રેમાનંદના નાથજી તમ સંગ, હાંરે રજની તો રે રંગભર જાગું. મારા૦ ૪

## પદ ૩૪૮ મું

હાંરે મારા મીઠડા મોહન રે'રે, કોડીલારે કહાના, હાંરે જતનાઇયેરે
રાખીશ છાનાં; મારા૦ ટેક.
જેરે જોઇયે તે તમને આણી આણી આપીશ, હાંરે કરીશરે
ઝાઝાં વાનાં. મારા૦ ૧
અક્રુરને કહે તમે શું ઉઠી ચાલ્યા, હાંરે કુડા બોલારે લોક મથુરાના. મારા૦ ૨
મીઠું મીઠું બોલીને ભલુંરે મનાવે, હાંરે કપટી તો રે હોય હિયાના. મારા૦ ૩
પ્રેમાનંદના વાલા જો તમે જાઓ તો, હાંરે સમ છેરે નંદ જશોદાના. મારા૦ ૪

## પદ ૩૪૯ મું

મારા પ્રાણુના જીવનનેરે, જાઓ કોઈ વારો, હાંરે દેખાડીને
આંખડલીનો ડારોરે; મારા૦ ટેક.
નંદ જશોદાને જાઇને કહોને, હાંરે કર સાહીને રથથી ઉતારો. મારા૦ ૧

---

* "રાવ" "રાવળા" એવો પાઠાન્તર છે.

કોરે તેડીને સમજાવો શ્યામને, કંસનો છે એ દૂત ઠગારો. મારા૦ ૨
અક્રુર સંગાથેરે તમે જાશો માં રે જીવન, હરિ વિનતિરે શ્યામ ઉરધારો. મારા૦ ૩
પ્રેમાનંદના નાથ શીદ નથી રે'તા, હાંરે આવડો શ્યોરે વાંક અમારો. મારા૦ ૪

## પદ ૩૫૦ મું–રાગ કાફી

નિમખ ન મેલું નંદલાલાને, લોચનીયાંથી; નિમખ ન૦ ટેક.
અલબેલાને મારા ઉરપર રાખું, રસિયા રૂપ રસાલને. લોચ૦ ૧
અમલ કમલ દળ નેણ સલોણો, મનડું મોયું છે જોઈ ચાલને. લોચ૦ ૨
પાતલીયાને હુંતો પળ ન વિસારું, વારેવારે જોઉં મુખ ભાલને. લોચ૦ ૩
પ્રેમાનંદના નાથને જોવા, મેલ્યો મેંતો જગ જંજાલને. લોચ૦ ૪

## પદ ૩૫૧ મું

નવલ સનેહી મારા નાથને, રાખીશ હુંતો; નવ૦ ટેક.
આંખડલીથી અલગો નહીં મેલું, હાજર રહીશ જોડી હાથને. રાખી૦ ૧
નેહ કરીને નટનાગર સાથે, ભેટીશ ભુધર ભરી બાથને. રાખી૦ ૨
લટકાલાને હું લગારે ન દૂભું, પ્રાણજીવન સુખપાથને. રાખી૦ ૩
પ્રેમાનંદ કહે જનમો જનમ હુંતો, ગાઇશ એના ગણ ગાથને. રાખી૦ ૪

## પદ ૩૫૨ મું

જીવત સુધાર્યું કુંવર નંદને, બેની મારું; જીવ૦ ટેક.
આરે ગોકુલીયામાં ભલે અવતરિયાંરે, નીતનીત જોવા ગોકુલચંદને. બેની૦ ૧
દુર્લ્લભ દરશન દેવમુનિને, સુગમ થયા છે વૃજવૃંદને. બેની૦ ૨
દરશ દેઇને વાલે દુક્તિ કાપ્યાં, પાર ઉતાર્યાં ભવફંદને. બેની૦ ૩
પ્રેમાનંદ કહે મહા સુખ પામ્યાં, નિરખી આનંદકંદને. બેની૦ ૪

## પદ ૩૫૩ મું

છેલછબીલા સુંદર શ્યામને, ઘણી ખમા; છેલ૦ ટેક.
અલબેલા વાલા રંગના રસિલા, પ્રાણજીવન સુખધામને. ઘણી૦ ૧
હૈડાનો હાર હરિવર મારે, પળ ન વિસારું એના નામને. ઘણી૦ ૨
મનમાન્યા મધુસૂદન ઉપર, વારી વારી નાખું કોટી કામને. ઘણી૦ ૩
પ્રેમાનંદ કહે જોઈ જોઈ જીવું, આનંદકારી આતમરામને. ઘણી૦ ૪

## પદ ૩૫૪ મું–રાગ કાફી

મંદિર આવો માણીગર માવા, માવા તમને ખમા ખમા
ખમારે ધણી ખમા; મંદિર૦ ટેક.
વાલારે હરખ ભરી ઉભી વાટ જોવું છું, આવો મારા રંગ ભીનારાવ. માવા૦ ૧
વાલારે મીઠડાં લેઇને તમને મોતીડે વધાવું, દુધડે પખાલું તારાપાવ. માવા૦ ૨
વાલારે આસ ઘણી છે તારું વદન જોવાની, તમપર ઘણો મારે ભાવ. માવા૦ ૩
વાલારે પ્રેમાનંદના પ્યારા છેલ ગુમાની, ઓરા આવો નટવર નાવ. માવા૦ ૪

## પદ ૩૫૫ મું

ગિરિધારી મોહન છેલા, છેલા તમે ઓરા ઓરા ઓરારે આવો ઓરા; ગિર૦ ટેક.
વાલારે મોતીડાની તમને માલા પેરાવું, આરતી ઉતારું અલબેલ. છેલા૦ ૧
વાલારે કુસુમ કળીની રુડી સેજ બીછાવું, ગજરા પેરાવું રાયવેલ. છેલા૦ ૨
વાલારે રસ સણગાર રચું તમ કારણ, માણીગર માણો રસ ખેલ. છેલા૦ ૩
વાલારે પ્રેમાનંદના સ્વામિ છેલ છબીલા, રસિયા વધારો રંગરેલ. છેલા૦ ૪

## પદ ૩૫૬ મું

લટકાલા નંદાજીના લાલ, મારું મન મોયું મોયું મોયુંરે મોરલડી*માં મોયું; લટ૦ ટેક
વાલારે મોરલીને નાદે મારું મનડું વેંધાણું, ચોર્યું ચિત્ત ગજગતિ ચાલ. મારું૦ ૧
વાલારે છાની આવું છું જોવા સાંજ સવારે, ઘરમાં છે સોકડલીનું સાલ. મારું૦ ૨
વાલારે નેણાં ઠરે છે જોઈ રૂપ મનોહર, ભ્રકુટિ ભ્રમર શશી ભાલ. મારું૦ ૩
વાલારે પ્રેમાનંદના સ્વામિ જનમ સુધાર્યો, વાલાજી વધારજું ઘણું વાલ. મારું૦ ૪

## પદ ૩૫૭ મું–રાગ કાફી

માધોજી માને હો રાવલા ચરણારી આસ; માધો૦ ટેક.
એક ભરોસો ચરણકમલકો, એક આસ વિસવાસ. માધો૦ ૧
એક રાજી મારે રાજ રહો સદા, ઓર મ કરે ઉપહાસ;
ચરણસરોજરી સેવા દીજે, રખજો ચરણરે પાસ. માધો૦ ૨
સંતરો સંગ સદા તવ શાસન, તવ દાસનકો દાસ;
પ્રેમાનંદ દીનરી વિનતિ, ઉર ધારો અવિનાસ. માધો૦ ૩

---

* "મોરલી" એવો પાઠ પણ છે.

## પદ ૩૫૮ મું

નાથજી મારે* હો, થારો આસરો એક; નાથ૦ ટેક.
એક ચરણુ બીના ઓર ન ઇચ્છું, એ મોરી અવિચલ ટેક. નાથ૦ ૧
નહીં સાધન બૈરાગ ગ્નાન બલ, નહીં ગુણુ ચાતુરી રેક;
થાપર બાજત ગાવત મારે, થારે બલ લીધો છે ભેક. નાથ૦
અધમ ઓધાર શરણુ અશરણુકે, રાજરો એ બરદ બીશેક;
પ્રેમાનંદ ગહ્યો અચલ આસરો, તજી ઓર કુમતિ છેક. નાથ૦ ૩

## પદ ૩૫૯ મું

માધોજી માને હો, રખજ્યો રાજરે હજૂર; માધો૦ ટેક.
અરજી એજ અનુજ કિંકરરી, મત કરજ્યો અબ દૂર. માધો૦ ૧
મન ક્રમ વચન કરું સેવકાઈ, સાવધાન હોઈ સૂર;
અબ ના હોઉં લુણુહરામિ, સત્ય કહું સુખ પૂર. માધો૦ ૨
અધરમ સર્ગ અસુર અતિ બાંકા, મારૂ મેવાસી ક્રૂર;
પ્રેમાનંદકે મોજે માંગું, અખંડ વસો આવી ઉર. માધો૦ ૩

## પદ ૩૬૦ મું

કેસરીયા માને હો, રખજ્યો રાજરો ગુલામ; કેસ૦ ટેક.
ચરણુ પનૈયાં ગહી કર આગે, ઉભો રહું આઠો જામ. કેસ૦ ૧
હું ચાકર થારો દામ બીનારો, યે મારા ઠાકર સ્યામ;
જો હરિવર કાંઈ ચૂક પડે તો, કરજો તાડન લે લગામ. કેસ૦ ૨
જ્યું રાજ રીઝે ત્યુંહિ કરુંગો, કરી છલકપટ હરામ;
પ્રેમાનંદને રાવલો જાણો, સબ બિધિ પુરણુ કામ. કેસ૦ ૩

## પદ ૩૬૧ મું–રાગ જંગલો

હમારો લીનો ચિત ચોર, સાવરીયા તેરી બોલની; હમારો૦ ટેક.
બોલનીમેં મેરો જીયા વસ કીનો, તેં તો નંદાકશોર. સાવરીયા૦ ૧
ચિતવનીમેં કછુ કીન કનૈયા, હેરી અમારી ઓર. સાવરીયા૦ ૨

---

* "માને" એવો પણ પાઠ છે.

હસી મુસકાયકે નેહસું બોલાય, વસ કીની બરજોર. સાવરીયા૦ ૩
પ્રેમાનંદ તેરી બોલની ઉપર, વારું મદન કરોર. સાવરીયા૦ ૪

પદ ૩૬૨ મું

અબ રે મોયે વૃજચંદ, બાવરીયા કીની બાવરી; અબરે૦ ટેક.
બીનું દેખે પળ કલ ન પરે, પ્યારે સુનો નંદાનંદ. બાવરીયા૦ ૧
કાં' જાને કૈસો જાદુ કીનો, ડારી પ્રેમકે ફંદ. બાવરીયા૦ ૨
કામ કાજ સબ છૂટ ગયો, અબ આનંદકંદ. બાવરીયા૦ ૩
પ્રેમાનંદકે પ્યારે રહો દ્રગ આગે, નિરખું ટારી પલ દ્વંદ. બાવરીયા૦ ૪

પદ ૩૬૩ મું

બતીયાં બીસરત નાંહિ, કરેજવા મેં કસકે; બતીયાં૦ ટેક.
જબતેં સુની મોહન મીઠી બતીયાં, તબતેં કછુ ન સોહાઈ. કરે૦ ૧
વિષસમ લગત જગત્ સુખ સબ, જબતેં હસકે બોલાઈ. કરે૦ ૨
એક ટક નીરખું વદન છબી જબ, ઉર આનંદ ન માઈ. કરે૦ ૩
પ્રેમાનંદકે પ્યારે તુમપર ત્રિભુવન, વારી ફેરી બલજાઈ. કરે૦ ૪

પદ ૩૬૪ મું

અંખીયાં ઉરજ રહીરે, રસિક તેરે રૂપમેં; અંખી૦ ટેક.
થકીત ભઈ સુંદર છબી નીરખી, પલકે પરત નહી. રસિક૦ ૧
ચલની ચીતવની બસ ગઈ ચીતમે, સુધબુધ સબ હર લઈ. રસિક૦ ૨
બીનું દેખે દુઃખ ઉપજત અતિ, કછુ જાત ન કહી. રસિક૦ ૩
પ્રેમાનંદકે નાથ પરી તુમ્હારે હાથ, અબતો ભઈસો ભઈ. રસિક૦ ૪

પદ ૩૬૫ મું—રાગ જંગલો

સાવરા ગુંમાની તેરી પ્રીત અનોખીવેં; સાવ૦ ટેક.
પ્રીત કરત વાકું પલક ન છોરત, બડવે યાર તેંતો શોખી. તેરી૦ ૧
રાત દિવસ વાકે દીલમહિ વસતા, બેઠતા નેંન ઝરોખી. તેરી૦ ૨
આવત જાવત સાથહી ફીરતા, તેરીવે લગની બડી ચોખી. તેરી૦ ૩
પ્રેમાનંદ કુરબાન તેરેપર, જપદા નામ તેરા ગોખી. તેરી૦ ૪

## પદ ૩૬૬ મું

ભલા બંસીવારે મોરે યાર કનૈયાવે; ભલા૦ ટેક.
યાર કનૈયા તોસું યારી વે કીની, જાની સ્યામ સુખદૈયા. મોરે૦ ૧
મિત્ર અમિત્ર ન હોત સ્યામ તુમ, સુખ દુઃખ સહાય રૈયા. મોરે૦ ૨
નેન પલક જીમી દેહમિત્રકર, (?) ત તુમ બલભૈયા. મોરે૦ ૩
અશરનશરન જાની સુખસાગર, પ્રેમાનંદ બલજયા. મોરે૦ ૪

## પદ ૩૬૭ મું

તેરી સોં કનૈયા તેંતો જાદુગારાવે; તેરી૦ ટેક.
જાદુ વે કરતા પ્યારે મનકુંવે હરતા, સાખ પૂરતા જગસારા. તેંતો૦ ૧
જાદુ વે કીના બાજીંદા ગોપીચંદ, સુલતાન બુલક બોખારા. તેંતો૦ ૨
શુક નારદ સનકાદીક શંભુ, ઘુમત ફીરત મતવારા. તેંતો૦ ૩
પ્રેમાનંદ તેરે ચરનકમલપર, તન મન ધન સબ વારા. તેંતો૦ ૪

## પદ ૩૬૮ મું

તેરીવે મોહન અંખીયાં અજબ ઠગારીવે; તેરી૦ ટેક.
રૂપ રસાલ લાલ લાલ રેખેં, બીનું અંજન બીચ કારી. અંખી૦ ૧
નેનું પલકસોં ખલક બસ કીના, મોહી લીયે હે નરનારી. અંખી૦ ૨
નેનો નજારે પ્યારે ખોાન ગુજારે, પલક ભલક અનુસારી. અખી૦ ૩
પ્રેમાનંદ ઇન અંખિયન ઉપર, ડારુમેં સબ જગ વારી. અંખી૦ ૪

## પદ ૩૬૯ મું—રાગ જંગલો

ગોકુલ નિધિ ગિરિવરધારી, સુનો ઉધો હમરે ગોકુલ; સુનો૦ ટેક.
અવિલોકી ધનસ્યામ લાડીલો, ઉતરત નાંઈ હો ખુમારી. સુનો૦ ૧
તરુનતનુ છવી નવીન જલદસમ, ચંદન ચરચીત હો બીહારી;
હસત બદન શીર મોર ચંદ્રિકા, બંસી બાજત હો પ્યારી. સુનો૦ ૨
ચંચલ નેન મકર કુંડલપર, રવિ શશી કોટીક હો વારી;
ઉર બનમાલ પિતપટ કટીતટ, દેખી દીવાની હો વ્રજનારી. સુનો૦ ૩
સુરતરુ કામધેન ચિંતામની, હરિપેં ડારે હો ઉતારી;
પ્રેમાનંદકે નાથ સ્યામ ધન, ગોપી જીવન હો મોરારી. સુનો૦ ૪

## પદ ૩૭૦ મું

હે જીવન પ્રાન હમારે, સુનો ઉધો રસિયો; હે જીવ૦ ટેક.
જીવન પ્રાન સ્યામ ઘન સુંદર, ગોકુલરાજકે હો દુલારે. સુનો૦ ૧
પ્રગટ ભયે બ્રજમેં હરિ ઉધો, બ્રજબાસીન હિત હો પ્યારે;
બુડતહી બ્રજ રાખ લીયોહે, કર ગોવરધન હો ધારે. સુનો૦ ૨
મારે અઘ બગ કેશી પુતના, જમલાઅર્જુન હો તારે;
દાવાનલકો પાનન કીયો ઉધો, કષ્ટ અનેકન હો નિવારે. સુનો૦ ૩
ગોપીજી સંગ બન બીહરે ઉધો, બીસરત નહીં હો બીસારે;
પ્રેમાનંદકે નાથ નેહ બસ, બહત નિરંતર હો દ્રગ તારે. સુનો૦ ૪

## પદ ૩૭૧ મું

નંદ નંદનસુ જાય કહીયો સુનો ઉધો ઇતની નંદ; ટેક.
કરી પરનામ જોરી કર આગે, બીનતી ઇતની હો સુનઇહો. સુનો૦ ૧
દે બિસવાસ અવધિ કહી આવન, આસા લાગી
રઇહો મન મઇ હો;
ચીતવત પંથ પલક નહીં લાગત, તનકી સુધ બુધહો બીસરઇહો.* સુનો૦ ૨
બ્રજબાસીનસું બાલપનેકી, પ્રીત ભલી તુંમ હો નીભઇહો;
તાપર લીખી લીખી જોગ પઠાયો, લીખતે લાજ ન હો અઇહો. સુનો૦ ૩
કુબજ્યા કુટીલ કંસકી દાસી, તા સંગ લગની હો લગ ગઇહો;
પ્રેમાનંદકે નાથ નીર્લજ ભયે, કીરત સબ જગ હો છઇહો. સુનો૦ ૪

## પદ ૩૭૨ મું

હમ પ્રીત કરી પછતાની, સુનો ઉધો નીરમોહીયાસુ; પ્રીત૦ ટેક.
યાકે દીલકો કપટ કુટીલતા, પેહલે સકી નઇ હો જાની. સુનો૦ ૧
એક બેર પાયકે અધરસુધા હરિ, મોહની લગાય
લીયોહો મનતાની;
કરી વિસવાસઘાત નિરદૈયા, પ્રીત અંત જાયહો ઠાંની. સુનો૦ ૨
હમતો એહી ચિત ચોર સ્યામપર, તન મન કીનોહો કુરબાની;
લોક લાજ કુલકી મરજાદા, રંચ ન ઉરમેં હો આની. સુનો૦ ૩

---

* "બીસર એઇઓ" એવો પાઠાન્તર છે.

અબ કા કહે કહ્યું કહી ન બને ઉધો, બીરહ બીથાસેં
ભઈ હો દીવાની;
પ્રેમાનંદકે નાથકી બતીયાં, છતીયાં છેદી બહે હો પલ પાની. સુનો૦ ૪

પદ ૩૭૩ મું

ચિંતામની સ્યામ હમારે, સુનો ઉધો પ્યારે; ચિંતા૦ ટેક.
જો ચીતવે સો પાવે ઉધો, ગોકુલરાજકે હો દ્વારે. સુનો૦ ૧
અષ્ટ સીધી નવ નીધી ગોકુલકી, ડગર નિરંતર હો બુહારે;
જોગ બીપત લે કહા કરે ઉધો, તજી ચિંતામની હો પ્યારે. સુનો૦ ૨
સુખકો સાર સકલ સાધન ફલ, બ્રજવાસીનકે હો દ્રગ તારે;
યહ સંપતી તજી સુબ ઉધો, જોગ ભસ્મ અંગ હો કો ધારે. સુનો૦ ૩
નિગમ અગાધ કહતહેં નિરંતર, બ્રહ્મા નીસદીન હો બીચારે;
શિવ સનકાદીક શુક પ્રેમાનંદ, જીયતેં પલ હો ન બીસારે. સુનો૦ ૪

પદ ૩૭૪ મું

મોરલીધરસોં મન માન્યો, સુનો ઉધો મેરો; મોરલી૦ ટેક.
જબતે શ્રવન સુની મોરલી ધુની, તબતે મનવા હો લોભાન્યો. સુનો૦ ૧
જાની નિગમસાર મોરલીધર, તન મન કીનો હો નોછાવર;
તજી કુલ લાજ નિગમ અનુશાસન, લાલન ઉરમે હો આન્યો. સુનો૦ ૨
મોરલીધર મોયે પ્રાનસોં પ્યારે, નેક ન કરી હું હો ન્યારે;
ગોવિંદ ચંદકે કારન ઉધો, બેર સબનસું હો ઠાન્યો. સુનો૦ ૩
મોહન પ્રાન નૈનકે તારે, જીવનદોરી હો હમારે;
પ્રેમાનંદકે હાથ સ્યામ કે, પ્રાન હમારો હો બેકાન્યો. સુનો૦ ૪

પદ ૩૭૫ મું

ગિરિધર ગોકુલકે ચંદા, બંસીવારો પ્યારો; ગિરિ૦ ટેક.
જસોમતી જઠર દિશિ સો વારુની, ઉદય ભયે પ્રભુ હો જગવંદા. બંસી૦ ૧
બંદ્રાબન નભ દ્વિતીયા જશોદા, સોહત કટીતટ હો સુખકંદા;
શંકર નંદ શીશ લીયેં ઠાડે, મેટન ભવદુઃખ હો ફંદા. બંસી૦ ૨
ઉડગન ગોપસખા બીચ સોહત, અધિક કલા નીત હો સ્વછંદા;
ચીતવતી ગોપી ચંદ ચકોરી, નિમિષ નિવારી હો પલદ્વંદા. બંસી૦ ૩

અધરસુધા સિંચત બ્રજ મંડલ, તાપ નિવારત હો નંદનંદા;
પ્રેમાનંદકે નાથ હન્યો રીપુ રાહુ, કંસ અતી હો મતિમંદા. બંસી૦ ૪

પદ ૩૭૬ મું-રાગ જંગલો

ગોવિંદા થારા ગજરા દેખ ભૂલ ગઈ કજરા; ગો૦ ટેક.
ભૂલ ગઈ કજરા ઔર અંગ આભૂષણુ, નાથ થાંને નિરખ્યાં
ભરી નજરા. ગો૦ ૧
ગજરામેં ગુલતાન હોઈ છું, દેખી થારા બાજુબંધ બજરા. ગો૦ ૨
હારતો હજારો થારો ગુચ્છ ગુલાબી, તોરા થારા પાગમાંઈ અજરા. ગો૦ ૩
શ્યામલીયા સરદાર છો મારા, પ્રેમાનંદ કરે થાંને મજરા. ગો૦ ૪

પદ ૩૭૭ મું

બિહારી થારી અંખીયા અજબ જાદુગારી; વિહારી૦ ટેક.
જાદુગારી અંખીયા થારી, ચિતવની જગસું ન્યારી. વિહારી૦ ૧
બોલનીમેં સબ વશ કર લીની, ગોકુલ ગામકી નારી. વિહારી૦ ૨
ચલનીમેં ચિત ચોર લીયો છે, ભુપતિ ભયે ભેખધારી. વિહારી૦ ૩
મુસકનીમેં મોહ્યો રતિનાયક, પ્રેમાનંદ જાત પ્રાન વારી. વિહારી૦ ૪

પદ ૩૭૮ મું

સલુના થાંને સેવતિરો સેહરો ધરાવું; સલુના૦ ટેક.
સેવતિરો સેહરો કલંગી કેતકીરી, માલતિરા મોતી લટકાવું. સલુના૦ ૧
બકુલરા બાજુ ગજરા ગુલાબી, હારતો હજારી ગુંથી લાવું. સલુના૦ ૨
જાઈ જુઈ મોગરા ચંપા ચમેલી, દાઉદીરો દુપટો બનાવું. સલુના૦ ૩
ફુલરારી સેજપર સ્યામ બીરાજો, પ્રેમાનંદ કે' આગે ગાવું. સલુના૦ ૪

પદ ૩૭૯ મું

ચાલોને લાલ માલતિરા બાગમેં બીરાજો; ચાલો૦ ટેક.
સેવતિરી સુંદર કલીયાં બીન બીન, મારું થારો મુકુટ ભરાજો. ચાલો૦ ૧
ગજરા બાજુ તોરા હાર પેહેરાવીને, નેણું ભરી નાથ નિરખાજો. ચાલો૦ ૨
અંબ કદંબરી કુંજમેં કહાના, મીઠી મીઠી મોરલી બજાજો. ચાલો૦ ૩
પ્રેમાનંદ કહે પ્રીત કરીને, પ્યારા મારો પ્રેમરસ પાજો. ચાલો૦ ૪

## પદ ૩૮૦ મું-રાગ જંગલો

હો મહારાજ તેરો બદન બતાજારે; હો મ૦ ટેક.
બદન દેખાયકે સુખ ઉપજાયકે, આયેકે ઉરમેં ઠેરાજારે. હો મ૦ ૧
બચન સુધા ઝરી બરખી નાથ હરિ, તન મન તાપ મીટાજારે. હો મ૦ ૨
નેહસું બોલાયકે બિરહ સમાયકે, નવરંગ નેહ બઢાજારે. હો મ૦ ૩
પ્રેમાનંદકે પ્રાન દેકે દરસ દાંન, જીવન બ્રહનિ જીવાજારે.* હો મ૦ ૪

## પદ ૩૮૧ મું

દીનાનાથ દીનબંધુ શરણુ તિહારીરે; દીના૦ ટેક.
શરણુ તિહારી મેં સ્યામ અગ્યાકારી, મન ક્રમ વચને મોરારીરે. દીના૦ ૧
આઠો જામ રટું નામ તેરા અવિનાસી, નંદકુંવર ઉરધારીરે. દીના૦ ૨
ભલા બંસીવારે પ્યારે ભરોસેં તિહારે હું મેં, નાથ ન દીજે વિસારીરે. દીના૦ ૩
પ્રેમાનંદ કે' નાથ દીન જાની ગ્રહી હાથ, રાખો શરણુ બનવારીરે. દીના૦ ૪

## પદ ૩૮૨ મું

ભલા નંદલાલ પ્યારે અબતો નીભાય લેરે; ભલા૦ ટેક.
નેહરો નીભાવન નાથ સ્યામ ધન, અશરણુ શરણુ લગાય લેરે. ભલા૦ ૧
નિજ જન જાની દયા દીલ આની, ચરન કમલ લપટાય લેરે. ભલા૦ ૨
ભવસાગરસું કીપાનિધિ કેશવ, બાંહ ગ્રહીકે બચાય લેરે. ભલા૦ ૩
અરજી આનંદકંદ કરત હે પ્રેમાનંદ, સ્યામજી સમીપ બોલાય લેરે. ભલા૦ ૪

## પદ ૩૮૩ મું

ભલા બંસીવારે પ્યારે પીર ન જાંનદાવે; ભલા૦ ટેક.
પીરકી મારી મેં પુકારું બનવારી, દયા દીલહું નહીં આનદાવે. ભલા૦ ૧
કરતહું અરજ ગરજ તેરી નીશદિન, મનમોહન નહીં માનદાવે. ભલા૦ ૨
બન બન બ્યાકુલ ફીરતહું ઢુંઢતી, કહાન ગવૈયા તાનદાવે. ભલા૦ ૩
પ્રેમાનંદકે નાથ મીલો હસી ભરી બાથ, દાતા દરસન દાનદાવે. ભલા૦ ૪

---

* હે જીવન વિરહનું દુઃખ સમાવી જીવાડી જાઓ—એ અર્થમાં છે. પણ સ્પષ્ટ પાઠ કોઈ પણ પ્રતમાં નથી.

## પદ ૩૮૪ મું–રાગ જંગલો

રાજમોલ પધારો રંગ બીનાજી; રાજ૦ ટેક.
સેજડી સુધારી પ્યારી, વાટડી જોવા છો થારી, આવોજી
ચતુર પરવીનાજી. રાજ૦ ૧
સજી સણુગાર આવો, ચીત મારો લલચાવો, ઓઢોજી
દુશાલા અતી ઝીનાજી. રાજ૦ ૨
મંદિર આયકે માણો, લોક લાજ મતી આણો, કાંઈ
કરશો હો મતિહીનાજી. રાજ૦ ૩
ગુણુવંત થાને જોઈ, મનડો રયો છે મોઈ, પ્રેમાનંદ
ઉર લખી બીનાજી. રાજ૦ ૪

## પદ ૩૮૫ મું

મારે મંદીર બીરાજો કહાના કેસરીયા; મારે૦ ટેક.
અખંડ બીરાજો કહાન, તન મન વારુ પ્રાન, રહું એક
ટક જોઈ ગીરધરીયા. મારે૦ ૧
મૂરતી જોઇને પ્યારી, ધીરજ ડગી છે મારી, આવો
ઉર રાખું છેલા નટવરીયા. મારે૦ ૨
તજી મેંતો અન્ય આશ, રાજ ઉર રહો વાસ, સ્યામ
સનેહી પીયા રંગભરીયા. મારે૦ ૩
પ્રેમાનંદરા મીત, થાસું રાજ લાગી પ્રિત, અબજી ન રહો
ન્યારા ડોલરીયા. મારે૦ ૪

## પદ ૩૮૬ મું

માને વાલા લાગો રાજ પ્યારા નટવરજી; માને૦ ટેક.
નટવર પ્યારા, મારા હાર હિયારા, નીમખ ન મેલું
ન્યારા ગિરિધરજી. માને૦ ૧
રહું નીત જોતી, મારી નથડીરા મોતી, જીવનદોરી
છો ગુણુસાગરજી. માને૦ ૨

હું થારી દાસી, પીયા સુણો અવિનાશી, રહો દ્રગ આગે
મારી એ અરજી. માને૦ ૩
પ્રેમાનંદરા નાથ, વેચાણી હું તારે હાથ, કહો જ્યું કરાં
રાજ જેવી મરજી. માને૦ ૪

## પદ ૩૮૭ મું

થાને જાવા નહીં દેસા બંસીવારાજી; થાને૦ ટેક.
નટવર નાગર, ગુણુરા સાગર, પ્રાણુજીવન પીયા પ્યારાજી. થાને૦ ૧
બીના દેખે થાને, કલ ન પરત માને, સ્યામ સનેહી દ્રગ તારાજી. થાને૦ ૨
બાલપણુરી પ્રીત, સાવરા સનેહી મીત, અબ કેમ છૂટે કહાન કારાજી. થાને૦ ૩
પ્રેમાનંદરા નાથ, પકરી રાખીશ હાથ, હોવા નાહિં દેસા માસું ન્યારાજી. થાને૦ ૪

## પદ ૩૮૮ મું–રાગ જંગલો

હો રસિયા ગુમાની બાલમરે, મોસે જી ન તોરો જી હો; રસિ૦ ટેક.
મેં તેરી દાસી પિયા ચરન કમલકી, બાહ ગહી જી ન છોરો જી હો. રસિ૦ ૧
લોક લાજ જગ આસ તજીમેં, સાવરે ચરન જી ચીત મોરો જી હો. રસિ૦ ૨
અબ જી ન દુર તજો પિયા મોકું, રાખો ચરન જી ચીત મોરો જી હો. રસિ૦ ૩
પ્રેમ સખી પીયા કછુ ન સોહાવત, રસિક દ્રગન જી ચીત ચોરો જી હો. રસિ૦ ૪

## પદ ૩૮૯ મું

હો નેહરા નીભાવન છેલારે, બીસર ન જાજ્યો જી હો; નેહ૦ ટેક.
અવગુનકે મીસ યાદ કરી મોહે, રસિયાજી હસકે બોલાજ્યો જી હો. નેહ૦ ૧
કરુંના દ્રગન ભરી દેખો મેરી ઓરિયા, અવગુન પીયા
બિસરાજ્યો જી હો. નેહ૦ ૨
દોષ નિવારણુ નામ તુમારો, એહી જીય જાની ના ભજ્યો જી હો. નેહ૦ ૩
પ્રેમ સખી બોલાયકે ચરને, રસિયા અધુર રસ પાજ્યો જી હો. નેહ૦ ૪

## પદ ૩૯૦ મું

હો રસિયા લગન મોરીરે, તુમસેં જી જોરી જી હો; રસિ૦ ટેક.
જોરી લગન મોરી રસિક રૂપસેં, ઓર સકલસેં તોરી જી હો. રસિ૦ ૧
સ્યામ સુંદર પીયા મેરે મન માને, જ્યું છબી ચંદન ચકોરી જી હો. રસિ૦ ૨

સુખસંપત મોરે રસિક સુંદર પિયા, તુમ મેરે જીવનદોરી જી હો. રસિ૦ ૩
પ્રેમ સખી પીયા દુર ન રેજ્યો, સાવરે અરજ એહી મોરી જી હો. રસિ૦ ૪

### પદ ૩૯૧ મું

હો સાવરીયા લગન મોરીરે, તુમસેં જ્યું લાગી જી હો; સાવ૦ ટેક.
રૂપ રસાલસોં મેરો મન લાગો, આસ સબનકી ત્યાગી જી હો. સાવ૦ ૧
રંજન દોઉ મોરે દ્રગ ખંજન, તુમ બસ ભએ અનુરાગી જી હો. સાવ૦ ૨
હસની બોલની તેરી ચલની ચીતવની, એહી મોરે જીવન જાગી જી હો. સાવ૦ ૩
પ્રેમ સખી કે' પ્રાણજીવન ધન, રહો મન સ્યામ સોહાગી જી હો. સાવ૦ ૪

### પદ ૩૯૨ મું–રાગ જંગલો

હો રસિયાજી તુમસેં જો માની, પ્રીતિ જીવન જાની; હો૦ ટેક.
હો મોહન રૂપ નિધાની, નીરખી ભઇહું દીવાની. હો૦ ૧
હો તુમસે જ્યો લગની લગાની, મેતો તેરે હાથ બેકાની. હો૦ ૨
હો ક્રિપા કીજે દીન જાની, ચરને રહું લપટાની. હો૦ ૩
હો પ્રિતમ કીજ્યો નીભાની, પ્રેમ સખી કુરબાની. હો૦ ૪

### પદ ૩૯૩ મું

હો જીવન આવો બનવારી, તન મન તુમપર વારી; હો૦ ટેક.
હો તુમ મેરે પ્રાન આધાર, કરી રાખું હીયરાકો હાર. હો૦ ૧
હો રસિયાજી રહું નીત જોતી, કરી રાખું નાસીકા મોતી. હો૦ ૨
હો નટવર નંદ જ્યુંકે નંદન, કરી રાખું પીયા ભુજ બંદન. હો૦ ૩
હો પ્રેમ સખીકે પ્યારે, કરી રાખું દ્રગનકે તારે. હો૦ ૪

### પદ ૩૯૪ મું

હો તુમસોં ન કીજે નેહરા, કપટી પ્રીતમ પીયરા; હો૦ ટેક.
હો હમકું જ્યો દીનો બીદેહરા, તુમ નહીં છાંડો વાકા ગેહરા. હો૦ ૧
હો તુમારો તો વસ કીનો જીયરા, બીનું દેખે કલપત હીયરા. હો૦ ૨
હો તુમકું જ્યો એસો દીનો બીયરા, બીના દામ કર લીને ચેરા. હો૦ ૩
હો પ્રેમ સખીકે સનેહરા, હમકો મત દીજ્યો છેહરા. હો૦ ૪

પુરુષોત્તમ તુમ પ્રગટે હો કલીમેં, પતિત ઓધારન કાજરે. મેં તેરી૦ ૨
મેં હું અવગુનસાગર નાગર, તુમ હો ગુનકે જહાજરે. મેં તેરી૦ ૩
બાંહ ગહી ભવપાર ઉતારો, પ્રેમાનંદ શીરતાજરે. મેં તેરી૦ ૪

## પદ ૫૩૩ મું

જપું તેરા નામકી માલારે મેંતો;૦ પ્યારે નંદલાલરે; મેં જપું૦ ટેક.
રાત દિવસ મોયે ધ્યાન હે તેરા, ગુનસાગર ગોપાલરે. મેં જપું૦ ૧
ચીતવતહું તેરે ચરન કમલ છબી, મેટન ભવ જંજાલરે. મેં જપું૦ ૨
અખંડ રહો મોરે નેનકે આગે, મોહન રૂપ રસાલરે. મેં જપું૦ ૩
પ્રેમાનંદ કહે યહ વર મોયે, દીજે દીનદયાલરે. મેં જપું૦ ૪

## પદ ૫૩૪ મું

મોયે પાર ઉતારોરે પ્યારે, મોયે;૦ ભલા બંસીવારે; મોયે પાર૦ ટેક.
બાંહ ગ્રહીજી ન છાંડો બીચમેં, નાગર નંદદુલારે. મોયે પાર૦ ૧
તુમ બીના ઓર નહીં ત્રિભુવનમેં મેરો, હીતકારી મોરારે. મોયે પાર૦ ૨
નીજ જન જાની બીસારો અવગુન, નટવર નેનઉંકે તારે. મોયે પાર૦ ૩
પ્રેમાનંદકે નાથ હરો સબ, સંકટ સ્યામ હમારે. મોયે પાર૦ ૪

## પદ ૫૩૫ મું—રાગ બીહાગ

બોલીરી વચન કઠોર, પીયસોં સમજ વીના આલી; બો૦ ટેક.
પીયકે સનમુખ બોલી સજની, કેસો પતિવ્રત તોર. પીય૦ ૧
પતિવ્રતાકે પન કો પ્યારી, તેં લે લગાઈ ખોર. પીય૦ ૨
ફીરી અબ એસેં ન બોલિયે સજની, રહિયે સદા કર જોર. પીય૦ ૩
પ્રેમાનંદ કહે રાખીયે સજની, રાજી નંદકિશોર. પીય૦ ૪

## પદ ૫૩૬ મું

યું ન બોલીયે બોલ, લાલસોં બ્હેન બાવરી; લાલ૦ ટેક.
ભવ બીરંચી સુર શેષ જાહિકું, સ્તુવત બચન રસાલ. લાલ૦ ૧
ઉમા રમા જાકે ચરન સજની, ઉર ધરી હોત નીહાલ. લાલ૦ ૨
પીયસોં અનરસ બોલે રસના, પરે ન તુટી તતકાલ. લાલ૦ ૩
પ્રેમાનંદ કહે દુર્લભ સજની, રસિક પીયા ગોપાલ. લાલ૦ ૪

## પદ ૫૩૭ મું

રતન જતન કરી રાખ લાડીલી, તું સમજ સયાની; રત૦ ટેક.
કહા કરેગી લે કાચકો મેરો, રતન અમોલીક નાંખી. લાડી૦ ૧
લાલ અમોલીક મોલ ન યાકો, સત્ય કહું તોયે ભાખી. લાડી૦ ૨
તજ દે આશ જગ છાશ જલધિકી, અમૃત અનોપમ ચાખી. લાડી૦ ૩
પ્રેમાનંદ કહે કેશવપર પ્યારી, વિશ્વ વારીયે લાખી. લાડી૦ ૪

## પદ ૫૩૮ મું

પ્યારી તું પરમ સયાન, પીયપર પ્રાન વારીયે; પ્યા૦ ટેક.
પીયકી મુરત દેખકે સજની, હોઇયે અતહિ ગુલતાન. પીય૦ ૧
મન ક્રમ બચને રહિયે આલી, મોહન મરજી પ્રમાન. પીય૦ ૨
પીયકે અનુકુલ ત્રિયહી તાકે, બ્યાસ કરતહેં બખાન. પીય૦ ૩
પ્રેમાનંદકે નાથસોં સજની, અધિક નહીં કોઈ આન. પીય૦ ૪

## પદ ૫૩૯ મું

પ્રાનસેં પ્યારો હો સાવરો, નંદદુલારો; પ્રાન૦ ટેક.
કબઉં ન કીજે પ્યારો સજની, નેનઉસેં ન્યારો. હો સાવ૦ ૧
જીયકો જીવન સાંવરો સજની, જગકો ઉજારો. હો સાવ૦ ૨
ગોપીવલ્લભ લાડીલો સજની, પીતપટવારો. હો સાવ૦ ૩
પ્રેમાનંદકો પ્રિતમ સજની, કેશવ કારો. હો સાવ૦ ૪

## પદ ૫૪૦ મું

લીજે કંઠ લગાય લાડીલી, લાલન પ્યારો; લાડી૦ ટેક.
જો માંગેસો દીજીયે સજની, પ્રેમ પ્રીત ઉર લાય. લાડી૦ ૧
ભોજન મનહીં ભાવતે પ્યારી, લીજે લાભ જીમાય. લાડી૦ ૨
મીસરી સુંદર ડારીકે કામિની, દૂધ કટોરે પાય. લાડી૦ ૩
પ્રેમાનંદ કહે રસીયો સજની, રાખીયે રસસોં રીઝાય. લાડી૦ ૪

## પદ ૫૪૧ મું–રાગ કાનડો

સહજાનંદ સહજાનંદ સ્વામિ નારાયણુ, કરુણાનિધિ કેવલ સુખકંદ; સહ૦ ટેક.
અક્ષરપતિ અખિલજગકારન, ભવતારન મેટન દુઃખ દ્વંદ. સહ૦ ૧
થાપન ધર્મ અધર્મ ઉથાપન, તાપ નીવારન ત્રિભુવનવંદ. સહ૦ ૨

અશરનશરન આનંદકરન, હરન કલીમલ મતરૂપ ફંદ. સહ૦ ૩
કરુનાસાગર રૂપઉજાગર, પ્રેમાનંદકે ઇષ્ટ બ્રજચંદ. સહ૦ ૪

પદ ૫૪૨ મું

દીનદયાલ દીનદયાલ દીનદુઃખભંજન, રંજન મુનિવર
માનસહંસ; દીન૦ ટેક.
નીજજનકમલ પ્રકાશક દીનકર, કરત ઉછેદક અધરમબંસ. દીન૦ ૧
અધમઓધારન દોષનિવારન, મારન સુર કામાદીક કંસ. દીન૦ ૨
મુનિવરનાયક નીજ સુખદાયક, કરતહેં જનકે સબ દુઃખ ધ્વંસ. દીન૦ ૩
ધર્મકુંવર વરધર્મ ધર્યો ઉર, પ્રેમાનંદ જાની નીજ અંસ. દીન૦ ૪

પદ ૫૪૩ મું

શ્રીઘનશ્યામ શ્રીઘનશ્યામ કામમદમોચન, લોચન સુખનિધિ
પુરનકામ; શ્રીઘન૦ ટેક.
અભયકરન હરિ હરન દુઃખ, ભજ ભજરે મન આઠો જામ. શ્રીઘન૦ ૧
શ્રીહરિકૃષ્ન કૃષ્નહરિ કેશવ, નીલકંઠ નારાયન નામ. શ્રીઘન૦ ૨
પરમ મંત્ર યહ સબ સુક્રિત ફલ, ઓર મંત્ર જપહે દુઃખ ધામ. શ્રીઘન૦ ૩
નરકનિવારન ભવ ભય ટારન, પ્રેમાનંદકે પરમ વિશ્રામ. શ્રીઘન૦ ૪

પદ ૫૪૪ મું

ભજ ભયહારી ભજ ભયહારી નારાયન નરહરિ,
ગોપીનાથ ગોવરધનધારી; ભજ૦ ટેક.
કેશવ કૃષ્ન કમલદલ લોચન, મધુસૂદન મુકુંદ મોરારી. ભજ૦ ૧
કેશીયમથન કાલીકે મર્દન, કંસબંસનીકંદનકારી. ભજ૦ ૨
ગરુડપતિ ગોવિંદ ગદાધર, સુમરતસમ ગજ લીનો ઉગારી. ભજ૦ ૩
પુરુષોત્તમ પરબ્રહ્મ પરમ ગુરુ, પ્રેમાનંદકે ઇષ્ટ અવતારી. ભજ૦ ૪

પદ ૫૪૫ મું–રાગ–કાનડો ધ્રુપદ ચૌતાલ

તું મેરો સિરદાર ધર્મકુંવર કીરતાર, અધમઓધાર ભરોંસો
તેરે ચરનકો; તું મે૦ ટેક.
રેહી પ્રતાપ ત્યારે, માયા–કાલ–કર્મભર્મ, મીટ ગયો ભય
સબ જનમ મરનકો. તું મે૦ ૧

નીજ જન પ્રતિપાલ, દુરીજન ઉર વિકટ સાલહે, સુભાવ
તેરો લાલ કાલ ત્રાસ હરનકો;
અવિચલ આનંદ કંદ, મેટન દુઃખ દ્વંદ ફંદ, પ્રેમાનંદકું હે એક
આસરો શરનકો. તું મે૦ ૨

### પદ ૫૪૬ મું

કો જાને ગત તેરી અગમ અગાધ એરી, સબહી સયાને
તોયે હેરી હેરી હારે; કો જા૦ ટેક.
નારદ નિગમ બ્યાસ શંકર વિરંચી શેષ, લેશઉં ન પાવે પાર
તેરો કૃષ્ન કારે. કો જા૦ ૧
આવત અવનિપર હોત દ્રગન ગોચર, કરત ચરિત્ર
પવિત્ર મોહન પ્યારે;
સુરનરમુનિ ગુનિજન સબહી સરાહે ગાયે, પ્રેમાનંદ બલ
જાયે નીરખી ઉર ધારે. કો જા૦ ૨

### પદ ૫૪૭ મું

જો પ્યારે ઘનશામકુંવર પુરનકામ, પ્રગટ ન હોત
તુમતો વાંઝ રે'તિ ધરની; જો પ્યારે૦ ટેક.
લેકેં અવતાર અપાર જીવ કીયે ઉધાર, ગિનિ નાહિ જાત
બરન ધર્મ કર્મ કરની. જો પ્યારે૦ ૧
કલિજુગમેં કિપાલ કવિ ગુનિ મુનિ ગ્રંથ, કહા કહી પ્યારે*
તોહે સકત સબ બરની;
અમિત પ્રતાપઘન સિંચત ત્રિભુવન જન, પ્રેમાનંદકે
ઉદયો આનંદકર તરની. જો પ્યારે૦ ૨

### પદ ૫૪૮ મું

તાત ધન્ય ધન્ય ધર્મ માત પ્રેમવતી ધન્ય, તાકે ગ્રહે પુરન
બ્રહ્મ પ્રગટ ભયે આયકે; તાત૦ ટેક.

---

* "કહાં કરી પ્યારે;" "કહા કરી પ્યારે;" એમ પણ ગાય છે.

તાતે ધર્મકુલ ધન્ય નર નારી સબ જન, સારદ નારદ શેષ
મહીમા બરનત ગાયકે. તાત૦ ૧
ધન્ય નૈષ્ટિક વ્રતધારી નાથ નિરખી જાત વારી, ધન્ય ધરની
ધરત ચરન નર વપુ બનાયકે;
ધર્મકુવર કૃષ્નચંદ્ર ત્રિભુવન આનંદકંદ, નીરખત નીત
પ્રેમાનંદ ભેટત ઉર લાયકે. તાત૦ ૨

## પદ ૫૪૯ મું–રાગ કાનડો ધ્રુપદ–ચૌતાલ

અબ નહીં છાંડુ ચરન સરોજ નાથ, મન ક્રમ વચ કર
ગિરિધર શ્રીહરિ; અબ૦ ટેક.
ગાવું વિમલ જશ દ્વારે અહોનીશ, શીશ પાવન પદ રજધરી. અબ૦ ૧
હોઇ તવ અનુચર ગ્રહીકે પનૈયા કર, આગે ઠાડો રહું નીત
અગ્યા અનુસરી;
ધર્મકુમાર પ્રેમાનંદકે હો સિરદાર, દેહો કુટીલકું શીખલરી. અબ૦ ૨

## પદ ૫૫૦ મું

ગાવત વેદ અમિત પ્રતાપ જાકો, જપત જ્યાયે અજ
ત્રિપુરારી નર નારી; ગાવ૦ ટેક.
નારદ શુકાદી શેષ રટત હમેશ, નામ પાવત ન પાર
રહત સબે હારી. ગાવ૦ ૧
રચત જગ વિલાસ કરત પાલન નાસ, દેત કરમ ફલ
સબકું બિચ્યારી;
જાતત અગતિ ગતિ ભૂતકી ભગવાન, પ્રેમાનંદકો નાથ સુખકારી. ગાવ૦ ૨

## પદ ૫૫૧ મું–રાગ કાનડો ધ્રુપદ–ચૌતાલ

મોહન માધુરી મૂરત સ્યામ સુંદર છેલ શોભા ધામ, નિરખી
નિરખી અંખીયનમેં રાખુંગી; મોહ૦ ટેક.
વદન કમલપર વારુરી મદનકોટી, બાનકપર વિશ્વવારી નાખુંગી. મોહ૦ ૧
ખમા ખમા મોરે પ્રાણ, આઇયે કૃપાનિધાન, એસેં મધુરે
બચનસું બોલાય નેહ દાખુંગી;

પ્રેમાનંદ વદન ચંદ, નીરખું ચકોરજ્યું, અધર સુધા માંગી
માંગી ચાખુંગી. મોહ૦ ૨

## પદ ૫૫૨ મું

દેખન દેરી રસીક છેલ, સુંદર શ્યામ અલબેલ, અંખીયા
મોરી નિરખી તૃપ્ત ન ભઈ; દેખ૦ ટેક.
મંદ મંદ મુસકની, ચંચલ ચીતવની, બોલની ડોલની મેરી
સુધ હર લઈ. દેખ૦ ૧
અતહી અદ્‌ભુત છબ, વરણી શકે કોન કબ, શેષ સારદ
નારદ બુધ સકુચ રઈ;
એસેં સુંદર ઘનસ્યામ, અમિત આનંદ ધામ, પ્રેમાનંદ શ્યામ
મૂરત, ઉર લખ લઈ. દેખ૦ ૨

## પદ ૫૫૩ મું

લોચન મોરેરી પરે ફંદ, નિરખી નાથ ગોકુલ ચંદ, વર બસ
ભયે માનું જુગલ ખંજન; લોચ૦ ટેક.
શરદ સરોજ સમ વદન વીહારીજ્યુંકો, મધુપજ્યું મોહે
દેખી છબી મનરંજન. લોચ૦ ૧
બહુત જતન કર રોકી રહીરી, પલક કપાટ કુલ પદે અંજન;
તદપી ન રત બદન વીનું દેખે, પ્રેમાનંદકે શ્યામ મીલે
સબ દુઃખ ભંજન. લોચ૦ ૨

## પદ ૫૫૪ મું

સુંદર સ્યામ રસિક કહાન, પરમ રમ્ય રસનિધાન;
મોરલી અધર ધર મન હરલીનો; સુંદ૦ ટેક.
સારીગરી ગમપગ ગરી, ગમ પધની ધપ મગરી; ધની
સાની ધપ મગરી લેત પરવીનો. સુંદ૦ ૧
સપ્તસ્વર તીન ગ્રામ સપ્તત્રીબી કર વિશ્રામ, ઉલટ પુલટ કર
અલાપ તામે કછુ કીનો;
ભૂલી તન ભાન ખાન પાન તાન સુની સરસ, પ્રેમાનંદ
કહે ગોપી ગૃહ તજીદીનો. સુંદ૦ ૨

## પદ ૫૫૫ મું–રાગ કાનડો ધ્રુપદ–ચૌતાલ

બસત વરતાલ તખત ઘનશ્યામ, ધર્મકુંવર પુરનકામ
કમલાપતિ રૂપ રસાલ; બસ૦ ટેક.
ધવલનગર મેં મદનમોહન, ગઢપુર ગોપીનાથ; જીરનનગર
રાધારમનલાલ. બસ૦ ૧
શ્રીનગર ભુજપુર નરનારાયન, સુંદર મૂળીમેં શ્રીકૃષ્ન ક્રિપાલ;
પ્રેમાનંદ કહે જો એહી ધામ પરસે, તાકે નાસ હોત સકલ
દુઃખ મુક્ત હોત તતકાલ. બસ૦ ૨

## પદ ૫૫૬ મું

રટત હજાર બદન શેષ સારદ, શંભુ વિરંચી વ્યાસ નારદ;
નિગમ પાવત નાહી પાર; રટ૦ ટેક.
સુરનર મુની ગ્યાનિ, જોગી જતી ત્યાગી ધ્યાની, પઢત પુરાન
છંદ કરત જાકો નીરધાર. રટ૦ ૧
એસે અનંત ઇશ, નીજ ઇછા જગદીશ, ધર્મકુલ કીરતાર;
પ્રગટ ભયે હરિ, દીનબંધુ ક્રિપા કરી, કમલાવર કમલલોચન
પ્રેમાનંદ તારનહાર. રટ૦ ૨

## પદ ૫૫૭ મું

પુરનપરતાપ પરમપાવન, શોક ભય નસાવન ત્રિભુવનમહિ
રહ્યો વ્યાપ; પુર૦ ટેક.
ઉદયો અમલ સુર, સહજાનંદ સુખ પુર; કલિમલમત કુર,
દૂર કીયો સબ કાપ. પુર૦ ૧
સંત કમલ ફૂલે, ખલ નલિની સકુચાની, પકરયો કામ ચોર પાપ;
પ્રેમાનંદ કહે સુનીકે નારાયન નામ, જમદુત જાત પાછે
પ્રગટ પ્રમાન જન જપત જાપ. પુર૦ ૨

## પદ ૫૫૮ મું

જપ મન નામ નીત રેનદીન, ઘરી ઘરી પલ છીન, યેહિતે
હોતરે તેરો કામ; જપ૦ ટેક.

સ્વામિનારાયન, ભવસિંધુતારાયન, સહજાનંદ સુખ પૂર,
કેશવ કરુનાકે ધામ. જ૫૦ ૧
હરિકૃષ્ન હરત દુઃખ, નીલકંઠ કરત સુખ, અભય કરત
ઘનસ્યામ;
પ્રેમાનંદકે પ્રતિપાલ, ઇષ્ટ એક ધર્મલાલ, મેટત જંજાલ સબ,
કરત આનંદ આઠો જામ. જ૫૦ ૨

## પદ ૫૫૯ મું

મોહન મતવારો ઠાડો કુંવર કહાન, બંસીમેં લેત તાન, દેખરી
દ્રગન ભર પ્યારો; મોહ૦ ટેક.
એક એક અંગ પ્રતિ, છુટત છબી તરંગ, મોહનીકે ફંદ તામેં,
પરત ખગદ્રગ કરંન ચારો. મોહ૦ ૧
ચલની ચીતવની, મધુરીસી બોલનીમે, ચોરત ચીત કૃષ્નકારો;
પ્રેમાનંદ કહે એસી મોહની મૂરતપર, તનમન પ્રાન વારું
નેનાહુંતેં કરું નાહી ન્યારો. મોહ૦ ૨

## પદ ૫૬૦ મું

મુગટ ધરયો સ્યામ સુંદર કમલ નેન, કુંડલ ઝલક સુખદેન,
લસત ઉર સુમન દામ; મુગ૦ ટેક.
પીત બસનં તન મનોહર ભ્રાજત, અંગ અંગ છબી નિરખી,
લાજત કોટી કામ. મુગ૦ ૧
ચંદનખોર ચિત્રિત અંગ, રાજત ભુખનજટિત નંગ, સંગ સોહે
બ્રજભામ;
થોંગ થોંગ બજે મૃદંગ, નાચત લાલ નવરંગ,* પ્રેમાનંદ
બ્રજચંદ નિરખી, થકીત છબી ધામ. મુગ૦ ૨

---

* "નવલરંગ" પાઠાંતર છે.

## પદ ૫૬૧ મું

## श्रीसहजानंद स्वामिने नमो नमः

### अथ अष्टक लिख्यते

जय जय जय परब्रह्म मनोहर, नटवर तनुधर नाथ हरे;
अक्षरनिवासि अखिलप्रकासि, जनसुखरासि कमलकरे. जय० १
जलधरवरणं अशरणशरणं, जनमनहरणं प्राणपति;
तारणतरणं जनसुखकरणं, मोचय मरणं भक्तगते. जय० २
वृषयकुमारं परमउदारं, भूविजयकारं कलुषहरं;
निजजनरमनं त्रिविधशमनं, मनसिजदमनं वरसिवरे. जय० ३
जय घनश्याम मनोभिराम, दिव्य सुधाम दिव्यभजे;
वृषसुतसुंदर धर्मधुरंधर, प्रणतपुरंदर भक्तजजे. जय० ४
जय वृषनंदन दुःखनिकंदन, मेटय फंदन धर्मसुत;
सुरमुनिनायक निज जनदायक, दिव्य अमायक परमपदे. जय० ५
पंकजलोचन मुनिमनरोचन, भवभयमोचन पदयुगलं;
कमनियरूपं वदनअनूपपं, सुरमुनिभूपं दमय जले. जय० ६
हरि घनश्याम पूरणकाम, पावननाम स्वामिन्ते;*
तव पद मूलं अति सानुकुलं, भवभयशूलं मेटय मे. जय० ७
वर्णीसुवेशं अजभवशेशं, तजतकलेशं भजत सदा;
प्रेमानंद तव प्रबंधं, मेटन फंदं रचित मुदे. जय० ८

## પદ ૫૬૨ મું–રાગ અડાનો–ધ્રુપદ ચૌતાલ

હું બલહારી શ્રીઘનશ્યામ બદનપર, રૂપ સદન
સોહે ગિરિધરન; હું બ૦ ટેક.
બેઠે આનંદકંદ, માનું નક્ષત્ર બીચ ચંદ, મંદ હસત
સંતાપ હરન. હું બ૦ ૧
ગાવત ગુની મુનિ, સરાહત આપ પુનિ, પ્રમુદીત ધરત
ઉર પંકજ ચરન;

---

* "" એમ પણ ગાય છે.

છાયો આનંદસિંધુ, ધન્ય ધન્ય દીનબંધુ, પ્રેમાનંદકો નાથ
સ્યામ બરન. હું બ૦ ૨

પદ ૫૬૩ મું

રી આજ શ્રીગોપીનાથ સોહત હે, સુંદર રૂપ રસાલ
વ્રજરાજ બાલ; રી આ૦ ટેક.
નીલજલદતન, ચરચીત ચંદન, પીત બસન ઊર બનમાલ. રી આ૦ ૧
બાંકે ચરન ભુજ, નેન અધરવર, ત્રિભંગી સુંદર મદન ગોપાલ;
પ્રેમાનંદકો નાથ, આવત ગ્વાલ સાથ, ગોપી રીઝી
દેખી મોહનલાલ. રી આ૦ ૨

પદ ૫૬૪ મું–રાગ અરગજા

મગલ મૂરતિ માધુરી સહજાનંદ મહારાજ, દ્વિજકુલ પ્રગટ
ભયે પુરુષોત્તમ અધમ ઓધારન કાજ; મંગ૦ ટેક.
જો શ્રીકૃષ્ન ગોકુલમહીં પ્રગટે કંસનીકંદ, સોઈ અબ
પ્રગટે ધર્મકુલ સ્વામી સહજાનંદ. મંગ૦ ૧
તબ યદુનંદન પ્રગટ હોઈ ઉતાર્યો ભુવિ ભાર, અબ કલીમેં
સતજુગ કીયો અધર્મમૂલ ઉખાર. મંગ૦ ૨
તબ બંદાબન ગોપીસંગ કીનો રાસબિલાસ, અબ નૈષ્ટિક
બ્રત ધરી કીયે કામાદિક રીપુ નાસ. મંગ૦ ૩
નંદકુંવર સોઈ ધરમસુત એક જાની કરો નેહ, પ્રેમાનંદ તેહી
યેહીહું યેહી તેહી કછુ ન સંદેહ. મંગ૦ ૪

પદ ૫૬૫ મું

પુરુષોત્તમ પરમાત્મા ષડ ગુન ઐશ્વર્ય જુક્ત, પ્રગટ ભયે
કલીનાશન લે સંગ અગનીત મુક્ત; પુરુ૦ ટેક.
સૌમ્ય રૂપ ધરી સંતકો અટન કરે મહી ઇશ, લછન તનમેં
સંતકે સોહત ગુન બતીશ. પુરુ૦ ૧
અતિ પ્રતાપ બીસ્તારીયો સહજાનંદ દિનેશ, ધર્મ ગ્યાન વૈરાગ્ય
જુત છાયો દેશબીદેશ. પુરુ૦ ૨

માઇક મંત જીતે સબે નાસ્તીક કુંડક વામ, પૂર ચલાયે
ગ્યાનકે ધરધરમેં ધનસ્યામ. પુરુ૦ ૩
ધ્યાન સમાધિ ધારના હોતહેં ગામહીગામ, પ્રેમાનંદ દેખાવત
હરિ આત્મરૂપ નીજ ધામ. પુરુ૦ ૪

## પદ ૫૬૬ મું

ગુનસાગર ધનસ્યામજી સુખસાગર જેહી નામ, જપત નામ
નર પાતકી હોતહેં પૂરનકામ; ગુન૦ ક.
ભુવિ રજકન કોઉ ગીનેં બરખા બુંદ ગીનાય, તારનકી ગીનતી
કરે પન હરિ ગુન ગીનેઉ ન જાય. ગુન૦ ૧
ચરિત્ર કીયે મહારાજને અવની ઉપર આય, લીખતેં હારી
સારદા સહસ્ત્ર બદન નીત ગાય. ગુન૦ ૨
ચ્યાર બરન આશ્રમ ચહુ પશુ પક્ષી પરજંત, ભૂત પ્રેત આદિ
સબે તારે જીવ અનંત. ગુન૦ ૩
દરસ પરસ દેકે હરિ ફ્લ જલ પત્ર લે હાર, પ્રેમાનંદ કીયે
નાથને અનંત જીવ ભવપાર. ગુન૦ ૪

## પદ ૫૬૭ મું

સહજાનંદ માહારાજકી બાર બાર બલી જાઉં, બ્રહ્મગતિ સબકું દઈ
કોન રંક કોન રાઉ. સહ૦ ટેક.
બીન સાધન સેવા બીના દ્રવે દીનપર આયે, આયે કલીજુગકે
પાતકી અગનીત પાર લાયે. સહ૦ ૧
મહિમા અમિત પ્રતાપકો કહતે જીય સકુચાયે, અંત સમે
નીજ દાસકું લેન વિમાનહી જાયે. સહ૦ ૨
જહાં ત્યાગે નીજ દેહકું નારી પુરુષ કોઉ સંત, તહાં તહાં
લેને જાત હે લખ જોજન પરજંત. સહ૦ ૩
રથ વિમાન ગજ પાલખી કઉં પાયન કરી પ્રીત, પ્રેમાનંદ
મહારાજકી સબહી અલોકીક રીત. સહ૦ ૪

## પદ ૫૬૮ મું

સહજાનંદ માહારાજકો મહીમા અપરમ પાર, એક રસના
કેસેં કહું સહસ્ર વદન રહે હાર; સહ૦ ટેક.
દેશ દેશ ઘર ઘર મહીં પરચ્યા હોત અનંત, કઉં દેખાત
રવિ કોટિસમ કઉં દેખાત માનુ સંત. સહ૦ ૧
કઉ જીમત પૂજાત કઉ કઉ બેઠે કરે ગ્યાન, પ્રેમી જન દેખત
સદા યું પૂરણ ભગવાન. સહ૦ ૨
જેહી પ્રતાપ જડ મૂક જન પઢત બ્યાકરન બેદ, જીવ
ઈશ્વર નિરને* કરે કહત તત્વકે ભેદ. સહ૦ ૩
યું પ્રતાપ દેખાયકે જીતે મત અરુ પંથ, પ્રેમાનંદ માહારાજકો
છાયો પ્રતાપ અત્યંત. સહ૦ ૪

## પદ ૫૬૯ મું

ધર્મકુંવર ઘનશ્યામજી પ્રગટે કીપા નિકેત, કલી મેટી સત જુગ
કીયો બાંધી ધર્મકી સેત; ધર્મ૦ ટેક.
બરણાશ્રમકે ધર્મ સબ ક્ષીન ભયે યું જાન, પ્રગટ હોઈ થાપન
કીયે શ્રુતિ સ્મૃતિ પરમાન. ધર્મ૦ ૧
વિધવાનારી ત્યાગીનર સાંખ્યજોગી રહે નીત, સધવાનારી
ગૃહસ્થનર કર્મજોગકી રીત. ધર્મ૦ ૨
સંન્યાસી વરણી સબે ત્યાગી સંત બડભાગ, અષ્ટ ભાંત
નારી તજે તેહી બીધી કંચન ત્યાગ. ધર્મ૦ ૩
ગ્યાન ભક્તિ વૈરાગ્ય જુક્ત આશ્રીત સબ નરનાર, ભજન
કરે મહારાજકો પ્રેમાનંદ બલીહાર. ધર્મ૦ ૪

## પદ ૫૭૦ મું

યેહી અવસર શ્રીનાથજી પ્રગટ ન હોત જરુર, હમસેં પામર
પાતકી બહે જાત ભવપૂર; યેહી૦ ટેક.

---

* નિર્ણય.

બડી કરી કરુના હરિ તારે તરત દયાલ, શરન રાખી એસેં
કહી જખમારે જમ કાલ. યેહી૦ ૧
જેહી પદરજ પ્રતાપસું આયો સબ દુઃખ અંત, જન્મ મરણુ
સબહી મીટયો પુની ભવ ભટકન પંથ. યેહી૦ ૨
સબહી તારે પાતકી જેતે થે જગમાંય, ભક્તિ ધર્મસુતલાડીલે
જમકો લીખ્યો મીટાય. યેહી૦ ૩
અજામેલ ગનીકાસમ ગીનત ન આવે પાર, પ્રેમાનંદસે
પાતકી તારે અધમઓધાર. યેહી૦ ૪

### પદ ૫૭૧ મું

સહજાનંદ આનંદકર* ઉદયો ધર્મસુત સુર, કલિમલમત
અતિ સઘન તમ કીયો કાટી સબ દૂર; સહ૦ ટેક.
મુનિગન મયુખ દિનેશકી દુઃસહ સહીં નહિ જાય, અસદ
ગ્યાની કલિમહી ઉલુક જહાં તહાં રહે લૂકાય. સહ૦ ૧
ધર્મબંસી અરબિંદ અતિ વિકસે બદન નિહાર, મુનિગન
મધુકર મુદીત જશ ગાવત કરી ગુંજાર. સહ૦ ૨
દેખી પ્રતાપ દિનેશકો કામ ક્રોધ મદ ચોર, ખટ દરસન
ગિરિ ગહ્વરા રહે જાય તેહી ઠોર. સહ૦ ૩
દિન દિન પ્રબલ પ્રતાપ જશ વિશદ કર્મ વિસ્તાર, પ્રેમાનંદ
કહે ગાવત નારદ નિગમ પુકાર. સહ૦ ૪

### પદ ૫૭૨ મું—રાગ કવિત

શ્વેતદ્વીપવાસી સુખરાસી શ્વેત વાસુદેવ, શ્વેત તેજમાંહી
અતિ શ્વેત તનુ આપહે;
શ્વેત સિંહાસન સોહે શ્વેતાંબર અલંકાર, શ્વેત ધામમહીં
શ્વેત પુરુષ અમાપહે;
શ્વેત હે દુપટો કાધે બાંધે શ્વેત બાંકી પાગ, શ્વેત ચંદન
અંગ શ્વેત રાવરો પ્રતાપહે;

* "આનંદ ઉર" પાઠાન્તર ગવાય છે.

શ્વેત હે વૈકુંઠ ધામ શ્વેત જન નિષ્કામ, પ્રેમાનંદ આઠો
જામ શ્વેત નામ જાપહે. ૧
શ્વેત ઉર હાર શ્વેત બાંધે ભુજ બાજુ બંધ, શ્વેત ઉપવીત
શ્વેત મંદ મુખ હાસહે;
શ્વેત રત્નકો મુકુટ શ્વેત મોતી કાનોંમેં, શ્વેત અલંકાર
શ્વેત મૂર્તિકો પ્રકાશહે;
શ્વેતહે ચમર છત્ર શ્વેત છડીદાર આગે, શ્વેત રમા સંગ
શ્વેત સભામેં નિવાસહે;
શ્વેત સ્યામ શ્વેત ધામ શ્વેત સભા મુક્તઉકી, પૂરનકામ
દેખી ભયો પ્રેમાનંદ દાસહે. ૨
શ્વેત ધર્મકે ધરૈયા શ્વેત ધર્મકે કરૈયા, શ્વેત ધર્મ પ્રવર્તાયો
શ્વેતપતિ સ્વામી જ્યું;
શ્વેત ધર્મપ્રતિપાલ શ્વેત ધર્મી પ્રીયે સદા, શ્વેત ધર્મધારી
પુરુષ સદા નિષ્કામી જ્યું;
શ્વેત ભક્તિ કરી પાવે શ્વેત ધર્મી સદા ભાવે, શ્વેત ગુન
ગાવે તાપેં રાજી બહુનામી જ્યું;
જાની નિજ દાસ દીજે* ચરને નિવાસ સદા, પ્રેમાનંદકે નાથ
મોરે અંતરજામી જ્યું. ૩
સહજાનંદ નામકી બલીહારી જાઉં બાર બાર, કીયો ભવ
પાર મોયે ડૂબત નીકાર્યોહે;
રાખ્યો સ્વામિ નાથ હાથ ગ્રહીકે શરનઉમેં, દેદેકે ઉચ્ચિષ્ટ મોયે
આદ અંત પાર્યોહે;
કીનોહે પવિત્ર પદભાનુકે પ્રતાપઉતે, અવિદ્યાકો પૂર ઉર માંહીતેં
ઉખાર્યોહે;
રાવરે પ્રતાપઉને કીયો હે પ્રસિદ્ધ મોયે, તીઉલોક જાને કહે
પ્રેમાનંદ તાર્યોહે. ૪

---

* "દીનો" એવું પણ ગાય છે.

## પદ ૫૭૩ મું–રાગ કહરવા

બલમા બીસરજી ન જાઓરે, બલમા; બાલાપનકી હો પ્રીત; બલ૦ ટેક.
દીનપેં દયા દીલ લાઓરે, નિરમોહી મોરે મીત. બલ૦ ૧
એક બેર બદન દેખાઓરે, ફરી કોમલ ચીત. બલ૦ ૨
સાવરે સનેહરો નીભાઓરે, પ્યારે અકલ અજીત. બલ૦ ૩
પ્રેમાનંદકું હસીકે બોલાઓરે, યહ માંગું નીત નીત. બલ૦ ૪

## પદ ૫૭૪ મું

સાવરે સૂરત મેરી લેરે, સૂરત મેરી; ભલા મોરે મહારાજ; સાવ૦ ટેક.
દીનકું દરસ આય દેરે, મેંતો ઝુરું તેરે કાજ. સાવ૦ ૧
મીતવા અરજ સુન લેરે, આય મીલો પ્યારે આજ. સાવ૦ ૨
જનમ સુફલ કર દેરે, લાલા તોહે મોરી લાજ. સાવ૦ ૩
મીટીહે ચરન પરસેરે, પ્રેમાનંદ ઉર દાજ. સાવ૦ ૪

## પદ ૫૭૫ મું

સુનલે અરજ એક મેરી, સુનલે; મેંતો ચેરી કહાના તેરી; સુન૦ ટેક.
તેરી હું બીના દામ ચેરી, યામેં નહીં તીલ ફેરી. સુન૦ ૧
મોતીકી માલા ઉર પેરી, રહો દ્રગ આગે ઠેરી. સુન૦ ૨
મોહન મગન કર દેરી, રહું એક ટક હેરી. સુન૦ ૩
પ્રેમાનંદ કહે રંગ લે'રી, આવો મીલે એક બેરી. સુન૦ ૪

## પદ ૫૭૬ મું

સાવરે દરસકી મેં પ્યાસી, સાવરે; આય મીલો અવિનાસી; સાવ૦ ટેક.
દીન રેન રહત ઉદાસી, તેરે લીયે સુખરાસી. સાવ૦ ૧
બંસીવારે પ્યારે વ્રજબાસી, બીનું દેખે જીય જાસી. સાવ૦ ૨
હસીકે હરિ બદન દેખાસી, તબ જીય સુખ આસી. સાવ૦ ૩
બૈયાં ગ્રહી કંઠ લગાસી, પ્રેમાનંદ સુખ પાસી. સાવ૦ ૪

## પદ ૫૭૭ મું–રાગ કહરવા

નયન ભરી મોહન દેખોરી આલી, દેખોરી આલી કે
દેખોરી આલી; નય૦ ટેક.

રૂપ સનાતન ભેદ બખાનત, સો દ્રગ આગે લાલ બનમાલી. નય૦ ૧
દશસત બદન રટત નીસવાસર, જોગી ધ્યાની લગાવત તાલી. નય૦ ૨
સબ ઘટ વ્યાપી નરાકૃતિ નટવર, ચલતહે સ્યામ હંસગતિ ચાલી. નય૦ ૩
પ્રેમાનંદકે નાથ પ્રગટ ભયે, કામ દલન હરિ કંસકે કાલી. નય૦ ૪

## પદ ૫૭૮ મું

લાલ ભરી લોચન લેહો નીહારી, લેહો નીહારીકે લેહો નીહારી; લાલ૦ ટેક.
નિરખી રૂપમની મનમોહન, કરી લેઉ નેના સુફલ બ્રજનારી. લાલ૦ ૧
કબ આઇહે ઘનસ્યામ ગોકુલમેં, કબ તુમ મધુપુર જૈહો પ્યારી. લાલ૦ ૨
હોઇહે દરસ દુર્લભ યદુપતિકે, ફેરી પછીતૈહો કે' સમજી વિચ્યારી. લાલ૦ ૩
પ્રેમાનંદકો નાથ ધારી ઉર, દેઉ સકલ સંતાપ બીસારી. લાલ૦ ૪

## પદ ૫૭૯ મું

માઈ મેરો જીવન મોહન પ્યારો, મોહન પ્યારોકે મોહન પ્યારો; માઈ૦ ટેક.
જીવન પ્રાન સ્યામ ઘન સુંદર, હીયકો હાર કે નૈનકો તારો. માઈ૦ ૧
બીનું દેખે મેંતો રહી ન શકું પલ, સુંદર સ્યામ પીતપટવારો. માઈ૦ ૨
યા કારન મેંતો ભઇરે જોગનીયા, લોક કુટુંબ પરિવાર બિસારો. માઈ૦ ૩
પ્રેમાનંદકો નાથ સ્યામ ઘન, મન ક્રમ વચને કરું નહી ન્યારો. માઈ૦ ૪

## પદ ૫૮૦ મું

લાલ ગિરિધરકે હાથ બેકાની, હાથ બેકાનીકે હાથ બેકાની; લાલ૦ ટેક.
નંદનંદન ઘનસ્યામ લાલસોં, માની પ્રીતિ જીવન ધન જાની. લાલ૦ ૧
શ્રીઘનસ્યામ પ્રાનપીયા ઉપર, તન મન પ્રાન કીન કુરબાની. લાલ૦ ૨
મોહનલાલ નંદસુત નિરખી, તજી કુલ કહાની મેં ભઇહું દીવાની. લાલ૦ ૩
પ્રેમાનંદકો નાથ કૃષ્નચંદ્ર, બસ ગયો જીય મેરે મોહન દાની. લાલ૦ ૪

## પદ ૫૮૧ મું–રાગ કહરવા

હોજી થાને રાખું નેનનકી પલમેં રાજ; થાને૦ ટેક.
બહુત દીનનસું સમજકે રાખી, યેહી બાત મોરા દીલમેં રાજ. થાને૦ ૧
થારે કારન હુંતો જોગન હોયકે, સંગ ફીરુંગી જંગલમેં રાજ. થાને૦ ૨

પલકનસોં થાને પલક ન મેલું, રહું થારા ચરન કમલમેં રાજ. થાને૦ ૩
પ્રેમાનંદ કહે ચીત અટકયોહે, વામ કરનકા તલમેં રાજ. થાને૦ ૪

## પદ ૫૮૨ મું

આય બસો નેનામેં વ્રજબાસી હો; આય૦ ટેક.
શ્વેત પાગ ઉર હાર શ્વેત સબ, શ્યામ મુરત સુખરાસીહો. આય૦ ૧
નેંનનમેં થે આય બીરાજોતો, યામેં થારો કાંઈ જાસીહો. આય૦ ૨
જનમ સુફલ હોઈ આવે મારો, મીટે સકલ દુઃખ ફાંસીહો. આય૦ ૩
પ્રેમાનંદરા નાથજી થારા, ચરન કમલકી દાસીહો. આય૦ ૪

## પદ ૫૮૩ મું

હો દ્રગ બાંકે તેરે છેલ ગુમાનીહો; દ્રગ૦ ટેક.
બાંકી ભોંહ ચપલ શર ચીતવની, લેતહો જીયરો તાનીહો. દ્રગ૦ ૧
ભાલ વિશાલ લલિત ત્રયરેખા, બહત ત્રિવેની સુખદાનીહો. દ્રગ૦ ૨
નેન સરોજ સરસ નાસા શુક, અધરબિંબ રતિ માનીહો. દ્રગ૦ ૩
પ્રેમાનંદકે બદન છબીપર, કોટી કામ કુરબાનીહો. દ્રગ૦ ૪

## પદ ૫૮૪ મું

હો કૃષ્નકારે જોબન મતવારે હો; કૃષ્ન૦ ટેક.
તરુન તન છબી અરુન અધર પર, ચપલ નેન દોઉ ભારે હો. કૃષ્ન૦ ૧
મુસકની મંદ વિલોકી પરે ફંદ, મન ચીત પ્રાન હમારે હો. કૃષ્ન૦ ૨
બૂડે રૂપસિંધુમેં સબહીં, હોઈ ન શકત અબ ન્યારે હો. કૃષ્ન૦ ૩
પ્રેમાનંદકે નાથ છબીપર, તન મન ધન બલીહારે હો. કૃષ્ન૦ ૪

## પદ ૫૮૫ મું–રાગ કહરવા

હારે મેંતો ન જાને મોહન દગાદાર; મેંતો૦ ટેક.
એસે મેં ન જાને પીતમ, કપટી વાકે યાર;
પે'લે પ્રીત લગાઈ મોસેં, અબતો દીની ડાર. મેંતો૦ ૧
અબતો મેરી યહ ગત સજની, કાસો કહું પોકાર;
કોનહીં ચુક વિસારી પીયા, જીયા જીયાવનહાર. મેંતો૦ ૨

જ્યોં જ્યોં સુધ આવે પીતમકી, ઉઠત કરેજે ઝાર;
કમલ નૈંન કોઈ આની મીલાવે, તાકી હું બલીહાર. મૈંતો૦ ૩
મન મોહન પીયા ફેર મીલેતો, છોડું નાહી લગાર;
પ્રેમસખી કે' પ્રાનજીવનકું, કર રાખું ઉર હાર. મૈંતો૦ ૪

## પદ ૫૮૬ મું

મન લે ગયો હો મોહન ચીતચોર; મન૦ ટેક.
પીત વસન ઓઢે મનમોહન, કીને ચંદન ખોર;
અસું કહું દોસ મોયે સજની, નિરખ્યો નેક નીહોર. મન૦ ૧
ભોંહે કુટીલ મનોહર નાસા, ચપલ નેનકી કોર;
બિસરત નાહી રેન દીન સજની, મોહન નંદકિશોર. મન૦ ૨
લગી પ્રીત મેરી શ્યામસુંદરસું, જેસેં ચંદ ચકોર;
બીના મૂલકી દાસી વાકી, જગસેં દીની તોર. મન૦ ૩
નેનકી સેનમેં મેન ભરે માનું, હસતહેં બદન મરોર;
પ્રેમસખી કે' એ શોભા પર, વારું ચંદ કરોર. મન૦ ૪

## પદ ૫૮૭ મું–રાગ કહરવા

મોહન દેખી મગન ભઇરે, હો મોરી અંખીયા; મોહ૦ ટેક.
થકીત ભઈ લખી રૂપ શ્યામકો, એક ટક પલકે પરત નહિરે. મોહ૦ ૧
તન મન પ્રાન અરપન કરી ચીતવત, માનું ચીતારે લખ દઇરે. મોહ૦ ૨
રૂપ લાલ લખી પરવસ ભઇહું, જ્યું ખંજન ખગ જાલમઇરે. મોહ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ રૂપકી, બાત ન જાત કછુ કઇરે. મોહ૦ ૪

## પદ ૫૮૮ મું

સાવરી મૂરત મન બસગઇરે, હો મોરી ગુંયા; સાવ૦ ટેક.
સુંદર સ્યામ સલોની અખીયા, જીયરે હમારે ઠસ ગઇરે. સાવ૦ ૧
હસની બોલની ચલની ચીતવની, ભીતર કરેજે કસ ગઇરે. સાવ૦ ૨
અસ જીય બસ ગઈ સાવરેકી સુરત, જસ કગદા મસ લસ ગઇરે.* સાવ૦ ૩
પ્રેમાનંદ કહે હેરત હેરત, અવિગત અંતર ધસ ગઇરે. સાવ૦ ૪

---

* જેમ કાગળ ઉપર મેસ (શાહી) લાગી ગઈ.

## પદ ૫૮૯ મું

શ્યામ સુંદર લગે બૈયાં, લગ રૈયાં પ્યારીકી; શામ૦ ટેક.
અરસ પરસ બૈયાં ગલે ડારી, ઠાડે કદમવાકી છૈયાં. લગ૦ ૧
હસત હસાવત સુખ ઉપજાવત, બાતન જાત કછુ કૈયાં. લગ૦ ૨
શ્યામા શ્યામ પરસપર સુંદર, ગાવત તાન સુખદૈયાં. લગ૦ ૩
પ્રેમાનંદ જુગલ છબીઉપર, બાર બાર બલ જૈયાં. લગ૦ ૪

## પદ ૫૯૦ મું

આજ બને બનમાલી, છબી દેખોરી આલી; આજ૦ ટેક.
ભુખન બસન સજે અતિ સુંદર, ચલત હંસગતિ ચાલી. છબી૦ ૧
પાન ખાવત પીક ડારત ભુંઈ પર, સોહત અધર દોઉ લાલી. છબી૦ ૨
ગાવત તાન કહાન ભલ સુંદર, કરસું બજાવત તાલી. છબી૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ છબી નિરખી, ભઈ અંખીયા મતવાલી. છબી૦ ૪

## પદ ૫૯૧ મું–રાગ કહરવા

જીવન પ્રાન હમારે; જીવ૦ ટેક.
ભક્તિ ધર્મસુત વાસુદેવ પ્રભુ, જુગ જુગ પ્રતિ તનુ ધારે. જીવ૦ ૧
નિગમ પુરાન સકલ ભારત શ્રુતિ, ગાવત જસ વિસ્તારે. જીવ૦ ૨
શુક નારદ સનકાદી વ્યાસ મુનિ, નિરખી નિરખી પ્રાન વારે. જીવ૦ ૩
કારન સકલ ધર્મસુતઉપર, પ્રેમાનંદ બલીહારે. જીવ૦ ૪

## પદ ૫૯૨ મું

ગિરિધર હાર મોરે હીયાકો; ગિરિ૦ ટેક.
હીયકો હાર સ્યામ ઘન સુંદર, જીવન પ્રાન જીયાકો. ગિરિ૦ ૧
નિરખું જાગત સોવત સ્વપને, વદનશ્રી પ્રાનપીયાકો. ગિરિ૦ ૨
મન ક્રમ વચને ધરું છબી અંતર, ઓર સબે તજ દીયાકો. ગિરિ૦ ૩
પ્રેમાનંદ બિચ્યાર કરત નીત, ચરન કમલ ઉર લીયાકો. ગિરિ૦ ૪

## પદ ૫૯૩ મું

એરી બીનું દામ હું બેકાની; એરી૦ ટેક.
નિરખી રૂપ ગિરિરાજધરનકો, થકીત હોય હરખાની. એરી૦ ૧

મુસકની બંક બીલોકની દેખત, ભઈ સકલ દુઃખ હાની. એરી૦ ૨
મોહન મુખકી અમિત સુભગતા, ચપલ નેનકો પાની. એરી૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ છબીપર, કોટી કામ કુરબાની. એરી૦ ૪

પદ ૫૯૪ મું

નેના લોભાને નિહારી; નેના૦ ટેક.
રૂપસુધાનિધિ સુભગ સાવરો, કેશવ કુંજબિહારી. નેના૦ ૧
બનીઠનીકે બ્રજઉમેં આવત, અજબ બની અસવારી. નેના૦ ૨
નટવર નાથ રૂપગુનમંદિર, નિરખી મોહી બ્રજનારી. નેના૦ ૩
પ્રેમાનંદ ભયો કરતારથ, ચરન કમલ ઉર ધારી. નેના૦ ૪

પદ ૫૯૫ મું–રાગ ગરબી

વહાલોરે વિઠ્ઠલ વર સજની, વાસુદેવ વનમાળીરે; વહાલો૦ ટેક.
સુંદર રૂપ સલુણી મૂરતી, નેણાં ઠરે ભાળી ભાળીરે. વહાલો૦ ૧
મનડું તો લોભાણું છે મારું, જોઇને તે પાઘ પેચાળીરે. વહાલો૦ ૨
આ ઉભા આંગણીયે ગિરધર, ગાયે છે દઇને તાળીરે. વહાલો૦ ૩
પ્રેમાનંદનો નાથ રસીલો, વાયે છે વેણુ રસાળીરે. વહાલો૦ ૪

પદ ૫૯૬ મું

મોહીરે મોહનવર જોઈ, ગિરિધર છેલ છોગાળોરે; મોહી૦ ટેક.
વહાલો લાગે નંદજીનોરે લાલો, રંગભીનો રૂપાળોરે. મોહી૦ ૧
રાજીવ લોચન લાલ રંગીલો, મરમ ભર્યો મરમાળોરે. મોહી૦ ૨
મદનમનોહર નટવર સુંદર, અજબ નેણાંનો ચાળોરે. મોહી૦ ૩
માનંદનો નાથ છબીલો, મોહન મોરલીવાળોરે. મોહી૦ ૪

પદ ૫૯૭ મું

જુઓરે જગજીવન ઉભા, આંખડલીને આગેરે; જુઓ૦ ટેક.
પે'ર્યા છે હાર બાજુબંધ બાંધ્યા, છોગલા મેલ્યા છે પાઘેરે. જુઓ૦ ૧
કેશરીયો વર વાયે છે વંસી, મોહી હું રસીલે રાગેરે. જુઓ૦ ૨
રંગ રંગીલો ને છેલ છબીલો, જોઇને તે ભવદુઃખ ભાંગેરે. જુઓ૦ ૩
પ્રેમાનંદના નાથની સજની, વાતલડી વહાલી લાગેરે. જુઓ૦ ૪

### પદ ૫૯૮ મું

લીધુંરે લટકે મન મારું, ગુણવંત ગિરિધારીરે; લીધું૦ ટેક.
ખુંતીરે અંતરમાં આવીને, આંખડી કામણગારીરે. લીધું૦ ૧
મોહીરે મુખને મરકલડે, વેણાં ઉપર જાઉં વારીરે. લીધું૦ ૨
વેધાણી વંસીમાં સજની, તન મન જાઉં બલીહારીરે. લીધું૦ ૩
પ્રેમાનંદના નાથની મૂર્તિ, નીમખ ન મેલું ન્યારીરે. લીધું૦ ૪

### પદ ૫૯૯ મું—રાગ ગરબી

દીઠે દિવાળીરે ગિરિધર દીઠે દિવાળી; ગિરિ૦ ટેક.
આનંદ આજ ઘણો અંતરમાં, મોહન મુખ ભાળીરે. ગિરિ૦ ૧
આ ઉભા આંગણીયે માધવ, ગાયે દઈ તાળીરે. ગિરિ૦ ૨
નેણાં જોઈ લોભાણા મારા, મૂરતિ મરમાળીરે. ગિરિ૦ ૩
પ્રેમાનંદ મગન જોઈ મનમાં, પાઘ તે પેચાળીરે. ગિરિ૦ ૪

### પદ ૬૦૦ મું

દિવાળી આવીરે આજ મારે દિવાળી આવી; આજ૦ ટેક.
પૂજીએ કૃષ્ન કમલ સુખ* સજની, પ્રીતે પધરાવીરે. આજ૦ ૧
મંદિરીયામાં ચોક પુરાવો, મોતીડા મગાવીરે. આજ૦ ૨
કેશર ચંદન ચરચીને, લીજે વારણા વધાવીરે. આજ૦ ૩
પ્રેમાનંદના નાથની મૂર્તિ, અંતરમાં ભાવીરે. આજ૦ ૪

### પદ ૬૦૧ મું

ઓછવ કરીયે દિવાળીનો ઓછવ કરીયે; દિવા૦ ટેક.
નિરખી મુખ શ્રીરુકિમણિ વરનું, અંતરમાં ઠરીયેરે. દિવા૦ ૧
મૂર્તિ સુંદર શ્યામ મનોહર, અંતરમાં ધરીયેરે. દિવા૦ ૨
રુકમણિરમણ ચરણ વીના, બીજી આશા પરહરીયેરે. દિવા૦ ૩
પ્રેમાનંદના નાથને નિરખી, ભવસાગર તરીયેરે. દિવા૦ ૪

### પદ ૬૦૨ મું

દિવાળીનો દન આજ મારે દિવાળીનો દન; આજ૦ ટેક.
ધન ધન આજ મંદિરિયું મારું, પધાર્યા જીવનરે. આજ૦ ૧

* "કમલ મુખ" સંભવે છે.

નિરખી મુખ શ્રીકૃષ્ણજીવનનું, પ્રફુલ્લિત થયું મારું મનરે. આજ૦ ૨
કેશર ભીના કહાનકુંવરપર, વારું તન મન ધનરે. આજ૦ ૩
પ્રેમાનંદના નાથને ભેટી, શીતલ થયું છે તનરે. આજ૦ ૪

## પદ ૬૦૩ મું–રાગ ગરબી

નંદલાલ બિહારી છબી તારીરે, છેલા જોઇને નેણા ઠરે;
વહાલી લાગે મને મૂર્તિ પ્યારીરે. છેલા૦ ૧
હુંતો લાવણ્યમાં લોભાણીરે, છેલા;૦ વહાલી લાગે વહાલાજી
તારી વાણીરે. છેલા૦ ૨
આંખડલી કામણગારીરે, છેલા;૦ જાઉં મુખડા ઉપર વારીરે. છેલા૦ ૩
શ્યામલિયા ચતુર સુજાણરે, છેલા;૦ પ્રેમાનંદના જીવન પ્રાણરે. છેલા૦ ૪

## પદ ૬૦૪ મું

મોહન મૂર્તિ મનમાનીરે, છાની રાખું મારા નેણામાં;
સુંદર સોભાની ખાંનીરે. છાની૦ ૧
કોઈ દુરીજનને નવ દાખુંરે, છાની;૦ મારા પ્રાણ વારી
વારી નાખુંરે. છાની૦ ૨
હુ તો જીવન રહું નીત જોતીરે, છાની;૦ મારી
નથડી કેરું મોતીરે. છાની૦ ૩
હુ તો હેતે હાર પે'રાવુંરે, છાની;૦ પ્રેમાનંદ કે' આગે ગાવુંરે. છાની૦ ૪

## પદ ૬૦૫ મું

કેસરીયા વાલમ કહાનારે, છાના આવો મારે મંદિરિયે;
હુ તો કરીશ ઝાઝા વાનારે. છાના૦ ૧
તમે આવજ્યો એવે ટાણેરે, છાના;૦ મારી પાડોશણ
નહિ જાણેરે. છાના૦ ૨
તમે આવજ્યો ઊઘાડીને બારીરે, છાના;૦ સાસુ નણંદી ન
જાણે મારીરે. છાના૦ ૩
પ્રેમાનંદના છેલ ગુમાનીરે, છાના;૦ સુંદર મૂરતિ મન માનીરે. છાના૦ ૪

### પદ ૬૦૬ હું

લેરખડા લાલ લાલચ લાગીરે, જીવન જોવું તારી વાટડલી;
આવો રસિયા સ્યામ સૌહાગીરે. જીવ૦ ૧
મારું મન મળવા અકલાયેરે, જીવન;૦ બીજા કેને નવ કેવાયેરે જીવ૦ ૨
હું તો સજી રહી શણગારરે, જીવન;૦ આવો હરિ હીયાના હારરે. જીવ૦ ૩
મારે ઘણા દિવસની આસરે, જીવન;૦ કરો પ્રેમાનંદ ઉર વાસરે. જીવ૦ ૪

### પદ ૬૦૭ મું–રાગ ગરબી

છેલ છબીલોરે છોગાલો નંદનો લાલો; પ્રાણ સનેહીરે
મને લાગે છે અતિ વહાલો. છેલ૦ ૧
આનંદ આપેરે એનું મુખડું આનંદકારી; જોઇને રીઝીરે
વહાલાને વ્રજની નારી. છેલ૦ ૨
નેણે નિર્મળરે વહાલો નેહ ઘણેરા વરસે; કોઈ નવ જાણેરે
માઈ છાનો આવી દરસે. છેલ૦ ૩
મોંઘા મૂલોરે બેની મોહન કેમ મેલાયે; પ્રેમાનંદ કે'રે
એ સારું જે થાતાં થાયે. છેલ૦ ૪

### પદ ૬૦૮ મું

કેશવ કેડેરે મારું મનડું ફરે છે બાઈ, વહાલે વિંધીરે મને નેણે
નેહ લગાઈ. કેશ૦ ૧
હેતે હેરેરે મુજ સામું વારે વારે, નેહ વધાર્યોરે બેની હૈડા કેરે હારે. કેશ૦ ૨
રસિયે રીઝયારે મારી પ્રીતડી જોઇને હેલી, સામા આવીરે મને
મળીયા સુણ સાહેલી. કેશ૦ ૩
આનંદ આપ્યોરે અલબેલે ચીતડાં ચોરી, પ્રેમાનંદનોરે વહાલો
મારે જીવન દોરી. કેશ૦ ૪

### પદ ૬૦૯ મું

શી કહું શોભારે સામલીયા વરની બેની, એને તોલેરે જોઈ
ઉપમા નાવે કેની. શી કહું૦ ૧

રૂપ અનુપમરે રંગ ભીનો કુંજબિહારી, બાનક ઉપરરે
જાયે રતિપતિ કોટીક વારી. શી કહું૦ ૨
હેતે હસતારે હરિ બોલે સુંદર વેણુા, જોતા જીવનરે મારા
ત્રપત ન થાયે નેણુા. શી કહું૦ ૩
જોઇને મોહીછુંરે એની પાઘડલીને તોરે, પ્રેમાનંદનોરે વહાલો
ચીતડું મારું ચોરે. શી કહું૦ ૪

## પદ ૬૧૦ મું

જોયા જેવોરે વહાલો પ્રાણુ સનેહી પ્યારો;
ન કરું એનીરે મારા જીવડલાથી ન્યારો. જોયા૦ ૧
રાખું રસિયોરે મારા જીવડલામાં પ્રોઈ;
નીસદીન જીવુંરે મારા પ્રાણુજીવનને જોઈ. જોયા૦ ૨
પ્રીત બંધાણીરે સામલીયા સાથે મારે;
હવે હરિ ભજતારે એની મુજને કુણુ કહી વારે. જોયા૦ ૩
ગુણુવંત ઉપરરે મારા પ્રાણુ વારીને નાંખું;
પ્રેમાનંદનોરે વહાલો શીરને સાટે રાખું. જોયા૦ ૪

## પદ ૬૧૧ મું–રાગ ગરબી

આવો મોહન મારે ઓરડીયે, ઓરડીયે રંગની ઝડીયે; આવો૦ ટેક.
અલબેલા આવો અંતર ચરચું, ગોવિંદજી તન ગોરડીયે. આવો૦ ૧
હેત કરીને હાર પેહેરાવુ, મોતિડાં પ્રોવું તોરડીયે. આવો૦ ૨
પ્રીતમ તમને પ્રેમ કરીને, રાખીશ્યું જીવન ચોરડીયે. આવો૦ ૩
પ્રેમાનંદ કે' છેલકુંવરપર, વારું મારા પ્રાણુ ઘડી ઘડીયે. આવો૦ ૪

## પદ ૬૧૨ મું

આવો વહાલા મારા બારણીયે, બારણીયે જાઉં વારણીયે. આવો૦ ટેક.
સામી આવું મોતી થાલ ભરીને, નાથ વધાવા કારણીયે. આવો૦ ૧
તન મન ધન આ જીવિત મારું, વારું વાર હજારણીયે. આવો૦ ૨
આતુર થયું છે મન મળવાને, રાખી રહી જીવ ધારણીયે. આવો૦ ૩
પ્રેમાનંદ કે' તમને મળતાં, ઠરિને બેઠા જીવ ઠારણીયે. આવો૦ ૪

## પદ ૬૧૩ મું

આવો પાડોશી પાતળિયા, પાતલિયા તમે કયાં હલિયા. આવો૦ ટેક.
આપણું મંદિર મેલીને પ્યારા, બીજે અઠલક કયાં ઢલિયા. આવો૦ ૧
મારે આંગણિયે થઇને જાઓ છો, કેને ભુવન કોને સામલિયા. આવો૦ ૨
અમને તે કોલ દઇને કેશવ, બોલ્યે હજી કે દીન પલિયા. આવો૦ ૩
અમને તમારી આશ ઘણી છે, પ્રેમાનંદના વહાલા છલિયા. આવો૦ ૪

## પદ ૬૧૪ મું

આવો મનોહર મનહરતા, મનહરતા લટકા કરતા. આવો૦ ટેક.
જીવન જરકસી પાઘ બાંધીને, નૌતમ છોગલિયા ધરતા. આવો૦ ૧
પ્રાણજીવન તમે પ્રીત કરીને, શીદ હીંડો તરતા તરતા. આવો૦ ૨
આવંતા અલબેલ મંદિરીયે, દુરિજન દેખી રખે ડરતા. આવો૦ ૩
પ્રેમાનંદ કે' જાતાં વળતાં, અમને રખે વહાલા વિસરતા. આવો૦ ૪

## પદ ૬૧૫ મું—રાગ ગરબી

વારી જાઉં વહાલાજી તારે વારણીયે, મારા જીવન
જાદવરાયરે માવ જાઉં. વારી૦ ટેક.
ઓરા આવો છબીલા મારે આંગણીયે, જોઈ નેણા તે
શીતલ થાયરે માવ. જાઉં૦ ૧
તારું મુખડું જોઇને મારા નાથજી, મારે હૈડે તે હરખ ન માયરે માવ. જાઉં૦ ૨
આવો હાર પહેરાવું હરિ હેમના, તારો મુગટ ભરાવું
ફુલજાયરે માવ. જાઉં૦ ૩
પ્રેમાનંદના વહાલાજી આવો ભેટીયે, મારું મન મળવા
અકલાયરે માવ. જાઉં૦ ૪

## પદ ૬૧૬ મું

જીવન જોઇને ઠરે મારાં લોચનીયાં, રુડા શોભે છે
સુંદર શ્યામરે માવ; જોઈ૦ ટેક.
વહાલે પાઘડી બાંધી છે રૂડા પેચની, છેલે છોગલાં મેલ્યાં છે
સુખ ધામરે માવ. જોઈ૦ ૧

વહાલે જામા પે'રયા છે જરિયાનના, કેડે પટકા બાંધ્યા છે
અભીરામરે માવ. જોઈં૦ ૨
વારી જાઉં વહાલાની છબી ઉપરે, મારા મનમાં રાખીશ
આઠો જામરે માવ. જોઈં૦ ૩
ભક્તજીવન બન્યા છે ભક્ત કારણીયે, પ્રેમાનંદનો વહાલો
પુરણકામરે માવ. જોઈં૦ ૪

## પદ ૬૧૭ મું

આવો જોઉં છબીલા તારી પાઘડલી, મારા મનમાં જોયાની
ઘણી ખાંતરે લાલ; જોઉં૦ ટેક.
વહાલા સાવ સોનેરી તારી પાઘડલી, માંઈ નરનારાયણ
ભાતરે લાલ. જોઉં૦ ૧
વહાલા છોગલાં જોઉં છબીલી પાઘમાં, મારા મનને થાયે
નીરાંતરે લાલ. જોઉં૦ ૨
આવો ખોસું કલંગી વાલા વાંકડી, છબી જોવું જીવન
એકાંતરે લાલ. જોઉં૦ ૩
તારું જોવું હસીને મીઠું બોલવું,* પ્રેમાનંદને પરમ સિદ્ધાંતરે લાલ. જોઉં૦ ૪

## પદ ૬૧૮ મું

રંગભીના રસીલી તારી આંખડલી, મારા મનને કીધું છે
ગુલતાનરે કહાન, રસિયા રસીલી તારી આંખડલી; રસિ૦ ટેક.
જાણે શરદ કમલ કેરી પાંખડલી, માંહી રેખા રાતી
ગુણવાનરે કહાન. રસિ૦ ૧
કામણગારી રસાળી કાળી પુતળી, એતો સામ દામ દંડ ગુણ
ખાણરે કહાન. રસિ૦ ૨
તારા નેણાં જોઈને મોટા છત્રપતિ, તજી ભોગને ફરે છે
રાનો રાનરે કહાન. રસિ૦ ૩
જોવું નેણા નિરંતર નાથજી, પ્રેમાનંદને આપો એ દાનરે કહાન. રસિ૦ ૪

---

* "તારું જોવું હસવું ને મીઠું બોલવું" પાઠાન્તર છે.

## પદ ૬૧૯ મું–રાગ ગરબી

વારી જાઉં વહાલાજીનું રૂપ, શોભા શી કહું સુંદર આજની; શોભા૦ ટેક.
મારા મનમાં વસી છે અનૂપ, આવી મૂરતી શ્રી મહારાજની. શોભા૦ ૧
કીધાં કેશર લેપન અંગમાં, માથે મુગટ ધર્યો ફુલ જાય;
હુંતો મોહી છું મોહન છબી જોઇને, ઉભી વિંજણે ઢોલું વાય. શોભા૦ ૨
ઉર હાર ડોલરીયાના દીપતા, બાંહે બાજુ તે શોભા ધામ;
આવ્યા હસતા હરિ મારે આંગણે, છબી લૂટીને કોટીક કામ. શોભા૦ ૩
મેંતો પાથરી પામરી પ્રેમસું, પધરાવ્યા પૂરણચંદ;
મેંતો ભેટીને લીધાં ભામણાં, બલિહારી પ્રેમાનંદ. શોભા૦ ૪

## પદ ૬૨૦ મું

આવો માધવ મંદિરમાય, ગિરિધર ગોપીને મન ભાવતા; ગિરિ૦ ટેક.
હુંતો પૂજું તમારા પાય, મારા તનના તાપ સમાવતા. ગિરિ૦ ૧
મેંતો સેજ સમારી ફુલડે, આવો કેશરભીના કાન;
મેંતો ગજરા ગુંથ્યા છે ગુલાબના, પે'રાવું પીયા ગુણવાન. ગિરિ૦ ૨
આવો અંતર ચરચું અંગમાં, ઓઢાડું અનુપમ શાલ;
કરું ભોજન તમને ભાવતાં, જમો લે'રકડા નંદલાલ. ગિરિ૦ ૩
પોઢાડું પલંગપર પ્રેમસું, વા ઢોલું વહાલા મારે હાથ;
ચાંપું ચરણ કમલ અતિ હેતમાં, વહાલા પ્રેમાનંદના નાથ. ગિરિ૦ ૪

## પદ ૬૨૧ મું

આવો રસિયા રાખું મારે ઉર, પ્યારા પ્રાણજીવન અલબેલડા; પ્યા૦ ટેક.
નહી મેલું નટવર દૂર, મારા સ્યામ સુંદરવર છેલડા. પ્યા૦ ૧
જોઈ રસિક સુંદર વર રૂપને, મારા નેણાં તે શિતલ થાય;
હું તો ઘેલી ફરું ઘેર આંગણે, મારે હૈડે તે હરખ ન માય. પ્યા૦ ૨
મારું ચીતડું ચોર્યું છેલા ચાલમાં, મારા હસિને હર્યાં છે પ્રાણ;
વશ થઈ છું વિઠ્ઠલ ભિના વાનમાં, ગુણવંતા ચતુર સુજાણ. પ્યા૦ ૩
મન માની મોહનવર મૂરતિ, રંગ ભિના સુંદરસ્યામ;
પ્રેમાનંદકે' નેણામાં નાથજી, હું તો રાખીશ આઠો જામ. પ્યા૦ ૪

## પદ ૬૨૨ મું

આવો રાખું નેણામાં નાથજીરે, નિમખ ન મેલું નેણથી; નિમ૦ ટેક.
હું તો રહીશ તમારે સાથજીરે, ત્રપત ન થઈ મીઠાં વેણથી. નિમ૦ ૧
મારા નેણાતણું ફળ છો હરિ, તમે નટવર સુંદર શ્યામજીરે;
રાખું જતન કરીને જીવમાં, મન માન્યા પૂરણકામજીરે. નિમ૦ ૨
મારું જીવન ધન છો જાદવા, મારા નેણતણા શણગારજીરે;
મારા જનમ સંગાથી શ્યામળા, મારા હેતુ હૈયાના હારજીરે. નિમ૦ ૩
હવે નહી જાવા દીયું નેણમાંથી, તમે જુવો જીવન મારી પ્રીતજીરે;
અલબેલા રહો મારી આંખમાં, વહાલા પ્રેમાનંદના મીતજીરે. નિમ૦ ૪

## પદ ૬૨૩ મું–રાગ ગરબી

આવો રમીયેરે વાસુદેવ વનમાળી, આજ અનૂપમરે આવી છે દિવાળી. ૧
દીવા કીધારે આંગણીયે બહુ ભાંતે, તોરણ બાંધ્યાંરે ત્રિકમ રમવા ખાંતે. ૨
જોયા જેવીરે માડવીઉં શણગારી, શોભા આવીરે દીપમાળની સારી. ૩
ગાયે ગરબીરે રમે મુનિવર રાસે, થેઈ થેઈ થાયેરે નાચે સુર આકાશે. ૪
આનંદ વાધ્યોરે છબી અલૌકિક જોઇને, પ્રેમાનંદનારે નાથ રહ્યું મન મોહીને. ૫

## પદ ૬૨૪ મું

ગિરિધર આવોરે ગરબે રમીયે વહાલા, હેતે લીજેરે તાળી નંદના લાલા. ૧
આજ સપરમોરે દહાડો રમીયે કોડે, આવો રસિયારે લીજે તાળી જોડે. ૨
હું તો રીઝીરે રાજ તમારે રંગે, આનંદ વાધ્યોરે અલબેલા તમ સંગે. ૩
હલવે હલવેરે ફરીએ આવો ઓરા, છેલા જોવુંરે પાઘડલીના તોરા. ૪
આળસ મેલીરે બાંધો કમરે પટકો, પ્રેમાનંદનારે નાથ જોઉં તારો લટકો. ૫

## પદ ૬૨૫ મું

શી કહું શોભારે શામળીયા તમારી, રાખું ઉરમાંરે ગુણવંતા ગિરિધારી. ૧
પાઘડલીનીરે ઉપમા શી કહી દાખું, મોલીડા ઉપરરે ત્રિભુવન વારી નાખું. ૨
રૂડા લાગેરે જરકસના હરિ જામા, પે'રીને આવોરે આનંદીવર સામા. ૩
કમર કશી છેરે લાલ અનોખી રીતે, મનડું મોહ્યુંરે છેલ છબીલા પ્રીતે. ૪
હાર બિરાજેરે ઉરપર આનંદકારી, એ છબી ઉપરરે પ્રેમાનંદ બલિહારી. ૫

### પદ ૬૨૬ મું

સજની ઉભારે આંગણીએ અલબેલો, ગીત મધુરાંરે ગાયે રસિલો છેલો. ૧
નટવર વેશેરે શોભે રંગનો ભીનો, લટકે બાંધેરે પટકો છેલ નવીનો. ૨
હાર બિરાજેરે હૈડે સુંદર સારા, જોતાં નેણુાંરે ત્રપત ન થાયે મારા. ૩
રસિયે બાંધ્યારે બાંહે સુંદર બાજું, થોડું હસતારે હેત જણાવે ઝાઝું. ૪
ઉભા મોડેરે આળસડું બહુનામી, સુંદર શોભેરે પ્રેમાનંદનો સ્વામી. ૫

### પદ ૬૨૭ મું–રાગ ગરબી–કેદારો

ઓરા આવોને છેલ છોગાળારે, વહાલા જોઉં તારા નેણુાના ચાળારે;
મારા મન ગમતા મરમાળારે. છેલા૦ ૧
આવો જોવું જીવન છબી તારીરે, તારા મુખપર જાઉં બલિહારીરે;
મારા ગુણુવંતા ગિરિધારીરે. છેલા૦ ૨
મોહી મુખડાંને મરકલડેરે, ગમ્યો ગોવિંદજી મારે દલડેરે;
રીજી છેલા તારે છમકલડેરે. છેલા૦ ૩
તારા ઉરપર હાર બિરાજેરે, જોઈ કોટી કામ છબી લાજેરે;
બન્યા પ્રેમાનંદને કાજેરે. છેલા૦ ૪

### પદ ૬૨૮ મું

હું તો વારીરે ગિરિધર વારીરે, મારા મનમાં ગમી છબી તારીરે;
તારી બાનકની બલિહારીરે. ગિરિ૦ ટેક.
તારી પાઘડલીને જોઇરે, મારું મન રહ્યું છે મોહીરે;
રાખું જીવડલામાં પ્રોઇરે. ગિરિ૦ ૧
જોઈ જરકસી જામા અલોકિકરે, ગુઢા રેંટાની છબી નોખીરે;
મારા ચીતને રાખ્યું છે રોકીરે. ગિરિ૦ ૨
રુડો શોભે છે ફેંટો સોનેરીરે, આવો માળા મોતીડાની પે'રીરે;
મારા રાસયા બાલમ લે'રીરે. ગિરિ૦ ૩
તારી ચાલ જોઇને લોભાણીરે, વહાલી લાગે છે મુખની વાણીરે;
ગાયે પ્રેમાનંદ પ્રીત આણીરે. ગિરિ૦ ૪

### પદ ૬૨૯ મું

ઓરા આવો મારા પરમ સનેહીરે, વારું તમપર પ્રાણુને દેહીરે;
તમ આગે નાચું થેઇ થેઇરે. પર૦ ટેક.

ઓરા આવો તો મુખડું જોવુંરે, તારી મૂરતિ ઉરમાં પ્રોવુંરે;
મારા તનડાના તાપને ખોવુંરે. પર૦ ૧
મારે તમથી વહાલું નહી કોઇરે, હું તો જીવું છું જીવન જોઇરે;
તારી મૂરતિમાં હું તો મોહીરે. પર૦ ૨
મારા પ્રાણજીવન છો પ્યારારે, ન કરું જીવડલાથી ન્યારારે;
મારા આતમના આધારારે. પર૦ ૩
મારા નાથ છો અંતરજામીરે, રહો ઉરમાં અખંડ બહુનામીરે;
આવો પ્રેમાનંદના સ્વામીરે. પર૦ ૪

## પદ ૬૩૦ મું

આવો મોહન મારે બારણીયેરે, તોરા લાવી છું તમ કારણીયેરે;
પે'રાવી જાઉં વારણીયેરે. આવો૦ ૧
વાધા જરકસિયા હરિ પે'રારે, માથે ધારો ફુલાં કેરા સે'રારે;
મુજ સામું હસીને વહાલા હેરારે. આવો૦ ૨
આવો ચંદન ચરચું અંગેરે, હું તો રીઝું રસિયા તારે રંગેરે;
જોઈ ફુલી ફરું તમ સંગેરે. આવો૦ ૩
તારું મુખડું જોઇને હું તો ઘેલીરે, નહિ શકું કમલ મુખ મેલીરે;
આવો પ્રેમાનંદના બેલીરે. આવો૦ ૪

## પદ ૬૩૧ મું—રાગ ગરબી

મોલીડાપર વારીરે, મોહન તારા મોલીડાપર વારી;
રાખું મારા ઉરમાં ઉતારીરે; મોહ૦ ટેક.
પાંપણુ ઉપર પાઘ રસીલી, શોભી રહી છે સારીરે. મોહ૦ ૧
કેશર તિલક અનુપમ જોઇને, મોહી છે આંખડલી મારીરે. મોહ૦ ૨
લલકે છે સુંદર શ્યામ કપોલે, કુંડલ મકરાકારીરે. મોહ૦ ૩
પ્રેમાનંદના નાથ તમારી, મૂરતિ કામણગારીરે. મોહ૦ ૪

## પદ ૬૩૨ મું

છોગલાં પ્યારાં લાગે, છેલા તારાં છોગલાં પ્યારાં લાગે;
જોઈ જોઈ દુઃખ મારાં ભાગે; છેલા૦ ટેક.

મનડું મારું ગુલતાન થયું છે, જીવન જરકસી પાઘે. છેલા૦ ૧
અલબેલા આંગણીયે મારે, ગાવો રસિલે રાગે. છેલા૦ ૨
.ાત દિવસ એ રાસલી મૂરતિ, રહો મારા નેણુંને આગે. છેલા૦ ૩
એ છબી ઉરમાં રહો રંગભીના, પ્રેમાનંદ નિત્ય માગે. છેલા૦ ૪

## પદ ૬૩૩ મું

પ્રાણજીવનને જોઇરે, જીવું હું તો પ્રાણજીવનને જોઈ;
રાખું જીવડલામાં પ્રોઇરે; જીવું૦ ટેક.
હસતું વદન વહાલાજીનું સુંદર, નિરખી નેણુમાં મોહીરે. જીવું૦ ૧
કમલનયન જોયા વિના સજની, પલક કલપ સમ હોઇરે. જીવું૦ ૨
પ્રાણજીવન પાતળીયાથી મારે, વહાલું નથી બીજું કોઇરે. જીવું૦ ૩
પ્રેમાનંદના નાથને ઉરમાં, રાખું હું તો સરવસ ખોઇરે. જીવું૦ ૪

## પદ ૬૩૪ મું

લીધું ચીત હરીને, હેલી મારું લીધું ચીત હરીને;
લાડીલે લટકાં કરીનેરે; હેલી૦ ટેક.
લટકાલાના લટકાં ઉપર, જાઉં હું તો ઘોળી મરીને. હેલી૦ ૧
ચંદન ઓર કપુરની માળા, ઉભા છે શ્યામ ધરીને. હેલી૦ ૨
નૌતમ પાઘમાં તોરારે લટકે, મોહી છું પટકે જરીને. હેલી૦ ૩
પ્રેમાનંદના નાથજી ઉપર, વારું મારા પ્રાણુ ફરીને. હેલી૦ ૪

## પદ ૬૩૫ મું—રાગ ગરબી

હું તો વારીરે ગિરિધરલાલ મોલીડે તારેરે;
આવી અટકયા છો અલબેલ ચીતડે મારેરે. ૧
તમે રાજી થઇને મહારાજ મારે ઘેર આવોરે;
હું તો તલખું તમારે કાજ હસી બોલાવોરે. ૨
મારું મંદિરીયું મહારાજ પાવન કરવારે;
આવો અલબેલા આધાર ચિત મારું હરવારે. ૩
તમે આવંતા અલબેલ બીક માં આણોરે;
મારે મંદિરીયે મહારાજ ગમતું માણોરે. ૪

તારૂં મુખડું જોવા નાથ થઈ છું ઘેલીરે;
આવો પ્રેમાનંદના પ્રાણુ છોગલાં મેલીરે. ૫

પદ ૬૩૬ મું

આવો રસિયા રાજીવ નેણુ નંદના લાલારે;
મારા પ્રાણુ તણા છો પ્રાણુ મુજને વહાલારે. ૧
મારે સુખ સંપત સુખ ધામ નામ તમારુંરે;
તારા નામ ઉપર વ્રજરાજ સરવસ વારુંરે. ૨
મારે જોગ સમાધ્ધ ધ્યાન દરશન તારુંરે;
તારા મુખપર શ્યામ શરીર તન મન વારુંરે. ૩
તારા લટકાં ઉપર લાલ જાઉં હું તો ઘોળીરે;
મને લટકાં જોવા માવ લીધી ખોળીરે.* ૪
વહાલા આવાને આવા શ્યામ રહો દૃગ આગેરે;
નીજ સેવક પ્રેમાનંદ એ વર માગેરે. ૫

પદ ૬૩૭ મું

મારી પ્રીત પ્રાણુઆધાર તમ સંગ લાગીરે;
મેંતો અસત્ય જગતની નાથ આશા ત્યાગીરે. ૧
એક તમે તમારા જન તે મને પ્યારારે;
મારા જીવડલાથી નાથ ન રહો ન્યારારે. ૨
વહાલા તમથી વિમુખ નર નાર પશુવત દીસેરે;
તમ વીના તે બીજે કયાંય મન નવ હીસેરે. ૩
મારે કલ્પતરૂ તમે શ્યામ સુંદર છેલારે;
ચિંતામણી ચતુર સુજાણુ છો અલબેલારે. ૪
બીજે સરવે તમ વીના શ્યામ સિંધુ ખારેરે;
મારે પ્રેમાનંદના નાથ ભરોસો તારોરે. ૫

પદ ૬૩૮ મું

નહી મેલુંરે સુંદર શ્યામ કુંજવિહારીરે;
હું તો દામવીનાની નાથ દાસી તારીરે. ૧

---

* "મેંતો લટકાં જોવા માવ લીધી ખોળીરે" પાઠાન્તર છે.

તમે ગુણવંત સુખના ધામ સારંગપાણીરે;
હું તો હાથ તમારે નાથ જી વેચાણીરે. ૨
જેમ રાખો તેમ રહું નાથ એક પગે ઉભીરે;
નહિ વરતું કોઈ દી નાથ તમને દુભીરે. ૩
તારા ચરણતણી રજ શ્યામ થઇને ચાલુંરે;
કો' તે વ્રત રાખું મહારાજ તમને વહાલુંરે. ૪
જે કેવું ઘટે તે કહાન મુજને કેજ્યોરે;
વહાલા પ્રેમાનંદપર નાથ રાજી રેજ્યોરે. ૫

### પદ ૬૩૯ મું—રાગ ગરબી

મોહનરે આવો મને મળવા, આવો મને મળવા ચાલો હરિ હળવા; મોહ૦ ટેક.
પે'રી ચટકતી ચાખડલી હરિ, લાકડલી લ્યો હાથ;
મેહુલો વરસે છે મારગડામાં, ઓઢો કામળડી નાથ. આવો૦ ૧
સેજડી સમારીને વાટ જોવું છું, ગુણડા તમારા ગાઉં;
લટકંતા મારે મંદિર પધારો તો, ઘણી ખમા ઘોળી જાઉં. આવો૦ ૨
ગોવિંદ ગમતું નથી મંદિરમાં, તમવીના શ્યામ સુજાણ;
પ્રેમાનંદના નાથજી તમ પર, વારું મારા તન મન પ્રાણ. આવો૦ ૩

### પદ ૬૪૦ મું

જીવનરે જોયા વીના ઘેલી, જોયા વીના ઘેલી શકું નહી મેલી; જીવ૦ ટેક.
મીઠાં મીઠાં વેણાં કમલ દલ નેણાં, સુંદર ગજગતિ ચાલ;
જરકસી પાઘમાં ફુલડાના તોરા, કેશર તિલક ભાલ. જોયા૦ ૧
મુખ મંદહાસ અધર બિંબ રાતા, કુંદકલીસમ દાંત;
પુષ્ટ પ્રલંબ ભુજા ભરી ભેટો, રસિયાજી આવો એકાંત. જોયા૦ ૨
ઉરપર હાર બાજુબંધ જોઇને, મોહી રહ્યાં છે નેણ;
પ્રેમાનંદના નાથજી ઉરમાં, પ્રગટ રહો દિન રેણ. જોયા૦ ૩

### પદ ૬૪૧ મું

કેશવરે કે' દહાડાની કહું છું, કે' દહાડાની કહું છું ને કરજોડી રહું છું; કેશ૦ ટેક.
કઠણ હૈયું તારું કહાન કોડીલા, પલળે નહિ જોઈ લગાર;
જાતાંને વળતાં મંદિરીયે મારે, આવો મોહન એક વાર. કે દા૦ ૧

સાસરિયામાં ગમતું છે સૌને, પાડોસણને છે પ્યાર;
તલખે છે જોવા ત્રિકમ તમને, રસિયા નંદકુમાર. કે દા૦ ૨
રૂપ તમારું જોઇને રીઝી, નણદી જાણ સુજાણ;
નટવર તમ સંગ નેહ બંધાણો, પ્રેમાનંદના પ્રાણ. કે દા૦ ૩

## પદ ૬૪૨ મું

માધવરે મારે ઘેર આવો, મારે ઘેર આવો હસીને બોલાવો; મારે૦ ટેક.
શોભીતા શણગાર સજીને, બાંધીને જરકસી પાઘ;
કેશરકેરી આડ કરીને, જીવન જોયા લાગ. મારે૦ ૧
મંદિરિયે આવો મોહનજી, જોયાની છે ખાંત;
મળવાનું પણ છે મારા મનમાં, કહેવી છે વાત એકાંત. મારે૦ ૨
અલબેલા આંખડલીમાં રાખું, નાંખું વારીને પ્રાણ;
પ્રેમાનંદ કે' પલક ન મેલું, રસિયાજી ચતુર સુજાણ. મારે૦ ૩

## પદ ૬૪૩ મું-રાગ ગરબી

ઓરા આવો મોહન ચિત ચોર, હો કોડીલા કહાન જોઉં તારી મૂર્તિ;
વહાલા લાગો છો નવલ કિશોર; હો કો૦ ટેક.
જોયા જેવી મોહન તારી મૂર્તિ, શોભીતા પેર્યા છે શણગાર;
મારા નેણ લોભાણા જોઈ નાથજી, ઉર ઉપર ડોલરિયાના હાર. હો કો૦ ૧
મરમાળી મોહન તારી આંખડી, જુવો છો જીવન જોઈ પેર;
વહાલી લાગે વહાલાજી તારી મૂરતિ, લાગે છે સંસારીયો ઝેર. હો કો૦ ૨
સગાં કુટુંબ થયાં છે અળખામણાં, પ્રીત લાગી છે
પ્રીતમ તમ સાથ;
જોઈ મગન રહી છું તારા રૂપને, પ્રેમાનંદના જીવન નાથ. હો કો૦ ૩

## પદ ૬૪૪ મું

અલબેલા ચતુર નંદલાલ, હો લાડીલા છેલ મોહી તારે છોગલે;
મારું ચિતડું ચોરે છે તારી ચાલ; હો લા૦ ટેક.
છોગાવાળા છબીલા તારાં છોગલાં, જોવાને કેડે કેડે ડોલું;
વહાલાજી વધાવું મોંઘે મોતીડે, ઘણી ખમા ખમા કહી બોલું. હો લા૦ ૧

સામું જોઇને હસો છો હરિ હેતમાં, વહાલાજી વાધે છે બહુ પ્રીત;
ગુણવંતા ગમો છો બહુ ચિતમાં, મારી પાડોસણના મીત. હો લા૦ ૨
વહાલા ફુલડે ભરી છે તારી પાઘડી, રૂડાં છોગાં
ખોસ્યાં છે બેઉ કાન;
ઓઢી ઉભા સોનેરી શેલું શામળા, પ્રેમાનંદ જોઇને ગુલતાન. હો લા૦ ૩

## પદ ૬૪૫ મું

રંગભીના રસિલા ગિરિધારી, હો કાનુડા જીવન છોજી મારા પ્રાણના;
તારી મધુરી મૂરતપર વારી; હો કા૦ ટેક.
શામલીયા સનેહી મારા પ્રાણ છો, મારા આતમના આધાર;
સુખ સંપત સલોણી છબી શામળા, નટનાગર હિયાના છો હાર. હો કા૦ ૧
મારાં નેણાં તણું ફળ નાથજી, તમે પ્રગટ પૂરણ મહારાજ;
મારે તપ તિરથ તમે લાડીલા, મારું કુટુંબ કીરતિ જગ લાજ. હો કા૦ ૨
તારું રૂપ જોબન ગુણ જાદવા, મારે જોગ સમાધિ નિરાંત;
તારું જોવું હસીને મીઠું બોલવું, પ્રેમાનંદને પરમ સિદ્ધાંત. હો કા૦ ૩

## પદ ૬૪૬ મું

મન માન્યા પ્રીતમ પ્રાણ નાથ, હો મીઠડા માવ મોહી તારે મોલીડે;
વનમાળી વેચાણી તારે હાથ; હો મી૦ ટેક.
વહાલા વાલપ લગાડી મીઠાં વેણની, નેણામાં લગાડ્યો છે સનેડો;
વહાલા હસીને હર્યા છે મારા પ્રાણને, ખુંતો ચિતમાં
પાઘડલીનો છેડો. હો મી૦ ૧
હું તો હારીને દારી છું હરિ તાયરી, તારા નામ ઉપર કુરબાણ;
તારા ચરણ તણી છું રજ માવજી, તમે પ્રીતમ સનેહી મારા પ્રાણ. હો મી૦ ૨
વહાલા આળસ મોડીને થાઓ ઉભલા, મને મળો પ્રસન્ન
થઈ મીત;
પ્રેમાનંદ કહે છે અતિ આદરે, વહાલા અખંડ બિરાજો
મારે ચીત. હો મી૦ ૩

### પદ ૬૪૭ મું-રાગ ગરબી

હું તો જાઇશ ગિરિધર જોવારે, મા મુને વારીશ માં;
મારા ઉરમાં છબીલાજીને પ્રોવારે, મેણે મારીશ માં; મા મુ૦ ટેક.
જાઇશ જોવા હું તો નંદજીનો લાલો, હારે મારો પરમ
સનેહી લાગે વહાલોરે. મા મુ૦ ૧
છેલ છબીલો વહાલો કુંજવિહારી, હાંરે એતો જીવનદોરી
છે મારીરે. મા મુ૦ ૨
વારીશ માં તને કહુંછુંરે વેહેલું, હાંરે હું તો માથું જાતાં
નહી મેલુંરે. મા મુ૦ ૩
પ્રેમાનંદના સ્વામીને સારું, હાંરે કુરબાણ કર્યું જીવિત મારુંરે. મા મુ૦ ૪

### પદ ૬૪૮ મું

હારે મેંતો જોયા ચતુર નંદલાલરે, ઉભા ઓસરિયે;
હારે કર્યાં તિલક કેશરના ભાલરે, સુંદર વર હરિયે; ઉભા૦ ટેક.
શ્વેત પાઘ શીર ઉપર શોભે, હરિ જોઈ છોગલીયાં ચિત્ત લોભેરે. ઉભા૦ ૧
શ્વેત હાર પેર્યા ઉરપર કાજુ, હાંરે બાંધ્યા શ્વેત પુલાંના બાજુરે. ઉભા૦ ૨
શ્વેતાંબર સરવે અંગે બીરાજે, હાંરે જોઈ કોટીકામ છબીલાજેરે. ઉભા૦ ૩
પ્રેમાનંદ કહે પલવટ વાળી, હાંરે ચડતા ઘોડલડે વનમાળીરે. ઉભા૦ ૪

### પદ ૬૪૯ મું

વહાલો ઘોડલા ખેલાવે ઘનશ્યામરે, બાઈ મારે આંગણીયે;
મારાં ચિતડાં ચોરે છે સુખધામરે, આંખડલીની અણીયે. બાઈ૦ ટેક.
ઘોડલાં ફેરેને વહાલો મુજ સામું હેરે, હાંરે મને ન્યાલ
કીધી આણે ફેરેરે. બાઈ૦ ૧
ચપલ તુરંગ અતિ વેગે ફરે છે, હાંરે એતો ગરૂડનો ગર્વ હરે છેરે. બાઈ૦ ૨
સુર નર મુનિજન નિરખે છે પ્રીતે, હાંરે જાણે ચિત્ર
આલેખ્યાં છે ભીંતેરે. બાઈ૦ ૩
રૂડો લાગે છે ખભે ફરકે છે પટકો, હાંરે રીજ્યો
પ્રેમાનંદ જોઈ લટકોરે. બાઈ૦ ૪

## પદ ૬૫૦ મું

હાંરે સખી ન્હાવા પધારે મહારાજરે, જીવન જમુનામેં;
સાથ લીધો સરવે સમાજરે, વ્રજને વીસામેં; જીવ૦ ટેક.
હલવારે હલવા વહાલો હાલે બજારે, હાંરે ઉભા નગ્રવાસી
પ્રાણ વારેરે. જીવ૦ ૧
છત્ર ચમર શિર ઉપર રાજે, હાંરે આગે અગણિત વાજાં વાજેરે. જીવ૦ ૨
ઉતર્યા ગોવિંદ જમુનામેં ન્હાવા, હાંરે આવી સુરમુનિ
પુષ્પે વધાવેરે. જીવ૦ ૩
ગિરિધર ન્હાયેને ગોપીયુંરે ગાયે, હાંરે જોઈ પ્રેમાનંદ વારી જાયેરે. જીવ૦ ૪

## પદ ૬૫૧ મું–રાગ ગરબી

મોહન મૂર્તિ તારીરે વહાલી લાગે છે, મોહન મૂર્તિ તારી;
નિમખ ન મેલું ન્યારીરે, વહાલી લાગે છે મોહન મૂર્તિ તારી; વહાલી૦ ટેક.
સુંદર વર અતિ શોભે છે સારા, ઉરપર હાર હજારીરે. વહાલી૦ ૧
પાંપણ ઉપર શોભી રહી છે, પાઘડલી ઘણી સારીરે. વહાલી૦ ૨
છેલ છબીલા તારાં છોગલાં જોઈને, મોહી છે પાડોસણ મારીરે. વહાલી૦ ૩
પ્રેમસખી કે' નાથજી તમને, રાખું રૂદામાં ધારીરે. વહાલી૦ ૪

## પદ ૬૫૨ મું

મોહી પાઘડલીને છેડેરે, ગિરિધરજી મોહી પાઘડલીને છેડે;
મનડું ફરે તમ કેડેરે; ગિરિ૦ ટેક.
નણુદી મારી સાન કરે છે, મોહન મળવાને તેડેરે. ગિરિ૦ ૧
સાસુ સસરો ગામ ગયા છે, આવો અગાશીને મેડેરે. ગિરિ૦ ૨
ભુજ ભરી ભેટોને દુખડાં મેટો, વરસો વહાલા રંગરેડેરે. ગિરિ૦ ૩
પ્રેમસખી કે' પ્રીતે વધાવું, નાથજી નવલ સનેહડેરે. ગિરિ૦ ૪

## પદ ૬૫૩ મું

નંદને છેલ ગુમાનીરે, મન મોહ્યું નંદને છેલ ગુમાની;
મોહની નાંખી છાનીરે; મન૦ ટેક.
જેવું તારે મને જંપ થાય છે, દીઠા વિના દિવાનીરે. મન૦ ૧

વારે તો વસમું બહુ લાગે, જોતાં રૂપનિધાનીરે. મન૦ ૨
સાસુ કહે શામળીયાને જોતાં, ઘેલી થઈ વહુ નાનીરે. મન૦ ૩
પ્રેમસખી કે' પ્રાણજીવનપર, તન મન ધન કુરબાનીરે. મન૦ ૪

## પદ ૬૫૪ મું

મોહી છું મોહન લટકેરે, લટકાલા મોહન મોહી છું લટકે;
પીતાંબરને પટકેરે; લટ૦ ટેક.
જરકસી પાઘ કેશરિયો જામો, ચોળ કસુંબી ચટકેરે. લટ૦ ૧
કેશર તિલક કપુરની માળા, મોહી છું મુખને મટકેરે. લટ૦ ૨
છોગાળા વર છોગલાં ઉપર, ભમર થઈને મન ભટકેરે. લટ૦ ૩
પ્રેમસખી કે' શોભા જોઈને, જનમ ખોયો નવ ખટકેરે. લટ૦ ૪

## પદ ૬૫૫ મું–રાગ ગરબી

મુને મળીયારે સહજાનંદસ્વામી, મારા જનમ સંગાથી અંતરજામી; મુને૦ ટેક.
માથે લીધુરે મે'ણું હું થઈ ચાવી, હું તો સહજાનંદસ્વામીની કહાવી. મુને૦ ૧
મારી ઝાલીરે બાંહડલી નાથે, હું તો વેચાણી સ્વામીને હાથે. મુને૦ ૨
મારાં સર્વેરે કારજડાં સરીયાં, રંગભીનો સહજાનંદજી વરીયા. મુને૦ ૩
પ્રેમાનંદનારે સ્વામિનારાયણ, મને કીધી વહાલેજી પ્રભુ પારાયણ. મુને૦ ૪

## પદ ૬૫૬ મું

મારે લાગોરે હરિવરથી નેડો, સાહ્યો સહજાનંદસ્વામિનો છેડો; મારે૦ ટેક.
નેડો લાગોરે હવે નવ છુટે, જેમ હીરો તે ફોડતા કેદી ન ફુટે. મારે૦ ૧
હું તો વળગીરે હરિવરની બેલી, જેમ કલ્પતરૂ સાથે વેલી. મારે૦ ૨
મારા વહાલાથી હું નવ થાઉં અલગી, જેમ મેઘ સંગાથે
ચપળા વળગી. મારે૦ ૩
પ્રેમાનંદનીરે પ્રીતિ હરિ સાથે, જેમ રેખા તે ખેંચી વજ્રને માથે. મારે૦ ૪

## પદ ૬૫૭ મું

નહી મેલુંરે પ્રીતમજી પ્યારા, હું તો દાસી તમારી તમે સ્વામિ મારા; નહી૦ ટેક.
તમ કાજેરે થાશે જે થાતાં, કુરબાન કર્યા છે મેં તો સો માથાં. નહી૦ ૧

નહિ લાજુંરે લોકતણી લાજે, કીધું તન ધન તૃણુસમ તમ કાજે. નહી૦ ૨
હું તો બેઠીરે ધણી તમને ધારી, માથું કુટીને રહેશે દુરીજન હારી. નહી૦ ૩
શું કરશેરે દુરિજનીયાં પાજી, પ્રેમાનંદના સ્વામિને રાખીશ રાજી. નહી૦ ૪

પદ ૬૫૮ મું

આવો રાખુંરે નેણુામાં ચોરી, તારી મૂર્તિ મારે જીવન દોરી; આવો૦ ટેક.
હું તો હીંડુંરે હરિ તમને જોતી, કરી રાખું મારી નથડીના મોતી. આવો૦ ૧
હું તો મોહીરે મોહન તમ સાથે, કરી બાજુ કાજુને બાંધુ હાથે. આવો૦ ૨
વહાલા લાગોરે વહાલમ ગિરિધરિયા, મારા ઉર આભુષણુ નવસરિયા. આવો૦ ૩
પ્રેમાનંદનારે સ્વામિ છો લે'રી, મારું રૂપ જોબન ગુણુ વારુ ફેરી. આવો૦ ૪

પદ ૬૫૯ મું–રાગ ગરબી

આવોને અલબેલારે અલબેલા, મંદિરિયે મારે છેલારે; આવો૦ ટેક.
શેરડિયું સુંદર વાળું, ઓસરીયે ઢોલીડો ઢાળુંરે. આવો૦ ૧
કેશર ચંદન સરસ રીતે, ચતુર વર ચરચું પ્રીતેરે. આવો૦ ૨
હલવા રહી હાર પેરાવું, કહોતો વાલમ આગે ગાવુંરે. આવો૦ ૩
વહાલા પ્રેમાનંદ એ માગે, રે'જો આંખડલીને આગેરે. આવો૦ ૪

પદ ૬૬૦ મું

છેલવર છોગાળારે છોગાળા, મરમાળા નેણુાના ચાળારે; છેલ૦ ટેક.
આંખડલી કામણુગારી, જાઉં મોહન મુખપર વારીરે. છેલ૦ ૧
મુખડાંની મીઠી વાણી, હું તો લાવણ્યમાં લોભાણીરે. છેલ૦ ૨
મેંતો રૂપ તમારું જોયું, જોઇને મન મારું મોહ્યુંરે. છેલ૦ ૩
પ્રેમાનંદ કહે તન મન વારું, જીવનજી ઉરમાં ધારુંરે. છેલ૦ ૪

પદ ૬૬૧ મું

મોહી છું મરકલડેરે મરકલડે, ગિરિધરજી ગમીયા દલડેરે; મોહી૦ ટેક.
મુખનો મરકલડો મીઠો, તેતો જાણે જેણે દીઠોરે. મોહી૦ ૧
મોહનજી મોહની છાની, ઘર ઘાલ્યું છેલ ગુમાનીરે. મોહી૦ ૨
નટવરજી ને'ડો લાગો, સંસારનો તોડ્યો ધાગોરે. મોહી૦ ૩
પ્રેમાનંદ કહે પ્રીતમ પ્યારા, છો આંખડલીના તારારે. મોહી૦ ૪

## પદ ૬૬૨ મું

માંડી મને જોવાદેરે જોવાદે, મોહનમાં મનડું પ્રોવાદેરે; માડી૦ ટેક.
સુંદર વર શોભે કેવા, મારા મનમાં રાખ્યા જેવારે. માડી૦ ૧
આ જોને સામો આવે, મને હેત કરી બોલાવેરે. માડી૦ ૨
મારા આંગણીયામાં ઉભો, કરે મળવાનો મનસુબોરે. માડી૦ ૩
જોઈ મોહી છે વ્રજની નારી, જાયે પ્રેમાનંદ બલિહારીરે. માડી૦ ૪

## પદ ૬૬૩ મું–રાગ ગરબી

મીટડલી મારી માવે, એ ઢાળ.

સહજાનંદ સ્વામી, આવ્યા. મારે સહજાનંદ સ્વામી; આવ્યા૦ ટેક.
સદ્ગુરૂ રૂપે શ્રીપુરૂષોત્તમ, પ્રગટ બહુનામી. આવ્યા૦ ૧
શુકનારદ સનકાદિક સંગે, શોભે સુખધામી. આવ્યા૦ ૨
મંગલ થાળ ભરી મેં વધાવ્યા, હરિ અંતરજામી. આવ્યા૦ ૩
મંદિરમાં પધરાવ્યા પ્રીતે, ચરણે શિર નામી. આવ્યા૦ ૪
પ્રેમાનંદના સ્વામીને મળતાં, પુરણ સુખ પામી. આવ્યા૦ ૫

## પદ ૬૬૪ મું

મંદિર મોરારી આવ્યા, મારે મંદિર મોરારી; આવ્યા૦ ટેક.
શોભે સંત રૂડા હરિ સંગે, નૈષ્ઠિક વ્રત ધારી. આવ્યા૦ ૧
નિર્લોભી નિષ્કામી મોટા, નિરખે નહી નારીં. આવ્યા૦ ૨
નિર્માની નિસ્પ્રેહી રૂડા, નિસ્વાંદી ભારી. આવ્યા૦ ૩
ચૌદ ભુવનમાં મગન ફરે છે, મન ઇંદ્રી મારી. આવ્યા૦ ૪
પ્રેમાનંદ એ સંતો ઉપર, સરવસ જાઉં વારી. આવ્યા૦ ૫

## પદ ૬૬૫ મું

પરુણા આવ્યા, પ્રભુ મારે પરુણા આવ્યા; પ્રભુ૦ ટેક.
શ્રીનારાયણ નૌતમ રૂપે, ભુધર મન ભાવ્યા. પ્રભુ૦ ૧
પ્રીતે પોખ્યા સુંદર વરને, મોતીડે વધાવ્યા. પ્રભુ૦ ૨
ઢોલીડો ઢાળી મંદિરમાં, પ્રીતે પધરાવ્યા. પ્રભુ૦ ૩

ચંદન ચરચીને હાર પેરાવ્યા, તોરા લટકાવ્યા. પ્રભુ૦ ૪
પ્રેમાનંદના સ્વામીને મળતાં, ત્રિભુવન જશ ગાવ્યા. પ્રભુ૦ ૫

પદ ૬૬૬ મું

મંદિરીયે મારે, બેઠા હરિ મંદિરીયે મારે; બેઠા૦ ટેક.
અલખ નિરંજન શ્રીપુરુષોત્તમ, નિગમ તે નિરધારે. બેઠા૦ ૧
શિવબ્રહ્માદિક શુક જેવા જોગી, પ્રાણ લેઈ વારે. બેઠા૦ ૨
જેને કાજે ઘરબાર તજીને, વનમાં દેહ જારે. બેઠા૦ ૩
ખટ દરશનમાં ખોળ્યા ન લાધે, પોથીયું પોકારે. બેઠા૦ ૪
પ્રેમાનંદનો સ્વામિ પ્રગટ, નેણા મારા ઠારે. બેઠા૦ ૫

પદ ૬૬૭ મું-રાગ ગરબી

રસિયા આવોરે અલબેલા, રાખું આંખડલીમાં છેલા. ૧
ઓરા આવોરે એકાંતે, તમને જોવુંરે હરિ ખાંતે. ૨
સામા આવોરે શામળીયા, પ્રીતે પૂજુંરે પાતલીયા. ૩
આવો અલબેલા વર ઓરા, ખોસું પાઘડલીમાં તોરા. ૪
આવો શામળીયાજી સામા, પેરી જરકસના હરિ જામા. ૫
આવો પ્રેમસખીના પ્યારા, છો મારી આંખડલીના તારા. ૬

પદ ૬૬૮ મું

ઓરા આવોરે ગિરિધારી, જાઉં તારા મુખડા ઉપર વારી. ૧
નેહડો લાગોરે નંદલાલા, છો મને પ્રાણથકી હરિ વહાલા. ૨
ઓરા આવોરે હરિ લે'રી, આજ બનાવું કેશર કેરી. ૩
વહાલા મને બોલાવો હરિ વહાલે, ચાંદલો ચોડુંરે હરિ ભાલે. ૪
મુખમાં આપુંરે હરિ બીડી, આવો હરિ ભેટું ભુજમાં બીડી. ૫
ઓરા આવોરે અલબેલા, રસિયા પ્રેમસખીના છેલા. ૬

પદ ૬૬૯ મું

મોહન મુખડુંરે તમારું, જોતાં લાગે છે ઘણું સારું. ૧
લાલચ લાગીરે હરિ તારી, વહાલા મને ગમીયા છો ગિરિધારી. ૨
મનડું માન્યુંરે તમ સંગે, આવો હરિ અતર ચરચું અંગે. ૩
આવો હરિ હાર પેરાવું હેયે, વહાલા મારા મનની વાતું કહીયે. ૪

વહાલા મારે મંદિર આવો દહાડી, જોઉં હરિ ઘુંઘટડો ઉઘાડી. ૫
આવો હરિ મળીયે અંતરજામી, રસિયા પ્રેમ સખીના સ્વામી. ૬

### પદ ૬૭૦ મું

વહાલા લાગોરે વનમાળી, આવો વહાલા મળીયે લીજે તાળી. ૧
વહાલા લાગોરે હરિ પ્યારા, ન કરું જીવડલાથી ન્યારા. ૨
મીઠી લાગે મુખની વાણી, મોહન લીધુંરે મન તાણી. ૩
જોયા જેવા છો અલબેલા, આવો ઓરા મલીયે સુંદર છેલા. ૪
ચટકી લાગીરે હરિ તારી, છો મારા શિર સાટે ગિરિધારી. ૫
હવે નહિ મેલુંરે બહુ નામી, રસિયા પ્રેમસખીના સ્વામી. ૬

### પદ ૬૭૧ મું-રાગ ગરબી

લટકાલો લટકંતો આવે, એ ઢાળ.

ઘેર આવોને ગુણવંત વહાલા, ગોવિંદ ગોઠડી કીજે; ઘેર૦ ૧
હેત કરીને મળીયે મોહન, રંગભર તાળી લીજે. ઘેર૦ ૨
નીતમ રીતે ને પુરણ પ્રીતે, પ્રેમે અધર રસ પીજે. ઘેર૦ ૩
એકાંતે અલબેલારે વહાલા, દલડું તે તમને દીજે. ઘેર૦ ૪
અંગો તે અંગ આલિંગન લેતાં, મોહન મનડું તે ભીંજે. ઘેર૦ ૫
મનગમતું માણો મોહનજી, કોઇથી મનમાં ન બ્હીજે. ઘેર૦ ૬
પ્રેમસખીકે' પ્રીતમ તમપર, તન મન ધન વારી જીજે. ઘેર૦ ૭

### પદ ૬૭૨ મું

આવોરે મરમાળા મોહન, મંદિર મારે માણોરે. આવો૦ ૧
અમે અબલા હરિ દાસ તમારા, અમથી ભ્રાંત માં આણોરે. આવો૦ ૨
અમે તમારા ને તમે અમારા, એમાં તે ફેર માં જાણોરે. આવો૦ ૩
જીવ અમારો તમ સંગ બાંધ્યો, હાથ તમારે વેચાણોરે. આવો૦ ૪
દરશન આપો ને દુખડાંરે કાપો, વાત કરી શું વખાણોરે. આવો૦ ૫
શા કારણ શામળીયારે વહાલા, પરઘર નેતરાં તાણોરે. આવો૦ ૬
પ્રેમસખી કહે વાંકવિના હરિ, દુધમાં પોરા શું છાણોરે. આવો૦ ૭

### પદ ૬૭૩ મું

સાચું કહોને શામળીયારે વહાલા, અમ ઘર હરિ કેમ
ના આવોરે. સાચું૦ ૧
વહાલમ વહાલ વધાર્યું છે બીજે, અમશું બંધાણો છે દાવોરે. સાચું૦ ૨
નેણામાં નેહ ન દીસે મોહન, ભુધર શું ભરમાવોરે. સાચું૦ ૩
પરઘર પ્રીત કરી હરિ નૌતમ, શાને ખોટા સમ ખાવોરે. સાચું૦ ૪
આવડો શો વાંક અમારો છે વહાલા, બોલ દઈ ન બોલાવોરે. સાચું૦ ૫
મોહનજી મન માન્યું છે બીજે, તે સારું અમથી રીસાવોરે. સાચું૦ ૬
પ્રેમસખી કહે નૈ તમને કહીયે, મન માને ત્યાં જાવોરે. સાચું૦ ૭

### પદ ૬૭૪ મું

મારા સમ મોહનજી તમને, પ્રીત કરી નવ તોડોરે; મારા૦ ૧
નેહ નીભાવણ નાથ અમારા, બાંહ ગ્રહી નવ છોડોરે. મારા૦ ૨
અમૃત પાઇને ઉછેર્યાંરે વહાલા, તે વનને નવ ગોડોરે. મારા૦ ૩
પ્રીતની પાળ બાંધી હરિ પેહેલી, તે તમખી નવ ફોડોરે. મારા૦ ૪
જેવા તેવા તમારારે વહાલા, શું કઇને કુવખોડોરે. મારા૦ ૫
હૈયામાં હરિ સમજીને રહીએ, બાહર મુખડું ન મોડોરે. મારા૦ ૬
પ્રેમસખી કે' નાથ શીખામણ, પરઘર પ્રીત માં જોડોરે. મારા૦ ૭

### પદ ૬૭૫ મું–રાગ ગરબી

ઓરા આવોને અમ પાસે શામળીયાજી, એ ઢાળ.

આવ્યા રૂડા રંગભીનો, સહજાનંદજી; પુરણ સુખના સાગર સ્યામ; સહ૦ ટેક.
અકળ કળ્યામાં ન આવે સહજાનંદજી; કોઈ નવ જાણે પુરણકામ. સહ૦ ૧
પડી ચિંતામણી ચોકમાં, સહજાનંદજી, નવ જાણે કોઈ ભેદ ને ભાવ; સહ૦
પુરુષોત્તમ પુરણ પોતે, સહજાનંદજી; શેરડીયે કાંઈ આવી
ઉભા માવ. સહ૦ ૨
પે'લા વે'લા પ્રભુજી, સહજાનંદજી; આવ્યા હરિ લોઢવા ગામ; સહ૦
એક પતિવ્રતા તે ગામમાં, સહજાનંદજી; ચારણ જાતી
લખુબાઈ નામ. સહ૦ ૩

હેત કરી ઝાલી હાથે, સહજાનંદજી; લેઈ ચાલી હરિ પોતાને ઘેર; સહ૦
ભાગ્યવંતીના ભાગ્ય ઘણા સહજાનંદજી, પ્રેમાનંદને સ્વામી
કીધી મે'ર. સહ૦ ૪

પદ ૬૭૬ મું

પધરાવ્યા બહુ પ્રીત કરી, પુરુષોત્તમજી; સદ્‌ગુરુ રૂપે શ્રીભગવાન; પુરુ૦ ટેક.
પૂજ્યા હરિને હેત કરી, પુરુષોત્તમજી; સેવા મેવા સુંદર
ભોજન પાન. પુરુ૦ ૧
ચંદન તો ચરચ્યાં અંગે, પુરુષોત્તમજી; પેરાવી છે પ્રેમે તુલસી માળ; પુરુ૦
સરવસ હરિને સમરપીયું, પુરષોત્તમજી; વધાવ્યા ભરી
મંગલ મોતી થાલ. પુરુ૦ ૨
જનમ ધર્યાનું ફલ પામી, પુરુષોત્તમજી; લીધો લીધો
લાખેણો લાવ; પુરુ૦
ધન ચતુરાની ચતુરાઈ, પુરુષોત્તમજી; પ્રીતે પોંખી રાખ્યા
મંદિર માવ. પુરુ૦ ૩
હાવભાવ બહુ હેત કરી, પુરુષોત્તમજી; ઘણા દિવસ લગી
સેવ્યા સુંદર શ્યામ; પુરુ૦
ગમતું કીધું નવ દુભ્યાં, પુરુષોત્તમજી; પ્રેમાનંદનો સ્વામી પુરણકામ. પુરુ૦ ૪

પદ ૬૭૭ મું

લોજ પધાર્યા લટકાળો, સદ્‌ગુરુ રૂપે; શિવ સનકાદિક
બ્રહ્માદિકના ભુપ; સદ્‌૦ ટેક
મોટા મુનિવર ધ્યાન ધરે, સદ્‌ગુરુ રૂપે; નાથ નિરંજન
સુંદર નૌતમ રૂપ. સદ્‌૦ ૧
ઉપવીત અનુપમ પે'ર્યું છે, સદ્‌ગુરુ રૂપે; માથે સુંદર
ઝીણા પીળા કેશ; સદ્‌૦
કંથા ફાટી કોટમાં, સદ્‌ગુરુ રૂપે; નટવર ગિરિધર સુંદર
નૌતમ વેશ. સદ્‌૦ ૨
કાંખમાં કુંડી ઘોટો, સદ્‌ગુરુ રૂપે; પંચ રતનની પોથી
બાંધી કોટ; સદ્‌૦

ત્યાગ વૈરાગ્યની મૂર્તિ, સદ્ગુરુ રૂપે; નીરખતાં નવ લાગે
જમની ચોટ. સદ્૦ ૩
એ લીલા છે લોજતણી, સદ્ગુરુ રૂપે; સાંભળજો નરનારી
હરિના દાસ; સદ્૦
પ્રેમાનંદ ગાયે પ્રીતે, સદ્ગુરુ રૂપે; સાંભળતામાં છૂટે
ભવના પાસ. સદ્૦ ૪

## પદ ૬૭૮ મું

સંત સભામાં શોભે છે, સદ્ગુરુ સ્વામી; રંગભીનો સહજાનંદ રાય; સદ્૦ ટેક.
ઉગ્યા આદિત્ય ગ્યાન તણા, સદ્ગુરુ સ્વામી; શેષ સહસ્ર
મુખ સારદ નારદ ગાય. સદ્૦ ૧
અનુભવ ખાણ્યું ઉઘાડી, સદ્ગુરુ સ્વામી; ધ્યાન ધારણા
સમાધીનો જોગ; સદ્૦
રીતી અલૌકિક ઓલખાવી, સદ્ગુરુ સ્વામી; ઉઘડ્યા* વહાલો
આનંદ ઓઘ. સદ્૦ ૨
નર નારીને મન વસીયા, સદ્ગુરુ સ્વામી; પુરુષોત્તમજી
પોતે મુરતિમાન; સદ્૦
ઘર ઘર ભક્તિ ભાવ ઘણો, સદ્ગુરુ સ્વામી; ઉપજાવ્યું વહાલે
આતમ અનુભવ ગ્યાન. સદ્૦ ૩
સંત સભા શીતલ કીધી, સદ્ગુરુ સ્વામી; કામ ક્રોધનાં
કાપ્યાં છે મૂળ; સદ્૦
પાપરૂપ મત વાદીનું, સદ્ગુરુ સ્વામી; પ્રેમાનંદને સ્વામી
કાઢ્યું શૂળ. સદ્૦ ૪

## પદ ૬૭૯ મું–રા ગરબી

તું તો રંગભર રમવા આવ્ય, રસના રંગીલા. એ ઢાળ.
પુરુષોત્તમ પુરણ બ્રહ્મ, સહજાનંદ સ્વામી;
જેને ભજતાં છૂટે કરમ, સહજાનંદ સ્વામી. ૧

* "ઉલટ્યા" એવો પાઠ છે.

હરિકૃષ્ન નારાયણ દેવ, સહજાનંદ સ્વામી;
કરીએ નિત્ય જેની સેવ, સહજાનંદ સ્વામી. ૨
જેનો ગોલોકમાં વાસ, સહજાનંદ સ્વામી;
સુમરિયે સ્વાસ ઉસ્વાસ, સહજાનંદ સ્વામી. ૩
જેને નિગમ નેતિ કરી ગાયે, સહજાનંદ સ્વામી;
જેને શિવ બ્રહ્માદિક ધ્યાયે, સહજાનંદ સ્વામી. ૪
જેનો પાર ન પામે શેષ, સહજાનંદ સ્વામી;
કીધો નર નાટક વેશ, સહજાનંદ સ્વામી. ૫
થયા સદ્‌ગુરુ રૂપે આજ, સહજાનંદ સ્વામી;
હરિ પ્રેમાનંદને કાજ, સહજાનંદ સ્વામી. ૬

પદ ૬૮૦ મું

પુરવમાં ધર્યો અવતાર, સહજાનંદ સ્વામી;
કરી લીલા અનંત અપાર, સહજાનંદ સ્વામી. ૧
કર્યો પાવન પુરવ દેશ, સહજાનંદ સ્વામી;
હરિ ફર્યાં તપસીને વેશ, સહજાનંદ સ્વામી. ૨
કૌતકમય બાળ ચરિત્ર, સહજાનંદ સ્વામી;
સાંભળતા થઇએ પવિત્ર, સહજાનંદ સ્વામી. ૩
ધરી બાળ રૂપ મહારાજ, સહજાનંદ સ્વામી;
વિચર્યા સુરમુનિ શિરતાજ, સહજાનંદ સ્વામી. ૪
કોઈ ગ્રામ નગર દરબાર, સહજાનંદ સ્વામી;
કર્યાં અનંત જીવ ઓધાર, સહજાનંદ સ્વામી. ૫
ઓધાર્યાં પશુ નરનાર, સહજાનંદ સ્વામી;
પ્રેમાનંદ તારણહાર, સહજાનંદ સ્વામી. ૬

પદ ૬૮૧ મું

ફર્યાં દેશ વિદેશે નાથ, સહજાનંદ સ્વામી;
બહુ મુનિ વૃંદ લઈ સાથ, સહજાનંદ સ્વામી. ૧
ફર્યાં વન પરવતમાં વીર, સહજાનંદ સ્વામી;
કઈ નદી તલાવને તીર, સહજાનંદ સ્વામી. ૨

અવધુત અલક્ષને વેશ, સહજાનંદ સ્વામી;
ઉપવીત અનુપમ કેશ, સહજાનંદ સ્વામી. ૩
એક રાખે મૃગાજીન, સહજાનંદ સ્વામી;
વલકલની કરી કોપીન, સહજાનંદ સ્વામી. ૪
હરિ ત્યાગ વૈરાગ્યે જુક્ત, સહજાનંદ સ્વામી;
જાણે કોઈ વિરલા મુક્ત, સહજાનંદ સ્વામી. ૫
હરિ જોગ કળાના જાણ, સહજાનંદ સ્વામી;
વહાલો પ્રેમાનંદના પ્રાણ, સહજાનંદ સ્વામી. ૬

### પદ ૬૮૨ મું

એ રીતે શ્યામ સુજાણ, સહજાનંદ સ્વામી;
વિચર્યા હરિ જીવનપ્રાણ, સહજાનંદ સ્વામી. ૧
વય વરસ અગ્યાર બાર, સહજાનંદ સ્વામી;
દેહે અતિ કૃશ મોરાર, સહજાનંદ સ્વામી. ૨
કરે કંદ મૂલનો હાર, સહજાનંદ સ્વામી;
ક્યારે રહે વાયુ આધાર, સહજાનંદ સ્વામી. ૩
ક્યારે કરે તે જલના પાન, સહજાનંદ સ્વામી;
વિચરે નહિ દેહનું ભાન, સહજાનંદ સ્વામી. ૪
નાસાપર દષ્ટ નિશાન, સહજાનંદ સ્વામી;
નાનકડા બીને વાન, સહજાનંદ સ્વામી. ૫
દીસંતા અતિ ઉદાસ, સહજાનંદ સ્વામી;
કર્યો પ્રેમાનંદ ઉર વાસ, સહજાનંદ સ્વામી. ૬

### પદ ૬૮૩ મું

હરિ શોભાના છે પૂર, સહજાનંદ સ્વામી;
વૈરાગ્ય ત્યાગમાં પૂર,* સહજાનંદ સ્વામી. ૧
હરિ ગ્યાન તણા દરિઆવ, સહજાનંદ સ્વામી;
જાણે જોગ કળાના દાવ, સહજાનંદ સ્વામી. ૨

* "શૂર" એવો પાઠ પણ ગવાય છે.

નાનકડા દીસે બાળ, સહજાનંદ સ્વામી;
જોઇને અતિ કંપે કાળ, સહજાનંદ સ્વામી. ૩
હાર શોભે સદા સ્વરાટ, સહજાનંદ સ્વામી;
ધરી સુંદરવર નર નાટ, સહજાનંદ સ્વામી. ૪
ફર્યા તિરથ બહુ મહારાજ, સહજાનંદ સ્વામી;
મુમુક્ષુ જનને કાજ, સહજાનંદ સ્વામી. ૫
એમ વિચર્યાં ત્રિભુવનવંદ, સહજાનંદ સ્વામી;
બલિહારી પ્રેમાનંદ, સહજાનંદ સ્વામી. ૬

પદ ૬૮૪ મું

એની લીલાનો લવલેશ, સહજાનંદ સ્વામી;
થાકે કહી સારદ શેષ, સહજાનંદ સ્વામી. ૧
એના ગુણનો માપ ન થાયે, સહજાનંદ સ્વામી;
કવિ કોવીદ કેમ કરી ગાયે, સહજાનંદ સ્વામી. ૨
હરિ પુરબથી જદુરાય, સહજાનંદ સ્વામી;
પધાર્યા દક્ષિણમાંય, સહજાનંદ સ્વામી. ૩
કર્યાં દક્ષિણ ચરિત્ર અપાર, સહજાનંદ સ્વામી;
કહેતાં નવ થાયે નિરધાર, સહજાનંદ સ્વામી. ૪
પધાર્યા તૈલંગ આપ, સહજાનંદ સ્વામી;
લીધી તોતાદ્રિયે છાપ, સહજાનંદ સ્વામી. ૫
દક્ષિણમાં સરવે ધામ, સહજાનંદ સ્વામી;
ફર્યાં પ્રેમાનંદનો શ્યામ, સહજાનંદ સ્વામી. ૬

પદ ૬૮૫ મું

મેલ્યો દક્ષિણનો સાથ, સહજાનંદ સ્વામી;
કરી સુરત દ્વારિકા નાથ, સહજાનંદ સ્વામી. ૧
અણલીંગી અવધુત વેશ, સહજાનંદ સ્વામી;
પધાર્યાં પશ્ચિમ દેશ, સહજાનંદ સ્વામી. ૨
કર્યો પશ્ચિમ પાવન રૂપ, સહજાનંદ સ્વામી;
પધાર્યાં સુરમુનભૂપ, સહજાનંદ સ્વામી. ૩

થયા નદીએ નિરમલ નીર, સહજાનંદ સ્વામી;
આવ્યા નારાયણુ ધીર, સહજાનંદ સ્વામી. ૪
પશુ પક્ષી નર ને નાર, સહજાનંદ સ્વામી;
કરે ભક્તિ જ્ઞાન વિચાર, સહજાનંદ સ્વામી. ૫
પ્રેમાનંદ કે' આવ્યા આપ, સહજાનંદ સ્વામી;
છાયો પશ્ચિમ પરતાપ, સહજાનંદ સ્વામી. ૬

### પદ ૬૮૬ મું

પધાર્યા સુરત શેહેર, સહજાનંદ સ્વામી;
હરિ કરતા લીલાલેહેર, સહજાનંદ સ્વામી. ૧
રેવા મહી ઉતર્યા ઘાટ, સહજાનંદ સ્વામી;
હરિ આવ્યા હરિજન માટ, સહજાનંદ સ્વામી. ૨
સાબરમતી ઉતર્યા શ્યામ, સહજાનંદ સ્વામી;
હરિ પાવન પુરણકામ, સહજાનંદ સ્વામી. ૩
આવ્યા ભાવપુરી ભગવાન, સહજાનંદ સ્વામી;
સ્વેં સામૃથ નહિ ઉર માન, સહજાનંદ સ્વામી. ૪
પંચતિરથીમાં એક ગામ, સહજાનંદ સ્વામી;
તેનું શેહેર લોઢવા નામ, સહજાનંદ સ્વામી. ૫
ત્યાં આવ્યા પુરણચંદ, સહજાનંદ સ્વામી;
બલિહારી પ્રેમાનંદ, સહજાનંદ સ્વામી. ૬

### પદ ૬૮૭ મું-રાગ ગરબી

હરિ હૈયાના હાર છો, એ ઢાળ.

આવો તો ગોઠડી કીજે, ગોવિંદ ઘેર આવો તો ગોઠડી કીજે;
મુખડું જોઇને સુખ લીજે, ગોવિંદ ઘેર આવો તો ગોઠડી કીજે; ગોવિં૰ ટેક.
ઘેર આવો તો કહો તેમ કીજેરે, તન મન તમને દીજે. ગોવિં૰ ૧
અંગો તે અંગ આલિંગન લઇનેરે, પ્રેમ અધર રસ પીજે. ગોવિં૰ ૨
રંગભીના વહાલા તારા રંગમાંરે, મન મારું અતિ ભીંજે. ગોવિં૰ ૩
છેલ છબીલા તારા છોગલા જોઇનેરે, પ્રેમ સખી ઘણી રીજે. ગોવિં૰ ૪

## પદ ૬૮૮ મું

આવોને મંદિર મારે, સુંદરવર આવોને મંદિર મારે;
મોહી છું લટકે તારે, સુંદરવર આવોને મંદિર મારે; સુંદ૦ ટેક.
લટકામાં લાલચ ઘણી લાગીરે, જોઈ જોઈ વહાલ વધારે. સુંદ૦ ૧
મન માન્યું મુખને મરકલડેરે, નેણે તે કામણગારે. સુંદ૦ ૨
વાતલડી વહાલી ઘણી લાગેરે, સુણતાં દલડું ઠારે. સુંદ૦ ૩
અલબેલા આવો મંદિરીએરે, પ્રેમસખી પ્રાણ વારે. સુંદ૦ ૪.

## પદ ૬૮૯ મું

ગુણવંતા ગિરિધારી, આવોને ઓરા ગુણવંતા ગિરિધારી;
જાઉં તારા મુખપર વારી, આવોને ઓરા ગુણવંતા ગિરિધારી; આવો૦ ટેક.
મનમોહનજી મૂરતી તમારીરે, લાગે છે મને અતિ પ્યારી. આવો૦ ૧
અલબેલા આંખડલીમાં રાખુંરે, સુંદરવર સુખકારી. આવો૦ ૨
પ્રાણજીવન છો પ્રાણથી વહાલારે, જીવનદોરી છો મારી. આવો૦ ૩
પ્રેમસખી કહે પ્રાણ વધાવુંરે, લાડકડા લાલ વિહારી. આવો૦ ૪

## પદ ૬૯૦ મું

મૂર્તિ મારે મન માની, મોહન તારી મૂર્તિ મારે મન માની;
રાખું નેણામાં છાની, મોહન તારી મૂર્તિ મારે મન માની; મોહ૦ ટેક.
છાની રાખું કોઇને નવ દાખુંરે, રસિયા છેલ ગુમાની. મોહ૦ ૧
નટનાગર હરિ રૂપ ઉજાગરરે, સુંદરવર સુખખાની. મોહ૦ ૨
મુખ મંદહાસ અધર બિંબ રાતારે, રેખા ઉઠે છે નાની નાની. મોહ૦ ૩
પ્રેમસખી એ શોભા નિરખીરે, રાત દિવસ દિવાની. મોહ૦ ૪

## પદ ૬૯૧ મું–રાગ ગરબી

રઘુપતિ રામ રુદામાં રેજોરે, એ ઢાળ છે.

વહાલા તારી મૂર્તિ મન માનીરે, વશ કીધી છેલ ગુમાની; વહાલા૦ ટેક.
મનમોહન મોરલીવાળારે, મરમાળા આંખડલીના ચાળારે;
કામણગારા છેલ છોગાળા. વહાલા૦ ૧

વહાલી લાગે છે મુખની વાણીરે, તેણે લીધું છે મન મારું
તાણીરે; હું તો હાથ તમારે વેચાણી. વહાલા૦ ૨
હું તો હારીને દોરી તમારીરે, જાઉં તન મન ધન બલિહારીરે;
મને ગમીવા છો ગિરિધારી. વહાલા૦ ૩
તમે છો મારા પ્રાણ આધારારે, મારી આંખડલીના તારારે;
છો પ્રેમસખીને પ્યારા. વહાલા૦ ૪

## પદ ૬૯૨ મું

વહાલા તારી વાતડી વહાલી લાગેરે, મારું સાંભળતાં
દુઃખ ભાગે; વહાલા૦ ટેક.
તારા મુખમાં મોહન વેલીરે,* સાંભળતાં થઈ હું તો ઘેલીરે;
તમે વાળી છે રંગડાની રેલી. વહાલા૦ ૧
જોઈ તમને તે જાદવરાયરે, મારું હેડું તે ટાઢું થાયરે;
મારું મન મળવાને ચ્હાય. વહાલા૦ ૨
તારી વાતું લાગે મને વહાલીરે, હું તો કેમ કરી આવું ચાલીરે;
તારે બોલે બાંધી મને ઝાલી. વહાલા૦ ૩
અલબેલા મંદિર મારે આવરે, વાતું સાંભળવાનો છે ભાવરે;
વહાલા પ્રેમસખીના નાવ. વહાલા૦ ૪

## પદ ૬૯૩ મું

છેલા તારા છોગલાપર વારીરે, વહાલી લાગે છે મૂરતિ તારી; છેલા૦ ટેક.
પાતળિયા પલવટ વાળીરે, આવી ઉભા છો વનમાળીરે;
ઓરા આવોને લીજે તાળી. છેલા૦ ૧
તારા ઉરપર મોતિની માળારે, રૂડા લાગો છો નાથ રૂપાળારે;
ચિત ચોરે છે નેણુના ચાળા. છેલા૦ ૨

---

* મોહ પમાડનારી વેલી. એ અર્થ દીસે છે પરંતુ "તારા મુખમાં મોડ નવેલીરે' તારા મુખમાં નવલ પ્રકારનો અજબ મોડ રહેલો છે. એવો પાઠ હોય તો વધારે બંધબેસ્તો થાય.

મન માન્યા છો અલબેલારે, વહાલા લાગો છો રંગના રેલારે;
આવો મળીયે સુંદરવર છેલા. છેલા૦ ૩
હુ તો મોહી પાઘડલીને છેડેરે, મારું મનડું ફરે તમ કેડેરે;
પ્રેમસખી તે મળવાને તેડે. છેલા૦ ૪

પદ ૬૯૪ મું

નેણુામાં નાથજી આવો રાખુંરે, મારા પ્રાણ વારી વારી નાંખું; નેણુા૦ ટેક.
હવે નિમિષ ન મેલું ન્યારારે, છો જીવન પ્રાણ હમારારે;
મારો જનમ સુધારોને પ્યારા. નેણુા૦ ૧
મારે તમથી વહાલું નહિ કોઇરે, રાખું જીવડલામાં પ્રોઇરે;
તમ વીના મરું હું તો રોઈ. નેણુા૦ ૨
મારો સુફલ જન્મ તમે કીધોરે, રૂડી રીતે મેં લ્હાવો લીધોરે;
જગ ઉપર તેં ડંકો દીધો. નેણુા૦ ૩
મેં તો સહુથી ટાળી પ્રીતિરે, વહાલા જાણી તમારી રીતિરે;
હવે પ્રેમસખી જગ જીતી. નેણુા૦ ૪

પદ ૬૯૫ મું

આંખડલીમાં આકળા મા થાજ્યોરે, વહાલા મોરલડી
મીઠી વાજ્યો; આંખ૦ ટેક.
મારા નેણાં તમારું ધામરે, અલબેલા રહો આઠો જામરે;
નવ આવીયાં ક્રોધને કામ. આંખ૦ ૧
તમ વીના બીજું નહી ભાળુંરે, એવી આંટી હું મનમાં વાળુંરે;
તમે કરજ્યો મારું ઉપરાણું. આંખ૦ ૨
તારી મૂરતિ મનમાં ધારુંરે, હુશિયાર રહું નહિ હારુંરે;
કામ ક્રોધને ગરદન મારું. આંખ૦ ૩
વહાલા તમ ચરણે શિર નામીરે, એવા વિચારને હું પામીરે;
મળ્યા પ્રેમસખીના સ્વામી. આંખ૦ ૪

પદ ૬૯૬ મું

મનોહર વેગળા નહી મેલુંરે, મેં તો બાંધ્યું છે તમ સંગ બેલું; મનો૦ ટેક
વહાલા એકટક રહું હું તો જોઇરે, ચિતવૃત્તિ તે તમમાં પ્રોઇરે;
તારી મૂરતિમાં હું તો મોહી. મનો૦ ૧

વહાલા રૂદિયાકમલમાં ધાલીરે, બાંધુ પ્રેમ દોરિયે ઝાલીરે;
નટવરજી ન શકો ચાલી. મનો૦ ૨
શા સારું મોહ્યું મન પે'લુંરે, વાલમ ન વિચાર્યું વે'લુંરે;
હવે ક્ષણું એક ખ્યાલ ન મેલું. મનો૦ ૩
તારું રૂપ હ્રદામાં ધારીરે, નહિ પરણી હું રહી છું કુંવારીરે;
વહાલા પ્રેમસખી છે તમારી. મનો૦ ૪

## પદ ૬૯૭ મું

મોહન મારી પ્રીત તમ સંગ લાગીરે, હવે થઈ હું પુરણ બડભાગી; મોહ૦ ટેક.
મારે સરવસ સુંદર શ્યામરે, તમ વીના તે બીજું હરામરે;
મન માન્યા છો પુરણકામ. મોહ૦ ૧
તમે ચાલો છો સુંદર ચાલેરે, હેતે હસીને હેરો છો વહાલેરે;
મને એ સુખ નિશદિન સાલે. મોહ૦ ૨
તમ દીઠે ઘણું સુખ થાયેરે, અણુદીઠે તે દલડું દુખાયેરે;
વહાલા વિના હવે ન રહેવાયે. મોહ૦ ૩
મારે અખંડ રહો ગિરિધારીરે, મારા અવગુણીયાને વિસારીરે;
પ્રેમસખી છે તમારી. મોહ૦ ૪

## પદ ૬૯૮ મું

લાડીલા લાલજી આવો ઓરારે, ખોસું પાઘડલીમાં તોરા; લાડી૦ ટેક.
શૂરા પુરા છો શ્યામ સંગાથીરે, એવડા શુંરે ડરો અબળાથીરે;
ઓરા આવો કઠણુ કરી છાતી. લાડી૦ ૧
વહાલા આવોને પ્રાણુઆધારરે, દેખાડું અનૂપમ સારરે;
એક નાનકડી છે નાર. લાડી૦ ૨
રૂપાળી છે સુંદર તનમાંરે, તમ કાજે કરે તપ વનમાંરે;
તમને વરવાનું છે મનમાં. લાડી૦ ૩
વહાલા ચિતવૃત્તિ એનું નામરે, એને પરણે તે પૂરણ કામરે;
વહાલા પ્રેમસખીના શ્યામ. લાડી૦ ૪

### પદ ૬૯૯ મું-રાગ ગરબી

આજ મારે હરિ પરોણા ઘેર આવ્યા, હોરે મેં તો મોતીડાંને
લેરખે વધાવ્યારે; આજ૦ ટેક.
શિવ સનકાદિક શુક જેવા જોગી, પૂરણ બ્રહ્મપદ રસનારે ભોગી;
હાંરે આવા સંત સંગાથે લાવ્યારે. આજ૦ ૧
શિવ વિરંચી જેનો પાર ન પાવે, શેષ સહસ્ર મુખ શારદા ગાવે;
હાંરે જેના નિગમાગમે જશ ગાવ્યારે. આજ૦ ૨
સંત હરિને હું તો નયણેરે નિરખી, પ્રેમ મગન મારા હેડામાં હરખી;
હાંરે મેં તો ઓરડાની ઓસરી પધરાવ્યારે. આજ૦ ૩
આઠે પહોર આનંદ જેના અંગમાં, રમે ગોવિંદ એવા
સંતનારે સંગમાં; હાંરે વહાલો પ્રેમસખીને મન ભાવ્યારે. આજ૦ ૪

### પદ ૭૦૦ મું

એવા સંત તે હરિને ગમે, હાંરે વહાલો પ્રેમે તેને સંગ રમેરે; એવા૦ ટેક.
બ્રહ્મરૂપ થઈ ભજે ગિરિધારી, ભક્તિ ભજન કરે નિરહંકારી;
હાંરે ત્યાગ વૈરાગ્ય સહિત વન ભમેરે. એવા૦ ૧
નિસ્પ્રેહી નિર્લોભી નિષ્કામ, નિર્માની થઈ ભજે તે રામ;
હાંરે મળે ફળ ફુલ અન્ન તે જમેરે. એવા૦ ૨
કપટરહિત લેશ દંભ ના રાખે, જેમ રહે તેમ મુખથીરે ભાખે;
હાંરે તેને ત્રિભુવનવાસી નમેરે. એવા૦ ૩
પુરુષોત્તમ પદ રજનારે સંગી, સત્ય વચન દ્રઢ નિયમ અભંગી;
હાંરે પ્રેમસખીનો નાથ કહે તે ખમેરે. એવા૦ ૪

### પદ ૭૦૧ મું

એવા સંત હરિને પ્યારારે, હાંરે તેથી ઘડીએ ન રહે
વહાલો ન્યારારે; એવા૦ ટેક.
મહિમા હરિનોરે સારી પેઠે જાણે, મન અભિમાન તેનો લેશ ન આણે;
હાંરે રહે બ્રહ્મસ્વરૂપ મતવાલારે. એવા૦ ૧
નાના મોટા ભજે જે હરિને, મન ક્રમ વચને દ્રઢ કરીને;
હરિ તેને પોતાના કરતાં જાણે સારારે. એવા૦ ૨

એવા તે સંતને વસિયેરે પાસે, જન્મ મરણુનો સંભવ નાસે;
હરિ વરસે અખંડ તે બ્રહ્મરસ ધારારે. એવા૦ ૩
એ સંતને તે સેવે જે પ્રાણી, પ્રેમ પ્રતિતી ઉરમાંરે આણી;
હરિ પ્રેમસખી કહે ઉતારે ભવ પારારે. એવા૦ ૪

### પદ ૭૦૨ મું

એવા સંતની બલિહારીરે, હાંરે જેને ગુણે રિઝયા ગિરિધારીરે; એવા૦ ટેક.
કામ ક્રોધ લોભ મનમાં ન આણે, સોનુંને ધૂળ તે સમ કરી જાણે;
હાંરે જેને ગીતાજી ગાય છે પોકારીરે. એવા૦ ૧
હરિ વીના બીજે ઘાટ ન લાગે, લોભ લહરનો લેશ ન લાગે;
હાંરે નારી ન શકે નયણુ બાણુ મારીરે. એવા૦ ૨
બ્રહ્મવિદ્યા જેને દ્રઢ કરી સાંધી, પિંડ બ્રહ્માંડની તજીરે ઉપાધી;
હાંરે ભૂતપ્રાણીતણુા હેતકારીરે. એવા૦ ૩
બ્રહ્મ સ્વરૂપમાં રહે નિત્ય ન્હાયા, પ્રગટ હરિ ગુણુમાં
ચિતડાં હરાર્યાં; હાંરે પ્રેમસખી એવા સંતો ઉપર વારીરે. એવા૦ ૪

### પદ ૭૦૩ મું–રાગ ગરબી

વહાલીને લાગેરે વહાલાજીની મૂરતિરે,
કે બેની હુંતો નિમખ ન મેલું ઉરથીરે; વહાલી૦ ટેક.
કે બેની હુંતો હરિવર જોઇને લોભાણી,
કે બેની મને વહાલેજી બોલાવી મીઠી વાણી;
કે બેની મારા ચિતને લીધું છે તાણી,
કે બેની હુંતો ઠાવકી વહાલાની ઠેરાણીરે. વહાલી૦ ૧
કે બેની મારા શિરસાટે ગિરિધારી,
કે બેની હુંતો ન રહું કોઇની વારી;
કે બેની મને શું કરશે સંસારી,
કે બેની મારે મન વસીયા મોરારીરે. વહાલી૦ ૨
કે બેની હુંતો મોહન રૂપમાં મોહી,
કે બેની મારે વહાલાજીથી વહાલુ નહી કોઈ;

કે બેની ભજું લોક કુટુંબ લાજ ખોઈ,
કે બેની રીઝી પ્રેમાનદનો નાથ જોઈરે. વહાલી૦ ૩

પદ ૭૦૪ મું

શામળિયો સનેહીરે જીવનપ્રાણ છેરે,
કે રંગનો રસિયો ચતુર સુજાણ છેરે; શામ૦ ટેક.
કે લાગો મારે નટવર સાથે નેડો,
કે હવે હુંતો કેમ કરી મેલું કેડો;
કે બેની મેંતો સાહ્યો શામળિયાનો છેડો,
કે વહાલે મારો પાર ઉતાર્યો ભવ બેડોરે. શામ૦ ૧
કે બેની હુંતો કોયની નહી ઓશીયાળી,
કે બેની મેંતો વર્યા વિઠ્ઠલ વનમાળી;
કે બેની મારી સરવે બીક વહાલે ટાળી,
કે બેની હુંતો જીવું વહાલાને ભાળી ભાળીરે. શામ૦ ૨
કે બેની મારા શિરપર શ્યામ બીરાજે,
કે બેની મારે નીરભે નોબત વાજે;
કે બેની હુંતો નથી બ્હીતી લોક લાજે,
કે બેની પ્રેમાનંદના નાથ કાજેરે. શામ૦ ૩

પદ ૭૦૫ મું

ફુલડેને છાયરે છેલાજીની પાઘડીરે,
કે વારીને જાઉં વહાલાપર આ ઘડીરે; ફુલ૦ ટેક.
કે બેની વહાલે ફુલની ઓઢી છે પછેડી,
કે બેની મોતી માળા તે ઉરમાં બેવડી;
કે બેની વહાલે પાઘમાં ખોશી છે કેવડી,
કે બેની ગોપી જોવા આવી છે તેને તેવડીરે. ફુલ૦ ૧
કે બેની વહાલે ફુલના બાજુ બાંધ્યા હાથે,
કે બેની વહાલો ઉભા ગોવાળીયાની સાથે;

કે એની બહુ રૂપ જણાય છે નાથે,
કે એની ચાલ મળીયે મોહન ઘાલી બાથેરે. ફુલ૦ ૨
કે એની હુંતો જીવન જોઇને થઈ ઘેલી,
કે એની મારી વાત સાંભળ સાહેલી;
કે એની હુંતો વહાલા વિના ન રહું અકેલી,
કે એની પ્રેમાનંદના વહાલાની વળગું બેલીરે. ફુલ૦ ૩

### પદ ૭૦૬ હું

લોચનીયાં લોભાણુરિ ગિરિધરલાલમાંરે,
કે એની હુંતો વશ થઈ ગઈ એની ચાલમાંરે; લોચ૦ ટેક.
કે એની મારે આંગણિયે આવીને ઉભા કાલે,
કે એની વહાલો ચાલ ચટકતી ચાલે;
કે એની મને મારી આંખડલીને ભાલે,
કે એની મને ઘાયલ કીધી નંદલાલેરે. લોચ૦ ૧
કે એની વહાલો હસતા હસતા આવે,
કે એની મને હેત કરીને બોલાવે;
કે એની મારે આંગણિયે તાળી દેઈ ગાવે,
કે એની મારા મનમાં અતિ ઘણા ભાવેરે. લોચ૦ ૨
કે એની વહાલો ચરિત્ર કરે અતિ ભારી,
કે એની વહાલે વશ કીધી વ્રજનારી;
કે એની મારા મનમાં ગમ્યા ગિરિધારી,
કે એની નિત્ય પ્રેમાનંદ જાય બલિહારીરે. લોચ૦ ૩

### પદ ૭૦૭ મું–રાગ ગરબી

ચાલો જોવા રસિયા રણછોડનેરે, દ્વારિકાના વાસી ભગવાન;
પુરુષોત્તમ પધાર્યા વરતાલમાંરે;
જેના દરશન દુર્લભ દેવનેરે, શિવ બ્રહ્મા ધરે નિત્ય ધ્યાન. પુરુ૦ ૧
જેને કાજે જોગી વનમાં વસેરે, તપ કરેને ખાય મુલ કંદ; પુરુ૦
જેને નિગમ ગાયે નેતિ કહીરે, બોળે શુકમુનિ સનક સનંદ. પુરુ૦ ૨

જેણે ગોકુલમાં લીલા કરીરે, માર્યા દૈત્ય દાનવને અપાર; પુરુ૦
વહાલે જઇને વાસી પછે દ્વારિકાંરે, વર્યા અષ્ટ કુલવંતિ નાર. પુરુ૦ ૩
થયા અર્જુન સખા અલબેલડોરે, પુર્યા ભક્તતણા સરવે કોડ; પુરુ૦
હવે આવ્યા વહાલો વરતાલમાંરે, પ્રેમાનંદને વહાલો શ્રીરણછોડ. પુરુ૦ ૪

## પદ ૭૦૮ મું

વરતાલે આવ્યા સખી શામળોરે, દ્વારકાના પતિ દીનાનાથ;
રુકિમણીરમણ રણછોડજીરે; રુક૦ ટેક.
નેણાં ભરીને નિરખીએ નાથનેરે, ચાલો સરવે સૈયરનો સાથ. રુક૦ ૧
કૃપા કરીને કેશવ પધારિયારે, સહુ તેડી પોતાનો સમાજ; રુક૦
શંખ ચક્ર ગદા પદ્મ ગોમતીરે, રુકિમણી સહિત જદુરાજ. રુક૦ ૨
જન આવે જોવાને દેશ દેશનારે, ન્હાયે ગોમતીને લે સહુ છાપ; રુક૦
નેણે નિરખી રુકિમણી રણછોડનેરે, બાળે અનેક જનમના પાપ. રુક૦ ૩
આવિ વસ્યા અખંડ અલબેલડોરે, દ્વારાવતિ કીધી વરતાલ; રુક૦
પ્રેમાનંદનો વહાલો રંગ છેલડોરે, કીધાં નરનારીને નિહાલ. રુક૦ ૪

## પદ ૭૦૯ મું

વારી જાઉં રંગીલા રણછોડનેરે, વહાલો ભક્તતણા પ્રતિપાલ;
આવી અખંડ વસ્યા વરતાલમાંરે; આવી૦ ટેક.
આવ્યા દીનતણા દુઃખ કાપવારે, થયા પ્રગટ શ્રીદીનદયાલ. આવી૦ ૧
શોભે શ્યામ સ્વરૂપ અલબેલડોરે, મરમાળી તે મૂરતિ અનૂપ; આવી૦
રુકિમણીને શ્રીરણછોડજીરે, કહીયે લક્ષ્મીનારાયણ રૂપ. આવી૦ ૨
વહાલો રાજાધીરાજપણે રાજતારે, શોભે કોટીક શોભા સુર; આવી૦
કરે અખંડ લીલા વરતાલમાંરે, વહાલો ભક્તમનોરથપૂર. આવી૦ ૩
ગાયે ધોળ મંગળ પુરવિનતારે, થાએ ઓચ્છવ આઠે જામ; આવી૦
વાજે નોબત નગારાં ગડગડેરે, પ્રેમાનંદનો વહાલો શોભે શ્યામ. આવી૦ ૪

## પદ ૭૧૦ મું

શોભા શીરે વખાણું શ્યામનીરે, મુખે વરણન કરી નવ જાયે;
મારાં નેણાં લોભાણાં જોઈ નાથનેરે; મારા૦ ટેક.

કોટી કંદર્પ વારું લેઈ વારણેરે, શેષસારદ નિગમ નેત ગાય. મારા૦ ૧
મરમાળો મનોહર મૂરતિરે, વહાલો તેજતણા અંબાર; મારા૦
શંખ ચક્ર ગદા પદ્મ હાથમાંરે, શોભે પેહેરી રૂડા શણગાર. મારા૦ ૨
હરિનું હસતું વદન સોહામણુંરે, કરયું કેશર તિલક ભાલ; મારા૦
હરિની આંખડલી કમલ કેરી પાંખડીરે, નિરખંતા
વાધે ઘણું વાલ. મારા૦ ૩
હરિને માથે મુગટ તે જડાવનોરે, કાને કુંડલ મકરાકાર; મારા૦
અંતરમાંથી ક્ષણુંએ ન વિસરેરે, પ્રેમાનંદ જાય બલિહાર. મારા૦ ૪



# "ભક્તિવિલાસ-પ્રગટ મહિમા"



## પદ ૭૧૧ મું-રાગ ગરબી

શ્યામ પધારો ઘનશ્યામ પધારો, શ્યામ પધારો ફુલવાડીયેરે; ઘન૦ ટેક.
ફુલડાં ભરીને બાંધ્યો ફુલ હિંડોલો, હરિવર હેતે ઝુલાડીયેરે. ઘન૦ ૧
પ્રીતડી કરીને બહુ પાક બનાવ્યા, જીવન જુગતે જમાડીયેરે. ઘન૦ ૨
ફુલોના હાર તોરા ગજરા પેહેરાવીએ, ફુલની પછેડી ઓઢાડીયેરે. ઘન૦ ૩
પ્રેમાનંદ કે' ગાઈ ગુણ તમારા, તાલ મૃદંગ બજાડીયેરે. ઘન૦ ૪

## પદ ૭૧૨ મું

નાથ પધાર્યા મારો નાથ પધાર્યા, ત્રિભુવન આનંદ કરતારે; મારો૦ ટેક.
હાથમાં લાકડલીને પે'રી છે ચાંખડલી, ધીરે ધીરે પગ ધરતારે. મારો૦ ૧
શેરી વાળીને મેં તો સજ્જ કરી છે, વેર્યાં છે ફુલડાં ફરતાંરે. મારો૦ ૨
હસતા, રમતા ને હેત વધારતા, હરિજનના મન હરતારે. મારો૦ ૩
પ્રેમાનંદનો પ્રાણજીવન ધન્ય, રાણી રાધાનો ભરતારે. મારો૦ ૪

## પદ ૭૧૩ મું

શ્યામ સનેહી ઘનશ્યામ સનેહી, હેતે હરિ ઘેર આવીયારે; ઘન૦ ટેક.
સામૈયું લઇને શ્યામસુંદરને, મોંઘે મોતીડે વધાવીયારે. ઘન૦ ૧
દૂધડે ચરણ પખાલ્યા પ્રભુના, પાટ ઉપર પધરાવીયારે. ઘન૦ ૨
બંગલા ઉપર બાંધી હિંડોલો, હરિવરને હિંચકાવીયારે. ઘન૦ ૩
પ્રેમાનંદનો નાથ મનોહર, મોહન મારે મન ભાવીયારે. ઘન૦ ૪

## પદ ૭૧૪ મું

શ્યામ છબીલો ઘનશ્યામ છબીલો, નેણાં લોભાણાં મારાં જોઇનેરે; ઘન૦ ટેક.
કંદર્પ કોટી વારું લઈ વારણે, રહી છું અંગોઅંગ મોહીનેરે. ઘન૦ ૧
છેલ છબીલાની પાગને તોરે, રાખ્યું છે મન મારું ટોઇનેરે. ઘન૦ ૨
નવલ મનોહર નટનાગરને, રાખું જીવડલામાં પ્રેમનેરે. ઘન૦ ૩
પ્રેમાનંદ કહે શ્રી ઘનશ્યામના, પીઉં ચરણ નિત્ય ધોઇનેરે. ઘન૦ ૪

## પદ ૭૧૫ મું–રાગ ગરબી

આદિત્ય ઉદિયારે, સહજાનંદજી જગવંદ;
પતિત ઉધારવારે, હરિ પ્રગટ થયા સુખકંદ. ૧
ઉઘડતા અરવિંદરે, સહજાનંદ સુરજ નિરખી;
સંત હરિ જનનાંરે, થયાં પ્રફુલ્લિત હૈડાં હરખી. ૨
અજ્ઞાન અંધારુંરે, જેણે ટાલ્યું જ્ઞાન પ્રકાશી;
મૂળ ઉખેડતાંરે, કલિમલ મતના અવિનાશી. ૩
ધરમ ધરા પરરે, શુદ્ધ કરી થાપ્યો બહુનામી;
ભક્તિધર્મસુતરે, એવા પ્રેમાનંદના સ્વામી; ૪

## પદ ૭૧૬ મું

સોમ સરીખારે, શીતલ સ્વામિ સુખદાઈ;
હરિજન નિરખેરે, ચકોર જેમ ચિત લગાઈ. ૧
દીનજન ઉપરરે, અમૃત દ્રષ્ટે અતિ વરસે;
તાપ સમાવેરે, તનમનના માઈ દરસે. ૨
શીલ સ્વભાવેરે, દેતા બહુ દાન ઉદાર;
કામ ક્રોધાદિકરે, શત્રુના મારણહાર. ૩
લોહ ચમક જેમરે, ચિતની વરતીને તાણે;
પ્રેમાનંદનોરે, સ્વામી અંતર ગતની જાણે. ૪

## પદ ૭૧૭ મું

મંગલકારીરે, સ્વામી શ્રી સહજાનંદ;
અધમ ઓધારણરે, પ્રગટ્યા મેટણ ભવફંદ. ૧
જે શ્રીકૃષ્ણરે, કહાવે અક્ષર આધાર;
તે અવતરીયારે, સ્વામિ શ્રીધર્મકુમાર. ૨
નિગમ ન જાણેરે, જ્યાં ન પહોંચે મન વાણી;
ભક્તિધર્મ ગૃહેરે, આવ્યા તે સારંગપાણી. ૩
પુરુષોત્તમજીરે, સહજાનંદ જગ વિખ્યાતા;
પ્રેમાનંદ કહેરે, કૈવલ્ય મુક્તિના દાતા. ૪

## પદ ૭૧૮ મું

શુદ્ધ વિચારેરે, જેનો મહિમા વારમવાર;
શુક નારદ શિવરે, સનકાદિક સનતકુમાર. ૧
વ્યાસ વિરંચીરે, શારદ શેષાદિક ગાવે;
કવિ કોવીદ મુનીરે, જેના ગુણનો પાર ના પામે. ૨
જે હરિ રહેછેરે, માયા પ્રપંચને પાર;
તે સતસંગમાંરે, પ્રગટ છે પ્રાણઆધાર. ૩
નામ સહજાનંદરે, નારાયણ નરતનુધારી;
એ હરિ ઉપરરે, પ્રેમાનંદ જાયે બલિહારી. ૪

## પદ ૭૧૯ મું

ગુરુ પરમેશ્વરરે, જે સેવે સાચે મને;
ઓળખીને અરપેરે, મન કર્મ વચને તન ધનને. ૧
કપટ ન રાખેરે, શુદ્ધ ભાવે મહિમા જાણે;
હરિ વિના બીજીરે, મનમાં ઇચ્છા નવ આણે. ૨
વચન પરમાણેરે, વરતે તે હરિજન કહાવે;
ભવ સાગરમાંરે, તે ફરવા પાછો ન આવે. ૩
મનના મનોરથરે, સરવે તેના હરિ પૂરે;
પ્રેમાનંદ કહેરે, તેને હરિ રહે હજુરે. ૪

## પદ ૭૨૦ મું

શુક સરીખોરે, સ્વભાવ હોય તે નહી સારો;
હરિને ભજતાંરે, કરે આડ તે કષ્ટ નઠારો. ૧
માતા પિતા સુતરે, બંધુ ગુરુ હોય જો ભરતા;
તજવો તેનેરે, જાણી મૃત્યુનો કરતા. ૨
જેને જોઇનેરે, વધે પ્રિત હરિને ચરણે;
પ્રગટ હરિનારે, ગુણને સંભળાવે કરણે. ૩
તેને નમુંરે, મન કર્મ વચને કરી પ્યાર;
પ્રેમાનંદ કહેરે, તે પ્રાણ હૈયાનો હાર. ૪

## પદ ૭૨૧ મું

શનીચર સરખારે, નરની સોબત નવ કરીયે;
જનમ બગાડેરે, મહા દુઃખ પામીને મરીયે. ૧
મુવા કેડેરે, તેને દૈત્ય તણા દેહ આવે;
હરિના દ્રોહીરે, મહા પાપી દુષ્ટ કહાવે. ૨
નરતન પામીરે, શ્રીધર્મકુંવરને ભજવા;
સંત સમાગમરે, કરી સર્વ વિષય રસ તજવા. ૩
વારે વારેરે, અવસર નહિ આવે આવો;
પ્રેમાનંદ કહેરે, પછે બહુ થાશે પસ્તાવો. ૪

## પદ ૭૨૨ મું

આ પદ માંહીરે, ગાયા છે સાતે વાર;
જે કોઈ શીખેરે, સાંભળશે કરીને પ્યાર. ૧
તેને વધશેરે, હરિ ચરણે પ્રેમ અપાર;
દરશન દેશેરે, પ્રભુ સહજાનંદ સાકાર. ૨
સહજાનંદજીરે, શ્રીકૃષ્ણ તણો અવતાર;
સમ ખાઈ કહું છુંરે, ખોટી મા જાણો લગાર. ૩
એમાં પ્રીતિરે, જે કોઈ કરશે નરનાર;
પ્રેમાનંદ કહેછેરે, નિશ્ચે થાશે ઓધાર. ૪

## પદ ૭૨૩ મું—રાગ ગરબો

વંદુ શ્રી સ્વામીરે, ધર્મકુળ મુગટ મણિ;
પ્રણુતિ ઉરધારોરે, દયાનિધિ દાસ તણી. ૧
તમે ભક્ત કલ્પતરુરે, ભક્ત ભયભંજન છો;
તમે ભક્ત ચિંતામણિરે, ભક્ત મનરંજન છો. ૨
તમે ભક્ત નયન રવિરે, ભક્ત ઉર ભૂષણ છો;
તમે ભક્ત પ્રાણપતિરે, હરણ ભવ દૂષણ છો. ૩
તમે ભક્ત મીન મનનેરે, પયોનિધિ પ્યારા છો;
તમે ભક્ત ચકોરનેરે, શશિ સુખ સારા છો. ૪

તમે ભક્ત ચાતકનેરે, સ્વાતિ સુખસાગર છો;
તમે ભક્ત મયુરનેરે, ઘટા નવનાગર છો. ૫
તમે નીજ જનને અરથેરે, વિધિ વિધિ રૂપ ધરી;
પ્રેમાનંદ કહે જનનારે, હરો બહુ વિઘન હરિ. ૬

પદ ૭૨૪ મું

તમે ભક્તને અરથેરે, ધરી તનુ મીન તણી;
ધાર્યો ગિરિ મંદરરે, પ્રભુ તમે કૂર્મ બની. ૧
અવની ઓધારીરે, વરાહ વપુ ધારી;
પ્રહ્લાદ ઉગાર્યોરે, દાનવ મોટો મારી. ૨
વામન વપુ ધાર્યુંરે, તમે બલિને છલવા;
ફરસી કર ધારીરે, વીરવનને દલવા. ૩
તમે રઘુકુળ પ્રગટીરે, રાવણ કુળ નાશ કર્યું;
તમે કંસ નિકંદનરે, કે કૃષ્ણ સ્વરૂપ ધર્યું. ૪
તમે અસુરવિમોહનરે, કે બુદ્ધ સ્વરૂપ થયા;
તમે કૌતુક કલકીરે, હરિ નવ જાઓ કહ્યા. ૫
એમ જુગ જુગ માંહીરે, ધરો રૂપ બહુનામી;
તમે કારણ સહુનારે, પ્રેમાનંદના સ્વામી. ૬

પદ ૭૨૫ મું

સ્વામી પુરુષોત્તમરે, તમે છો કૃષ્ણ હરિ;
બહુ નામ તમારારે, ફરો બહુ રૂપ ધરી. ૧
તમે રુક્મિણિ સંગેરે, લક્ષ્મીનારાયણ;
તમે રાધાકૃષ્ણરે, પતિત ભવતારાયણ. ૨
તમે અર્જુન સંગેરે, કે નરનારાયણ કહાવો;
તમે બલભદ્ર સંગેરે, ભક્તજન મન ભાવો. ૩
તમે ભક્તિ ધર્મનીરે, કે અરજી ઉર ધારી;
તમે મુનિના મનનીરે, કે વાત હરિ વિચારી. ૪

તમે સુર મુનિ દ્વિજનારે, કે કારજ કરવાને;
તમે પ્રગટ થયાછોરે, ભુમિ ભાર હરવાને. ૫
તમે ધર્યું ધર્મકુળરે, કે નરવપુ બહુનામી;
પ્રેમાનંદના ઇષ્ટદેવરે, કે સહજાનંદ સ્વામી. ૬

### પદ ૭૨૬ મું

તમે ભલે અવતરિયારે, કે દ્વિજ કુલ દીનબંધુ;
અધર્મ ઉછેદનરે, કર્યો કરુણાસિંધુ. ૧
અધમને દિતિ સુતરે, કલિ ભેગા થઇને;
પાપિયે બોળ્યુંરે, બ્રહ્માંડ બાધું લઇને. ૨
થયા ગુરુ નૃપ વેશેરે, કે મતપંથ બહુ બાંધી;
કલિના પરપંચનીરે, કે જુક્તિયો બહુ સાંધી. ૩
જે ધર્મ સનાતનરે, શ્રુતિ મત મેલીને;
કીધાં વરણ અઢારેરે, કે ભેગા ઠેલીને. ૪
મદ્ય માંસ ને ચોરીરે, કે પરનારી સંગ;
નિરંકુશ થઇનેરે, કરે અતિ ઉમંગે. ૫
પ્રતાપ તમારોરે, દેખી હવે કંપ્યાં છે;
પ્રેમાનંદ કહે જ્યાં ત્યાંરે, હવે જઈ જંપ્યાં છે. ૬

### પદ ૭૨૭ મું–રાગ ગરબી

ધન્ય ધર્મકુમાર વારવાર ઘનશ્યામને જાઉં હું તો વારણે;
કૃષ્ણ કૃપાનિધિ પ્રગટ્યા નિજજન કારણે; ધન્ય૦ ટેક.
ધર્યો કૃષ્ણ અવતાર શ્રી મહારાજે, સુખ દેવા શ્રી ગોપી જનને
કાજે; કર્યું વિઘન વચ્ચે અસુરે ઝાઝે. ધન્ય૦ ૧
પછી દૈત્ય સમુહ હરિયે સંહાર્યો, વહાલે અવનીભાર સરવે
ઉતાર્યો; પાછો ધર્મકુળે અવતાર ધર્યો. ધન્ય૦ ૨
શુભ કૌશલ દેશમાં જન્મ ધરી, શુદ્ધ સરવરિયા દ્વિજ ઘેર હરિ;
તજ્યું કુટુંબ તે વરણિનો વેશ કરી. ધન્ય૦ ૩

ફર્યા દેશ વિદેશ વિકટ જાગે, સર્વે તીર્થ પાવન કર્યાં અનુરાગે;
આવ્યા સોરઠ પ્રેમાનંદને ભાગે. ધન્ય૦ ૪

પદ ૭૨૮ મું

ધન્ય ધન્ય લીલા એક રસનાયે શું વર્ણવું અંત ન આવે;
કરી સોરઠ માંહ્ય શેષ શારદ શુક નારદ પાર ન પાવે; ધન્ય૦ ટેક.
આવ્યા ફરતા દુરગપુર બહુનામી, ખોળતા નિજ જન અંતર જામી;
વસ્યા ગઢપુર કરી કરુણા સ્વામી. ધન્ય૦ ૧
કીધી કૃપા ઉત્તમ નૃપને માથે, નિજ ભક્ત જાણીને ઝાલ્યો હાથે;
કર્યું પાવન તેનું મંદિર નાથે. ધન્ય૦ ૨
જેમ રહેતા નંદઘેર કરી પ્રીતે, તેમ રમવા જમવા રસ રીતે;
વહાલો વરસે કૃપારસ નીત નીતે. ધન્ય૦ ૩
નીત સાથે લઈ મુનિના વૃંદ, કરે લીલા દુરગપુર સુખકંદ;
બલિહારી જાયે પ્રેમાનંદ. ધન્ય૦ ૪

પદ ૭૨૯ મું

ધન્ય ગઢપુર ધામ એક રસનાયે માહમા કવિ શું વરણન કરે;
ધન્ય ઉત્તમ નરેશ પ્રિત કરી હરિ વસીયા નીત જેને ઘરે; ધન્ય૦ ટેક.
જેનું શિવબ્રહ્માદિક ધ્યાન ધરે, જેને મહા મુનિવર ખોળતા જ ફરે;
જેના રાધા રમા ઘણા જતન કરે. ધન્ય૦ ૧
જે અખીલ ભુવનના એક સ્વામિ, જે અક્ષરધામ તણા ધામી;
તે વસીયા ઉત્તમ ઘેર બહુનામી. ધન્ય૦ ૨
અતિ સુંદર મૂરતિ શોભે નાથ, કરે લીલા મુનિ હરિજન સાથ;
નીત જમે જમાડે મુનિ નિજ હાથ. ધન્ય૦ ૩
ધન્ય નૃપ ઉત્તમનો દરબાર, જ્યાં પ્રગટ બીરાજે જગ આધાર;
જોઈ પ્રેમાનંદ જાયે બલિહાર. ધન્ય૦ ૪

પદ ૭૩૦ મું

ધન્ય ધન્ય ધરણી ઉત્તમના દરબારની વાત નવ જાયે કહી;
અતિ મુક્તિ રૂપ ચરણ કમલ અંકિત જે રજ પસરી રહી; ધન્ય૦ ટેક.

ધન્ય ધન્ય અતિ પાવન ઓસરિયું, નીત રાગ રંગ કથા રસ ભરિયું;
વહાલે ગોલોક બ્રહ્મમહોલ તુલ્ય કરિયું. ધન્ય૦ ૧
શોભે વસ્ત્ર આભુષણ અંગ ધરતાં, ઘોડા ખેલાવે લિંબતરુ ફરતાં;
થાયે નેણાં શીતલ દરશન કરતાં. ધન્ય૦ ૨
ધન્ય સજ્યાં હરિ જ્યાં વસે વાસ, ધન્ય ચોક મુનિ જ્યાં રમે રાસ;
કરી વાતું હરિએ છાયો આકાશ. ધન્ય૦ ૩
ધન્ય કેસર ચંદન ચરચી અંગે, ફુલ હાર તોરા ધારી ઉમંગે;
પ્રેમાનંદ કે' રમે મુનિવર સંગે. ધન્ય૦ ૪

## પદ ૭૩૧ મું

ધન્ય દુર્ગનગર શેરીયે શેરીયે વિચર્યા સહજાનંદજી;
ધન્ય ઉન્મત્તગંગ ખળખળીયે નિત્ય ન્હાતાં આનંદકંદજી; ધન્ય૦ ટેક.
ધન ધન ગઢપુરની ધરણીને, ધન નરનારીની કરણીને;
હેતે નિરખ્યા સહજાનંદ વરણીને. ધન્ય૦ ૧
ધન્ય ધન્ય ધરણી લક્ષ્મી વાડી, વહાલો ઘોડે બેસીને જાતાં દહાડી;
ત્યાં જોતા જીવન મેવા જમાડી. ધન્ય૦ ૨
ધન્ય ધન્ય ભોમી રાધા વાવ્ય તણી, ત્યાં જાતા વહાલો અતિ
બનીરે ઠણી; પોતે ખોદાવી કરી પ્રીત ઘણી. ધન્ય૦ ૩
ન્હાવા જાતાં નારાયણહ્રદને ઘાટે, રથ હાંકતા હરિવર એ વાટે;
પ્રેમાનંદ કે' સંભારતાં હૈયું ફાટે. ધન્ય૦ ૪

## પદ ૭૩૨ મું

ધન્ય ઉત્તમ ભૂપ અતિ જતને ઘેર રાખ્યા સહજાનંદ હરિ;
નવ દુભ્યા જરી ફુલતણી પેરે રાખ્યા અતિ પ્રીતિ કરી; ધન્ય૦ ટેક.
જમાડતાં ભોજન કરીને પ્યારાં, પે'રાવતાં વસન જરકસી સારાં;
અંગો અંગ ધરાવતાં ભુષણ ન્યારાં. ધન્ય૦ ૧
ધન્ય ઉત્તમના પરિવારને, જેણે રાજી કર્યા કરતારને;
વાર્યું હરિ પર લઈ ઘરબારને. ધન્ય૦ ૨

ધન્ય જન્મ ધર્યાનું ફલ લીધું, ધન્ય સર્વ લઈ હરિને દીધું;
નૃપે એક હરિનું ગમતું કીધું. ધન્ય૦ ૩
ધન્ય વેચાણો હરિને હાથે, જ્યાં જાયે ત્યાં પ્રભુજીને સાથે;
પ્રેમાનંદ કે' કૃતારથ કીધા નાથે. ધન્ય૦ ૪

## પદ ૭૩૩ મું

ધન્ય ધન્ય ગઢરાજ આજ સમે અવનીપર ધામ એવું નથી;
ધન્ય ધન્ય દરબાર ઉત્તમ રાવનો પ્રભુજીયે કીધો પાવન અતિ; ધન્ય૦ ટેક.
જ્યાં લીલા કરી અતિ મહારાજે, નીજ એકાંતિક જનને કાજે;
એનો મહિમા ત્રિભુવનમાં ગાજે. ધન્ય૦ ૧
જ્યાં અખંડ બિરાજે હજી અવિનાશી, શ્રીગોપીનાથ રૂપ સુખ રાશી;
આવે દરશન કરવા ત્રિભુવનવાસી. ધન્ય૦ ૨
જેના મંદિર અતિ શોભા સુર, કરે દરશન તેના પાતક દૂર;
પામે ધર્મ અર્થ મોક્ષ જરૂર. ધન્ય૦ ૩
સર્વે ધામ થકી એ અધિક ધામ, સર્વે તિર્થ બીરાજે એ ઠામ;
પ્રેમાનંદ કે' મુક્તિરૂપ કર્યું શ્યામ. ધન્ય૦ ૪

## પદ ૭૩૪ મું

ધન્ય ધન્ય હરિજન ગઢપુરના વાસીનો શું મહિમા કહું;
એ થકી અધિક ચૌદ લોકમાં ન મલે કેની ઉપમા દઉં; ધન્ય૦ ટેક.
મુખ રટે સ્વામિનારાયણ નામ, રમે દ્રષ્ટિ આગે શ્રીઘનશ્યામ;
વાર્યું પ્રભુપર ધર્મ અર્થ કામ. ધન્ય૦ ૧
પડ્યાં મેલી ઘરના કામ કાજ, નિરખે નેણાં ભરી મહારાજ;
પામે અતિ આનંદ તજી લોક લાજ. ધન્ય૦ ૨
કરી ભોજન જમાડ્યા હરિ નિજ હાથે, નીત હાર પે'રાવ્યા
તોરા ખોશી માથે; પ્રભુ જાયે ત્યાં ફરે સાથે સાથે. ધન્ય૦ ૩
વહાલે ધાર્યું હતું તે સર્વે સત્ય કીધું, સહુ નિજ જનને અતિ સુખ દીધું;
પ્રેમાનંદે આ ફેરે ભલું સુખ લીધું. ધન્ય૦ ૪

## પદ ૭૩૫ મું-રાગ ગરબી

ઓરા આવોને ધર્મકુમારરે, રાખું મારાં નેણામાં; ટેક.
તમે છો મારા પ્રાણ આધારરે. રાખું૦ ૧
જેવું રસિક સુંદરવર રૂપરે, રાખું૦ છે પાવન પરમ અનુપરે. રાખું૦ ૨
તમે પ્રગટ્યા અમારે કાજરે, રાખું૦ દીન બંધુ છો ગરીબ નિવાજરે. રાખું૦ ૩
હરિકૃષ્ણ હરિ ઘનસ્યામરે, રાખું૦ નીલકંઠ નારાયણ નામરે. રાખું૦ ૪
પુરુષોત્તમ પુરણકામરે, રાખું૦ પ્રેમાનંદના છો સુખધામરે. રાખું૦ ૫

## પદ ૭૩૬ મું

તમે રસિયાજી રાજીવ નેણરે, જોઈ હું તો લોભાણી; ટેક.
મુખ બોલો મનોહર વેણરે. જોઈ૦ ૧
શોભે સુંદર ભાલ વિશાલરે, જોઈ૦ હરિ ચાલો છો હંસગતિ ચાલરે. જોઈ૦ ૨
શોભે પાઘડલી છબીદારરે, જોઈ૦ જાઉં વારણે વારમવારરે. જોઈ૦ ૩
જોઈ વદન કમલ છબી પૂરરે, જોઈ૦ વારું વારણે કોટી શશિ સૂરરે. જોઈ૦ ૪
ભરી ભ્રુકુટીતણો મરોડરે, જોઈ૦ પ્રેમાનંદના પુરો કોડરે. જોઈ૦ ૫

## પદ ૭૩૭ મું

મારી લાગી છે તમ સંગ પ્રીતરે, સુંદર શામળિયા; ટેક.
છો મનમોહન મારા ચીતરે. સુંદર૦ ૧
કરી રાખું હેયાના હારરે, સુંદર૦ રંગ છેલડા ધર્મકુમારરે. સુંદર૦ ૨
મારું મન માન્યું તમ સાથરે, સુંદર૦ મને મળો હરિ ભરી બાથરે. સુંદર૦ ૩
તમે છો મારા જીવન પ્રાણરે, સુંદર૦ હું તો નાથ તમારે વેચાણરે. સુંદર૦ ૪
મને રાખો હરિ તમ પાસરે, સુંદર૦ પુરો પ્રેમાનંદની આશરે. સુંદર૦ ૫

## પદ ૭૩૮ મું

મને વહાલા લાગો છો મહારાજરે, જોઈ જોઈ જીવું છું; ટેક.
તમે સાર્યાં મારાં સરવે કાજરે. જોઈ૦ ૧
તારી મૂર્તિ મનોહર માવરે, જોઈ૦ મારે ભેટ્યાનો ઘણો ભાવરે. જોઈ૦ ૨
તારું બોલવું ને હસવું છેલરે, જોઈ૦ કરો નટવર નૌતમ ખેલરે. જોઈ૦ ૩

તારા કરના લટકાં કહાનરે, જોઈં ભુધરજી ભીને વાનરે. જોઈં ૪
તમે જીવન જોબન ભરપૂરરે, જોઈં રહો પ્રેમાનંદને ઉરરે. જોઈં ૫

પદ ૭૩૯ મું

હુંતો રાચી તમારે રૂપરે, બીજું મારે નહિ જોઇયે; ટેક.
રહો ઉરમેં પરમ અનૂપરે. બીજું૦ ૧
મારે સુખ સંપત ઘનસ્યામરે, બીજું૦ તમ વિના બીજું
સરવે હરામરે. બીજું૦ ૨
મન માન્યા છો અલબેલરે, બીજું૦ તમે ધર્મકુંવર રંગ છેલરે. બીજું૦ ૩
નીત રાખો હરિ મુજપર હેતરે, બીજું૦ તમે અવિચલ
સુખના નિકેતરે. બીજું૦ ૪
ગુણ ગાવું બેસીને હજુરરે, બીજું૦ પ્રેમાનંદને આપો જરૂરરે. બીજું૦ ૫

પદ ૭૪૦ મું

તમારી મૂર્તિ વિના મારા નાથરે, બીજું મને આપશો માં; ટેક.
હુંતો એજ માગું છું જોડી હાથરે. બીજું૦ ૧
આપો તમારા જનનો સંગરે, બીજું૦ મારા જીવમાં એજ ઉમંગરે. બીજું૦ ૨
મારા ઉરમાં કરો નિવાસરે, બીજું૦ મને રાખો રસિયા તમ પાસરે. બીજું૦ ૩
એજ અરજી દયા નિધિ દેવરે, બીજું૦ આપો ચરણ
કમલની સેવરે. બીજું૦ ૪
કરો ઇતર વાસના દૂરરે, બીજું૦ રાખો પ્રેમાનંદને હજૂરરે. બીજું૦ ૫

પદ ૭૪૧ મું-રાગ ગરબી

પ્રગટ હરિ મુજને મલ્યારે લોલ,
કાંઇ કહ્યામાં નાવે વાત મારી બેની; પ્રગ૦ ટેક.
આજ દીનબંધુ અઢળ ઢળ્યારે લોલ,
પોતે પુરુષોત્તમ સાક્ષાત, મારી બેની. પ્રગ૦ ૧
એતો પ્રકૃતિ પુરુષથી પર છેરે લોલ,
એતો અક્ષરતણા આધાર, મારી બેની; પ્રગ૦
એતો રાધા રમાના વર છેરે લોલ,
એનો નિગમ ન પામે પાર, મારી બેની. પ્રગ૦ ૨

એતો રાજાધિરાજપણે રાજતારે લોલ,
એતો ત્રિભુવનપતિ ભગવાન, મારી બેની; પ્રગ૦
એતોસુરનર મુનિ શીર છાજતારે લોલ,
મનમોહન રૂપનિધાન, મારી બેની. પ્રગ૦ ૩
મહા મુક્ત પૂજે જેની પાદુકારે લોલ,
એવા પરમ પુરુષ મહારાજ, મારી બેની; પ્રગ૦
જેને ઘડીયે ન મેલે રમા રાધિકારે લોલ,
એવા દુર્લ્લભ સુલભ થયા આજ, મારી બેની. પ્રગ૦ ૪
નર વિગ્રહ ધર્યો કરુણા કરીરે લોલ,
લીધો દ્વિજકુળે અવતાર, મારી બેની; પ્રગ૦
પ્રેમાનંદનો સ્વામી આજ શ્રી હરિરે લોલ,
મુક્તિ આપી કરે ભવપાર, મારી બેની. પ્રગ૦ ૫

પદ ૭૪૨ મું

પ્રભુ પ્રગટ થયા છે આ સમેરે લોલ,
શ્રીકૃષ્ણ કમળદળનેણ, અવિનાશી; પ્રગ૦ ટેક.
જેને સુરપતિ નરપતિ સહુ નમેરે લોલ,
એવા ધર્મકુંવર સુખદેણ, અવિનાશી. પ્રગ૦ ૧
જે ગોકુલચંદ નંદલાડીલોરે લોલ,
તેજ ભક્તિધર્મસુત શ્યામ, અવિનાશી; પ્રગ૦
તેણે મુક્તિનો દ્વાર ઉઘાડિયોરે લોલ,
નરનારીને દેવા નિજધામ, અવિનાશી. પ્રગ૦ ૨
શુદ્ધ ધર્મ ધરાપર થાપવારે લોલ,
ઉખાડવા અધર્મનાં મૂળ, અવિનાશી; પ્રગ૦
નિજ જનને અખંડ સુખ આપવારે લોલ,
પાવન કરવા ભક્તિધર્મકુળ, અવિનાશી. પ્રગ૦ ૩
આજ મોક્ષ આપવાને આવિયારે લોલ,
બ્રહ્મમહોલવાસી હરિરાય, અવિનાશી; પ્રગ૦
મોટા મુક્ત મુનિ સાથે લાવિયારે લોલ,
જેના દરશન કરી પાપ જાય, અવિનાશી. પ્રગ૦ ૪

મોક્ષપતિ કુંવર ભક્તિધર્મનારે લોલ,
હરિકૃષ્ણ નારાયણ નામ, અવિનાશી; પ્રગ૦
વહાલો તરત કાપે છે બંધ કર્મનારે લોલ,
પ્રેમાનંદનો સ્વામિ ઘનશ્યામ, અવિનાશી. પ્રગ૦ ૫

પદ ૭૪૩ મું

જેને જોઇયે તે આવો મોક્ષ માગવારે લોલ,
આજ ધર્મવંશીને દ્વાર, નરનારી; જોઈ૦ ટેક.
આવો પ્રગટ પ્રભુને પગે લાગવારે લોલ,
વહાલો તરત ઉતારે ભવપાર, નરનારી. જોઈ૦ ૧
જન્મ મૃત્યુના ભયથકી છૂટવારે લોલ,
શરણે આવો મુમુક્ષુ જન, નરનારી; જોઈ૦
શીદ જાઓ છો બીજે શિર કૂટવારે લોલ,
ત્યાં તો તરત થાશો પાવન, નરનારી. જોઈ૦ ૨
ભુંડા શીદ ભટકો છો મત પંથમાંરે લોલ,
આવો સતસંગ મેલીને મોક્ષ રૂપ, નરનારી; જોઈ૦
આણો પ્રેમ પ્રીત સાચા સંતમાંરે લોલ,
થાશે મોક્ષ અતિશે અનૂપ, નરનારી. જોઈ૦ ૩
જુવો આંખ ઉઘાડીને વિવેકનીરે લોલ,
શીદ કરો છો ગોલ ખોલ એક પાડ, નરનારી; જોઈ૦
લીધી લાજ બીજા ગુરુ ભેખનીરે લોલ,
કામ ક્રોધે લગાડી છે રાડ, નરનારી. જોઈ૦ ૪
એવા અજ્ઞાની ગુરુના વિશ્વાસથીરે લોલ,
જાશો નરકે વગાડતાં ઢોલ, નરનારી; જોઈ૦
વહાલો તરત છોડાવે કાળ પાસથીરે લોલ,
પ્રેમાનંદ કહે આપે છે હરિ કોલ, નરનારી. જોઈ૦ ૫

પદ ૭૪૪ મું

જાઉં ધર્મકુંવરને વારણેરે લોલ,
ભવ બુડતાં ઝાલી મારી બાંહ, અલબેલે; ધર્મ૦ ટેક.

બાંહ્ય ઝાલી તાણી લીધી બારણેરે લોલ,
નહિ તો વહીને જાતી ક્યાંની ક્યાંય, અલબેલે. ધર્મ૦ ૧
વહાલે ઘોર કલિમે કરુણા કરીરે લોલ,
લીધો ધર્મ ગૃહે અવતાર, અલબેલે; ધર્મ૦
પોતે અક્ષરપતિ આવ્યા હરિરે લોલ,
કરવા અધમતણો ઓધાર, અલબેલે. ધર્મ૦ ૨
વહાલે પ્રગટ પ્રતાપ જણાવીયોરે લોલ,
મેટયા લખ્યા વિધાતાના લેખ, અલબેલે; ધર્મ૦
જીવ જમના તે હાથથી છોડાવીયારે લોલ,
મારી કરમની રેખપર મેખ, અલબેલે. ધર્મ૦ ૩
ચાર વર્ણને આશ્રમ ચારનારે લોલ,
થાપ્યા અચલ ધરાપર ધર્મ, અલબેલે; ધર્મ૦
મદ્ય માંસ ચોરી ફેલ જારનારે લોલ,
નરનારીનાં મેલાવ્યાં કર્મ, અલબેલે. ધર્મ૦ ૪
કીધાં શુદ્ધ અંતર નરનારીનાંરે લોલ,
ધર્મ ભક્તિ પધરાવ્યા માંહ્ય, અલબેલે; ધર્મ૦
એવાં દિવ્ય ચરિત્ર ગિરિધારીનાંરે લોલ,
પ્રેમાનંદ જોઇને વારી જાય, અલબેલે. ધર્મ૦ ૫

### પદ ૭૪૫ મું—રાગ ગરબી

શામળિયા સુંદરવર મારે, મંદિર પધારો રાજ;
મંદિરીએ પધારો મારા વહાલારે, આશરો એક તમારો રાજ. શામ૦ ૧
આશરો એક તમારો મારા વહાલા, હુંતો જીવું તમને જોઈ રાજ;
જીવું તમને જોઈ મારા વહાલા, મારે તમથી વહાલું ન કોઈ રાજ. શામ૦ ૨
તમથી વહાલું ન કોઈ મારા વહાલા, રાખું જીવડલામાં પ્રોઈ રાજ;
જીવડલામાં પ્રોઈ મારા વહાલા, સુંદર મુખ જોઈ મોહી રાજ. શામ૦ ૩
સુંદર મુખ જોઈ મોહી મારા વહાલા, તમ સંગ લાગી પ્રીતિ રાજ;
તમ સંગ લાગી પ્રીતિ મારા વહાલા, કોયથકી નથી બ્હીતી રાજ. શામ૦ ૪

કોય થકી નથી બ્હીતી મારા વહાલા, શીરસાટે સહી કીધા રાજ;
શીરસાટે સહી કીધા મારા વહાલા, જીવ સાથે જડી લીધા રાજ. શામ૦ ૫
જીવ સાથે જડી લીધા મારા વહાલા, નિમખ ન મેલું ન્યારા રાજ;
નિમખ ન મેલું ન્યારા મારા વહાલા, પ્રેમાનંદના પ્યારા રાજ. શામ૦ ૬

## પદ ૭૪૬ મું

કેસરિયા શ્રીકૃષ્ન મનોહર, મોહન મુજને વહાલા કહાન;
મોહન મુજને વહાલા વનમાળી, ભક્તિધર્મના લાલા કહાન. કેશ૦ ૧
ભક્તિધર્મના લાલા મારા વહાલા, ઘણા દિવસમાં મળીયા કહાન;
ઘણા દિવસમાં મળીયા મારા વહાલા, બોલે તમારે પળીયા કહાન. કેશ૦ ૨
બોલે તમારે પળીયા મારા વહાલા, હવે નહી દેશું જાવા કહાન;
હવે નહિ દેશું જાવા મારા વહાલા, રાખશું આવાને આવા કહાન. કેશ૦ ૩
રાખશું આવાને આવા મારા વહાલા, જેમ કહેશો તેમ કરશું કહાન;
જેમ કહેશો તેમ કરશું મારા વહાલા, કેડે કેડે ફરશું કહાન. કેશ૦ ૪
કેડે કેડે ફરશું મારા વહાલા, જુગતે કરી જમાડું કહાન;
જુગતે કરી જમાડું મારા વહાલા, રૂદિયા ઉપર રમાડું કહાન. કેશ૦ ૫
રૂદિયા ઉપર રમાડું મારા વહાલા, છો મારા અંતરજામી કહાન;
છો મારા અંતરજામી મારા વહાલા, પ્રેમાનંદના સ્વામી કહાન. કેશ૦ ૬

## પદ ૭૪૭ મું

લટકાલા લાડકડા મારા, લોચનીયામાં રાખું લાલ;
લોચનીયામાં રાખું મારા વહાલા, પ્રાણ વારી વારી નાખું લાલ. લટ૦ ૧
પ્રાણ વારી વારી નાખું મારા વહાલા, કરી રાખું ઉર હાર લાલ;
કરી રાખું ઉર હાર મારા વહાલા, નેણ તણા શણગાર લાલ. લટ૦ ૨
નેણ તણા શણગાર મારા વહાલા, નથડી કેરું મોતી લાલ;
નથડી કેરું મોતી મારા વહાલા, હીંડું જોતી જોતી લાલ. લટ૦ ૩
હીંડું જોતી જોતી મારા વહાલા, દુર્લભ છો તે સારું લાલ;
દુર્લભ છો તે સારું મારા વહાલા, જીવિત તનપર વારું લાલ. લટ૦ ૪

જીવિત તમપર વારું મારા વહાલા, મારું જીવતર તમે સુધાર્યું લાલ;
જીવતર તમે સુધાર્યું મારા વહાલા, મારું કારજ સરવે સાર્યું લાલ. લટ૦ ૫
કારજ સર્વે સાર્યું મારા વહાલા, હું તો છું વેચાણુ તમારી લાલ;
છું વેચાણુ તમારી મારા વહાલા, જાયે પ્રેમાનંદ બલિહારી લાલ. લટ૦ ૬

## પદ ૭૪૮ મું

કૃષ્ન કમલદળ નેણુ તમારાં, લટકામાં લોભાણી લાલ;
લટકામાં લોભાણી મારા વહાલા, સુણી મુખની મીઠી વાણી લાલ. લો૦ ૧
મુખની મીઠી વાણી મારા વહાલા, મોહી છું ગજ ગતિ ચાલે લાલ;
મોહી છું ગજ ગતિ ચાલે મારા વહાલા, બોલાવો છો બહુ વહાલે લાલ. લો૦ ૨
બોલાવો છો બહુ વહાલે મારા વહાલા, હેરો છો અમૃત નજરે લાલ;
હેરો છો અમૃત નજરે મારા વહાલા, મોહી છું ગુલાબી ગજરે લાલ. લો૦ ૩
મોહી છું ગુલાબી ગજરે મારા વહાલા, જોઇને પાઘ પેચાળી લાલ;
જોઇને પાઘ પેચાળી મારા વહાલા, છોગલાંની છબી ભાળી લાલ. લો૦ ૪
છોગલાંની છબી ભાળી મારા વહાલા, મુખ જોઇ મોહિની લાગી લાલ;
મુખ જોઈ મોહિની લાગી મારા વહાલા, સરવે ભ્રમણા ભાંગી લાલ. લો૦ ૫
સરવે ભ્રમણા ભાંગી મારા વહાલા, ભલે મળીયા બહુનામી લાલ;
ભલે મળીયા બહુનામી મારા વહાલા, પ્રેમાનંદના સ્વામી લાલ. લો૦ ૬

## પદ ૭૪૯ મું-રાગ ગરબી

જીવન જોયા જેવા રે કેસરિયાજી; જોયાના પડતા હેવા રે, રંગ ભરિયાજી;
વહાલા રે મારા આવો ઓરા છબી જોઈ, નેણાંમે રાખું પ્રોઇ રે. કેસ૦ ૧
વહાલા રે મારા હોંશ ઘણી છે જો હેયે, કેને વાત કહીએ રે. કેસ૦ ૨
વહાલા રે મારા મનડું આતુર મળવા કાજે, લાજું છું લોક લાજે રે. કેસ૦ ૩
વહાલા રે મારા ઘરમાં સાસુની બ્હીક ભારી, નણંદલ છે નઠારી રે. કેસ૦ ૪
વહાલા રે મારા વાટે ઘાટે મ્હેણાં દે છે, કાનુડાવાળી કે છે રે. કેસ૦ ૫
વહાલા રે મારા આજ આવી છું હું તો છાની, એક વાત છે પુછવાની રે. કેસ૦ ૬

વહાલારે મારા પાડોસણુને છે પ્યાર, આવોને એક વારરે. કેસ૦ ૭
વહાલારે મારા પ્રેમાનંદના અલબેલા, એકાંતે આવો છેલારે. કેસ૦ ૮

પદ ૭૫૦ મું

વહાલપ ઘણી વાતરે, અલબેલડાજી; સભારું દીનરાતરે, રંગછેલડાજી;
વહાલારે મારા એક ભરોસો તમારો, વહાલપ મા વિસારોરે. અલ૦ ૧
વહાલારે મારા તમે છોજી ચતુર સુજાણ, પ્રેમી જનના પ્રાણરે. અલ૦ ૨
વહાલારે મારા અમેરે પરાધીન નારી, દુરિજન ડર ભારીરે. અલ૦ ૩
વહાલારે મારા તમે છો શામળિયાજી શૂરા, પ્રીતડલીમાં પૂરારે. અલ૦ ૪
વહાલારે મારા કરજો કહાના એવું જોઈ, બીજું ન જાણે કોઇરે. અલ૦ ૫
વહાલારે મારા પ્રીતડી રહે નવી નીત, ચતુરની એ રીતરે. અલ૦ ૬
વહાલારે મારા આપો આલિંગન શ્યામ, જાવુંરે છે ઘેર કામરે. અલ૦ ૭
વહાલારે મારા પ્રેમાનંદના પ્રાણ પ્યારા, આંખડલીના તારારે. અલ૦ ૮

પદ ૭૫૧ મું-રાગ ગરબી

સહજાનંદજી સનેહી સુખધામ છે જો,
સત ચિદ આનંદ જેનું નામ છે જો. સહ૦ ૧
દિવ્ય ચેતન્ય અક્ષર જેનું ધર છે જો,
ક્ષર અક્ષર થકી એતો પર છે જો. સહ૦ ૨
દિવ્ય દ્વિભુજ સદા સાકાર છે જો,
સર્વ કર્ત્તા પ્રેરકને આધાર છે જો. સહ૦ ૩
મેઘશ્યામ સુંદર નટવેશ છે જો,
કોટી કંદર્પ લાવણ્યતા ઉદ્દેશ છે જો. સહ૦ ૪
નવ રસમય મુરતિ અનૂપ છે જો,
રૂપ શીલ ને સ્વભાવ સુખરૂપ છે જો. સહ૦ ૫
એવા પ્રગટ થયા જન કારણે જો,
પ્રેમાનંદ જાયે વારમવાર વારણે જો. સહ૦ ૬

પદ ૭૫૨ મું

કરુણાના સાગર કુંવર ધર્મના જો,
કરી કરુણા કાપ્યા બંધ કર્મના જો. કરુ૦ ૧

વહાલો કરુણા કરીને હરિ અવતર્યા જો,
કરી કરુણા વહાલેજી ભવ દુઃખ હર્યાં જો. કરુ૦ ૨
અતિ કરુણામય છે એની મૂર્તિ જો,
પ્રેમી જન નવ મેલે ઘડી ઉરથી જો. કરુ૦ ૩
અતિ કરુણામય છે એની વાતડી જો,
સાંભળીને ઠરે છે મારી છાતડી જો. કરુ૦ ૪
અતિ કરુણામય છે એની આંખડી જો,
જાણે શરદ કમલ કેરી પાંખડી જો. કરુ૦ ૫
અતિ કરુણામય વહાલાની ચાલ છે જો,
પ્રેમાનંદ નીત નિરખીને નિહાલ છે જો. કરુ૦ ૬

પદ ૭૫૩ મું

સહજાનંદજી સનેહી જીવનપ્રાણ છે જો,
ભક્ત પ્રાણપતિ પરમ સુજાણ છે જો. સહ૦ ૧
ભક્તનાથ ભક્ત જીવન ભગવાન છે જો,
ભક્તવછલ હરિ કરુણાના નિધાન છે જો. સહ૦ ૨
ભક્તનેણ રવિ ભક્ત ઉર ભૂષણ જો,
ભક્ત લોચન હરે ભવ દૂષણ જો. સહ૦ ૩
ભક્ત કલ્પતરુ કામધેનુ છે હરિ જો,
ભક્ત અર્થે આવીને આજ દેહ ધરી જો. સહ૦ ૪
ભક્ત તેજ તપ દૈવત નિવાસ છે જો,
ભક્ત આનંદ સુખ સદા અવિનાશ છે જો. સહ૦ ૫
ભક્ત વલ્લભને ભક્ત પુરણકામ છે જો,
પ્રેમાનંદ કહે એવા સહજાનંદ સ્યામ છે જો. સહ૦ ૬

પદ ૭૫૪ મું

ઘનશ્યામ નામને હું જાઉં વારણે જો,
પુરુષોત્તમ પ્રગટ્યા અમ કારણે જો. ઘન૦ ૧
આવ્યા દીનતણા દુઃખ કાપવા જો,
નીજ જનને વાંછિત સુખ આપવા જો. ઘન૦ ૨

આવ્યા અધર્મના મૂળ ઉખાડવા જો,
કલિમળ રૂપ મતને પાછો પાડવા જો. ધન૦ ૩
ધરી મૂર્તિ મુનિ મનમોહની જો,
જાદુગારી વહાલાજીની જોહની જો. ધન૦ ૪
વશિકરણુ ભર્યાં એનાં વેણુ છે જો,
સ્નેહ કરુણા ભર્યાં એનાં નેણુ છે જો. ધન૦ ૫
અધમ ઓધારણુ ભક્ત વત્સલ ટેક છે જો,
પ્રેમાનંદના સ્વામિ એવા એક છે જો. ધન૦ ૬

## પદ ૭૫૫ મું—રાગ ગરબી

શ્રી પુરુષોત્તમ બહુ નામીરે, મુને મળીયા; અનંત કોટી
મુકતના સ્વામીરે. મુને૦ ૧
એતો અક્ષરપતિ અવિનાશીરે, મુને૦ માયા પુરુષ પ્રેરક
સુખ રાશીરે. મુને૦ ૨
અનંતકોટી બ્રહ્માંડના કરતારે, મુને૦ અનંત શકિત કળાના ધરતારે. મુને૦ ૩
સહુના રાજાધિરાજ કહાવેરે, મુને૦ નેતિ નેતિ કહી વેદ ગાવેરે. મુને૦ ૪
ઘનશ્યામ છે મૂર્તિ કિશોરરે, મુને૦ કોટી કંદર્પના ચિત ચોરરે. મુને૦ ૫
દિવ્ય ભૂષણુ વસ્ત્ર ને પે'રીરે, મુને૦ આપે દરશન લટકાલો લે'રીરે. મુને૦ ૬
એવા શ્રી ઘનશ્યામ સુજાણુરે, મુને૦ પ્રેમાનંદના જીવન પ્રાણુરે. મુને૦ ૭

## પદ ૭૫૬ મું

જે અક્ષરપર પરિબ્રહ્મરે, નેણે નિરખ્યાં; જેનો જાણે વિરલા મર્મરે. નેણે૦ ૧
જેનું શિવ બ્રહ્મા ધરે ધ્યાનરે, નેણે૦ શેષ નારદ કરે નીત ગાનરે. નેણે૦ ૨
જેનું સુરનર મુનિ રટે નામરે, નેણે૦ જેનું દિવ્ય અક્ષર છે ધામરે. નેણે૦ ૩
જેને રાધા રમા ઉર ધારેરે, નેણે૦ મોટા મુક્ત પ્રાણુ લઈ વારેરે. નેણે૦ ૪
જેને સેવે અનંત રિદ્ધિ સિદ્ધિરે, નેણે૦ ધર્મ જ્ઞાન વૈરાગ્યના નિધિરે. નેણે૦ ૫
જે અનંત અવતારના ધરતારે, નેણે૦ તે પ્રગટ પ્રમાણુ વિચરતારે. નેણે૦ ૬
એવા સર્વના કારણુ હરિરે, નેણે૦ પ્રેમાનંદને મળ્યા કૃપા કરીરે. નેણે૦ ૭

## પદ ૭૫૭ મું

એવા પુરુષોત્તમ મહારાજરે, અવતરિયા; અનંત જીવોના
કરવા કાજરે. અવ૦ ૧
નિજધર્મ ધરાપર થાપ્યોરે, અવ૦ દુરાચાર જગતમાંથી કાપ્યોરે. અવ૦ ૨
નિજજનને મહા સુખ દેવારે, અવ૦ અવર જીવોના પાપ લેવારે. અવ૦ ૩
કલિના મતને ટાળવારે, અવ૦ નારદ નિગમનાં વચન પાળવારે. અવ૦ ૪
નિજ દિવ્ય પ્રતાપ વિસ્તાર્યોરે, અવ૦ કામ શત્રુને ગરદન માર્યોરે. અવ૦ ૫
જ્ઞાન વૈરાગ્ય ધર્મ પ્રકાશકરે, અવ૦ માયા કાળ કર્મ ભય નાશકરે. અવ૦ ૬
એવા ભક્તિધર્મના બાલરે, અવ૦ પ્રેમાનંદતણા પ્રતિપાલરે. અવ૦ ૭

## પદ ૭૫૮ મું

હારે એતો આદિ પુરુષ નારાયણરે, લેજ્યો ઓળખી;
કરવા આવ્યા છે ભવપારાયણરે. લેજ્યો૦ ૧
થયા પ્રગટ ધરી દિવ્ય રૂપરે, લેજ્યો૦ રૂપ શીલ ઉદાર અનૂપરે. લેજ્યો૦ ૨
તપ ત્યાગ ધર્મ જ્ઞાન ઈંદુરે, લેજ્યો૦ ક્ષમા દયાતણા સુખસિંધુરે. લેજ્યો૦ ૩
આવ્યા અભય દેવા મોરારીરે, લેજ્યો૦ કરવા નિષ્પાપ નરનારીરે. લેજ્યો૦ ૪
એવા નીલકંઠ ઘનશ્યામરે, લેજ્યો૦ હરિકૃષ્ણ નારાયણ નામરે. લેજ્યો૦ ૫
કલિમધ્ય કૃપા બહુ કીધીરે, લેજ્યો૦ નીજ મુક્તિ
અધમને દીધીરે. લેજ્યો૦ ૬
આજ અઢલ ઢળ્યા બહુનામીરે, લેજ્યો૦ એવા
પ્રેમાનંદના સ્વામીરે. લેજ્યો૦ ૭

## પદ ૭૫૯ મું–રાગ ગરબી

મરમાળા મારે મોહોલ આવો. અલબેલા—એ ઢાલ છે.

છોગાળા સુંદર છેલ, નંદના નંદનજી; ઓરા આવોને અલબેલ. નંદ૦ ૧
છો પતિત પાવન નામ, નંદ૦ દીસો છો પુરણકામ. નંદ૦ ૨
મુખ બોલો અમૃત વેણ, નંદ૦ રૂપાળા રાજીવ નેણ. નંદ૦ ૩
કોડીલા કુંવર કહાન, નંદ૦ ભુધર છો ભીને વાન. નંદ૦ ૪
તમે છોજી ચતુર સુજાણ, નંદ૦ હસીને હરો છો પ્રાણ. નંદ૦ ૫

લાવણ્યતા બહુ છે લાલ, નંદ૦ વળી ચટક રંગીલી ચાલ. નંદ૦ ૬
નેણુમાં ઘણો સ્નેહ, નંદ૦ વેણે વરસો અમૃત મેહ. નંદ૦ ૭
દીસે અંગમાં અજબ મરોડ, નંદ૦ પૂરો પ્રેમાનંદના કોડ. નંદ૦ ૮

## પદ ૭૬૦ મું

મોહ્યું છે મનડું માવ, મુખને મરકલડે; રંગભીના વ્રજના રાવ. મુખ૦ ૧
મુખનો મરકલડો જોર, મુખ૦ છોજી ચિતડાંના ચોર. મુખ૦ ૨
વશ કીધી વ્રજની નાર, મુખ૦ બોલાવી વારમવાર. મુખ૦ ૩
દિવાની આઠો જામ, મુખ૦ નવ સુઝે ઘરના કામ. મુખ૦ ૪
થઈ ગોપી ઘેલી તૂર, મુખ૦ નવ ગમે રહેવું દૂર. મુખ૦ ૫
કીધાં ઘેલાં વ્રજના લોક, મુખ૦ તેના ટાળ્યા સંશય શોક. મુખ૦ ૬
કીધી કમળા ચંચલ થીર, મુખ૦ મોહ્યાં મોટા મુનિવર ધીર. મુખ૦ ૭
કાંઈ કામણ કીધાં લાલ, મુખ૦ પ્રેમાનંદ થયો નીહાલ. મુખ૦ ૮

## પદ ૭૬૧ મું

કામણ છે મોરલી માંહ્ય, કામણગારાજી; સાભળતામાં વશ થાય. કામ૦ ૧
તમે કામણગારા કહાન, કામ૦ ગાવે કામણગારી તાન. કામ૦ ૨
વાઈ વંશી કામણગારી, કામ૦ મોહ્યાં ત્રિભુવનનાં નરનારી. કામ૦ ૩
રૂપાલાં લોચન જોડ, કામ૦ ભર્યાં કામણ લાખ કરોડ. કામ૦ ૪
જોવું ને હસવું તમારું, કામ૦ દુઃખસાગરનું હરનારું. કામ૦ ૫
કર લટકાં કામણ રૂપ, કામ૦ મોહ્યાં સુર નર મુનિ વર ભૂપ. કામ૦ ૬
ભર્યાં કામણ નખ શિખ શ્યામ, કામ૦ મૂર્તિમાં અતિ અભિરામ. કામ૦ ૭
કામણગારી ચાલ ચતુર, કામ૦ જોઈ પ્રેમાનંદ ચકચૂર. કામ૦ ૮

## પદ ૭૬૨ મું

અલબેલા આનંદકંદ, વહાલા લાગો છો; મારા મેટતા ભવના ફંદ. વહાલા૦ ૧
મારા પ્રાણ તણા છો પ્રાણ, વહાલા૦ શામળિયા ચતુર સુજાણ. વહાલા૦ ૨
મારી આંખડલીના સૂર,* વહાલા૦ નહિ મેલું નટવર દૂર. વહાલા૦ ૩

* "નૂર" એવો પાઠ પણ ગવાય છે.

મારાં નેણુ તણા શણગાર, વહાલા૦ છો હરિ હૈયાના હાર. વહાલા૦ ૪
મારા તનડાના તાવીત, વહાલા૦ રાખું ઉરમાંહી કરી પ્રીત. વહાલા૦ ૫
હું વર માગું તમ પાસ, વહાલા૦ મને રાખો પાસ કરી દાસ. વહાલા૦ ૬
હું એ વર માગું મીત, વહાલા૦ રેજ્યો રાજી મુજપર નીત. વહાલા૦ ૭
પ્રેમાનંદની વિનતિ નાથ, વહાલા૦ મને સદાયે રાખજ્યો સાથ. વહાલા૦ ૮

## પદ ૭૬૩ મું–રાગ ગરબી રાગ બીજો

મારો મત કહું તે સાંભલો વ્રજવાસીજી, એ ઢાલ છે.
એમ અગણિત વિશ્વ રચાય છે, સહજાનંદજી;
સહુના પાલણુ પોષણુ થાય છે, સહજાનંદજી. ૧
નાથ ભ્રુકુટી તણો વિલાસ છે, સહજાનંદજી;
એવી અનંત શક્તિ તમ પાસ છે, સહજાનંદજી. ૨
ક્ષર અક્ષર સહિત સ્રજી લય કરો, સહજાનંદજી;
વળી સ્વતંત્ર થકા એક વિચરો, સહજાનંદજી. ૩
એવા યોગ કલાનિધિ આપ છો, સહજાનંદજી;
વળી વ્યાપક થકા નિષ્પાપ છો, સહજાનંદજી. ૪
શું વર્ણવું બુદ્ધિ અતિ બાલ છે, સહજાનંદજી;
મહિમા સાગર વિશાલ છે, સહજાનંદજી. ૫
મેં તો એમ જ મૂઢ નિશ્ચય કર્યો, સહજાનંદજી;
બીજો વિવેક સર્વે મેલ્યો ધર્યો, સહજાનંદજી. ૬
આ પ્રગટ તમારો આકાર છે, સહજાનંદજી;
સર્વે સાર તણો એ સાર છે, સહજાનંદજી. ૭
મારી સમજણુનો એ સિદ્ધાંત છે, સહજાનંદજી;
મારું તત્ત્વ એ વેદ વેદાંત છે, સહજાનંદજી. ૮
તમ વીના ન ઇચ્છું બીજું એક રતિ, સહજાનંદજી;
બીજા લોક ભોગ સુખ સંપતિ, સહજાનંદજી. ૯
એક મૂર્તિ તમારી મારે એજ ધણી, સહજાનંદજી;
મારે કલ્પતરુ એ ચિંતામણી, સહજાનંદજી. ૧૦

મારે એજ મુક્તિ સર્વે ધામ છે, સહજાનંદજી;
મારે બીજાનું શું કામ છે, સહજાનંદજી. ૧૧
તજી અમૃત કોણુ પીયે છાશને, સહજાનંદજી;
તજી મણિ કોણુ લીયે કાચને, સહજાનંદજી. ૧૨
એવા ધર્મતનય સુખધામ છો, સહજાનંદજી;
ભક્તકલ્પતરુ પૂરણકામ છો, સહજાનંદજી. ૧૩
મહા દિવ્ય પ્રતાપ છપાવીને, સહજાનંદજી;
થયા નાથજી નર ભુવિ આવીને, સહજાનંદજી. ૧૪
દીનબંધુ દયા ઉર આણીને, સહજાનંદજી;
આવ્યા તારવા પાપી પ્રાણીને, સહજાનંદજી. ૧૫
મતવાદી જાણી નવ શકે, સહજાનંદજી;
મહા પાપી મુખે જેમ તેમ બકે, સહજાનંદજી. ૧૬
જોઈ વૃષકુળરવિ દુઃખ દૂર ગયાં, સહજાનંદજી;
નિજજન મન પંક પ્રફુલ્લિત થયાં, સહજાનંદજી. ૧૭
મહા પ્રથીત પ્રતાપ વિસ્તારીયો, સહજાનંદજી;
કવિ સહસ્ત્ર વદને નવ જાયે કહ્યો, સહજાનંદજી. ૧૮
મહામત્ત સઘન તમ કાપીયો, સહજાનંદજી;
ભુવિ એકાંતિક ધર્મ થાપીયો, સહજાનંદજી. ૧૯
સર્વે ગુરુ આચાર્ય જોઈ કંપીયા, સહજાનંદજી;
સખી મરમ અલોકીક જંપીયા, સહજાનંદજી. ૨૦
કેનો ભાર જે કોઇનો પગ ટકે, સહજાનંદજી;
કોઈ મુખથી વાત કરી નવ શકે, સહજાનંદજી. ૨૧
જોઈ ધ્યાન સમાધિ ધારણા, સહજાનંદજી;
પામ્યા અચરજ રાજા લોક ઘણા, સહજાનંદજી. ૨૨
થાયે પરચા દેશ વિદેશમાં, સહજાનંદજી;
વળી ઘરઘર ભક્ત નરેશમાં, સહજાનંદજી. ૨૩
વળી એક અનેક રૂપ થઈ તમે, સહજાનંદજી;
જાઓ તેડવા ભક્તને અંત સમે, સહજાનંદજી. ૨૪

મહા બળિયા કામ ક્રોધ કહાવીયા, સહજાનંદજી;
જેણે બ્રહ્માદિકને કંપાવીયા, સહજાનંદજી. ૨૫
એવા અસુર પકડી કર્યા હાથમાં, સહજાનંદજી;
જીતી લીધા વાતની વાતમાં, સહજાનંદજી. ૨૬
એવાં અલૌકિક ઐશ્વર્ય દેખાડીયાં, સહજાનંદજી;
મતવાદીનાં મૂળ ખોદી કાઢીયાં, સહજાનંદજી. ૨૭
બીજા અસુર માયાવી અતિ ઘણા, સહજાનંદજી;
સર્વે પૂત રાજસ તામસતણા, સહજાનંદજી. ૨૮
ધરી રૂપ વિધ વિધે આવિયા, સહજાનંદજી;
તેને સામ ડંડ ભેદે સમજાવીયા, સહજાનંદજી. ૨૯
દ્રૌણીનાં વચન તે સત્ય કર્યાં, સહજાનંદજી;
કેદી શસ્ત્ર અસ્ત્ર તે નવ ધર્યાં, સહજાનંદજી. ૩૦
એવાં દિવ્ય ચરિત્ર નવ જાયે કહ્યાં, સહજાનંદજી;
આપ ઇચ્છાએ જે જે થયાં, સહજાનંદજી. ૩૧
અતિ વૃષકુળ જશ વિસ્તારિયો, સહજાનંદજી;
ગાઈ પ્રેમાનંદે ઉર ધારીયો, સહજાનંદજી. ૩૨

### પદ ૭૬૪ મું—રાગ ગરબો ઢાલ ત્રીજો

સજની પુછોને નંદજીનો લાલ કે કેમ ચંચલ થયારે લોલ, એ ઢાલ છે.

ભાકતધર્મકુંવર હરિકૃષ્ણને જાઉં વારણેરે લોલ;
પ્રગટ્યા પુરુષોત્તમ પરબ્રહ્મ કે નીજ જન કારણેરે લોલ. ૧
બીજા અનેક પતિતજનકેરાં કારજ સારીયાંરે લોલ;
નાના મત રૂપી ભવમાં બુડતાં જન તારીયાંરે લોલ. ૨
આવ્યા અક્ષરપતિ અવિનાશ તે છાનાં કેમ રહેરે લોલ;
જેનાં પ્રાક્રમ પ્રબલઅનલસમ જનકલ્મિષ દહેરે લોલ. ૩
સાભળી હરિ કેસરીની હાંક કે નાડીયું ત્રુટીયુંરે લોલ;
કંપ્યા મતવાદી કરિ કોટી કે આયુષ ખુટીયુંરે લોલ. ૪
વાગ્યા દેશ વિદેશે ડંકા દેશીક ડોલીયારે લોલ;
માર્યા માર્યા મોત વિનાના મુખથી બોલીયારે લોલ. ૫

લીધી લીધી સહુની લાજ કે, શું મુખ લઈ જીવોરે લોલ;
માગો ઈશ્વર પાસે મોત કે વિષ ઘોળી પીયોરે લોલ. ૬
આવ્યા આવ્યા જીવનમુક્ત કે હવે નહિં ઉગરુંરે લોલ;
લીધા લીધા સહુના શીશ કે હવે શાંને પેટ ભરુંરે લોલ. ૭
એવા શિષ્ણોદરપરાયણ બહુ વિનતિ કરેરે લોલ;
મેલી મત પંથ કેરું માન વચન દીન ઓચરેરે લોલ. ૮
આપ્યું હરિએ અભય વચન કે માં થાઓ દુખીયાંરે લોલ;
કરો સ્વામિનારાયણ ભજન તો થાશો સુખીયાંરે લોલ. ૯
આ સમે સ્વામિનારાયણ શરણ, વિના સુખ ક્યાંઈ નથીરે લોલ;
શીદને કુટો ઠાલાં થોથાં કે મરો વારિ મથીરે લોલ. ૧૦
એમ હરિ બોલ્યા અશરણ શરણ દયા દીનપર કરીરે લોલ;
એવા સદય હ્રદય સુખસિંધુ કે વૃષસુત શ્રીહરિરે લોલ. ૧૧
પર દુઃખ દેખી ન શકે લગાર કે કુંવર ધર્મનારે લોલ;
જે જન શરણે આવે તેના કાપે બંધ કર્મનારે લોલ. ૧૨
આપે ભુક્તિ મુક્તિ ચારે કે રાખે શરણમાંરે લોલ;
ભરિયા ઓઘ દયાના અપાર કે અંતઃકરણમાંરે લોલ. ૧૩
એવા દીન દયાળુ દેવ ધર્મસુત એક છેરે લોલ;
હરિની અશરણશરણ અધમઓધારણ ટેક છેરે લોલ. ૧૪
આજ તો પંચ મહાપાતકજુત જન બહુ તારીયારે લોલ;
એવા કોમળ હ્રદય દયાનિધિ પોતે પધારિયારે લોલ. ૧૫
ન ગણી જાત વરણ કોઈ કરણી કે નરનારી તણીરે લોલ;
આપે મોક્ષ પશુ પિશાચને, હરિ ત્રિભુવનધણીરે લોલ. ૧૬
એવા થયા ન થાશે કોઈ કે અવતાર ભુવિ ફરીરે લોલ;
આજ તો અઢળક ઢળીયા નાથ કે દયા અતિશે કરીરે લોલ. ૧૭
વર્ણવ્યો નવ જાયે પ્રતાપ દયાનિધિ આજનોરે લોલ;
બુદ્ધિ અલ્પને મહીમા મોટો શ્રીમહારાજનોરે લોલ. ૧૮
કેવળ કરુણારસમય મૂર્તિ શ્રીમહારાજનીરે લોલ;
કરુણારસભરી કોમળ વાણી કે ગરીબાનવાજનીરે લોલ. ૧૯

અતિશે કરુણા ભરીયાં લોચન ધર્મકુમારનાંરે લોલ;
શીતલ થાયે તનમન પ્રાણ કે છબી ઉર ધારતાંરે લોલ. ૨૦
હરિની અભય ઉદાર ભુજા છે અતિ કરુણા ભરીરે લોલ;
સુંદર કરનાં લટકાં ઉપર હું જાઉં મરીરે લોલ. ૨૧
રુડી કરુણારસ ભરી ચાલ કે સુંદર શોભતીરે લોલ;
લાજે જોઇને ગજરાજ* કે મુનિમન લોભતીરે લોલ. ૨૨
હરિનું હસવું જોઈ ઉદાર મુનિમન મોહી રહ્યાંરે લોલ;
વરસે વેણે અમૃતધાર કે જોઈ પાતક ગયાંરે લોલ. ૨૩
હરિની ભાળ છબી ભવમોચન તિલક શોભા ઘણીરે લોલ;
હરિના શ્રવણ અતિ સુખ રૂપ કે નાસિકા નમણીરે લોલ. ૨૪
હરિનો શંખ સરીખો કંઠ કે છાતી વિશાલ છેરે લોલ;
સુંદર શીતલ ઉદર અનુપ કે ત્રિવલીનો તાલ છેરે લોલ. ૨૫
રસ ભરી નાભી ગોળ ગંભીર કે, કટિ લંક શ્યામ છેરે લોલ;
હરિના સાથળ ઘુંટણ પીંડી શોભા ધામ છેરે લોલ. ૨૬
હરિના ચરણ કમલની જોડ પૂરે કોડ મન તણારે લોલ;
કોમલ કરુણાના ભંડાર કે ભક્તવલ્લભ ઘણારે લોલ. ૨૭
કેવળ અશરણકેરા શરણ કે પાપના કાળ છેરે લોલ;
આપે પામર પતિતને અભય કે પરમ કૃપાલ છેરે લોલ. ૨૮
નિરખી સુંદર ઘુંટી પાની કે મન મોહી રહ્યુંરે લોલ;
ઉપન્યું ફણા આંગળીયું ચાંપી સુખ તે નવ જાયે કહ્યુંરે લોલ. ૨૯
સુંદર સોળે ચિહ્ન સહિત તળાં અતિ રક્ત છેરે લોલ;
ચોપે ચોળે અત્તર સરસ જે પ્રેમી ભક્ત છેરે લોલ. ૩૦
રહેજ્યો ઉર્ધ્વરેખામાંહી મન કરી નીત વાસનેરે લોલ;
આપો કરુણાસિંધુ કૃપાલ કે એ વર દાસનેરે લોલ. ૩૧
વર્ણવ્યું પુરણ પ્રગટ પ્રતાપ કે નખશીખ રૂપનેરે લોલ;
પ્રેમાનંદ થયો પુરણકામ મળી મુનિ ભુપનેરે લોલ. ૩૨

---

* હાથી.

## પદ ૭૬૫ મું–રાગ ગરબી

ધર્મકુંવર ઘનશ્યામજી, અક્ષરપતિ અવિનાશ;
પુરુષોત્તમજી પધારિયા, શ્રી હરિ ધર્મનિવાસ. ધર્મ૦ ૧
ધરી મનોહર મૂર્તિ, કરુણામય કીરંતાર;
રૂપ શીલ ગુણ વરણવતા, શેષ ન પામે પાર. ધર્મ૦ ૨
કલિમાં અતિ કરુણા કરી, દીનપર દીનોનાથ;
મુક્ત મોટા નીજધામના, આવ્યા સરવે લેઈ સાથ. ધર્મ૦ ૩
આવી અખાડો માંડીયો, અવનીપર અલબેલ;
જુદો રચ્યો સર્વ જગતથી, અતિ અલોકિક ખેલ. ધર્મ૦ ૪
સુર નર અસુર વિમાસીયા, જોવા મળ્યાં સર્વે જન;
નીજ મૂર્તિમાં નરનારીનાં, તાણી લેવા લાગ્યાં મન. ધર્મ૦ ૫
પડયું ભંગાણુ સરવે ભેખમાં, મત પંથે દીધો માગ;
પ્રેમાનંદ સરવે જીવને, શરણે થયાનો આવ્યો લાગ. ધર્મ૦ ૬

## પદ ૭૬૬ મું

દિવ્ય અલૌકિક ઐશ્વર્ય, પ્રગટ કર્યું પરબ્રહ્મ;
ધ્યાન સમાધિ ધારણા, જાણે મોટા મુની મર્મ. દિવ્ય૦ ૧
પ્રગટ પ્રતાપ દેખાડીયો, પશ્ચિમ પ્રગટ થઈ ઈશ;
દીધી સર્વે નરનારીને, બ્રહ્મ ગતિ જગદીશ. દિવ્ય૦ ૨
અષ્ટાંગ યોગ શ્રમ વિના, નીજ પ્રતાપે શ્યામ;
નિરાવરણ દૃષ્ટિ કરી, દેખાડ્યાં નીજ ધામ. દિવ્ય૦ ૩
ગોલોક વૈકુંઠ બ્રહ્મપુર, અષ્ટ આવરણને પાર;
જુવે સ્વછંદ નરનારી જાઈ, જરાએ ન લાગે વાર. દિવ્ય૦ ૪
ચાર આશ્રમ વરણ ચારના, જે કોઈ હોયે જંત;
શૈવ શાક્ત કૌલ વૈષ્ણવ, જે હોયે મતને પંથ. દિવ્ય૦ ૫
સહુસહુના ઈષ્ટ દેવને, દેખાડે જગવંદ;
એવા દયાનિધિ નાથપર, વારી જાયે પ્રેમાનંદ. દિવ્ય૦ ૬

## પદ ૭૬૭ મું

અનંત કળા અનંત રૂપ,* અનંત શક્તિધર શ્યામ;
પ્રગટ થયા પ્રભુ આ સમે, પરબ્રહ્મ પૂરણકામ. અનંત૦ ૧
અનંત અવતાર અવિનાશના, થઈ ગયા થાશે અનંત;
આજ સમાની રીતને, જાણે વિરલા સંત. અનંત૦ ૨
એક રસનાએ શું વર્ણવું, લીલા કીર્તિ કરી પ્યાર;
વ્યાસ વિરંચી શેષ સારદા, કોયે ન પામે પાર. અનંત૦ ૩
આજ અલૌકિક ભાતની, પ્રગટ કરી હરિ રીત;
ના દેખી ના સાંભળી, શ્રવણે પરમ પુનીત. અનંત૦ ૪
ઓળખાવ્યો સઉ જનને, આજ એકાંતિક ધર્મ;
બાળ્યાં અસંખ્ય નરનારીનાં, નિજ પ્રતાપે કર્મ. અનંત૦ ૫
લીધા અનંત જીવ છોડવી, મત પંથમાંથી આજ;
પ્રેમાનંદ કે દેખાડીયો, પ્રબળ પ્રતાપ મહારાજ. અનંત૦ ૬

## પદ ૭૬૮ મું

પુરુષોત્તમ પોતે પ્રગટ્યા, સ્વયં મૂર્તિ સાક્ષાત;
સોળે કળા સંપુરણ, કહ્યામાં નાવે વાત. પુરુ૦ ૧
મારી પે'લીવે'લી આવીને, મત પંથ માથે મેખ;
મેલાવ્યાં માન મહંતનાં, અસદ ભેખ ગુરુ ટેક. પુરુ૦ ૨
ધર્મ એકાંતીક થાપીયો, ધરા ઉપર ધર્મ લાલ;
ઉખેડ્યાં મૂળ અધર્મનાં, કામને કીધો બેહાલ. પુરુ૦ ૩
કામ ક્રોધ લોભ મોહ માન, વાંકા મેવાસી અસૂર;
જીતી બ્રહ્મા ભવ ઇંદ્રને, માનમાં ફરે મગરૂર. પુરુ૦ ૪
એવા અસૂર આજ મારીયા, શું જાણે મતિમંદ;
પ્રબળ પ્રતાપ દેખાડીયો, સ્વામિ સહજાનંદ. પુરુ૦ ૫
અનંત જીવને ઓધારિયા, શરણે આવ્યા જોડી હાથ;
મહા સુખ દીધાં નીજ જનને, પ્રેમાનંદને નાથ. પુરુ૦ ૬

---

* "અનંત કળા ઐશ્વર્ય" એવો પાઠાન્તર છે.

## પદ ૭૬૯ મું–રાગ ગરબી

ૐ નમો પરિબ્રહ્મરાયરે, કરી વિનયને લાગું પાયરે. ૧
સદા સાકાર વિગ્રહ વાસુદેવરે, કોટી કૈવલ્ય મુકત કરે સેવરે. ૨
કાળ માયા પુરુષ પરધાનરે, મહા વિષ્ણુ વૈરાજ ભગવાનરે. ૩
નીજ દૃષ્ટિ પામીને સૃજે લોકરે, પાળે નાશ કરે અવિશોકરે. ૪
મહા તેજોમય મૂર્તિ વિરાજેરે, કોટી રવિ ચંદ્ર અગ્નિ જોઈ લાજેરે. ૫
સદા દ્વિભુજ કિશોર ઘનશ્યામરે, જોઈ સુંદરતા લાજે કોટી કામરે. ૬
સગુણ નિર્ગુણને કર્ત્તા અકર્ત્તારે, નિરાકારને સાકાર દુઃખ હરતારે. ૭
એવા અક્ષરધામના ધામીરે, મળ્યા પ્રેમાનંદના સ્વામિરે. ૮

## પદ ૭૭૦ મું

સખી સાંભળ અલૌકિક વાતરે, પ્રભુ મળ્યા પ્રગટ સાક્ષાતરે. ૧
વહાલો અક્ષરપતિ અવિનાશરે, શ્રી કૃષ્ન કમળાનિવાસરે. ૨
સુર મુનિના ધ્યાનમાં નાવેરે, શેષ સારદ નિગમ નેતિ ગાવેરે. ૩
શ્રીપુરુષોત્તમ બહુનામીરે, સચરાચર અંતરજામીરે. ૪
માયા કાળ કરમ વશ જેનેરે, સુરનર મુનિ ભજે સહુ તેનેરે. ૫
કોટી બ્રહ્માંડ ભાંજે ઘડે પાળેરે, કંપે કાળ જેની આંખને ઉલાળેરે. ૬
એવા હરિકૃષ્ણ ઘનશ્યામરે, પ્રભુ પ્રગટ્યા તે પુરણકામરે. ૭
આવ્યા કૃપા કરી મહારાજરે, પ્રેમાનંદને ઓધારવા કાજરે. ૮

## પદ ૭૭૧ મું

ધર્યો નર વિગ્રહ વનમાળીરે, ઓપે અંગમાં લક્ષણ ઓગણચાલીરે. ૧
નવરસમય મૂર્તિ સોહેરે, કોટી કંદર્પતણા મન મોહેરે. ૨
કરે લીલા નટવર નાથરે, મોટા મુકત મુનિ લઈ સાથરે. ૩
નીજ ઐશ્વર્ય પ્રતાપને ઢાંકીરે, ફરે જગમાં કુમતિ વેણ સાંખીરે. ૪
થયા મનુષ્ય જેવા મોરારીરે, જેણે ઓળખ્યા તે ધન્ય નરનારીરે. ૫
આવો અમૂલ્ય અવસર જાશેરે, નહી માને તે પછે પછતાસેરે. ૬
એતો આવ્યા છે અખંડ સુખ દેવારે, નરનારીના કર્મને મેલવારે. ૭
પ્રેમાનંદકે ગરીબનિવાજરે, દીન ઉપર અઢળ ઢળ્યા આજરે. ૮

## પદ ૭૭૨ મું

એના પ્રગટ ચરિત્ર ગુણ ગાઉંરે, એના નામને હું વારણે જાઉંરે. ૧
એનું નામ સહજાનંદસ્વામીરે, મારા પ્રાણ આધાર અંતરજામીરે. ૨
થયા ભક્તિધર્મના બાળરે, નીજ જનની કરવા પ્રતિપાલરે. ૩
કરે અનંત લીલા કલ્યાણકારીરે, ગાયે શેષ શ્રુતિ અજ ત્રિપુરારીરે. ૪
એના ચરિત્ર જોઇને અઘહારીરે, પામ્યાં અસંખ્ય મુક્તિ નરનારીરે. ૫
ગયા કાળને માથે પગ મેલીરે, પોતા અક્ષરધામની ડેલીરે. ૬
હરિ પ્રગટ્યા ધરી એવી ટેકરે, મારી કર્મની રેખપર મેખરે. ૭
ઝાઝું શું કહી વર્ણવું વિશેકરે, પ્રેમાનંદના સ્વામિ એવા એકરે. ૮

## પદ ૭૭૩ મું—રાગ ગરબી

મંદિર મુરારી, પધારો મારે મંદિર મુરારી; પધા૦ ટેક.
નટવરનાગર સુખના સાગર, કેશવ કંસારી. પધા૦ ૧
પુરણબ્રહ્મ પ્રગટ પુરુષોત્તમ, ગોવિંદ ગિરિધારી. પધા૦ ૨
મદન મનોહર મૂર્તિ તમારી, લાગે અતિ પ્યારી. પધા૦ ૩
નેણા ભરીને નિરખું નટવર, જાઉં મુખપર વારી. પધા૦ ૪
મંદિરમાં પધરાવું પ્રીતે, આરતિ ઉતારી. પધા૦ ૫
પ્રેમાનંદના નાથજી તમપર, તન મન બલહારી. પધા૦ ૬

## પદ ૭૭૪ મું

લટકાલા લે'રી, પધારો લાલ લટકાલા લે'રી; પધા૦ ટેક.
શેરી વળાવીને સજ્જ કરાવી, ફુલડાં મેલ્યાં વેરી. પધા૦ ૧
પ્રીત કરી જગજીવન જામા, જરકસીયા પેરી. પધા૦ ૨
પાલખીયે બેસીને પધારો, હરિ મારી શેરી. પધા૦ ૩
વાજા વાગે આગે ઓછવ થાયે, ઝાલસ્યું ઝણુણેરી. પધા૦ ૪
ઉભી વધાવા થાળ ભરીને, ગજ મોતી હેરી. પધા૦ ૫
પ્રેમાનંદ આનંદ અતિશે, સુંદર મુખે હેરી. પધા૦ ૬

## પદ ૭૭૫ મું

મંદિરિયે મારે, પધારો પ્રભુ મંદિરિયે મારે; પધા૦ ટેક.
વાટ જોઇને ઉભી છું વધાવા, હરિ ઘર આવે ક્યારે. પધા૦ ૧
ઓરડીયા અજવાળ્યા સુંદર, કેસરની ગારે. પધા૦ ૨
શેરી વાળીને ફુલ વેરાવ્યાં, ઉભી બજારે. પધા૦ ૩
જે હરિને ખોળે સુર નર મુનિવર, તે પ્રભુ પધારે. પધા૦ ૪
પ્રીત કરી વધાવું વહાલાને, ઘણે ઘણે ઉપચારે. પધા૦ ૫
પ્રેમાનંદ ઘનશ્યામ નાથપર, તન મન પ્રાણ વારે. પધા૦ ૬

## પદ ૭૭૬ મું

પગલા પ્રેમતણાં માંડો, પ્રભુ પગલા પ્રેમતણાં માંડો; માંડો૦ ટેક.
પાધરા પધારજો ઓરડાયેહરિ, સામે દીસે આપણા. માંડો૦ ૧
આગે જાઇને લાવું સામૈયું, હરખ ભરી હમણા. માંડો૦ ૨
અક્ષત શ્રીફલ ચંદન પુષ્પ, મેલી માંહી દક્ષણા. માંડો૦ ૩
થાળ ભરીને મોતીડે વધાવી, લીયું વહાલા વારણા. માંડો૦ ૪
પ્રીત કરી પધરાવું પલંગપર, જતન કરીશ ઘણા. માંડો૦ ૫
પ્રેમાનંદના નાથ તમારી, લાગી રહી છે રટણા. માંડો૦ ૬

## પદ ૭૭૭ મું–રાગ ગરબી

શ્રીપુરુષોત્તમજી પધારિયા, પોતે અક્ષરપતિ અવિનાશ;
સુંદર શ્રીઘનશ્યામજી;
જેના એક રોમમાંરે ઉગી રહ્યો, કોટી ચંદ્ર સુરજનો પ્રકાશ. સુંદર૦ ૧
એવા દિવ્ય સાકાર સદા હરિ, નવ જોબન નવલ કિશોર; સુંદર૦
કોટી કંદર્પ વારું લઇ વારણે, એવા સુંદરવર ચિત ચોર. સુંદર૦ ૨
માયા કાળ કર્મના પ્રેરક પોતે, મહા મુક્તતણા સિરદાર; સુંદર૦
કોટી વિશ્વ રચે ને પાળે ભાંગે, એવી લીલા એની અવિકાર. સુંદર૦ ૩
એની શિવ ને બ્રહ્મા પૂજે પાદુકા, શુક સનકાદિક ધરે ધ્યાન; સુંદર૦
શેષ સારદ નારદ વ્યાસજી, કરે નિગમ નવીન ગુણ ગાન. સુંદર૦ ૪

અક્ષર કોટીનારે અધિપતિ, સર્વકારણ સર્વાધાર; સુંદર૦
સુર નર મુનિને મોંઘા ઘણા, જેનો મહિમા અપરમપાર. સુંદર૦ ૫
એવા પરમ પુરુષ તે પ્રગટ થયા, ધર્યો નરવર વિગ્રહ નાથ; સુંદર૦
પ્રેમાનંદકે પતિત જન તારવા, આવ્યા મુક્ત મુનિ લઈ સાથ. સુંદર૦ ૬

પદ ૭૭૮ મું

આવી અધરમને તે ઉથાપીયો, થાપ્યો ધર્મ ધરાપર શુદ્ધ;
ધર્મસુત શ્રીહરિ;
માયીક મતને તે પાછા પાડીયા, અતિ નિગમ થકી વિરુદ્ધ.* ધર્મ૦ ૧
બાંધી પાજ પરમ મોટી મોક્ષની, ઉતારવા પતિત ભવ પાર; ધર્મ૦
વર્તમાન અગ્યાર પ્રગટ કર્યાં, મોક્ષ રૂપ સકલ શ્રુતિસાર. ધર્મ૦ ૨
રૂડી રીત સનાતન મોક્ષની, કરી પ્રગટ પરિબ્રહ્મ રાય; ધર્મ૦
વરણ ચારને આશ્રમ ચારને, દેવા દિવ્ય ગતિ હીત લાય. ધર્મ૦ ૩
મોટો પ્રબળ પ્રતાપ દેખાડીયો, કલિમાંહ્યે ધર્મસુત ધીર; ધર્મ૦
નરનારીના ઉરથી ઉખાડીયાં, કામ ક્રોધ આદિક મહાવીર. ધર્મ૦ ૪
આપી અષ્ટાંગજોગ શ્રમ વિના, નીજ મૂર્તિને પરતાપ; ધર્મ૦
દેખાડતાં દિવ્ય નીજ ધામને, બાળી ત્રણ્ય પ્રકારના પાપ. ધર્મ૦ ૫
કીધો પુષ્ટ ધર્મ ભક્તિ પંથને, કાપી કલિ કૃત્ય અતિ અંધકાર; ધર્મ૦
એવા સામૃથ શ્રીહરિકૃષ્ણજી, પ્રેમાનંદ જાયે બલિહાર. ધર્મ૦ ૬

પદ ૭૭૯ મું

સર્વે સદ્ગુણસંપન્ન શ્રીહરિ, રૂપ શીલ ઉદાર ગંભીર;
પ્રગટ શ્રીનાથજી;
ક્ષમા દયાતણાનો સાગર, સદા ઓગણચાળી
ગુણે જુક્ત ધીર. પ્રગ૦ ૧
નવ રસમય મૂર્તિ મોહની, સર્વે સુંદરતાનું ધામ; પ્રગ૦
અંગો અંગની છબી ઘનસ્યામની, જોઈ લાજે કોટીક કામ. પ્રગ૦ ૨
મોટા દેવ દાનવ મુનિ માનવી, હરિના રોમને તુલ્ય ન કોયે; પ્રગ૦
એના ચરણ કમળને સંભારતાં, જન જીવ મટીને શિવ હોયે. પ્રગ૦ ૩

* "અવિરુદ્ધ" એવો પાઠ પણ છે.

જેણે નખશીખ નિરખ્યા હોયે હરિ, તેને જનમ
મરણ નવ થાયે; પ્રગ૰
જેણે મહિમા સહિત સમજી લીધા, તે તો અક્ષર તુલ્ય કેવાયે. પ્રગ૰ ૪
એવા દિવ્ય વપુ દીનાનાથજી, એના દિવ્ય ચરિત્ર અનૂપ; પ્રગ૰
ગાતાં સાંભળતામાં ઘેલા થયા, તજી ભોગ ગયા વન ભૂપ. પ્રગ૰ ૫
એવા ધર્મકુંવર શ્રીકૃષ્ણજી, કીધો ધર્મનો વંશ પાવન; પ્રગ૰
થયો પાવન પ્રગટ ગુણ ગાવતાં, પ્રેમાનંદ અતિ ધન્ય ધન્ય. પ્રગ૰ ૬

### પદ ૭૮૦ મું

સખી શુંરે વખાણું સુંદરતાઈ, ધર્મકુંવરની કહી નવ જાયે;
મનોહર મૂર્તિ;
શેપ સારદને નિગમ મળી, એનું રૂપ લાવણ્યતાને ગાયે. મનો૰ ૧
એના ચરણ કમળ અતિ કોમળ, સોળે ચિહ્ન
સહિત સુખ રૂપ; મનો૰
એની ચાલ ત્રિલોકથી વેગળી, જોઈ મોહ્યા સુરમુનિ ભૂપ. મનો૰ ૨
એનું નીલકલેવર નીરખતાં, મળવા મુનિવરને હરખ અપાર; મનો૰
પે'ર્યું પિતાંબર કટી શોભતું, જોઈ મદન જાયે બલિહાર. મનો૰ ૩
એના ઉદરમાં ત્રિવળી ઓપી રહી, છાતી ઉપડતી અભિરામ; મનો૰
કંઠે કૌસ્તુભ શ્રીવત્સ શોભતું, ઉરમાં ગજ મોતીની દામ. મનો૰ ૪
હરિની ભુજા જોઇને ભય પામતાં, સદા કામ ક્રોધાદિક ચોર; મનો૰
હરિનું હસતું શશિ મુખ જોઇને, મોહ્યા અગણિત
મુનિવર ચકોર. મનો૰ ૫
હરિની આંખડી કમળ કેરી પાંખડી, વાંકી ભ્રકુટી
જોઈ ભાળ વિશાલ; મનો૰
પ્રેમાનંદકે એવાને એવા નાથજી, રે'જો ઉરમાંહી દીનદયાળ. મનો૰ ૬

### પદ ૭૮૧ મું-રાગ ગરબી

મરમાળા મારે મોહોલ આવો અલબેલા, એ ઢાળ છે.

### અથ બાર રાશિ લિખ્યતે

મેષ ન મારે મટકું મુનિવર વિગ્યાની; જોઈ ધર્મકુંવર રંગ ચટકું. મુનિ૰ ૧
વૃષસુતનું વદન વિલોકી, મુનિ૰ રાખી ઉર મૂર્તિ રોકી. મુનિ૰ ૨

મિથુન ફરે મુનિ રાસે, મુનિ૦ જોઈ ધર્મકુંવર દુઃખ નાસે. મુનિ૦ ૩
કરી કરીને નેહ નવિનો, મુનિ૦ વશ કીધો રંગને ભીનો. મુનિ૦ ૪
સિંઘ સરખા શૂરા પૂરા, મુનિ૦ કરે મન ઇંદ્રિના ચૂરા. મુનિ૦ ૫
કન્યા નીજ વ્રત્તિ સાથે, મુનિ૦ કીધું સગપણ શ્યામ સંગાથે. મુનિ૦ ૬
તુલ જોડ હરિની બાંધી, મુનિ૦ નિરખે એક દ્રષ્ટિ સાંધી. મુનિ૦ ૭
વૃશ્ચિક સમ તજી સ્વભાવ, મુનિ૦ વશ કીધાં વૃષ કુલરાવ. મુનિ૦ ૮
ધન્યકીર્તિવ્યાસવખાણે, મુનિ૦ લખ્યો મહીમા સ્મૃતિ પુરાણે. મુનિ૦ ૯
મકર છલ કપટ વિસારી, મુનિ૦ ભજે ધર્મકુંવર સુખકારી. મુનિ૦ ૧૦
કુંભજ મુનિ હરિ ઉરધારી, મુનિ૦ કીધો પાન સિંધુ મહા ભારી. મુનિ૦ ૧૧
મીન સરખી પ્રીત કરીને, મુનિ૦ વશ કીધા હેતે હરીને. મુનિ૦ ૧૨
એ પદમાં બારે રાશી, મુનિ૦ પ્રેમાનંદ ગાય અવિનાશી. મુનિ૦ ૧૩

### બાર રાશિ સંપૂર્ણ

### પદ ૭૮૨ મું-રાગ ગરબી

### અથ સાતવાર લિખ્યતે

રે સ્વામિનારાયણ સાંભરે, ગાતાં તે સાતે વારરે;
રે વાણી તે રસ ભરી આપજો, ધર્મતણા કુમારરે. સ્વામિ૦ ૧
રે આદિત્ય સહજાનંદ ઉદીયા, કરવા પતિત ભવ પારરે. સ્વામિ૦ ૨
રે સોમ સરખા શીતળ સદા, ક્રુરતા ન મળે લગારરે. સ્વામિ૦ ૩
રે મંગળકારી મૂર્તિ, ધર્મકુંવર કીરતારરે. સ્વામિ૦ ૪
રે બુધ પુજે જેની પાદુકા, હરખ ભર્યા વારવારરે. સ્વામિ૦ ૫
રે ગુરુ સુર મુનિ ભુપના, સહજાનંદજી સરદારરે. સ્વામિ૦ ૬
રે શુક્ર સરખા સ્વભાવના, રિપુ સદા સુખ સારરે. સ્વામિ૦ ૭
રે શનિ સરખા નરનારનો, કીધા તે આજ ઓધારરે. સ્વામિ૦ ૮
રે આ પદ ગાયે ને શીખે સાંભળે, વાધે પ્રભુ પદ પ્યારરે. સ્વામિ૦ ૯
રે સ્વામિનારાયણ નામપર, પ્રેમાનંદ જાય બલિહારરે. સ્વામિ૦ ૧૦

### પદ ૭૮૩ મું-રાગ ગરબી ઘોળ

મને મળીયા સહજાનંદ સ્વામિ, સચ્ચિદાનંદ અંતરજામી. ૧
હું તો થઇ છું હવે સતસંગી, મારે પ્રભુ સાથે પ્રીત અભંગી. ૨

મારાં સરવે તે કારજ સિધ્યાં, વ્રતમાન સ્વામિજીના લીધાં. ૩
મારે માથે સ્વામિની છાપ, સરવે પુરુષ કીધા ભાઈ બાપ. ૪
દુરિજનીયાંને વેણે ન દાઝું, સ્વામિનારાયણ કે'તાં ન લાજું. ૫
હુંતો બેઠી છું હરિવર ધારી, પ્રેમાનંદના સ્વામિપર વારી. ૬

### પદ ૭૮૪ મું

મારે સ્વામિનારાયણ ભજવા, દુરિજનીયાના સંગને તજવા. ૧
મેં તો મેલ્યો સંસારીયો માડી, જોવા સ્વામિનારાયણ દાડી. ૨
મને સ્વામિનારાયણ ભાવે, લોક સ્વામિની કહીને બોલાવે. ૩
વાટે ઘાટે ને જાતાં વળતાં, સ્વામિનારાયણ શ્રવણે સાંભળતાં. ૪
મુખે સ્વામિનારાયણ ગાઉં, લોક લાજ થકી ન લજાઉં. ૫
પ્રેમસખીકે સ્વામીને સારું, કુરબાન કરયું શિર મારું. ૬

### પદ ૭૮૫ મું

સખી ચાલ હરિ જોવા જાઇયે, નિરખી પ્રભુ પાવન થાઇયે. ૧
સખી નેનતણું ફળ એ છે, વેદ પુરાણ તે એમ કે' છે. ૨
જેને નિગમ નેતિ કહી ગાવે, શિવ બ્રહ્મા તે પાર ન પાવે. ૩
એ છે કૃષ્ણ નારાયણ દેવ, સુરમુનિ કરે નિત્ય સેવ. ૪
એ છે પુરુષોત્તમ મહારાજ, પ્રભુ પ્રગટ્યા તે આપ કાજ. ૫
પ્રેમસખી કહે સ્વામિને હેલી, વરીયા અંતર આંટી મેલી. ૬

### પદ ૭૮૬ મું

મારા પુન્યતણો નહિ પાર, વર મળીયા તે જગદાધાર. ૧
મારા ઉરમાં કીધો વહાલે વાસ, હુંતો થઈ છું સ્વામિજીની દાસ. ૨
મને અખંડ એવાતન આપ્યું, મારું જનમ મરણ દુઃખ કાપ્યું. ૩
મારો સફળ જનમ વહાલે કીધો, મેંતો હરિ સાથે લાવો લીધો. ૪
હુંતો અખંડ હરિ ગુણ ગાવું, હવે પાછી તે ભવમાં ન આવું. ૫
મળ્યા પુરુષોત્તમ બહુનામી, વહાલો પ્રેમસખીનો સ્વામી. ૬

### પદ ૭૮૭ મું–રાગ દોહા

સ્વામિ સહજાનંદના, વંદુ ચરણ નખ ચંદ;
કરું વિનય કર જોડી જુગ, માંગું વર સુખકંદ. ૧

આપો અચલ વર નાથજી, ધરો શિશ જુગ પાણી;
રાખો નીજ મન ચરણુમાં, ગાવું રસ ભરી વાણી. ૨

### પદ ૭૮૮ મું–રાગ ધોળની ગરબી

વહાલા વંદન કરી પદ પાવન, માંગું વારમવારરે;
વહાલા દીન ઉપર દયા કરી, આપો ધર્મકુમારરે. વહાલા૦ ૧
વહાલા સર્વ નિશ્ચયથકી ઉત્તમ, નિર્વિકલ્પ નાથરે;
વહાલા નિશ્ચે તમારા સ્વરૂપનો, આપો રાખીને સાથરે. વહાલા૦ ૨
વહાલા તમારા સંબંધથકી ઉપન્યું, સુખ આપો સોયરે;
વહાલા તે વીના બીજું સુખ તે, ક્યારે આપશોમાં મોયરે. વહાલા૦ ૩
વહાલા તમારા આકાર વીના માયીક, બીજા આકાર માત્રરે;
વહાલા થાઓ દુઃખ રૂપ તુછ તે, જેવું નરકનું પાત્રરે. વહાલા૦ ૪
વહાલા મહાત્મ જ્ઞાને જુક્ત જે, સહુથી ઉત્તમ એકાંતરે;
વહાલા ભક્તિ તમારી એવી આપજો, માંગું કરીને ખાંતરે. વહાલા૦ ૫
વહાલા હે સ્વામિ હે કૃષ્ણ હે હરિ, ભક્તિધર્મના બાળરે;
વહાલા પ્રેમાનંદની પ્રણુતી, સાંભળોને કૃપાળરે. વહાલા૦ ૬

### પદ ૭૮૯ મું

વહાલા કામ ક્રોધ લોભ સ્વાદ જે, સ્નેહ માનને મોહરે;
વહાલા એ આદી જે દોષ રૂપ, તે સર્ગ અધરમનોહરે. વહાલા૦ ૧
વહાલા ભક્તિ તમારી એકાંતિક, તેમાં વિઘ્ન કરનારરે;
વહાલા એવો અધર્મ ગણુ તે થકી, રક્ષા કરજો મોરારરે. વહાલા૦ ૨
વહાલા જ્ઞાન વૈરાગ્ય બ્રહ્મચર્ય જે, શ્રદ્ધા અહિંસા વિવેકરે;
વહાલા એ આદિ ગુણુ રૂડા તે રૂપ, ધર્મસર્ગ વિશેકરે. વહાલા૦ ૩
વહાલા ભક્તિ તમારી એકાંતિક, તેમાં છે સહાય રૂપરે;
વહાલા તે ધર્મસર્ગમાં મુજને, રાખો સદા મુનિ ભુપરે. વહાલા૦ ૪
વહાલા તમને વહાલા એવા સંતનો, જે સમાગમ નાથરે;
વહાલા આપો નિરંતર શ્રીહરિ, માંગું જોડીને હાથરે. વહાલા૦ ૫
વહાલા તમથી વિમુખ બ્રહ્મજ્ઞાની જે, નાસ્તિક કૌલને વામરે;
વહાલા એમનો સંગ ક્યારે ના થાયે, માંગે પ્રેમાનંદ શ્યામરે. વહાલા૦ ૬

### પદ ૭૯૦ મું

હે નાથ મુને તમારું ભક્તપણું, તેમાં કોઈ પ્રકારરે;
નાથ દોષ ન રહે કોઈ જાતનો, આપો પ્રાણ આધારરે. નાથ૦ ૧
હે નાથ તમે ને તમારા જે ભક્ત, તે નિર્દોષ સદાયરે;
નાથ તેનો દ્રોહ કયારે ન થાયે, એ માંગું સુરરાયરે. નાથ૦ ૨
હે નાથ તમારા ચરણની સેવા વિના, બીજી ઇચ્છા જે કોયરે;
નાથ માયિક પદારથની વાસના, બાળો સરવસ સોયરે. નાથ૦ ૩
હે નાથ ચિંતવન રાતદિન મહારાજનું, બીજો ન કરે મન ઘાટરે;
નાથ રસના રટે એક નામને, બીજા મેલી ઉચાટરે. નાથ૦ ૪
હે નાથ દીન જાણી મુજ ઉપરે, દયા કરજો જરૂરરે;
નાથ ભક્ત મનોરથ પૂરણ, કરો શોભા સૂરરે. નાથ૦ ૫
હે નાથ સ્થૂલ સૂક્ષ્મને કારણ, એ મારા ત્રણ દેહરે;
નાથ પ્રેમાનંદ કહે તેહમાં, માં થાઓ અહંબુદ્ધિ નેહરે. નાથ૦ ૬

### પદ ૭૯૧ મું

હે નાથ દેહના સંબંધી જનમાં, મમતા થાઓ માં કોઈ કાળરે;
નાથ અહંને મમતા થાઓ સંતમાં, જે તમને વહાલા દયાળરે. નાથ૦ ૧
હે નાથ બ્રહ્મ સાથે એક ભાવને, પામી થઈ બ્રહ્મ રૂપરે;
નાથ પરબ્રહ્મ એવા જે તમે તે સાથે, થાઓ પ્રીતિ અનૂપરે. નાથ૦ ૨
હે નાથ દાસ તમારા દાસનો, મુજને રાખીને પાસરે;
નાથ દર્શન દેજો નિરંતર, મારે એટલી છે આશરે. નાથ૦ ૩
હે નાથ પ્રાર્થના નીજ દાસની, સાંભળીને સુજાણરે;
નાથ માંગ્યાં મેં સર્વે ગુણ તેને, આપો જીવનપ્રાણરે. નાથ૦ ૪
હે નાથ એજ નિરંતર આપજો, બીજું દેશો માં કાંયરે;
નાથ પ્રાર્થના પ્રેમાનંદની, ધરજો ઉર હરિરાયરે. નાથ૦ ૫

### પદ ૭૯૨ મું-રાગ છંદ ચર્ચરી

જય જય મહારાજ રાજ, ધર્મકુંવર ગુન જહાજ;
સુંદર તનુ સંત કાજ, ધારે ધારે.

મહિમા તવ અતિ અપાર, રટત શેષ મુખ હજાર;
નેતિ નિગમ બાર બાર, કહત રહત હારી;
બરનત કવિ મુનિ અનંત, લહત ન બ્રહ્માદિ અંત;
નારદ સનકાદી સંત, જાત પ્રાણ વારી;
ઉજ્જ્વલ પાવન પ્રતાપ, ત્રિભુવન રહ્યો અમીત વ્યાપ;
જપત જાપ ત્રિવિધ તાપ, ટારે ટારે. જય જય૦ ૧
જાકે એક રોમ કુપ, બ્રહ્મ શિવ સહિત ભુપ;
ઇંડ કોટી અતિ અનુપ, ઉડત હે અપારા;
ઐસો અક્ષર પ્રતાપ, અણું અણું પ્રાત રહ્યો સુવ્યાપ;
જાકું શ્રુતિ કહે અમાપ, સબહિનસોં ન્યારા;
કોટી ઇન્દુ સમ પ્રકાશ, માયા તમ કરત નાશ;
રહત તામે કરી નિવાસ, પ્યારે પ્યારે. જય જય૦ ૨
અક્ષર સમ સરસ સાર, અનંત શકિત ધરનહાર;
પ્રગટે ભુવ વૃષકુમાર, અવની ભાર હરહીં;
ધરી હરિ શુભ સંત વેષ, જીતે શત્રુ અશેષ;
બાંધી ધર્મ સેતુ બેષ,* જન અનેક તરહીં;
કરત ચરિત્ર અતિ પુનિત, સુનત બિમલ હોત ચીત;
કામાદીક રિપુહીં જીત, મારે મારે. જય જય૦ ૩
કલીમલ મત કરન ચૂર, ઉદયો અતિ અમલ સુર;
દિતિસુતકુલધ્વાંત ક્રુર, પ્યારો સ્વામિ;
વિવિધી ભાંતિ મત સમૂહ, સંજુત કલિ કામકૂહ;
નાસે જહું અર્ક રુહ, નાસ્તિકાદી વામી;
એસે શ્રીધર્મકુંવર, અધરમકુલ કીનજું દુર;
વહનહાર ધર્મ ધુંદર, ભારે ભારે. જય જય૦ ૪
ઇશકે ઈશ સ્યામ, પાવન પ્રભુ પુરનકામ;
વાસી ગોલોક ધામ, ધર્મકે દુલારે;

* "બેશ"—સુંદર.

કીનો કલિ ભુવ પ્રવેશ, દિતિસુત કીન સંત ભેશ;
કરીકે કષ્ટ ઉપદેશ, જીવનકું બહુત ડારે;
જાની કરુના નિકેત, આયે નીજ જન સમેત;
અગનીત નરનારી પ્રેત, તારે તારે. જય જય૦ ૫
મેટન ભવબંધન ફંદ, નિજ જન આનંદ કંદ;
સહજાનંદ વંદ ચંદ, સંતન સુખદાની;
કેવલ કરુનાનિધાન, નિજ જન મન કંજ ભાન;
દમન કામ ક્રોધ માન, મંગલ મૃદુ બાની;
સુનતેં ઘનસ્યામ નામ, થરર થરર કંપત કામ;
નામ ઉપર વારી પ્રાન, ડારે ડારે. જય જય૦ ૬
નિજ જન મન કમલ ચારુ, પ્રફુલ્લિત ભયે છબી નીહારું;
ધર્મકુંવર રવિ ઉદારું, અવિચલ સુખ દાતા;
કાલ વ્યાલ અતિ કરાલ, ગ્રસીત તરુંન વૃદ્ધ બાલ;
નારી નર અતિ બેહાલ, શરણાગત ત્રાતા;
સેવત પદ પદ્મ પ્રીત, પામર હોવત પુનિત;
નીત નીત ચીત પ્રેમ કીત, ન્યારે ન્યારે. જય જય૦ ૭
વરણી વેષ ધર્મલાલ, અંગ અંગ છબી રસાલ;
ભુજ વિશાલ ગતિ મરાલ, ચટક ચાલ સોહે;
શ્વેત બસન સજ સુધાર, ભુખન તન સુમન સાર;
બન ઠન માનું રસ સીંગાર, બિહરત મન મોહે;
નખશીખ છબી ધામ સ્યામ, નિજજન મનકે વિશ્રામ;
પ્રેમાનંદ કોટી કામ, વારે વારે. જય જય૦ ૮

## ઇતિ છંદ સંપૂર્ણ

## પદ ૭૯૩ મું–રાગ ઠુમરી

મોરે મહારાજ મેં તો તોરી બલહારીરે; મોરે૦ ટેક.
કરી કરુના ધર્યો માનુષ વિગ્રહ, પ્રગટે હો કલિમેં શ્રીકૃષ્ન મોરારીરે. મોરે૦ ૧
અતિ મતિ દુષ્ટ કુકર્મી કુજાતી, તારે સકલ કલિકે નરનારીરે. મોરે૦ ૨

નાગીની જાત બરન કછુ કરની, પશુ પક્ષી જડ લીને હો તારીરે. મારે૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ તુમારી, બાનકપર બલહારીરે. મારે૦ ૪

### પદ ૭૯૪ મું

ધર્મકુંવર તેરી બલબલ જાઉંરે; ધર્મ૦ ટેક.
કહા બરનું કરુનાધન કરુના, કહા કહી વિનય સુનાઉંરે. ધર્મ૦ ૧
તુમ જેસે એક તુમહિં મહાપ્રભુ, દુસરા કોઉ ન પાઉંરે. ધર્મ૦ ૨
પરમ કૃપાલ પરમ હિતકારી, સદય સદા હરિ સરલ સુભાઉંરે. ધર્મ૦ ૩
પ્રેમાનંદ તજી અન્ય આસરો, દ્વારે પર્યો ગુન ગાઉંરે. ધર્મ૦ ૪

### પદ ૭૯૫ મું

મેં તો તેરે બરદ ભરોંસે સ્વામી; મેંતો૦ ટેક.
નહીં સાધન બળ બુદ્ધિ ચાતુરી, એક શરણુ બળ અંતરજામી. મેંતો૦ ૧
જુગ જુગપ્રતિ તનું ધારી મોરારી, તારે અનંત ખળ કુટીલ રુકામી. મેંતો૦ ૨
યેહી બાત સુની આયો શરન પ્રભુ, શરણાંગત વચ્છલ સુખધામી. મેંતો૦ ૩
પ્રેમાનંદ શિર ધરો પદ પંકજ, જાનહું નીજ કિંકર બહુનામી. મેંતો૦ ૪

### પદ ૭૯૬ મું

તુમ બીના પ્રભુ મેરે ઓર ન કોઈ; તુમ૦ ટેક.
ધર્મકુંવર ઘનશ્યામ દયાનિધિ, જાનોઉ કિંકર રાવરો મોઈ. તુમ૦ ૧
તુમહીં માત તાત પતિ બંધુ, લાજ શરમ મેરી હે અબ તોઈ. તુમ૦ ૨
ઔગુન દોષ વિસારી પ્રાનપતિ, ધરહૂ શિશ કર પંકજ દોઈ. તુમ૦ ૩
પ્રેમાનંદકે નાથ પુરો મનોરથ, કરું સેવકાઈ પદ કિંકર હોઈ. તુમ૦ ૪

### પદ ૭૯૭ મું–રાગ ઠુમરી

તેરી મુસકનીમેં મન લાગી રહ્યોરે, બીસરત નાહી
ઘનશ્યામપીયા; તેરી૦ ટેક
મુસકની બંક બીલોકની નીરખી, હાંરે પીયા રતિપતિ અતિ
સકુચીત ભયોરે. બીસ૦ ૧
નીરખી બદન હાસ જુત સુંદર, હાંરે મોરે ઉઠત હે પ્રેમ
સો નયો નયોરે. બીસ૦ ૨

જબ તુમ હસ શ્યામ મોહે હેરત, હાંરે પીયા સો સુખ મુખ
નહિ જાત કહ્યોરે. બીસ૦ ૩
સુંદર હસિત બદન છબી ઉપર, હાંરે પુલકીત પ્રેમાનંદ
બલિહારી ગયોરે. બીસ૦ ૪

## પદ ૭૯૮ મું

તેરી ચીતવની મેરા ચીત ચોર લીયોરે, કેસી કરું અબ કલ ન પરે; તેરી૦ ટેક.
જબતે શ્યામ સુંદર મોયે હેરી, હાંરે તબહીતે જગ સુખ
બીખ સમ કીયોરે. કેસી૦ ૧
ચંચલ ચીતવની બીસરત નાહીં, હાંરે બીનું દેખે તપત
નીત મોરો હીયોરે. કેસી૦ ૨
ભ્રુકુટી કુટીલ ચપલ ચિતવનીમેં, હાંરે કરી જાદુ જીવન બસ
કીયો જીયારે. કેસી૦ ૩
પ્રેમાનંદકે સકલ સુખ સંપત, હાંરે તેરી માધુરી મૂરત
ઘનશ્યામ પીયારે. કેસી૦ ૪

## પદ ૭૯૯ મું

તેરી ચલની સો મોરે દીલ આય બસીરે, લલિત ગતિ
લખી થકીત ભઈ; તેરી૦ ટેક.
મંદ મંદ ગતિ ચલત મનોહર, હાંરે બસ કર લીનો મન મેરો
હસી હસીરે. લલિ૦ ૧
ગતિ નિરખી બ્રજનારી દિવાની, હાંરે તન બસન સુમન
શિર જાત ખસીરે. લલિ૦ ૨
ગજગતિ ચલત ભુખન તન સજકે, હારે પ્યારે પીત બસન
કટી લીયો કસીરે. લલિ૦ ૩
પ્રેમાનંદ છબીપર બારત, હાંરે પ્યારે કોટી મદન કોટી
રવિ શશિરે. લલિ૦ ૪

## પદ ૮૦૦ મું

તેરી બાનકડીપેં બલહારી જાઉંરે, ધર્મકુંવર મોહન રસીયા; તેરી૦ ટેક.
કોટી મદન વારું છબી ઉપર, હાંરે મેં તો નીરખી નીરખી
અતિ હરખાઉંરે. ધર્મ૦ ૧

કરુનારસ બરસત નેનમેં, હાંરે મુખ બચન સુનત ત્રપતી
ન પાઉંરે. ધર્મ૦ ૨
સામલ બરન મૃદુલ તન સુંદર, હાંરે મેં તો મીલન કાજ
ઉઠી ઉઠી ધાઉંરે. ધર્મ૦ ૩
પ્રેમાનંદ કે' રૂપસાગર હરિ, હાંરે મેં તો એક રસના કેસે
કરી ગાઉંરે. ધર્મ૦ ૪

## પદ ૮૦૧ મું–રાગ ઠુમરી

મેં દેખી છબી સાંવરી; મેં દે૦ ટેક.
સ્વપ્નેમેં દેખી સાંવરી સુરત, લટક લટક ચાલ ચલત ઉતાવરી. મેં દે૦ ૧
લાલ સુરવાલ પેરે લાલ અંગરખી, કમર કસી હે લાલ
રેંટે પગ પાવરી. મેં દે૦ ૨
શ્વેત પાઘ શિર સોહત સુંદર, ચિતવની ચંચલ મન લલચાવરી. મેં દે૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ છબીપર, તન મન પ્રાન લે કરત નોછાવરી. મેં દે૦ ૪

## પદ ૮૦૨ મું

મેરે મન બસ ગેયાં; મેરે૦ ટેક.
સુંદર મુરતિ શ્યામ સુંદરકી, નીરખી નીરખી અખીયાં છકરૈયાં મન૦ ૧
સુંદર ચલની સુંદર ચીતવની, સુંદર મુસકનીપર બલજૈયાં. મન૦ ૨
ઉંભીર થોરી ચલે બદન મરોરી, રૂપ સુધાનિધિ શ્યામ સુખદૈયાં. મન૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ લટક લખી, કોટીક મનમથ પરત હે પૈયાં. મન૦ ૪

## પદ ૮૦૩ મું

દોઉં નેના રતનારે; દોઉં૦ ટેક.
નેન સલોને ભરે બીચ ટોંને, બસ કર લીને પ્રાન હમારે. નેના૦ ૧
ચીતવની તરછી મારત માનું બરછી, કસત કરેજે
અતિ અનીયારે. નેના૦ ૨
રસ ભરી રેખે કલ ન બીનું દેખે, બીનું અંજન બીચ સોહત કારે. નેના૦ ૩
શ્રીઘનશ્યામકી દ્રગન છટાપર, પ્રેમાનંદ પુલકી પ્રાન વારે. નેના૦ ૪

## પદ ૮૦૪ મું

મૈં જાઉં બલિહારીયાં; મૈં જા૦ ટેક.
કોટીક કામ છબી ત્રિભુવનકી, શ્યામ બદનપર વારી ફેરી ડારીયાં. મૈં જા૦ ૧
કમનીય રૂપ છટાપર મોહી, સાગરતનયા સબ બ્રજનારીયાં. મૈં જા૦ ૨
યેહી છબી કારન મુની વિગ્યાની, કરત જતન પરપંચ બીસારીયાં. મૈં જા૦ ૩
પ્રેમાનંદ કુરબાન પ્રાન કરી, શ્રીહરિકૃષ્ણ છબી ઉર ધારીયાં. મૈં જા૦ ૪

## પદ ૮૦૫ મું–રાગ ઠુમરી

મેરા તો મન માધોજીસું માનારે; મેરા૦ ટેક.
મન માના ઘનશ્યામ નાથસું, તજ દીયા ઓર ઠીકાના. મેરા૦ ૧
અખિલભુવનપતિ લખી પુરુષોત્તમ, ધર્મકુંવર ઉર આના. મેરા૦ ૨
સુખસાગર હરિકૃષ્ન મણિ તજી, કો ગ્રહે કાચ પખાના. મેરા૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ ચરનપર, ત્રિભુવન કીયો કુરબાના. મેરા૦ ૪

## પદ ૮૦૬ ઠું

મેરે તો મન બસી ગયો માધોરે; મેરે૦ ટેક.
માધવ મધુસૂદન ધર્માત્મજ, કૃષ્ન જગતપતિ જાદો. મેરે૦ ૧
કીની કૃપા કમલાવર કેશવ, અમૃત વરસો ભાદો. મેરે૦ ૨
કીયો પાન અમૃતરસ માધો, દૂર કીયો જગ કાદો. મેરે૦ ૩
પ્રેમાનંદ ભયો કરતારથ, મીલ ગયે સાચે સાધો. મેરે૦ ૪

## પદ ૮૦૭ મું

મેરે તો પરમેશ્વર સ્વામીરે; મેરે૦ ટેક.
ભક્તિધર્મસુત શ્રીપુરુષોત્તમ, અક્ષરધામકે ધામી. મેરે૦ ૧
ભવસાગરતેં કાઢી લીયો મોયે, બાંહ પકરી બહુનામી. મેરે૦ ૨
અધર્મ મૂલ ઉખારન પ્રગટે, ઈશ્વર અંતરજામી. મેરે૦ ૩
પ્રેમાનંદકે પ્રાનનાથ પ્રભુ, ગોવિંદ ગરુડગામી. મેરે૦ ૪

## પદ ૮૦૮ મું

જપું મૈં યાકે નામકી માળારે; જપું૦ ટેક.
નીલકંઠ હરિકૃષ્ન કૃષ્નહરિ, નારાયણ ધર્મલાલા. જપું૦ ૧

થાપન ધર્મ અધર્મ ઉથાપન, કલિમેં પ્રગટે કૃપાલા. જપું૦ ૨
અધમઓધાર પતિતજનપાવન, દીનાનાથ દયાલા. જપું૦ ૩
પ્રેમાનંદ તારન ભવસિંધો, મેટન ભવ જંજાલા. જપું૦ ૪

### પદ ૮૦૯ મું–રાગ ઠુમરી

મેરે એક આસરા તેરારે, ધરમકુંવર મહારાજ રાજ; મેરે૦ ટેક.
મેં ચાકર તેરે ચરનકમલકા, તેં પરમેશ્વર મેરારે. ધર્મ૦ ૧
તેરે ચરન શરન બીનું સ્વામી, કઉં સુખ નહીં હેરારે;
સ્વર્ગ મૃત્યુ પાતાલ દશો દિશ, સબહી કાલને ઘેરારે. ધર્મ૦ ૨
ત્રિભુવન ભ્રમત ભ્રમત પચી હાર્યો, પાયો મેં દુઃખ ઘનેરારે;
અચલ નિકેત એક નહી પાયો, તુમ બીના ધર્મકિશોરારે. ધર્મ૦ ૩
અમરપતિ નર નાગ અસુર સુર, સબ માયાકે ચેરારે;
પ્રેમાનંદ જાની સબ દુઃખમય, દીયો* ચરન તેરે ડેરારે. ધર્મ૦ ૪

### પદ ૮૧૦ મું

તેરે દ્વારે પર્યો ગુન ગાઉંરે, ધર્મકુંવર ઘનશ્યામ નાથ; તેરે૦ ટેક.
અધમઓધાર શરણાગતપાલક, નાથ રહું તેરા નાઉંરે. ધર્મ૦ ૧
અખિલલોકપતિ પરમ પુરુષ તુમ, તુમકું ગાઈ રીઝાવુંરે;
તુમ બીના તુમ મોયે ઓર ન દૈયો, યેહી મોજ મેં પાઉંરે. ધર્મ૦ ૨
કરો ક્ષમા અપરાધ નાથ મેરો, શ્યામ તેરી બલજાઉંરે;
યેહી બીનય મેરો કરુનાસાગર, ઓર કછુ નહી ચાઉંરે. ધર્મ૦ ૩
નિત્ય નિત્ય નીરખું વદન કમલ છબી, ઉરમહીં આનંદ વટાઉંરે;
પ્રેમાનંદ યેહી વર માંગત, દાસ રાવરો કહાઉંરે. ધર્મ૦ ૪

### પદ ૮૧૧ મું

મેરે તુમ બીના ઓર ન કોઇરે, સત્ય કહું સોં ખાઈ નાથ; મેરે૦ ટેક.
પરમ પુરુષ તેરે ચરન કમલતેં, દૂર ના તજો હો મોઇરે. સત્ય૦ ૧
નાથ તુમારે જન એકાંતિક, તીનસું પ્રીતિ હોઇરે;
દૂર કરો મેરી ઇતર વાસના, રહું રૂપ તવ જોઇરે. સત્ય૦ ૨

---

* "ક્રીયો" પાઠાન્તર.

કોન પુન્યતેં પ્રાપ્ત ભયે પ્રભુ, અબ ના તજીહું તોઇરે;
દુર્લભ દેવ નિગમ તોયે ગાવત, શ્યામ મીલે મોયે સોઇરે. સત્ય૦ ૩
દીનાનાથ દીનકી બીનતી, સુની રાખો ઉર ગોઇરે;
પ્રેમાનંદ કહે ચરન ચિહ્ન છબી, રહું નેનનમેં પ્રોઇરે. સત્ય૦ ૪

## પદ ૮૧૨ મું

ધર્મકુંવર કરુનાનિધાન, એક સુનીયો બીનતી મેરીરે; ધર્મ૦ ટેક.
અખંડ રહે મેરે નેનકે આગે, નાથ મૂરતી તેરીરે. ધર્મ૦ ૧
યેહી સાધન મેરે પરમ ચતુર વર, રહું સુંદર છબી હેરીરે;
પરીહરી ઓર બીચાર બાંહબલ, હોઈ રહું તેરી ચેરીરે. ધર્મ૦ ૨
સુંદરશ્યામ કામમદમોચન, બસન ભુષન તન પે'રીરે;
નવલકિશોર મનોહર સુંદર, રહો અખંડ દ્રગ કેરીરે. ધર્મ૦ ૩
સુંદર બદન કમલ છબી નીરખું, જયું ચકોર ચંદ કેરીરે;
પ્રેમાનંદ કહે નાથ રહો મોરે, નેનનમેં રંગ લેરીરે. ધર્મ૦ ૪

## પદ ૮૧૩ મું-રાગ ઠુમરી

ભક્તસોં અધિક આન કોઉ નાહી, હરિકે ભક્તસોં અધિક
આન કોઉ નાહી, યેહી સ્વભાવ સદાઈ; ભક્ત૦ ટેક.
કૃષ્ન કૃપાળ ભક્તકે કારન, દેહ ધરતહે આઈ;
કૃપાસિંધુ ભક્તકે પાછે, ફીરત જયું દેહકી છાઈ. ભક્ત૦ ૧
તનીક કષ્ટ કોઉ દેત ભક્તકું, દેખીકે જાત દુખાઈ;
તાકો મૂલ ઉખારી હરિવર, કરત ભક્તકી સહાઈ. ભક્ત૦ ૨
અમરીષ નીજ ભક્તકું દીનો, દુઃખ દુર્વાસા જાઈ;
તાકે પાછે છોડી સુદરશન, જાઇરી કેકુક પરાઈ.* ભક્ત૦ ૩
ખંભ ફારી હરનાકુસ માર્યો, લીયો પ્રહ્લાદ બચાઈ;
પ્રેમાનંદ શ્રીધર્મકુંવરકી, ભક્તવત્સલતા ગાઈ. ભક્ત૦ ૪

## પદ ૮૧૪ મું

કરત હરિ હરિજનકી રખવારી, કરત હરિ હરિજનકી રખવારી;
સદય રુદય સુખકારી; કર૦ ટેક

---

* સ્પષ્ટ નથી. તેને જ પગે પડાવ્યો એવા અર્થમાં કાંઈ હોવું જોઇએ.

નીજ જન કારન સદા સાંવરો, સહત કષ્ટ અતિ ભારી;
કરત સહાય સદા નીજ જનકી, રૂપ વિધ વિધ ધારી. કર૦ ૧
બુડતહી બ્રજ રાખી લીયો હરિ, અહિ નાથ્યો ગહી કારી;
કુંતીસુતહીત લઈ લરાઈ, રથ ચઢી કૃષ્ન મોરારી. કર૦ ૨
બાંધી સેતુ સિંધુપર મહાબલ, કપિ સંગ કીની યારી;
મહા સંગ્રામ કરી હરિ સીતા, લાયે લંકપતિ મારી. કર૦ ૩
ધર્યો રૂપ નરસિંઘ ભક્તહીત, બલી છળ્યો હોય ભીખારી;
પ્રેમાનંદ ઘનસ્યામ તીહારી, કરુનાપર બલિહારી. કર૦ ૪

## પદ ૮૧૫ મું

હરિ તુમ સાચે ગરીબનિવાજ, હરિ તુમ સાચે ગરીબનિવાજ;
યહ સત્ય જાની મેં આજ; હરિ ટેક.
કષ્ટ સમે જાય સઘ છુરાયો, આતુર હોઈ ગજરાજ;
કૌરવ કુટીલ સભામેં રાખી, જાય દ્રુપદીકી લાજ. હરિ૦ ૧
જાય જરાસંધ મથી મહાબલ, છોડે ભુપ સમાજ;
સોલ સહસ્ર કન્યા રાજનકી, સાર્યો તીનકો કાજ. હરિ૦ ૨
જીમે જાય વિદુર ઘર ભાજી, તજી કૌરવ સુખ સાજ;
રંક સુદામા કીયો ઈંદ્ર સમ, જય જય કૃપાજહાજ. હરિ૦ ૩
દીનાનાથ દીનકે બંધુ, શિવ બ્રહ્મા શિરતાજ;
પ્રેમાનંદ દીનકું દરસન દેકે, આજ મીટાવો દાજ. હરિ૦ ૪

## પદ ૮૧૬ મું

શરનાગત સુખખાની, હરિ તુમ શરનાગત સુખખાની;
યહ રીત રાવકી જાની; હરિ૦ ટેક.
મન ક્રમ વચ કરી કપટ રહિત કોઉ, આવત શરને પ્રાની;
બીન સેવા બીન સાધન તાપર, દ્રવતહો સારંગપાની. હરિ૦ ૧
અવિનાશી સુખ દેત કરત તાકી, ઇતર વાસના હાની;
શુદ્ધ કરી સેવામેં રાખત, ગિરિધર છેલ ગુમાની. હરિ૦ ૨
એકાંતિક હોય સેવત તુમકું, તુમ સંગ લગની લગાની;
તાસું તુમ નહીં રાખત મહાપ્રભુ, કોઉ બાત કછુ છાની. હરિ૦ ૩

મેરે મનમેં યેહી વાસના, સુફલ કરો સુખદાની;
પ્રેમાનંદ કહે અખંડ રહો દ્રગ, ટારો વાસના આંની. હરિ૦ ૪

## પદ ૮૧૭ મું–રાગ ઠુમરી

હમારે ભક્તિ ધર્મસુત શ્યામ, હમારે૦ એજુ પ્રગટ ભયે
સુખધામ; હમા૦ ટેક.
દિવ્ય ભુવનપતિ, દિવ્ય તનુ અતિ, દિવ્ય નીલકંઠ નામ. હમા૦ ૧
દિવ્ય ચંદન અંગ, દિવ્ય સખા સંગ, દિવ્ય જનકે વિશ્રામ. હમા૦ ૨
દિવ્ય પુષ્પ ધરી, દિવ્ય હસત હરિ, દિવ્ય ભજે આઠો જામ. હમા૦ ૩
દિવ્ય પાઘ બાંધે, દિવ્ય શાલ કાંધે, પ્રેમાનંદ વારી કોટી કામ. હમા૦ ૪

## પદ ૮૧૮ મું

બેઠે દિવ્ય સભાપતિ રાય, બેઠે૦ એજું નીરખત સબ દુઃખ જાય; બેઠે૦ ટેક.
દિવ્ય સિંહાસન, દિવ્ય સુખાસન, દિવ્ય તેજકે માંય. બેઠે૦ ૧
દિવ્ય રમાપતિ, દિવ્ય કરત રતિ, દિવ્ય ચરન ચીત લાય. બેઠે૦ ૨
દિવ્ય રતન જરે, દિવ્ય મુગટ ધરે, દિવ્ય પરત નીત પાય. બેઠે૦ ૩
દિવ્ય છત્ર ધરે, દિવ્ય ચમર ઢરે, પ્રેમાનંદ આગે ગાય. બેઠે૦ ૪

## પદ ૮૧૯ મું

હમારે સતસંગકે ઉજીયારે, હમારે૦ એજું સહજાનંદ પ્રાન પ્યારે; હમા૦ ટેક.
ભવ બિરંચી, સનકાદિક નારદ, છીન છીનમેં પ્રાન વારે. હમા૦ ૧
ત્રિભુવનનાયક, સબ સુખદાયક, જુગ જુગ પ્રતિ તનુ ધારે. હમા૦ ૨
થાપત ધર્મ, અધર્મ ઉથાપત, ગૌબ્રાહ્મણ પ્રતીપારે. હમા૦ ૩
ધર્મ સુનંદન, સબ જગબંદન, પ્રેમાનંદકે દ્રગ તારે. હમા૦ ૪

## પદ ૮૨૦ મું

હમારે ભક્તિધર્મસુત પ્રાન, હમારે૦ એજું કેશવ કૃપાનિધાન. હમા૦ ટેક.
પ્રાન હમારે, જીયસોં ન્યારે, હોન ન દેહો કહાન. હમા૦ ૧
ભક્ત સુરંજન, ભવદુઃખભંજન, ગંજન રીપુકો માન. હમા૦ ૨
કૃપાસિંધુ, દીનકે બંધુ, ગાવત વેદ પુરાન. હમા૦ ૩
યેહી છબી ભાવત, નીશદિન ગાવત, પ્રેમાનંદ ગુન ગાન. હમા૦ ૪

## પદ ૮૨૧ મું–રાગ ઠુમરી ખ્યાલ

અંખીયા ફરકન લાગીરે, અબરે સૈંયાં મોરી; અંખી૦ ટેક.
દૃગ ફરકત મોરી અંગીયાં તરકત, સખી મેં સોવત જાગીરે. અબ૦ ૧
સગુણ* હોત મોયે પીયા મીલનકે, પ્રેમ અંગ અનુરાગીરે. અબ૦ ૨
લ્યાવે વધાઈ કોઈ પીયા આવનકી, દેઉં મોજ મુખ માગીરે. અબ૦ ૩
પ્રેમાનંદ કહે હરિકૃષ્ણ કુંવર છબી, નીરખું મેં નેણા આગીરે. અબ૦ ૪

## પદ ૮૨૨ મું

તનકી તપત ગઇરે, અબરે ગુઇયાં મોરી; તન૦ ટેક.
નંદકુંવર મોયે અંક ભરી ભેટે, છતિયાં શીતલ ભઇરે. અબ૦ ૧
રસ ભરી મૂરત દૃગ ભરી દેખી, પલકે પરત નઇરે. અબ૦ ૨
મીલી પીયા સુખપૂર આનંદ ન માત ઉર, બાત ન જાત કઇરે. અબ૦ ૩
પ્રેમાનંદ રંગભીની આનંદી કરદીની, મુખકો તંબોલ દઇરે. અબ૦ ૪

## પદ ૮૨૩ મું

નેહરો નિભાય લીજોરે, અબરે છેલા મેરો નેહરો; નેહ૦ ટેક.
સુની અરજી અબલાકી કેશવ, અખંડ દરશ દીજોરે. અબ૦ ૧
પ્રાણનાથ મોયે રાખો ચરણમેં, કબહુ ન દૂર કીજોરે. અબ૦ ૨
પ્રેમ સુધારસ અપને જનકો, પ્રીતસું પ્યારે પીજોરે. અબ૦ ૩
પ્રેમાનંદ પ્રભુ દેત આશિશ નીત, કોટી બરિસોં જીજોરે. અબ૦ ૪

## પદ ૮૨૪ મું

લેવું બલૈયાં તેરીરે, અબરે કનૈયા મોરા; લેવું૦ ટેક.
મેં તોરી દાસી પીયા ચરણ કમલકી, તુમહો જીવન દોરીરે. અબ૦ ૧
નીરખું બદન છબી ચંદ જયું ચકોરી, એક ટક દૃગ જોરીરે. અબ૦ ૨
બહી જાતી ભવ પૂરમેં આયકે, પકરી બૈયાં મોરીરે. અબ૦ ૩
કહા બરનું કરુણા કમલાવર, પ્રેમાનંદ માત થોરીરે. અબ૦ ૪

## પદ ૮૨૫ મું–રાગ ઠુમરી ખ્યાલ

રે સનેહી નેહા ભુલી ના જેયો રે; રે સ૦ ટેક.
ઓરસેં તોરી તુમ સંગ જોરી, કરી તન ધન તૃણ તૂલી. ના જૈ૦ ૧

---

* શુકન.

મન ક્રમ વચ વિશ્વાસ આની ઉર, દઢ કરી ગહી પદ મૂલી. ના જૈ૦ ૨
સબહી પ્રકાર સુખદ તુમકું લખી, કીયો ત્રિભુવન સુખ શૂલી. ના જૈ૦ ૩
પ્રેમાનંદ કહે પ્રભુ અબ ના છોડું, શ્યામ રીરંગી સંગ ફૂલી. ના જૈ૦ ૪

પદ ૮૨૬ મું

રે લગની દિન રાત લગી રહીરે; રે લ૦ ટેક.
જબતેં શ્યામ સીધારે તબતેં, ના પઠઈ કોઈ પાતી. લગી૦ ૧
બાલાપનેકી પ્રીતિ પ્યારે, બીસરે બાલ સંગાતી. લગી૦ ૨
બીરહા સતાવે કછુ ના સોહાવે, જરત રેન દિન છાતી. લગી૦ ૩
પ્રેમાનંદકે નાથકી પ્યારી, કર મીડત પીછતાતી. લગી૦ ૪

પદ ૮૨૭ મું

રે સાંવરીયા તોરી દાસી દીન ભઈરે; સાંવ૦ ટેક.
ઇતનો સંદેશો જાય કહો કોઈ, શ્યામસુંદરકે પાસી. દીન૦ ૧
કોનહી ચૂક બીસારી પ્યારે, ચરનકમલ વિશ્વાસી. દીન૦ ૨
ખાન પાન તજી ચીતવે ચરણુ છબી, બન બન ફીરત ઉદાસી. દીન૦ ૩
પ્રેમાનંદકે નાથ સુધ લીજે, દીજે દરસ અવિનાશી. દીન૦ ૪

પદ ૮૨૮ મું

રે વિદેશી સુધ મોરી બિસરી ગયોરે; વિદે૦ ટેક.
જાય લોભાય ભયો દાસી વશ, પ્રીત પુરાની તોરી. બિસ૦ ૧
મીલી કો ઠગારી સોક હમારી, ચંચલ નેન ચકોરી. બિસ૦ ૨
પહેલે હમસું એ નિરદેયાં, કીની પ્રીત બરજોરી. બિસ૦ ૩
પ્રેમાનંદકો પ્યારો નેનાકો તારો, યાર હે મતલબકોરી. બિસ૦ ૪

પદ ૮૨૯ મું–રાગ બીહાગની ઠુમરી

પ્યારે તોરી મોરી પ્રીત ન છૂટેરે; પ્યારે૦ ટેક.
લગી હે પ્રીત તોસું શ્યામસુંદર જેસે હીરા ફોર્યો ન ફૂટેરે. પ્યારે૦ ૧
સમજી વિચારી પ્યારે તોસું જોરી કાહુકી તોરાઇ ન તૂટેરે. પ્યારે૦ ૨
જોરી પ્રીત જાની સાચે સનેહી ઓર સનેહી સબ જૂઠેરે. પ્યારે૦ ૩
પ્રેમાનંદકે પ્યારે અબ ના છોડું છાને જગત શિર કૂટેરે. પ્યારે૦ ૪

## પદ ૮૩૦ મું

તોરી મોરી લગની લાગીરે લાલા; તોરી૦ ટેક.
લાગી લગન તોસેં જીવન જેસેં સોના મીલત સોહાગીરે. લાલા૦ ૧
લગન લગત મેરો સુફલ જનમ ભયો દુરમતિ સબ દૂર ભાગીરે. લાલા૦ ૨
શ્યામ મીલત સબ કાજ સુધરી ગયો બાત બની ગઈ આગીરે. લાલા૦ ૩
પ્રેમાનંદકે નાથ અખંડ રહો દ્રગ યેહી દેહો મોજ માગીરે. લાલા૦ ૪

## પદ ૮૩૧ મું

તોસું મોર મનવા માન્યોરે પ્યારે; તોસું૦ ટેક.
મન ક્રમ બચ અબ ભઇહું તીહારી અંતર રંચ ન આન્યોરે. પ્યારે૦ ૧
પરમ સત્ય એક શ્યામસુંદર તુમ ઓર સ્વપન સમ જાન્યોરે. પ્યારે૦ ૨
મન માન્યો મોહન તુમ ચરને સબ જગસું પછતાન્યોરે. પ્યારે૦ ૩
પ્રેમાનંદકે નાથ અબ ના છોડું ચરને ચીત અટકાન્યોરે. પ્યારે૦ ૪

## પદ ૮૩૨ મું

તોરા મોરા જીયરા એકરે પ્યારે; તોરા૦ ટેક.
તુમજું રહત મોરે જીયમેં જેસે કાચમેં કંચન રેખરે. પ્યારે૦ ૧
તુમ તો પ્યારે મોરે જીયકે જીવન સબ વિધિ સુખદાયેકરે. પ્યારે૦ ૨
તુમ મેરે સ્વામી મેં ચેરી ચરનકી યેહી અચલ મેરી ટેકરે. પ્યારે૦ ૩
પ્રેમાનંદકે નાથ ચરનતેં દૂર ન રહુંગી મેં નેકરે. પ્યારે૦ ૪

## પદ ૮૩૩ મું–રાગ તીલાના

તાદીમ્ તનનામ્ તાદીમ્ તનનામ્ તાદીમ્ તાના તાદીમ્ તનનામ્;
યે તીલાના સુનો સકલ શુભ ગુની જન, ઇસકી જે સમજ બુઝ સાધી;
સકલ બીધી વારવાર શું સમજી બિચારીકે દીલોંકે બીચ મન નામ્. તા૦ ૧
ઓર જે અકલવંત ગુનીજનસું મીલી ગુનીસું ગુનનકી
સમુજ લે ભલી ભલી;
ઓર જે અનેક બાત ગુનીનકે ઘરકી સમુજી સાધીલે
અપને અરથકી;
જહાં જહાં જહાં જહાં પાવે મોજ ગુનીજન મજલસમેં પ્રેમ
મગન ઉન ગુનીસું ગનનામ્. તા૦ ૨

## પદ ૮૩૪ મું

તાનુમ્ તાદીરે તાનુમ્ તાદીરે તાનુમ્ તાદી તાનુમ્ તાદીરે;
હોય તું ઉલાસ હું ખુલાસ દીલ ખુસી હું મેં, અવ્વલ ઉસ્તાદ પાસ;
ભલી ભાતસું તજી ગુમાની માન તાન તીલાનેકી સકલ
વિધ સાધીરે. તા૦ ૧
ઓર જો અનેક રૂપ રાગ રંગ તાલ તાન પાવત સયાન
નિજ બુદ્ધિહુંકે પરમાન;
કેતેહુંકે પાસ વિદ્યા વાદ વિવાદ સાંધી, કેતેહુંકે પાસ વિદ્યા
આદ અનાદીરે;
યુંહી વિચારી યુંહી વિચારી શુદ્ધ સંગત શુદ્ધ બાનીહુંસે;
ગાવના પ્રેમપૂરન ગુન ગાયલે અગાધીરે. તા૦ ૨

## પદ ૮૩૫ મું-રાગ દાદરા

હો સાંવરા સોભા બરની ન જાઈ; હો સાં૦ ટેક.
છબી બરનત ઘનસ્યામ તિહારી, શેષ સારદા સકુચાઈ. હો સાં૦ ૧
અખિલભુવનકી સુંદરતા સબ, ઉદય ભઇહે આઈ. હો સાં૦ ૨
નીરખી નટવરનાગર શોભા, રતિપતિ મતિ ભરમાઈ. હો સાં૦ ૩
પ્રેમાનંદ હરિકૃષ્ણ નવલ છબી, બરનતહેં પુલકાઈ. હો સાં૦ ૪

## પદ ૮૩૬ મું

હો બલમા બદન કમલપર વારી; હો બ૦ ટેક.
મનમથ કોટીક વારુ બદન પર, ઉડુપતિ લાખ હજારી. હો બ૦ ૧
હસની ચલની ચીતવની સુંદર, દેખી મોહી બ્રજનારી. હો બ૦ ૨
સિંધુસુતા રતિ સચી ગિરીજા સતી, બાંનકપર બલહારી. હો બ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામકુંવર છબી, નીત રાખત ઉર ધારી. હો બ૦ ૪

## પદ ૮૩૭ મું

હો રસિયા રાજીવ નેના સલોને; હો ર૦ ટેક.
ચંચલ ચીતવની દેખી લજાને, ખજન મીન મ્રગ છોને. હો ર૦ ૧
અંબુજ લોચન રસ ભરી રેખેં, અતિ અનીયારે ઓને. હો ર૦ ૨

તરુણુ ત્રિયા મનહરન મનોહર, અંજન બીચ ભરે ટોને. હો ર૦ ૩
પ્રેમાનંદ કહે પલ ન બીસારું, જો અબ હોયેગી સો હોને. હો ર૦ ૪

પદ ૮૩૮ મું–રાગ દાદરા

મેં જાની પીયા મોરા રે પીયા મોરા; મેં જા૦ ટેક.
કોન કોનકે દીલમેં બસીયા, કોનસું જીયરા જોરારે. પીયા૦ ૧
સાંવરા ગુમાની પ્રીત નહી છાની, અબ હમસું નેહા તોરારે. પીયા૦ ૨
સાચી કહો ધનસ્યામ સનેહી, કોન બસ ભયે ચીતચોરારે.* પીયા૦ ૩
પ્રેમાનંદ હરિકૃષ્ણુ છબી તેરી, ચીતવત ચંદ જયું ચકોરારે. પીયા૦ ૪

પદ ૮૩૯ મું

અબ કોન તોસે જોરેરે જીયા જોરેરે; અબ૦ ટેક.
કોટી જતન કરી જોરે સનેહા, છીન એકમેં લે તોરેરે. જીયા૦ ૧
કરત હો પ્રીત મીત મતલબકે, અરથ સાધી રહો કોરેરે. જીયા૦ ૨
પહેલે પાય સુધારસ મોહન, પીછેતે બીખ ઘોરેરે. જીયા૦ ૩
પ્રેમાનંદ કહે હરિ હમારે એક તુમ, તુમરે તો લાખ કરોરેરે. જીયા૦ ૪

પદ ૮૪૦ મું

મેં ભુલી નેહા કીનોરે નેહા કીનો; મેં ભુ૦ ટેક.
કીનો નેહ તોસેં રહી મેં ભરોસેં, તુમ તો તુરત છેહ દીનોરે. નેહા૦ ૧
સાંવરા ગુમાની એસી નાહી જાની, સબ સુખ મેરો હરલીનોરે. નેહા૦ ૨
સ્યામબીહારી બીનું મોત મારી, બેદરદી રંગ ભીનોરે. નેહા૦ ૩
પ્રેમાનંદકે પીયા તુમ બીના મેરો જીયા, જેસેં જલ બીના મીનોરે. નેહા૦ ૪

પદ ૮૪૧ મું

મેં તોસેં પ્રીત જોરીરે પ્રીત જોરી; મેં તો૦ ટેક.
ભઈ મેંતો દાસી પરમ વિસવાસી, યેહી ચૂક પીયા મોરીરે. પ્રીત૦ ૧
તુમ અલબેલે અંતર મેલે, મેંતો પીયા મતિ ભોરીરે. પ્રીત૦ ૨
હમસું તોરી અંત જાય જોરી, કહા હમ કીની ચોરીરે. પ્રીત૦ ૩
પ્રેમાનંદ કહે વારી નાથ તિહારી, દગાબાજી નહીં થોરીરે. પ્રીત૦ ૪

* "કોન બસ ગઈ ચીત તોરારે" પાઠાન્તર છે.

## પદ ૮૪૨ મું–દોહા

નિર્વિકલ્પ અતિ ઉત્તમ, નિશ્ચય તવ ઘનશ્યામ;
માહાત્મ્ય જ્ઞાન જુત ભક્તિ તવ, એકાંતિક સુખધામ. ૧
મોહીમેં તવ ભક્તપનો, તામેં કોઈ પ્રકાર;
દોષ ન રહે કોઈ જાતકો, સુનીયો ધર્મકુમાર. ૨
તુમારો તવ હરિભક્તકો, દ્રોહ કબુ નહી હોય;
એકાંતિક તવ દાસકો દીજે સમાગમ મોય. ૩
નાથ નિરંતર દરસ તવ, તવ દાસનકો દાસ;
એહી માંગું કરી વિનય હરિ, સદા રાખીયો પાસ. ૪
હે કૃપાળુ હે ભક્તપતિ, ભક્તવત્સલ સુનું બાત;
દયાસિંધુ સ્તવન કરી, માંગુ વસ્તુ સાત. ૫
સહજાનંદ મહારાજકે, સબ સત્સંગી સુજાન;
તાકું હોય દઢ વતનો, શિક્ષાપત્રી પ્રમાન. ૬
સો પત્રીમેં અતિ બડે, નિયમ એકાદશ જોય;
તાકી વિગતી કહતહું, સુનીયો સબ ચિત્ત પ્રોય. ૭
*હિંસા ન કરની જંતકી, પરત્રિય સંગકો ત્યાગ;
માંસ ન ખાવત મદ્યકું, પીવત નહિ બડ ભાગ. ૮
વિધવાકું સ્પર્શત નહિ, કરત નહિ આતમઘાત;
ચોરી ન કરની કાહુકી, કલંક ન કોઉકું લગાત. ૯
નિંદત નહીં કોઈ દેવકું, બીન ખપતો નહિ ખાત;
વિમુખ જીવકે વદનતેં, કથા સુની નહી જાત. ૧૦
એહી વિધિ ધર્મકે† નિયમમેં, બરતો સબ હરિ દાસ;
ભજો શ્રી સહજાનંદ પદ, છોડી ઓર સબ આસ. ૧૧
રહી એકાદશ નિયમમેં, કરો શ્રીહરિપદ પ્રીત;
પ્રેમાનંદ કહે ધામમેં, જાઓ નિઃશંક જગ જીત. ૧૨

---

* "હિંસા ન કરની કાહુકી" "કરની ન હિંસા જંતુકી" પાઠાન્તરો ગવાય છે.
† "એહી વિધિ સબ નિયમમેં" પાઠાન્તર.

## પદ ૮૪૩ મું–દોહા

જય જય મંગલ કરન પ્રભુ, મંગલમય તવ નામ;
હરત અમંગલ ભક્તકે, શ્વેતભુવનપતિ શ્યામ. ૧
જટા છત્ર મૃગ ચમર ધર, ઉર્ધ્વ બાહુ મૃદુ હાસ;
નીજ જનહીત નીત કરત તપ, જય જય મૂર્તિ પ્રકાસ. ૨
શ્વેતાભિધ નીજ દ્વીપપર, મુનિ વૃંદ લીયે સાથ;
ઉર્ધ બાહુ રત ઉગ્ર તપ, કરત નિરંતર નાથ. ૩
એકાંત ધર્મ આશ્રિત સદા, શ્વેત પુરુષ નીજ દાસ;
તિનકી તુમ પ્રભુ કરત સદા, ઈતર વાસના નાસ. ૪
શ્વેતાંબર સુસ્મિત વદન, શ્વેત સુલેપન અંગ;
શ્વેત ભુવન રાજત સદા, શ્વેત પુરુષકે સંગ. ૫
સદાનંદ અરવિંદ પદ, પ્રફુલ્લિત વદન સરોજ;
દયા સુધા પૂરીત નયન, મોહીત કોટી મનોજ. ૬
શ્વેત નામ તવ શ્વેત વપુ, શ્વેત પુષ્પ ઉર હાર;
શ્વેત પુરુષ વલ્લભ સદા, શ્વેત બંધુ કરતાર. ૭
શાંત સદા તેજોમય, મુક્ત નિરજ્ન અપાર;
પૂજત ચરન સરોજ તવ, લીયે વિવિધ ઉપચાર. ૮
કોટીક ઈંદુ કાંતિ સમ, શોભીત સદા સુરેશ;
કલાનિધિ નૈષ્ઠિક પ્રભુ, જય જય વર્ણિ વેષ. ૯
શાંતી દાંતી જપ તપ કરી, હોત હો પ્રગટ અનૂપ;
ચતુ સનાનંદન* સુખદ, જય જય શાન્ત સ્વરૂપ. ૧૦
જુગ જુગ પ્રતિ પ્રભુ ધરતતુમ, લીલા રૂપ અપાર;
ભક્તિ સહિત સદા ધર્મકો, પાલત વારમવાર. ૧૧
નીજ આશ્રીતકુ બ્રહ્મ ગતિ, દેત હો સ્યામ સુજાન;
પ્રગટત પ્રતિ યુગ નાથ તુમ, નીજ જ્ઞાન કમલકે ભાન. ૧૨

---

* આ લીટી અર્થ વગરની લાગે છે. પણ "ચતુરાનંદપ્રદ સુખદ" એવો પાઠ હોય તો અર્થ સંભવે છે. ચારે પ્રકારના આનંદને આપવાવાળા, સુખને દેવાવાળા.

કર્મપાસ નાનાવિધિ, બાંધે જીવ અનંત;
મુક્તિ કારન તુમહિ હો, સહજાનંદ ભગવંત. ૧૩
સુપર્ણ* તુમ યોગેશ્વર, ધર્મવંશ પ્રતિપાલ;
હંસ વિષ્નુ મહાપુરુષ તુમ, પૂરન પરમ દયાલ. ૧૪
વૈકુંઠ સત્ય અક્ષર તુમ, પુરુષોત્તમ પદ શ્યામ;
બ્રહ્મલોકપતિ નાથ તુમ, નીલકંઠ સુખ ધામ. ૧૫

## પદ ૮૪૪ મું-રાગ ધોળ

ધર્મકુવર હરિકૃષ્ન ચરણુ નખ ચંદ્રને,
મન કર્મ વચને વંદુ વારમવારજો;
આ અવસર અલબેલાજી અઢળક ઢળ્યા,
કરવા વહાલો અનેક પતિત ભવપારજો. ધર્મ૦ ૧
શું કહી વર્ણવું પાવન પ્રથિત પ્રતાપને,
ભવ બ્રહ્મા શેષ નિગમ નેતિ કહી ગાયજો;
અક્ષરનિવાસી મુક્ત પૂજે જેની પાદુકા,
અખીલભુવનપતિ શ્રીપુરુષોત્તમરાયજો. ધર્મ૦ ૨
સદા સાકાર છે દિવ્ય નરાકૃતિ નાથજી,
માયા કાળ પુરુષના પ્રેરક એહજો;
જગત જન્મ પાલન લય લીલા જેહની,
તે અવિનાશી ધર્યો સુંદર નર દેહજો. ધર્મ૦ ૩
ઉપનિષદના શિર ઉપર જે શોભતા;
રમારમણુ શ્રીઅક્ષરપર અવિનાશજો;
અનેક અધમ ઓધાર્યાની દીક્ષા ગ્રહી,
પ્રેમાનંદકે આવ્યા ધર્મનિવાસજો. ધર્મ૦ ૪

## પદ ૮૪૫ મું

પરમ પુરુષ પુરુષોત્તમ પૂરણકામ છે,
દિવ્યાકાર સ્વરાટ સદા ઘનશ્યામજો;

* "સુવર્ણ" પાઠાન્તર.

એકાંતિકજનવલ્લભ શ્રીઅક્ષરપતિ,
વાસુદેવ વિષ્ણુ નારાયણ નામજો. પરમ૦ ૧
અનંત કલ્યાણકારી ગુણમંડીત વિગ્રહ,
અનંત શક્તિધર અનંત પ્રતાપ નિવાસજો;
અનંત કલાનિધિ અનંતભુવનપતિ શ્રીહરિ,
ભક્તિધર્મસુત કૃષ્નહરિ અવિનાશજો. પરમ૦ ૨
ક્ષર અક્ષરના જીવન પ્રાણપતિ પ્રભુ,
અવતારીએ છે આજ ધર્યો અવતારજો;
દિવ્યપણામાં મનુષ્યપણું પ્રગટ કર્યું,
મનુષ્યથકા છે દિવ્ય સદા સાકારજો. પરમ૦ ૩
નિર્ગુણ સગુણ બે શક્તિ છે પોતાની;
કર્ત્તાથકા છે અકર્ત્તા જોગનિધાનજો;
નિરાકાર સાકાર કલાનિધિ શ્રીહરિ,
પ્રેમાનંદનો સ્વામિ શ્રીભગવાનજો. પરમ૦ ૪

## પદ ૮૪૬ મું

એવા શ્રીહરિ સ્વામિ સહજાનંદજી,
દિવ્ય સગુણ સાકાર દિવ્ય કલાનિધિ નાથજો;
દિવ્ય શક્તિપતિ પુરુષોત્તમ પ્રગટ થયા,
દિવ્ય મુક્ત લઇને આવ્યા હરિ સાથજો. એવા૦ ૧
આવીને નીજ દિવ્ય પ્રતાપ પ્રગટ કર્યો,
થાપ્યો ધર્મ એકાંતિક અવનીમાંયજો;
આચરજકારી અનંત ચરિત્ર નવ જાય કહ્યાં,
શેષાદિક કવિ નિત્ય નવા કેટલાંક ગાયજો. એવા૦ ૨
ધ્યાન ધારણા સમાધી બહુ ભાંતની,
નવ જાણે કોઈ મુક્ત મુનિવર દેવજો;
અનંત જીવના એક કાળે પ્રાણ તાણવા,*
દેખાડે નીજધામ અનંત તતખેવજો. એવા૦ ૩

* "તાણીને" પાઠાન્તર છે.

અંતકાલે ધરી અનંતરૂપ શ્રીનાથજી,
તેડવા જાયે નીજ જનને મહારાજજો;
ગરુડ વિમાન અશ્વ ગજ રથ લઈ પાલખી,
પ્રેમાનંદનો સ્વામી ગરીબાનવાજજો. એવા૦ ૪

પદ ૮૪૭ મું

સ્વામિનારાયણ આજ પ્રગટ મહા મંત્ર છે,
શ્રવણે સાંભળતાં કંપે દિનકર દૂતજો;
ભવનાં બંધન સદ્ય કાપી સુખીયાં કરે,
શું કહી દાખું મહીમા અતિ અદભૂત જો. સ્વામિ૦ ૧
અનેક પતિત ઓધાર્યા પૂરવે આ મંત્ર થકી,
અજામેલ ગનીકા આદિક અપારજો;
તે મંત્ર આજ મહારાજે પ્રગટ કર્યો,
કલિમાં કરવા અનેક પતિત ભવ પારજો. સ્વામિ૦ ૨
સકામી જન સુમરી પામે ત્રિવર્ગને,
નિષ્કામી જન પામે પદ નિર્વાણજો;
નામતણા નામી સ્વામિ પ્રગટ મલ્યા,
તે જનના શું કરું મુખે વખાણજો. સ્વામિ૦ ૩
ભવ બ્રહ્મા મુનિ મુક્ત જપે આ મંત્રને,
તે સહુ પામ્યા મન વાંછીત સુખ સાજજો;
પ્રેમાનંદ કહે કર જોડી સહુ જનને,
ભૂલશો માં અવસર આવ્યો છે આજજો. સ્વામિ૦ ૪

પદ ૮૪૮ મું-રાગ ધોળ

વંદુ ધર્મકુંવર હરિકૃષ્ણનેરે, લાગું પ્રગટ પ્રભુજીને પાયરે;
બીરાજે બ્રહ્મમહોલમાંરે;
સદા દ્વિભુજ સાકાર શ્રીનાથજીરે, જેને નિગમ નેતિ કહી ગાયરે. બીરા૦ ૧
કોટી રવિ ચંદ્ર અનલ સરીખડુંરે, દિવ્ય અક્ષરબ્રહ્મ છે જેનું ધામરે; બીરા૦
જેને પરમપદને બ્રહ્મપુર કહેરે, જેના સત ચિદ આનંદ નામરે. બીરા૦ ૨

એવા અમૃત ધામમાં સદા રાજતારે, નારાયણ હરિ
કૃષ્ણ સુખધામરે; બીરા૦
પુરુષોત્તમ વિષ્ણુ પરમાતમારે, એવા અનંત નામના
નામી શ્યામરે. બીરા૦ ૩
સર્વકર્ત્તાં નિયંતા સર્વકારણરે, અંતરજામી નિર્ગુણ સદા
સ્વપ્રકાશરે; બીરા૦
બ્રહ્મ રૂપ કોટી મુક્ત સેવે પાદુકારે, એવા સ્વામીનો
પ્રેમાનંદ દાસરે. બીરા૦ ૪

## પદ ૮૪૯ મું

મહીમા શું રે વખાણું મહારાજનોરે, શેષ સારદ વેદ ન પામે પારરે;
નૌતમ શ્રીનાથજીરે;
અનંત ભુવન સ્રજે પાળે ને નાશ કરેરે, એ રૂપ જેની
લીલા સુખસારરે. નૌત૦ ૧
માયા કાળ પુરુષ તત્વ ચોવીશરે, એવી અનંત શક્તિના
પ્રેરક નાથરે; નૌત૦
ધર્મ જ્ઞાન વૈરાગ્ય આદિ ઐશ્વર્જરે, રિદ્ધિ સિદ્ધિ સેવે ચરણ
જોડી હાથરે. નૌત૦ ૨
સદા રાજાધિરાજપણે રાજતારે, ઘનસ્યામ છે મૂરતિ કિશોરરે; નૌત૦
કોટી કંદર્પ લાજે જોઈ રૂપનેરે, એવા સુંદર રસિક ચીત ચોરરે; નૌત૦ ૩
નંદ સુનંદ શ્રીદામાદિ સેવ કરે, સુદર્શન આદી આયુધ
મૂર્તિમાનરે; નૌત૦
સદા ઉભા છે પાસે જોડી હાથનેરે, એવા પ્રેમાનંદના
સ્વામી ભગવાનરે. નૌત૦ ૪

## પદ ૮૫૦ મું

એવા અક્ષરધામના પતિ શ્રીહરિરે, સદા સુખનિધિ
શોભાના ભંડારરે;
પ્રગટ થયા આ સમેરે;
કોટી કલ્યાણકારી ગુણે જુગ્ત છેરે, જેને ગાયે મૂર્તિમાન
વેદ ચારરે. પ્રગ૦ ૧

વાસુદેવાદિક વ્યુહના કારણુરે, કેશવાદિક રૂપ ચોવીશરે; પ્રગ૦
મચ્છ કચ્છાદિક દશ અવતારનારે, ધરનારા પોતે પ્રભુ જગદીશરે. પ્રગ૦ ૨
એવા શ્રીપુરુષોત્તમ પધારીયારે, નીજ ઐશ્વર્ય સર્વે લેઈ સાથરે; પ્રગ૦
આવ્યા એકાંતિક ધર્મ પ્રવરતાવવારે, કરવા અનંત જીવુંને સનાથરે. પ્રગ૦ ૩
ભાક્તધર્મને મરીચ્યાદિક દ્વિજતણીરે, રક્ષા કરવાને
અધમઓધારરે; પ્રગ૦
એવા પ્રગટ પુરુષોત્તમ ઉપરેરે, પ્રેમાનંદ બલિહારી વારંવારરે. પ્રગ૦ ૪

પદ ૮૫૧ મું

દયા કરી દીનાનાથ કૌશલદેશમાંરે, ગામ છુપૈયા છે અવધ સમીપરે;
સહજાનંદ સ્વામી પ્રગટ્યારે;
માતા ભક્તિને તાત ધર્મ દેવજીરે, પાંડે અડક છે સરવરિયા અધિપરે. સહ૦ ૧
વેદ સામને શાખા છે કૌથુમીરે, ગોત્ર સાવરણી ને પ્રવર છે તીનરે; સહ૦
સંવત અઢાર સાડત્રીસ મધુ માસમાંરે, તિથિ અજવાળી
નવમી ચંદ્ર દિનરે. સહ૦ ૨
વર્ષ આઠમે પામી ઉપવીતનેરે, વર્ષ એકાદશે તજી ઘરબારરે; સહ૦
વર્ણિ વેષ ગ્રહીને ચાલી નિસર્યારે, ફર્યા ઉત્તર દક્ષિણ
કરી પ્યારરે. સહ૦ ૩
પછી પશ્ચિમ દેશમાં પધારીયારે, કીધાં પાવન પશ્ચિમ
વાસી જનરે; સહ૦
ગુર્જર સોરઠ વાસી જનને દરશન દઇરે, પ્રેમાનંદ કહે
કીધલાં પાવનરે. સહ૦ ૪

પદ ૮૫૨ મું

એવા સમરથ શ્રીસહજાનંદજીરે, દયા કરીને પધાર્યા દીનાનાથરે;
સ્વામીને જાઉં વારણેરે;
વહ્યા જાતાતાં જીવ ભવપૂરમાંરે, વહાલે તાંણી કાઢ્યાં બા'રે
ઝાલી હાથરે; સ્વામી૦ ૧
વહાલે મુક્તિનો દ્વાર તે ઉઘાડીયોરે, દેખાડ્યો અતિ
પ્રબલ પ્રતાપરે; સ્વામી૦

ઘોર કલિ મધ્યે સતજુગ થાપીયોરે, નહિ માને તેના
પૂરણ પાપરે. સ્વામી૦ ૨
મોટા મત પંથ રૂપી જાડી જાળમાંરે, ઘણાં ગુંચવી
રાખ્યાતાં નરનારરે; સ્વામી૦
કાપી જાળને કાઢી લીધાં બારણેરે, આપી જ્ઞાનને
ઉતાર્યાં ભવ પારરે. સ્વામી૦ ૩
આજ જ્ઞાન દિવાકર પ્રગટતારે,* કીધો ભક્તિ ધર્મ જ્ઞાન પ્રકાશરે: સ્વામી૦
વહાલે અજ્ઞાન અંધારું સમાવીયુંરે, દીધો પ્રેમાનંદને
ચરણે નિવાસરે. સ્વામી૦ ૪

## પદ ૮૫૩ મું–રાગ ધોળ

ગોકુલ ગામ અતિ શોભતાં, શોભીતા મંદિર માળીયા. એ ઢાળ છે.

પ્રથમ નમું પરબ્રહ્મને લાગું સંત જનને પાયેરે;
વાણી તે રસભરી આપજો બુદ્ધિ તે નિર્મળ થાયેરે. ૧
પ્રગટ નારાયણના ગુણ વર્ણવું જે આનંદનું ધામરે;
ગાતાં સાંભળતાંમાં નરત્રિય હરિજન થાયે તે નિષ્કામરે. ૨
આજ અનોપમ ઓચ્છવ આવ્યો આનંદનો દિનરે;
પ્રભુજી પરોણુલા આવશે આપણે મંદિર જીવનરે. ૩
ઓરડીયા અજવાળો આંગણીયે મંડપ રચાવોરે;
મોતીડે ચોક પૂરાવોને માનુની મંગલ ગાવોરે. ૪
શેરડીયું વળાવોને ફુલડાં વેરાવો વાટરે;
તોરણ બંધાવો બારણે ઢાળો હિંડોળા ખાટરે. ૫
આવશે માણકીયે ચડી મોહન આનંદકંદરે;
નીરખશે નેણ ભરી પ્રેમાનંદ પામશે આનંદરે. ૬

## પદ ૮૫૪ મું

આજ અભિનવો આનંદ હેડે હરખ ન માયરે;
મોટા મુનિવર સાથે આવે છે જાદવરાયરે. ૧

* "પ્રગટ્યારે" એવો પણ પાઠ છે.

વહાલાની આવી વધામણી આનંદ વાધ્યો છે અપારરે;
પૂરો સોહાગણ સાથીયા પે'રો સોળે તે શંણગારરે. ૨
કુમકુમ કેશર છાંટીયે છાંટણાં આંગણીયે અનૂપરે;
મંગલ કુંભ ભરી ધરો કરો દીપક ધૂપરે. ૩
ઢોલ નગારા વગડાવો કરાવો ઓચ્છવ સારરે;
થાલ ભરો ગજ મોતીયે ચંદન પુષ્પના હારરે. ૪
સામૈયું લઈ ચાલો સાહેલી વધાવાને મહારાજરે;
નેણા સુફલ કરો નીરખીને અવસર આવ્યો છે આજરે. ૫
ધોળલાંની ધુમરે આવે વિંટાણા અબળાનો આધારરે;
પ્રેમાનંદ છબી નીરખીને હરખે છે વારમવારરે. ૬

પદ ૮૫૫ મું

પુરુષોત્તમજી પધારિયા સુરનર મુનિના ઇશરે;
નરત્રિયા વૃંદ નીસરીયાં વેગે જોવાને મુનીશરે. ૧
આવે અસવારી વહાલાજીની શોભા વર્ણવી ન જાયેરે;
દેવ દાનવ આદિ સુરપતિ નરપતિ ઉપમા ન દેવાયેરે. ૨
અગણિત ગજ રથ અશ્વ ને પાલખી પાળાનો નહી પારરે;
અગણિત મુનિવર હરિજન સાથે પરમ ઉદારરે. ૩
વાજા વાગે આગે વિધવિધ ભાતના ઓચ્છવ થાયેરે;
પડેરે નગારાંની ધોંસ* માનનીયો મંગલ ગાયેરે. ૪
ચમર ઢળે શિર છત્ર રાજે આગે બોલે છે છડીદારરે;
ઉડેરે નિશાન જરીના ગજપર સોનેરી શણગારરે. ૫
શ્રીઘનશ્યામજી શોભે છે જાણીયે પૂરણચંદરે;
શ્રીહરિકૃષ્ણ છબી જોઈ પ્રફુલ્લિત પ્રેમાનંદરે. ૬

પદ ૮૫૬ મું

રસિક છેલ ઘનશ્યામની શોભા છે ત્રિભુવનથી ન્યારીરે;
મોહી રહ્યા જોઈ સુરનર મુનિવર સુરપુરની નારીરે. ૧

* "ધોંસ" પણ ગાય છે.

ત્રિભુવનની શોભા ઉદય થઈ આવી હરિવરને અંગરે;
હરખ ભર્યાં બોલે જય જય હરિજન શ્યામને સંગરે. ૨
કરુણા રસ વહાલો વરસે નેણે વેણે શાંતિને હાસરે;
શૃંગારરસે આવી કીધલો હરિના અંગમાં નિવાસરે. ૩
વસ્ત્ર આભૂષણ ઝળમળે અંગે તેજનો અંબારરે;
ઉદય થયા આવી સામટા જાણીયે તરણિ* તે હજારરે. ૪
તરુણ કિશોર મનોહર મૂર્તિ લાગે છે પ્યારીરે;
અંગોઅંગપર નાંખીયે કોટીક કંદર્પ વારીરે. ૫
હસતું વદન હરિનું જોઈ મોહ્યો છે મુનિવરનો સાથરે;
પ્રેમાનંદ કહે નિમખ ન મેલીયે નેણાથી નટવર નાથરે. ૬

પદ ૮૫૭ મું–રાગ ધોળ

વંદુ હરિકૃષ્ણ પ્રગટ પરમેશ્વર જીહો, કૃપા કરીને મુજને મળ્યા;
હાંરે જેને સેવે મુનિ મુક્ત અજ શંકર જીહો તે અઢળક ઢળ્યા. કૃપા૦ ૧
હાંરે કાળ માયા જીવ ઈશ્વર સર્વના, હાંરે પોતે પ્રેરક છે
ટાળણ ગર્વના જીહો. કૃપા૦ ૨
હાંરે વિશ્વ કોટી ઉપજાવીને પાળે હરે, હાંરે પોતે પરબ્રહ્મ
એવી લીલા કરે જીહો. કૃપા૦ ૩
હાંરે જેની અનંત શક્તિ તેજ પ્રતાપ છે, હાંરે એવા
સમરથ હરિકૃષ્ણ પોતે આપ છે જીહો. કૃપા૦ ૪
હાંરે જેને વેદ ન ઉપનષદ ગાય છે, હાંરે પ્રેમાનંદ તેને
નીરખી રાજી થાયે છે જીહો. કૃપા૦ ૫

પદ ૮૫૮ મું

હાંરે મેંતો નીરખ્યા નેણાં ભરી નાથને જીહો, જનમ સુફલ
થયો માયેરો;
હાંરે મારો ઝાલી હરિવરે હાથને જીહો, તાણી લીધો ભવ બાહેરો. જન૦ ૧
હાંરે પુરુષોત્તમ પ્રગટ મુજને મળ્યા, હાંરે મારા જનમ
મરણ દુખડાં ટળ્યાં જીહો. જન૦ ૨

* સૂરજ

હાંરે મેંતો જપ તપ વ્રત કાંઈ ન કર્યાં, હાંરે ઘેર બેઠાં મારાં
કારજ સર્વે સર્યાં જીહો. જન૦ ૩
હાંરે મેંતો લોકતણી લાજને મેલી પરી, હાંરે મેંતો શિરને
સાટે વર્યા હરિ જીહો. જન૦ ૪
હાંરે પ્રેમાનંદના નાથની મૂર્તિ, હાંરે હવે નિમખ ન મેલું
મારા ઉરથી જીહો. જન૦ ૫

પદ ૮૫૯ મું

મારે લગની લાગી છે ઘનશ્યામની જીહો, નહીરે ડરું લોકલાજથી;
હાંરે મારે રટના લાગી છે એના નામની જીહો, નિર્લે થઈ
હુંતો આજથી. નહી ૧
હાંરે મારા પ્રાણના જીવન ઘનશ્યામ છે, હાંરે મારે સુખ
સંપત એનું નામ છે જીહો. નહી૦ ૨
હાંરે મારે એક આસ છે ઘનશ્યામની, હાંરે હુંતો માળા
જપું છું એના નામની જીહો. નહી૦ ૩
હાંરે મારે સરવસ શ્રીઘનશ્યામ છે, હાંરે મારે એ વીના
બીજું હરામ છે જીહો. નહી૦ ૪
હાંરે મારે ઈષ્ટ ઘનશ્યામ સુખધામ છે, હાંરે પ્રેમાનંદ જોઈ
જોઈ પૂરણકામ છે જીહો. નહી૦ ૫

પદ ૮૬૦ મું

એવા દુલ્લભ શ્રીકૃષ્ણ ભગવાનને જીહો, જીવમાં રાખીશ
જતન કરી;
હારે સુખસાગર કૃપાના નિધાનને જીહો, નિખમ ન મેલું
ઉરથી જરિ. જીવ૦ ૧
હારે એતો અખિલભુવનપતિ એક છે, હાંરે એની
અધમઓધારણ એવી ટેક છે જીહો. જીવ૦ ૨
હારે જોગી વનમાં વસે એ કારણે, હારે મુક્ત કોટીક જાયે
છે એને વારણે જીહો. જીવ૦ ૩

હાંરે જેનો કેડ નથી મેલતી રાધા રમા, હાંરે પ્રાણુ પાથરે
કરે છે ખમા ખમા જીહો. જીવ૦ ૪
હાંરે એવા મોંઘા હરિ તે સોંઘા થયા, હાંરે પ્રેમાનંદને
ઉપર કીધી દયા જીહો. જીવ૦ ૫

પદ ૮૬૧ મું

મારા ઉરમાં વસ્યા છે અલબેલડો જીહો, છેલ છબીલો
કુંવર ધર્મનો;
હાંરે હરિ રસિક ચતુર રંગછેલડો જીહો, પાશ કાપ્યોછે
મારા કર્મનો. છેલ૦ ૧
હાંરે નવરસમય મૂર્તિ મોહની, હાંરે કાંઈ કાંમણુગારી છે
એની જોહની જીહો. છેલ૦ ૨
હાંરે વશિકરણુ મંત્ર છે એના વેણુમાં, હાંરે કાંઇક જાદુ
ભર્યા છે એના નેણુમાં જીહો. છેલ૦ ૩
હાંરે એની ચીતવની ચલની અમોલની, હાંરે બહુ પ્યારી
લાગે છે એની બોલની જીહો. છેલ૦ ૪
હાંરે રૂપ શીલને ઉદાર સુખસાગર, હાંરે પ્રેમાનંદનો પ્યારો
નટવરનાગર જીહો. છેલ૦ ૫

પદ ૮૬૨ મું

હાંરે હરિકૃષ્ણુ હૈયાનો મારે હાર છે જીહો, જોઇને જીવું છું
સુંદર મૂર્તિ;
હાંરે મારાં નેણુાતણો શણુગાર છે જીહો, અળગો ન મેલું
હવે ઉરથી. જોઈ૦ ૧
હાંરે મારું ચીતડું ચોરાણું એની ચાલમાં, હાંરે હું તો વશ
થઈ છું એના વહાલમાં જીહો. જોઈ૦ ૨
હાંરે મારા ઉરમાં ખુંતો છે છેડો પાઘનો, હાંરે કંઈ પાર નહિ
મારા ભાગ્યનો જીરો. જોઈ૦ ૩
હાંરે હું તો દાસી છું કૃપાનિધાનની, હાંરે મને ચાવીને આપી
છે બીડી પાનની જીહો. જોઈ૦ ૪

હરિ દયા હેતનો ભર્યો છે અલબેલડો, હાંરે પ્રેમાનંદનો
વહાલો રંગછેલડો જીહો. જોઈ૦ ૫

પદ ૮૯૩ મું-રાગ ધોળ

સખી ધન્ય ધન્યરે ભૂતળ ભગવાન, પ્રગટ થઈ શ્રીહરિ વિચરે;
વહાલો ગોલોકનારે અધિપતિ, રાધાજીવનરે રસિયો વર કહાન. પ્રગ૦ ૧
જેના શિવરે બ્રહ્મા સેવે પાવલા, શુક નારદરે ધરે ધ્યાન હમેશ; પ્રગ૦
તેતો પ્રગટ થયારે ભક્તિ ધર્મથી, મનુષ્યાકૃતિરે ધરી શ્યામ સુરેશ. પ્રગ૦ ૨
વહાલે પશ્ચિમ દેશ પાવન કર્યો, ઓધાર્યારે નરનારી અનંત; પ્રગ૦
ધરી કૃષ્ણ મૂર્તિ મોહની, કરુણામયરે ઊર ધારે સંત. પ્રગ૦ ૩
વહાલે પાજ બાંધી મોટી મોક્ષની, કીધાં કલિમાંરે ભક્તિ
ધર્મને પુષ્ટ; પ્રગ૦
વહાલે પાખંડ મત બહુ ખંડીયા, મોહ્યા મોટારે અસુર અતિ દુષ્ટ. પ્રગ૦ ૪
વહાલે સાધુ દેવ દ્વિજ ધર્મની, કીધી રક્ષારે કળીમાં તતકાલ; પ્રગ૦
પ્રેમાનંદ કે' ધર્મકુળનો, જશ વિસ્તાર્યોરે ત્રિભુવનમાં વિશાલ. પ્રગ૦ ૫

પદ ૮૯૪ મું

સાંભળજોરે સતસંગી સુજાણ, ધર્મવંશને કહી વર્ણવું;
ત્રણ પુત્ર શ્રીભક્તિધર્મના, તેના ગુણનારે કરે નિગમ વખાણ. ધર્મ૦ ૧
મોટા પુત્ર શ્રીરામપ્રતાપજી, તેથી વચેટરે શ્રીનારાયણ નામ; ધર્મ૦
તેથી નાના શ્રીઇચ્છારામજી, ત્રણે ભાઈરે મુક્તિના ધામ. ધર્મ૦ ૨
રામપ્રતાપજી મહારાજના, ત્રણ પુત્રરે ગુણસાગર સાર; ધર્મ૦
નંદરામજી ઠાકોરરામજી, અજોધ્યારેપ્રસાદ ઉદાર. ધર્મ૦ ૩
ઇચ્છારામજીના પુત્ર પાંચ છે, ગોપાલજીરે રઘુવીર મહાધીર; ધર્મ૦
વંદ્રાવનજી સીતારામ મહામતિ, બદ્રીનાથજીરે ગુણવાન ગંભીર. ધર્મ૦ ૪
નારાયણ નૈષ્ટિક જનમથી, પુરુષોત્તમરે ધર્મપુત્ર વચેટ; ધર્મ૦
પ્રેમાનંદ કહે ધરમકુલભૂષણ, ભલે પ્રગટ્યારે ભવબંધનમેટ. ધર્મ૦ ૫

પદ ૮૯૫ મું

ચાલો ચાલોરે ધર્મવંશાને દ્વાર, સાહેલી માગીયે મોક્ષને;
આજ એ વિના મોક્ષ બીજે નથી, એ છે કળીમાંરે મુક્તિના દેનાર. સાહે૦ ૧

ભક્તિ ધર્મનો પ્રગટ પ્રતાપ છે, આજ પ્રગટરે ધર્મસુત ઘનસ્યામ; સાહે૦
આપે મોક્ષ સર્વ નરનારીને, કાપી કર્મને આપે નિજ ધામ. સાહે૦ ૨
સખી થઇએ ધર્મકુળ આસરે, નહિતો મારશેરે જમ બાંધીને માર; સાહે૦
ધર્મવંશી વિના આ સંસારમાં, બીજો નથીરે છોડાવણુ હાર. સાહે૦ ૩
બીજા પંથને મત બહુ ખોળીયા, દેવ દેવીરે પૂજ્યાં કરી પ્રીત; સાહે૦
ધર્મવંશી વિના ત્રણલોકમાં, કયાંયે ન મળેરે કલ્યાણની રીત. સાહે૦ ૪
એમ જાણી મોટા સંત ભૂપતિ, સેવે પ્રીતેરે ધર્મવંશીના ચરણ; સાહે૦
પ્રેમાનંદનો સ્વામિ ધર્મવંશમાં, આજ પ્રગટરે પ્રભુ ભવદુ:ખહરણ. સાહે૦ ૫

પદ ૮૬૬ મું

પધાર્યારે મારે મંદિર આજ, આચારજ શ્રી ધર્મવંશના;
મેંતો થાલ ભરી ગજ મોતીયે, વધાવ્યારે પાંડેજી મહારાજ. આચા૦ ૧
સનમાન કરી રૂડી રીતસું, પધરાવ્યારે કરી બહુ પ્યાર; આચા૦
મેંતો પૂજ્યા ષોડશ ઉપચારસું, જાણીનેરે મુક્તિના દાતાર. આચા૦ ૨
રૂડા પાક કરાવી જમાડીયા, ધન વસ્ત્રરે આપી અલંકાર; આચા૦
રથ અશ્વ ધેનુ આપી દૂજણી, પાયે લાગીરે ભાગ્ય માની અપાર. આચા૦ ૩
હુંતો સર્વ તિરથ નાહી પ્રેમસું, મેંતો પૂજ્યારે સાધુ દ્વિજરાજ; આચા૦
હુંતો થઈ રહી ધર્મકુળ આશરે, મારાં સરીયાંરે બેની સર્વે કાજ. આચા૦ ૪
ધર્મવંશી કયાંથી મારે બારણે, જેને પૂજેરે શિવ બ્રહ્મ શેષ; આચા૦
પ્રેમાનંદનો સ્વામિ જેના કુળમાં, થયા પ્રગટરે શ્રી કૃષ્ણ દીનેશ. આચા૦ ૫

પદ ૮૬૭ મું–રાગ ધોળ

વારી જાઉં વહાલાજીને વારણે, સુખદાયકરે વહાલો સુંદર સ્યામ; જાઉં૦ ટેક.
મારા ઉરમાં વસ્યો અલબેલડો, મને કીધીરે વહાલે પૂરણકામ. જાઉં૦ ૧
હુંતો ન ગઈ ગંગા ગોદાવરી, હુંતો ન ગઇરે કાશી કેદાર; જાઉં૦
ઘેર બેઠા મળ્યા મને માવજી, મારા પુન્યનોરે નહિ વારને પાર. જાઉં૦ ૨
મારે અડસઠ તિરથ સર્વે મળ્યા, વર પામીરે પુરુષોત્તમ નાથ; જાઉં૦
મારે પાર આવ્યો ભવ પંથનો, મારો સાહ્યોરે શામળીયેજી હાથ. જાઉં૦ ૩
સુખ આપ્યું અખંડ અલબેલડે, પધાર્યારે મારે મંદિર આજ; જાઉં૦
પ્રેમાનંદના નાથને ભેટતાં, મારાં સરીયાંરે બેની સર્વે કાજ. જાઉં૦ ૪

## પદ ૮૬૮ મું

જેના દર્શન દુર્લભ દેવને, જેને નિગમરે નેતિ કહી ગાય; દર્શ૦ ટેક.
તેતો પ્રગટ થયા સુખ આપવા, વ્રજજીવનરે વહાલો વૈકુંઠરાય. દર્શ૦ ૧
આ ઉભા હરિ મારે આંગણે, જગજીવનરે જગનો આધાર; દર્શ૦
મેંતો નિરખીને રાખ્યા નેણુમાં, મનમોહનરે મારા હૈડાનો હાર. દર્શ૦ ૨
જેનું શિવ સનકાદિ ધ્યાન ધરે, શુક નારદરે સેવે જેના ચરણુ; દર્શ૦
જેને શારદ શેષ રટે નીત, તેને નિરખીરે ઠરે મારાં નેણુ. દર્શ૦ ૩
વહાલો અધમ ઓધારણુ પ્રગટ્યા, પતિતોનેરે ઉતારવા પાર; દર્શ૦
પ્રેમાનંદ વહાલાજીને વારણે, વારે તન મનરે ધન વારમવાર. દર્શ૦ ૪

## પદ ૮૬૯ મું

મારાં નેણુ શીતલ જોઈ નાથને, મારે મંદિરરે આવ્યા અલબેલ; નેણુ૦ ટેક.
વહાલો જરકસી જામા પે'રીને, પાઘડલીમાંરે છોગાં ખોસીને છેલ. નેણુ૦ ૧
હુંતો ઉઠી ઉતાવળી આકળી, વધાવ્યારે ભરી મોતીના થાળ; નેણુ૦
મેંતો લીધાં વહાલાજીના વારણાં, આરોપીનેરે કંઠે મોતીની માળ. નેણુ૦ ૨
મેંતો હાથ સાહીને હેતમાં, બોલાવ્યારે બાઈ કરીને ભાવ; નેણુ૦
મેંતો આસન આપ્યાં બેસવા, દુધડીયેરે પખાળ્યા પાવ. નેણુ૦ ૩
મેંતો રાંધ્યાં ભોજન બહુ ભાતનાં, જમાડ્યારે જગનો જીવન; નેણુ૦
પ્રેમાનંદના નાથને ઉપરે, લઈ વાર્યુંરે મેંતો તન મન ધન. નેણુ૦ ૪

## પદ ૮૭૦ મું

મારા નાથ રહો મારા નેણુમાં, હુંતો રીઝીરે રસિયા તારે રૂપ; નાથ૦ ટેક.
મારા મનમાં ખુંચી તારી મૂરતિ, ચીત ચોટ્યુંરે જોઈ રૂપ અનુપ. નાથ૦ ૧
આવી વાગી વહાલા તારી આંખડી, લઈ વેધ્યુંરે વહાલા મારું ચીત; નાથ૦
હુંતો ઘેલી ફરું ઘર આંગણે, મારે લાગીરે તમ સાથે પ્રીત. નાથ૦ ૨
તારે હસવે હર્યું મારા ચીતને, મરકલડેરે મોહ્યું મારું મન; નાથ૦
જ્યારે નિમખ ન દેખું નાથને, અકળાઉંરે ઘરમાં જીવન. નાથ૦ ૩
હુંતો હારી દોરી તારા હેતમાં, તુજ ઉપરરે વારું તન મન પ્રાણુ; નાથ૦
મારે તમથી વહાલું બીજું કોઈ નહિ, પ્રેમાનંદનારે વહાલા
શ્યામ સુજાણુ. નાથ૦ ૪

## અથ ગરબાના પદ

### પદ ૮૭૧ મું–રાગ દોહા

પરમ પુરુષ અક્ષરપતિ, સ્વામિ સહજાનંદ;
દિવ્ય નરાકૃતિ પ્રગટકે, વંદુ ચરન નખ ચંદ. ૧
અનંત કોટી બ્રહ્માંડપતિ, અખીલ શક્તિધર શ્યામ;
ભક્તિધર્મસુત સુખસદન, સહજાનંદ વર નામ. ૨
ધર્મધુરંધર ધર્મધર, અધર્મ કરન વિનાસ;
ધર્મતનય પ્રભુ ધર્મજુત, મમ ઉર કરઉ નિવાસ. ૩
બરનું વિશદ ગુણ ગણ વિમલ, વિદિત પ્રગટ પરમાન;
પ્રેરઉ બાની સુરસ ભરી, દહહું તિમીર અગ્યાન. ૪
મૂક ચહત બાની વિમલ, પંગુ ઉલંઘે સુમેરુ;
ઉભય દોષ જુત લખી મોય, હોવહું નાથ મમ ભેરુ. ૫
નહિ બુદ્ધિ બળ ચાતુરી, તવ પ્રતાપ ઉર આની;
પ્રેમાનંદ કહે યથામતિ, બરનુ ગુન અઘહાની. ૬

### પદ ૮૭૨ મું–રાગ ધોળ

પુરુષોતમ પ્રાણુથી પ્યારારે, આવો અંતરજામી. એ ઢાળ છે.

કરું પ્રથમ પ્રણામ સંભારીરે, સહજાનંદ સ્વામી;
વંદુ જુગલ ચરણ ઉર ધારીરે, સહજાનંદ સ્વામી. ૧
તમે ભલે પ્રગટ્યા ભવમોચનરે, સહજાનંદ સ્વામી;
તમે નિજ જન આનંદ લોચનરે, સહજાનંદ સ્વામી. ૨
થયા કરુણા કરી દ્રગ ગોચરરે, સહજાનંદ સ્વામી;
સહુ જાણે ખેચર ભૂચરરે, સહજાનંદ સ્વામી. ૩
તમે પુરુષોત્તમ સુખકારીરે, સહજાનંદ સ્વામી;
સદા અક્ષરધામ નિવાસીરે,* સહજાનંદ સ્વામી. ૪
તમે સર્વોપરી સુખકંદરે, સહજાનંદ સ્વામી;
તમને સેવે મુક્ત મુનિ વૃંદરે, સહજાનંદ સ્વામી. ૫

---

* "આધારીરે" એવો પણ પાઠ છે.

તમે ક્ષર અક્ષરના સ્વામીરે, સહજાનંદ સ્વામી;
સર્વ વ્યાપક અંતરજામીરે, સહજાનંદ સ્વામી. ૬
તમે કૈવલ્યપતિ સુખરૂપરે, સહજાનંદ સ્વામી;
સર્વે મુક્તતણા છો ભુપરે, સહજાનંદ સ્વામી. ૭
તમે દિવ્ય તનુ સાકારરે, સહજાનંદ સ્વામી;
મહા તેજ તણા આગારરે, સહજાનંદ સ્વામી. ૮
આત દિવ્યને આચરજકારીરે, સહજાનંદ સ્વામી;
એક બેઠક નાથ તમારીરે, સહજાનંદ સ્વામી. ૯
એક તેજ સમૂહ અતિ ભારીરે, સહજાનંદ સ્વામી;
અધો ઉર્ધ્વ મધ્ય દિશી ચારીરે, સહજાનંદ સ્વામી. ૧૦
અવિતર્ક્ય અતિ અપ્રમાણુરે, સહજાનંદ સ્વામી;
એ તેજ સમુહ સુજાણુરે, સહજાનંદ સ્વામી. ૧૧
તે તેજમાં એક છબી ધામરે, સહજાનંદ સ્વામી;
દિવ્ય રત્ન મંડપ અભિરામરે, સહજાનંદ સ્વામી. ૧૨
તેમાં દિવ્ય પલંગ છબી ન્યારીરે, સહજાનંદ સ્વામી;
નિજ જન લોચન અઘહારીરે, સહજાનંદ સ્વામી. ૧૩
તેમાં આપ બીરાજો છો રાજરે, સહજાનંદ સ્વામી;
ચારે પાસ મહા મુક્ત સમાજરે, સહજાનંદ સ્વામી. ૧૪
લઈ ષોડશ પૂજા પ્રકારરે, સહજાનંદ સ્વામી;
તમને પૂજે છે કરી પ્યારરે, સહજાનંદ સ્વામી. ૧૫
પઢી પુરુષસુક્ત મહામંત્રરે, સહજાનંદ સ્વામી;
કરે સ્તવન સર્વે સ્વતંત્રરે, સહજાનંદ સ્વામી. ૧૬
એ ધામ છે સહુથી આધુંરે, સહજાનંદ સ્વામી;
નહિ કાલ માયાનું ત્યાં લાગુંરે, સહજાનંદ સ્વામી. ૧૭
સર્વે ધામથી શ્રેષ્ઠ વિશેખેરે, સહજાનંદ સ્વામી;
સુર મુનિ સ્વપને નવ દેખેરે, સહજાનંદ સ્વામી. ૧૮
એતો અક્ષરમાંહી છબી નોખીરે, સહજાનંદ સ્વામી;
ત્યાં આપ બીરાજો છો શોખીરે, સહજાનંદ સ્વામી. ૧૯

મહા દુર્લભ દરશન દેવરે, સહજાનંદ સ્વામી;
જાણે વિરલા કોઇક ભેવરે, સહજાનંદ સ્વામી. ૨૦
શું વર્ણવું મહિમા અગાધરે, સહજાનંદ સ્વામી;
નવ પહોંચે મન વાણી વિવાદરે, સહજાનંદ સ્વામી. ૨૧
બીજા અસંખ્ય ધામ ઓરા એથીરે, સહજાનંદ સ્વામી;
તે સારુ નિગમ કહે નેતિરે, સહજાનંદ સ્વામી. ૨૨
ત્યાંથી આપ પધાર્યા નાથરે, સહજાનંદ સ્વામી;
મોટી કૃપા કીધી અમ માથરે, સહજાનંદ સ્વામી. ૨૩
જડ ચીદ પ્રકૃતિ બે કહાવેરે, સહજાનંદ સ્વામી;
અપાર છે પાર ન પાવેરે, સહજાનંદ સ્વામી. ૨૪
તેના આત્મા છો અંતરજામીરે, સહજાનંદ સ્વામી;
કર્તા હર્તા પાળક બહુનામીરે, સહજાનંદ સ્વામી. ૨૫
કાળ માયા પુરુષ પ્રધાનરે, સહજાનંદ સ્વામી;
તેના કારણ અતિ ગુણવાનરે, સહજાનંદ સ્વામી. ૨૬
મહાતત્વથકી ત્રણ ગુણરે, સહજાનંદ સ્વામી;
સર્ગ કારણ અતિ નિપુણરે, સહજાનંદ સ્વામી. ૨૭
ત્રણ ગુણથકી તત્વ ચોવીશરે, સહજાનંદ સ્વામી;
વ્યષ્ટિ સમષ્ટિ દેહ જગદીશરે, સહજાનંદ સ્વામી. ૨૮
એમ ઉત્પત્તિ સ્થિતિ લય રૂપરે, સહજાનંદ સ્વામી;
એવી લીલા તમારી અનુપરે, સહજાનંદ સ્વામી. ૨૯
સર્વ કારણ કર્તા આધારરે, સહજાનંદ સ્વામી;
એક તમે છો ધર્મકુમારરે, સહજાનંદ સ્વામી. ૩૦
મહા દિવ્ય ઐશ્વર્ય જુક્ત શ્યામરે, સહજાનંદ સ્વામી;
આ મૂર્તિ તમારી સુખધામરે, સહજાનંદ સ્વામી. ૩૧
સર્વે દિવ્ય સામૃથીને છપાવીરે, સહજાનંદ સ્વામી;
પ્રેમાનંદ કહે પ્રગટ થયા આવીરે, સહજાનંદ સ્વામી. ૩૨

## પદ ૮૭૩ મું-રાગ મંગલ

વંદુ શ્રીરાધાકૃષ્ણ સકલજગકારન;
જુગ જુગ પ્રગટત શ્યામ પતિતજનતારન. ૧
નામ રૂપ જાકે કર્મ નિગમ કહી ગાવહીં;
સારદ નારદ શેષ પાર નહી પાવહીં. ૨
મચ્છ વપુ ધારી લાયે વેદ દૈત્ય મારેઉ;
કમઠ તનુ ધરી પીઠ મંદરગિરિ ધારેઉ. ૩
ભયે શ્વેત વારાહ દશનપર ભુવ ધરી;
ધર્યો રૂપ નરસિંધ દૈત્ય માર્યો હરિ. ૪
ધરી હરિ વામન રૂપ ભૂપ બલિકું છળ્યો;
ફરસી ધરી હરિ હાથ ક્ષત્રિયનકું દળ્યો. ૫
ભયે પ્રગટ રઘુવીર દશાનન છેદક;
યદુકુલનલીનદિનેશ કંસકુલભેદક. ૬
ભયે બુદ્ધ સોઈ કૃષ્ણ યદુકુલનંદન;
ધરી હે કલકી રૂપ સો દુષ્ટનિકંદન. ૭
ભક્તિધર્મ ગ્રહે આયે કૃષ્ણ કરુના કરી;
પ્રેમાનંદ ઘનસ્યામ રૂપ પ્રગટે હરિ. ૮

## પદ ૮૭૪ મું

પૂરબ અવધ સમીપ છપૈયા ગામહે;
તહાં વસે ધરમ સ્વરૂપ હરિપ્રસાદ નામહે. ૧
શ્યામ બેદ સરવરીયા ગ્નાતિ બિચારકે;
સુરનેતરાયકુલપુજ્યહે પાંડે ઇટારકે. ૨
દંપતિ ભક્તિધર્મ બ્રંદાવન જાયકે;
તપ કીનો અતિ ઉગ્ર કૃષ્ણ ઉરલાયકે. ૩
રીઝે ગોકુલચંદ આય દરશન દીયો;
પુત્ર હોઉ તુમ નાથ એહી વર માગીયો. ૪
પ્રગટ ભયે શ્રીકૃષ્ણ કમલદલલોચન;
ભક્તિ ધર્મ ગ્રહે આય પતિતભવમોચન. ૫

બાલ ચંદ્ર સમ બઢત અધિક પ્રતાપહે;
કોટી બ્રહ્માંડ આધાર સો ઠાકુર આપહે. ૬
બાલ રૂપ ધરી કીને ચરિત્ર અનુપજ્યું;
પુરે મનકે મનોરથ સબ સુખરૂપજ્યું. ૭
ભયે બરસ જબ આઠ દીયો ઉપવીતજ્યું;
પ્રેમાનંદ કહે તોડી કુટુંબસું પ્રીતજ્યું. ૮

પદ ૮૭૫ મું

ગૃહસોં નીકસ્યે શ્યામ ઉતર દિશી પ્રતિ ચલે;
એકાએકીહે નાથ સાથ કોઉ ના મીલે. ૧
પીત બની શિર પાઘ અંગુલીયાં પીતહે;
હે વરવાકો વેષ તપસીખે ચીતહે. ૨
માત તાત પુનિ ભ્રાત કુટુંબ સબ હેરત;
કહાં જ્યું ગયે ઘનશ્યામ રૂદન કરી ટેરત. ૩
બરની બાલસ્વરૂપ ગયે મહાબનમાંહી;
સિંઘ વ્યાઘ્ર ગજ ભાલુકો મનમેં ડર નાહી. ૪
મીલતહે ભુત પિશાચ અસુર બીકરાલ જ્યું;
દરસ કરત તેહી જેની છુટત તતકાલ જ્યું. ૫
દિવ્ય દેહ ધરી કરત વિનય જાત ધામકો;
એહી વિધિ સિદ્ધ સુરેશ પૂજત ઘનશ્યામકો. ૬
કરત ઉગ્ર અભ્યાસ કઠીન તપ શ્રીહરિ;
જીત્યો દેહ મન પ્રાનકો ધર્મ સો હઠ કરી. ૭
ઉત્તર દક્ષિણુ બીચરે દેહ સુધ પરહરી;
પ્રેમાનંદ કહે પશ્ચિમ પધારે કૃપા કરી. ૮

પદ ૮૭૬ મું

આયે સહજાનંદ સિદ્ધ મુનિ વૃંદ સંગ લઈ;
આનંદ મંગલ જુક્ત પશ્ચિમ ભોમી ભઈ. ૧
ઉદયો સહજાનંદ રવિ ભયો જેજેકારહે;
ઘર ઘર ભક્તિ ગ્યાન વૈરાગ્ય વિસ્તારહે. ૨

ફૂલે ભક્ત અરવિંદ છાયો પ્રતાપજ્યું;
માયા તમ ભયો નાશ મતાંતર પાપજ્યું. ૩
બીચરત પુર બન ગામ ગ્યાનઘન સુરજ્યું;
બ્રહ્મ વિદ્યા ઝરી બરખી ચલાયે પૂરજ્યું. ૪
દ્રગ ભરી દેખત રૂપ સહજાનંદ શ્યામકો;
હોત સમાધિ ધ્યાન દેખત સબ ધામકો. ૫
ગોલોક વૈકુંઠ બ્રહ્મપુર જાયકે;
તેજોમય હરિ રૂપ દેખત મુદ પાયકે. ૬
આશ્રિત ભયે નરનારી સો અનંત અપારજ્યું;
ભવસાગરસોં બચાય કીયો ઉદ્ધારજ્યું. ૭
સ્વામિનારાયણ ભજન કોઉ જન કરતહે;
પ્રેમાનંદ કહે કષ્ટ માત્ર તાકે ટરતહે. ૮

### પદ ૮૭૭ મું–રાગ રેખતા

આશકોંદી યારીવે, માશુક ન જાના ભૂલી; માશુ૦ ટેક.
સુંન સાંવરે સાહેબા મોહબત હમારીવે;
ખાવંદ ખુશી હોય રખના દીલમેં વિચારીવે. માશુ૦ ૧
એક તેરાહે આસરા કહે કયા પુકારીવે;
પરવરદીગાર દીલકી તું જાનતાં સારીવે. માશુ૦ ૨
સુરત લગી કદમોસેં ન ટરેંગી ટારીવે;
પ્રેમાનંદકે પ્યારે હમકું લેના સંભારીવે. માશુ૦ ૩

### પદ ૮૭૮ મું

દીખલા દીદાર પ્યારા, મેહેબુબ હમારા; મેહે૦ ટેક.
માશુક જરા દે દેના નેનોકા નજારા;
ઇતનેમેં તો હોવેગા આશકુંદા ગુજારા. મેહે૦ ૧
કુરબાન કીયા તેરે નામપર ઘરબાર સંસારા;
ફકીરી લેકે ફીરતાહું કરનેકું દીદારા. મેહે૦ ૨
તકસીર માફ કરના સુંન સરજનહારા;
પ્રેમાનંદકું મુલાખાત દેના નંદદુલારા. મેહે૦ ૩

## પદ ૮૭૯ મું–રાગ સોરઠ

ગમીયોરે મારે મન ગિરિધારી; ગમી૦ ટેક.
નટવરનાગર સુખનો સાગર, હરિવર હૈડાનો હાર હજારી. ગમી૦ ૧
કોટી કામ વારુ છબી ઉપર, રંગ રસિયો ઘનસ્યામ વિહારી. ગમી૦ ૨
સુખ સંપત શામળીયો મારે, એને ભજું બીજું સર્વે વિસારી. ગમી૦ ૩
પ્રેમાનંદનો નાથ મનોહર, ધર્મકુંવર સુંદર સુખકારી. ગમી૦ ૪

## પદ ૮૮૦ મું

માડીરે મને મોહન પ્યારો; માડી૦ ટેક.
પ્રાણથકી વહાલો વિઠ્ઠલ વર, નિમખ ન મેલું હવે નાથને ન્યારો. માડી૦ ૧
નંદકુંવરને હુંતો જોઈ જોઈ જીવું, કરી રાખું આંખડલીનો તારો. માડી૦ ૨
હરિવર હાર હિયાનો સુંદર, નવલ મનોહર નંદદુલારો. માડી૦ ૩
પ્રેમાનંદનો જીવન વહાલો, જન્મ સંગાથી છે શ્યામ હમારો. માડી૦ ૪

## પદ ૮૮૧ મું

વહાલીરે વહાલાજીની વાતું; વહા૦ ટેક.
વાતું સાંભળવા હું વશ થઈ સજની, મેલ્યું મોહનજીને ચરણે માથું. વહા૦ ૧
સુંદર શશિમુખ જોવા સારું, તોડયું લોક કુટુંબનું નાતું. વહા૦ ૨
વાતું સુણીને વહાલાના મુખની, બીજે હવે કયાંઈ નથી સુખ થાતું. વહા૦ ૩
પ્રેમાનંદના નાથને નિરખી, મગન રહે મન નીત હરખાતું. વહા૦ ૪

## પદ ૮૮૨ મું

જીવનરે જોઇ જોઇને લોભાણી; જીવ૦ ટેક.
શી કહું શોભા સુંદર મુખની, નિરખી રવિ શશિ જોત લજાણી. જીવ૦ ૧
કામ કાજ ઘર ધંધો ભૂલી, ફૂલી સુણી મીઠી મુખની વાણી. જીવ૦ ૨
હરિવર સાથે મારું હેત બંધાણું, દામ વિના એને હાથ વેચાણી. જીવ૦ ૩
પ્રેમાનંદ કહે નાથજી મારું, પ્રીત કરી લીધું ચીતડું તાણી. જીવ૦ ૪

## પદ ૮૮૩ મું–રાગ સોરઠ

શામળીયા બેગા આજયોજી, મોહોલે આજયોરે, શામળીયા; બેગા૦ ટેક.
નંદકુંવર થાને અરજ કરે છે પ્યારી, સુંદર બદન દેખાજ્યોજી. બેગા૦ ૧

સેજ સંવારી વાટ જુવે છે થારી, રસિયાવર રસ પાજ્યોજી. બેગા૦ ૨
નટવરનાગર સેજ પધારો પ્યારા, અમૃત મેહ બરસાજ્યોજી. બેગા૦ ૩
પ્રેમાનંદરા નાથ છબીલા, છેલા હેત કરી બોલાજ્યોજી. બેગા૦ ૪

### પદ ૮૮૪ મું

રસિયા રંગ માણોજી, રંગ માણોરે રસિયા; રંગ૦ ટેક.
મંદિર પધારો મોહન વર મરમાળા, ઇતની અરજ ઉર આણોજી. રંગ૦ ૧
રાજેન્દ્ર રંગભીના પ્યારા, માને દાસી રાવલી જાણોજી. રંગ૦ ૨
દુરીજનીયારા બોલ સુણીને પ્યારા, કાંઈ થાને ભરમ ભરાણોજી. રંગ૦ ૩
પ્રેમાનંદરા નાથ મેં જાણું, થારો અલગે જીવ બંધાણોજી. રંગ૦ ૪

### પદ ૮૮૫ મું

અબ ના દેસાંરે જાવા ના દેસાં કેશરીયા, જાવા ના દેસાં; જાવા૦ ટેક.
નટવર થાને નેણુમાં રાખાં, રસિયા હેત કરી હૈયા પર લેસાં. જાવા૦ ૧
જ્યું કે'સો યું કરસાં પ્રીતમ પ્યારા, હાથ જોડીને હાજર રે'સાં. જાવા૦ ૨
કાંઈ કરવા ડરપોછો સુંદર છેલા, કઠણુ વચન થાને ના કે'સાં. જાવા૦ ૩
પ્રેમાનંદરા નાથજી થેતો, માને જે કે'સો તે સે'સાં. જાવા૦ ૪

### પદ ૮૮૬ મું

જાદુડો કીનો છે રાજ, કાંઈ કીનો છે શામળીયા;
જાદુડો કીનો છે; જાદુ૦ ટેક.
મોરલડીમાં કેશરીયા વર મારો, મનડો તો હર લીનો છે. જાદુ૦ ૧
પ્રીત કરીને શામળીયાજી માને, પ્રાનનમેં કાંઈ દીનો છે. જાદુ૦ ૨
તે દીથી માને નટવર છેલ છબીલા, નીત નીત નેહ નવીનો છે. જાદુ૦ ૩
પ્રેમાનંદરા નાથ થારા રંગમાં, મનડો મારો રંગભીનો છે. જાદુ૦ ૪

### પદ ૮૮૭ મું-રાગ સોરઠ

નેના મોરે ઉરઝે રૂપ રસાલ; નેના૦ ટેક.
અવલોકત લલચાયે લુબ્ધ જ્યું, દેખી રસીલો લાલ. નેના૦ ૧
ભ્રકુટી કુટીલ નેન મન રંજન, ઉર રાજત બનમાલ;
એ છબી દેખી ભયે બસ દોઉ, જ્યું મૃગ ખંજન જાલ. નેના૦ ૨

આવત દેખે શ્યામ મનોહર, રસિક મંદગતિ ચાલ;
પ્રેમાનંદ સરસ રસ લોભી, માનહું મધુકર બાલ. નેના૦ ૩

પદ ૮૮૮ મું

મોરે લોચન લાલચી ભારી; મોરે૦ ટેક.
શ્રીવ્રજલાલ બદન છબી ચીતવત, હોત ન છીનું એક ન્યારી. મોરે૦ ૧
જ્યોં ચંદા ચકોર મન માન્યો, મીન મગન જ્યું વારી;
ત્યું એ શ્યામ સુંદરસું રસબસ, ભેટત ભુજાઉં પસારી. મોરે૦ ૨
કુલ અપમાન કરત નીશવાસર, લોક લાજસોં ન હારી;
પ્રેમાનંદ પુલકી અવિલોકત, ગુણનિધાન ગિરિધારી. મોરે૦ ૩

પદ ૮૮૯ મું

અંખીયા ઓટ ભયે અકુલાત; અંખી૦ ટેક.
સજલ સરોજ સરસ મોહન મુખ, નિરખી નિરખી ન અધાત. અંખી૦ ૧
પરમ ચતુર રસિક વર નિરખી, આનંદ ઉર ન સમાત;
કમનિય કમલનયન માધો છબી, તજી અંત નહિ જાત. અંખી૦ ૨
ચિતવત ચરન રસિક ચિંતામની, જપત જાપ દિન રાત;
પ્રેમાનંદ વાસ પદપંકજ, જહાં ન એકું ઘાત. અંખી૦ ૩

પદ ૮૯૦ મું

મોરે લોચન અતહીં અધીર; મોરે૦ ટેક.
તનુ એક કમલનયન બીનુ દેખે, ભરી આવત પલુ નીર. મોરે૦ ૧
હું જબ મંદિર કૃષ્ણ કૃષ્ણ કહી, પ્રાત પઢાવતી કીર;
તેહી બચન સુની હોત અતિ દુઃખ, ચાહત છબી બલબીર. મોરે૦ ૨
ઘુંઘટ ઓટ રહત નહી રાખે, છીનું છીનું ફારત ચીર;
પ્રેમાનંદ શ્યામ મુખ ચીતવત, તબહીં મીટત સબ પીર. મોરે૦ ૩

પદ ૮૯૧ મું–રાગ સોરઠ

વારને જાું વારને જાું વારને જાઉંરી ઘનશ્યામ વદનપર વારને; જાઉં૦ ટેક.
તેજોમય ગોલોકનિવાસી, પ્રગટે અધમ ઓધારને. જાઉં૦ ૧
નિજ જન સહિત પધારે શ્રીહરિ, અનેક પતિત ભવતારને. જાઉં૦ ૨

દીનાનાથ દયાકે સાગર, ઓગુન અનેક બીસારને. જાઉં૦ ૩
પુરુષોત્તમ પ્રગટ ભયે કળીમેં, પ્રેમાનંદકે કારને. જાઉં૦ ૪

પદ ૮૯૨ મું

શ્યામકીજું શ્યામકીજું શ્યામકી જાઉંરી બલિહારી
નવલ ઘનશ્યામકી; જાઉં૦ ટેક.
અનેક અધમ ઓધારને, કળીમેં કીની હે નૌકા નામકી. જાઉં૦ ૧
દેતહેં સબકું શ્રીપુરુષોત્તમ, પરમ ગતિ નિજ ધામકી. જાઉં૦ ૨
માયીક મતકું છેદન કીને, લીની હે લાજ આજ કામકી. જાઉં૦ ૩
પ્રેમાનંદ મગન હોઈ ગાવત, કિરતી જન વિશ્રામકી. જાઉં૦ ૪

પદ ૮૯૩ મું

ભાવનીજું ભાવનીજું ભાવની સખીરી ઘનશ્યામ મૂરત
મન ભાવની; સખી૦ ટેક.
શ્રીઘનશ્યામ માધુરી મૂરત, ત્રિવિધ તાપ નસાવની. સખી૦ ૧
અંબુજ નેન અલૌકિક મૂર્તિ, ચીતવની ચીત લલચાવની. સખી૦ ૨
શ્રવન સુનત અતહી સુખ ઉપજત, બતીયાં પરમ સોહાવની. સખી૦ ૩
પ્રેમાનંદ બલિહારી લટકપર, ચલની પરમ પદ પાવની. સખી૦ ૪

પદ ૮૯૪ મું

ઉરમેંજું ઉરમેંજું ઉરમેં રહોજું ઘનશ્યામ મૂરત મેરે ઉરમેં; રહો૦ ટેક.
રહો ઉરમેં ઘનશ્યામ સુંદર વર, નાથ ન રહો અબ દૂરમેં. રહો૦ ૧
નિરખું એક ટક રૂપ મનોહર, મગન રહુંગી મગરુરમેં. રહો૦ ૨
શ્યામ તિહારી દાસી ચરનકી, રહુંગી રાજ હજૂરમેં. રહો૦ ૩
પ્રેમાનંદ ભયો કરતારથ, ચરન શરન સુખપૂરમેં. રહો૦ ૪

પદ ૮૯૫ મું–રાગ સોરઠ

હો સુંદર શ્યામ મારે મોહોલે આજો રાજ, મારે મોહોલે
આજો રાજ; હો સું૦ ટેક.
આછી આલાપકે સોરઠી, મીઠી તાન ગાજો રાજ. મારે૦ ૧
અધર સુધારસ સાહેબા, માને આજ પાજો રાજ;
પ્રેમાનંદરા નાથજી, હસીકે બોલાજો રાજ. મારે૦ ૨

### પદ ૮૯૬ મું

હો રાજેન્દ્ર રેન મારે મોહોલે માણો રાજ, મારે મોહોલે
માણો રાજ; હો રા૦ ટેક.
દામ વિનારી દાસી માને રાવલી જાણો રાજ. મારે૦ ૧
આજથકી અલબેલ, માસું અંતર નાણો રાજ;
પ્રેમાનંદકે શ્યામ પુરવરી, પ્રીત પીછાણો રાજ. મારે૦ ૨

### પદ ૮૯૭ મું

હો મોહન મૂર્તિ થારી આછી લાગે રાજ, માને આછી
લાગે રાજ; હો મો૦ ટેક.
નાગર થાને નિરખતાં દુઃખ દૂર ભાગે રાજ, માને આછી૦ ૧
નટવર સુંદર મૂરતિ, રહો નેણાં આગે રાજ;
એ વર દેજ્યો સાહેબા, પ્રેમાનંદ માગે રાજ, માને આછી૦ ૨

### પદ ૮૯૮ મું

હો સુંદર છેલ મારો મનડો મોહ્યો રાજ, મારો મનડો મોહ્યો રાજ; હો સું૦ ટેક.
હસતા હરિવર હેતમેં, મુજ સામું જોયો રાજ, મારો મનડો૦ ૧
નટવર નેણુરી સેનમેં, મારો ચીતડો પ્રોયો રાજ;
પ્રેમાનંદરા નાથજી, દુઃખ દૂર ખોયો રાજ, મારો મનડો૦ ૨

### પદ ૮૯૯ મું–રાગ સોરઠ

ધર્મસુત જીવન પ્રાન હમારે; ધર્મ૦ ટેક.
શ્રીધનશ્યામ ધર્મકુલભૂખન, નટવર નેનાઉંકે તારે. ધર્મ૦ ૧
હિયકો હાર હરિવર સુંદર, ધર્મકુંવર પ્રાન પ્યારે;
કમલનયન હરિકૃષ્ણ છબીપર, પ્રેમાનંદ બલિહારે. ધર્મ૦ ૨

### પદ ૯૦૦ મું

ધર્મસુત જીવનમૂરી હમારી; ધર્મ૦ ટેક.
સંજીવની ધનશ્યામ મૂર્તિ, ભવસંભવ ભયહારી. ધર્મ૦ ૧
નિરખે નેહ સહિત નારાયણ, ઇતર વાસના ટારી;
પ્રેમાનંદ હરિકૃષ્ણ રૂપ છટા, રાખત ઉર બીચ ધારી. ધર્મ૦ ૨

## પદ ૯૦૧ મું

હમારે ધન ધર્મકુંવર રંગ ભીનો; હમા૦ ટેક.
ધર્મસુતપર ત્રિભુવનકો સુખ, વારી ફેરી ત્યજી દીનો. હમા૦ ૧
પરમ ચતુર હરિકૃષ્ણ પ્રાનપતિ, પ્રેમ સહિત ઉર લીનો;
પ્રેમાનંદ ઘનશ્યામ ચરનપર, તન કુરબાન લે કીનો. હમા૦ ૨

## પદ ૯૦૨ મું

હમારે એક જીવન ધર્મદુલારો; હમા૦ ટેક.
જીવનપ્રાન સબે હરિજનકો, સતસંગકો ઉજીયારો. હમા૦ ૧
યોગ યજ્ઞ સાધન સુક્રિત જસ, ધર્માત્મજ પ્રાન પ્યારો;
પ્રેમાનંદ ઘનશ્યામ મૂર્તિ, પરમ સિદ્ધાંત હમારો. હમા૦ ૨

## પદ ૯૦૩ મું–રાગ સોરઠ

અબ તો સનેહી સુધ લીજે જરી; અબ૦ ટેક.
બાંહ ગહી બીછુરે ના બનેગી, કૃપાસિંધુ હરિ. સુધ૦ ૧
પરિહરી અવગુન હેરો કરુણાધન, અમૃત નજરે ભરી. સુધ૦ ૨
નિજ જન કારણ શ્રીનારાયણ, આયે દેહ ધરી. સુધ૦ ૩
પ્રેમાનંદકે પ્રભુ દર્શન દીજે, હમપર કરુના કરી. સુધ૦ ૪

## પદ ૯૦૪ મું

અબતો તનિક હેરો હમરી ઓર; અબ૦ ટેક.
કરુના કરો કરુણાનિધિ કેશવ, શ્રીહરિ ધર્મકિશોર. હેરો૦ ૧
કારણ કવન કઠિન ભયે અમપર, ચંચલ દૃગ ચીતચોર. હેરો૦ ૨
સદય હૃદય સુખસાગર હમસું, કયું તોરી બરજોર. હેરો૦ ૩
પ્રેમાનંદકે નાથ કહા કહે તુમકું, વક્ર ભયો વિધિ મોર. હેરો૦ ૪

## પદ ૯૦૫ મું

હમતો હરિ જું તોરે શરન પરે; હમ૦ ટેક.
કહા ઉગરેગો કરુણાસાગર, રંકસું રીસ કરે. તોરે૦ ૧
અશરણશરણ શરણાંગતવત્સલ, યહ પન્નુ ક્યોં બીસરે. તોરે૦ ૨
શરણાંગતહીત બહુત સહી પ્રભુ, જુગ જુગ દેહ ધરે. તોરે૦ ૩
પ્રેમાનંદકે નાથજી હમસું, તોરી ક્યોં બીચરે. તોરે૦ ૪

### પદ ૯૦૬ હું

તુમ તો બિહારી નાહીં કીની ભલી; તુમ૦ ટેક.
અપને પનકું ખોટ લગાઇ, એ નઈ રીત ચલી. ના૦હીં ૧
વ્યાસ વિરંચી શેષ શુક નારદ, બાંચત બીરદાવળી. નાહીં૦ ૨
સત્ય પ્રતિજ્ઞા સુને હમ સંતત, નિઠુરતા નાહીં કળી. નાહીં૦ ૩
અબ કરુણા કીજે કરુણાધન, પ્રેમાનંદ જાત બલી. નાહીં૦ ૪



## થાલ



### પદ ૯૦૭ મું-રાગ સારંગ રાજભોગનો થાલ

જીમીયે જન સુખદાઈ, ભોજન જીમીયે જન સુખદાઈ; ભોજ૦ ટેક.
ખટરસ ચાર પ્રકાર સુધારકે, ભક્તિ માત લે આઈ. ભોજ૦ ૧
પુરુયો કનક થાર અતિ સુંદર, કંચન પાટ બીછાઈ;
છપ્પન ભોગ છતીસહું બિંજન, રચના કહી ન જાઈ. ભોજ૦ ૨
લડુવા બહુત પ્રકારકે નૌતમ, પેંડા બરફી બનાઈ;
ઘેવર ખાજા સરસ જલેબી, સૂત્રફેણી મન ભાઈ. ભોજ૦ ૩
મરકી મેંસુબ સાટા ગુંજા, ગુલાબપાક ગુનદાઈ;
લુચઈ પુરી ઠોર કચોરી, બરની ન સકયો મીઠાઈ. ભોજ૦ ૪
ધ્રણી પાપડી પાપડ પૂડા, માલપૂવા અધિકાઈ;
સેવ સુંવારી ખીર ખાંડ ઘ્રત, જીમીયે નાથ અધાઈ. ભોજ૦ ૫
મધુ મેવા અરુ માખન મીસરી, સિખરન બીરંજ સોહાઈ;
ભજીયા વડા ગુલ ગુલાબકળી ભલી, ગીનત પાર કો પાઈ. ભોજ૦ ૬
કેરી આદા નીંબુ મિરચી, ખારક દ્રાખ તીખાઈ;
અથાનેકો અંત નહી તબ, રહ્યો કહત સકુચાઈ. ભોજ૦ ૭
ભાજી સુંદર સરસ બની પ્રભુ, જીમો દેઉં બતાઈ;
કાશીફલ કંકોડા પરવર, સુરનકી સરસાઈ. ભોજ૦ ૮

વાલોરી વૃંતાક કરેલા, કીતની કરું બડાઈ;
નયાંકો અતિ સરસ રાયતો, તુલ્ય પરીહે રાઈ. ભોજ૦ ૯
કઢી વડી અરુ ચના તરેલકો, સ્વાદ હે સરસ સવાઈ;
બથુવા મેથી સુવા ટાંકા, ભાજી સરસ રંધાઈ. ભોજ૦ ૧૦
દાર ભાત જીમીયે સુંદર, મીસરી ગોરસમાઈ;
હોરે હોરે ગ્રાસ ભરો પ્રભુ, લાવું દૂધ ઓટાઈ. ભોજ૦ ૧૧
અતિ આનંદ હોય જીમો જીવન, થાર સુનાવું ગાઈ;
પ્રેમાનંદ પનવારો જુંઠકો, દીજે પાસ બોલાઈ. ભોજ૦ ૧૨

## પદ ૯૦૮ મું-રાગ સારંગ રાજભોગકો થાલ

ભોજન જીમીયે નાથ હમારે; ભોજ૦ ટેક.
કંચન કલશ લીયે શીતલ જલ, સનક સનંદન ઠારે. ભોજ૦ ૧
છપ્પન ભોગ છતીસહું બિંજન, વિવિધ પ્રકાર સંવારે;
કરજોરે કમલા લીયે થારી, જીમીયે પ્રાનસોં પ્યારે. ભોજ૦ ૨
દધી માખન પકવાન મીઠાઈ, ખટ રસ ખાટે ખારે;
રુચી રુચી ગ્રાસ ભરો મોરે જીવન, પરત હું પૈયાં તુમારે. ભોજ૦ ૩
ગોલોકપતિ કૃષ્ણદેવ પ્રભુ, નિજ જન હીત તનુ ધારે;
પ્રેમાનંદ પનવારો જુંઠકો, માંગત ઠાડો દ્વારે. ભોજ૦ ૪

## પદ ૯૦૯ મું-રાગ સારંગ રાજભોગનો થાલ

આરોગો અવિનાશી, ભોજન આરોગો અવિનાશી: ભોજ૦ ટેક.
વિંજન વિવિધ પ્રકાર સંવારે, તુમ કારન સુખરાશી. ભોજ૦ ૧
મોતીચુર જલેબી સુંદર, પેંડા બરફી ખાસી;
વિધવિધકે પકવાન મીઠાઈ, ગીનત અંત નહી આસી. ભોજ૦ ૨
દૂધપાક દધી ઓદન મીસરી, જીમો કુંજવિલાસી;
નિરખી સુંદર બદન કમલ છબી, મીટે સકલ ભવ ફાંસી. ભોજ૦ ૩
અતિ પ્રસન્ન હોય જીમો જીવન, મગન હોત વ્રીજવાસી;
પ્રેમાનંદકું શીત પ્રસાદી, દીજે બોલાયકેં પાસી. ભોજ૦ ૪

### પદ ૯૧૦ મું

ભોજન કીજે નંદદુલારે; ભોજ૦ ટેક.
શ્રીઘનસ્યામ જસોદાજીવન, ગોપીજન દ્રગ તારે. ભોજ૦ ૧
નાનાવિધ પકવાન મીઠાઈ, બીંજન ખાટે ખારે;
રુચી ઉપજાય રસિક વર જીમો, પ્રીતમ પ્રાનસોં પ્યારે. ભોજ૦ ૨
પુરી ઠોર કચોરી સુંદર, બરા દધીમહીં ડારે;
કઢી વડી ભાજી અતિ સારી, ભરે કટોરે ન્યારે. ભોજ૦ ૩
સુંદર દાર ભાત દધી મીસરી, જીમો જગ ઉજીયારે;
નિરખી સુંદર ચવન ચાતુરી, વારોં પ્રાન હમારે. ભોજ૦ ૪
ઉપર ઓટચો દૂધ રું મીસરી, પીયો મોહન મતવારે;
બચે સો પ્રેમાનંદકું દીજે, માંગત ઠાડો દ્વારે. ભોજ૦ ૫

### પદ ૯૧૧ મું–રાગ સારંગ

બીરી લીજે શ્યામ સુખકારી; બીરી૦ ટેક.
વાસુદેવ નારાયણ વિષ્ણુ, ત્રિભુવન મંગલકારી. બીરી૦ ૧
નાગરબેલીકે પાન મનોહર, લાઈ હું સરસ ઉતારી;
તજ એલાયચી જાવંત્રી જાયફલ, કતરીહેં સરસ સોપારી. બીરી૦ ૨
ચુનો દીયો ગુલાબી કાથો, ચુરન અતિ સુખકારી;
પરમ પ્રીતસોં બીરી બનાઈ, લોંગન ખીલ સંવારી. બીરી૦ ૩
રમારમન કછુ હસે મંદ છબી, લીની હાથ પસારી;
ગોલોકપતિ નાથ ચરનપર, પ્રેમાનંદ બલિહારી. બીરી૦ ૪

### પદ ૯૧૨ મું–રાગ કાફી થાલ

જમોને ગોપીનાથજી સુંદર લાડુ રે; જમો૦ ટેક.
ઘૃત શાકરમાંહી ઝાઝા ભેળીને, હરિવર હેતે હું જમાડું રે. જમો૦ ૧
જગજીવન મારે હાથે જમો તો, ઘણું ઘણું માનીશ હું સપાડું રે. જમો૦ ૨
સુંદર મુખડું હું જમતાં રે જોવું, થાયે મારા અંતરમાંહી ટાઢું રે. જમો૦ ૩
પ્રેમાનંદ ઉભો આશ કરીને, જમીને આપો પનવાડું રે. જમો૦ ૪

### પદ ૯૧૩ મું

જમોને ઘનસ્યામજી પુરી શીરા રે; જમો૦ ટેક.
બહુ પકવાન તમ કાજ કર્યાં છે, બીરંજ હરીસા શાકર કેરા રે. જમો૦ ૧

લાવી છું ડોલરીયાના હાર ગુંથીને, જમીને જીવન તમે પેરોરે. જમો૦ ૨
જીવન તમને જમતાં જોવું તો, મટે મારા ભવફેરા ફેરારે. જમો૦ ૩
પ્રેમાનંદને શીત પ્રસાદી, દીયો તો રાજી છે ઘણેરારે. જમો૦ ૪

## પદ ૯૨૪ મું

લીયોને ગોપીનાથજી મુખવાસરે; લીયો૦ ટેક.
તજ એલાયચી જાવંત્રી જાયફલ, હાજર ઉભી છું લૈને પાસરે. લીયો૦ ૧
કાથો ચુનો તજ લવીંગ સોપારી, બીડી મેં વાળી છે કરી ઉલાસરે. લીયો૦ ૨
મારે હાથે હું બીડી મુખમાંરે આપું, આજ મારે
આવ્યો સાવકાશરે. લીયો૦ ૩
મુખ તંબોલ લીધાનીરે મોહન, પ્રેમાનંદને છે ઘણી આશરે. લીયો૦ ૪

## પદ ૯૨૫ મું

આપું છું બીડી પાનની હું બનાવીરે; આપું૦ ટેક.
નાગરવેલીના પાન મનોહર, પાકાં પાકાં જોઇને આખાં લાવીરે. આપું૦ ૧
કાથો ચુનો ને લવીંગ એલાયચી, વાંકડી સોપારી કતરાવીરે. આપું૦ ૨
પ્રીત કરીને સુંદર બીડી મેં વાળી, મુખમાં મેલું પાસે આવીરે. આપું૦ ૩
પ્રેમાનંદને કૃપા કરીને, મુખ તંબોલ આલો ચાવીરે. આપું૦ ૪

## પદ ૯૨૬ મું-રાગ બીહાગ

વ્યારુ કરત નંદકે લાલ, કરત નંદકે લાલ વ્યારુ કરત નંદકે લાલ; લાલ૦ ટેક.
ખટ રસ ચાર પ્રકાર જસોદા, લાઈ પરોસી થાલ. વ્યારુ૦ ૧
મધુ મેવા પકવાન મીઠાઈ, બિંજન વિવિધ રસાલ;
જીમત કરત વિનોદ પરસપર, હલધર મદનગોપાલ. વ્યારુ૦ ૨
દધી ઓદનમહીં મિસરી મીલાયકે, જીમત દીનદયાલ;
નિરખત નંદ મુખારબિંદ છબી, હરખી હોત નિહાલ. વ્યારુ૦ ૩
પરમ પ્રીતસોં જીમીકે ઉઠે, કર મુખ કમલ પખાલ;
પ્રેમાનંદ પ્રાન નોછાવર, કરત નિરખી છબી ચાલ. વ્યારુ૦ ૪

### પદ ૯૧૭ મું

જીમત શ્યામ જીમાવત પ્યારી; જીમ૦ ટેક.
કુંચન થાર પરોસી ખટ રસ, ભરી શીતલ જમુના જળ ઝારી. જીમ૦ ૧
કરી કરી કોર દેતી પીયા મુખમેં, ચિતવતી બદન સો
નિમિખ નિવારી;
કરતી વિનોદ હસી હસી પીયસોં, સુચવતી સેંન ગૂઢ રસ ભારી. જીમ૦ ૨
આસપાસ લલિતાદિક સહચરી, ગાવતી હસી હસી મીઠી
મીઠી ગારી;
પ્રેમાનંદકો નાથ મુદિત મન, કરત વિયારુ શ્રીકુંજબિહારી. જીમ૦ ૩

### પદ ૯૧૮ મું

ગિરિધરલાલ બિયારુ કીજે; ગિરિ૦ ટેક.
સુંદર ઠોર કચોરી પૂરી, બહુત પ્રકાર અનોખી ચીજે. ગિરિ૦ ૧
માનભોગ સેવે અતિ સુંદર, મીઠો ભાત માંગીકે લીજે;
રુચિ અનુસાર આરોગો જીવન, નિરખી બદન છબી બલી
બલી જીજે. ગિરિ૦ ૨
સુંદરસ્યામ અઘાયકે જીમો, પય શાકર કછુ ઉપર પીજે;
જો કછુ બચે આપકો જુંઠો, પ્રેમાનંદકું બોલાયકે દીજે. ગિરિ૦ ૩

### પદ ૯૧૯ મું

પીયકું દુધ કટોરે પાવે; પીય૦ ટેક.
પ્રેમ વિવશ બ્રખુભાન લાડીલી, ચીતવતી બદન નેના ભરી આવે. પીય૦ ૧
બીરી દેતી બનાયકે મુખમેં, ભુજ ભરી હરિકું કંઠ લગાવે;
લે લે દરસ પરસ સુખ નૌતમ, પુરબ વિરહકે તાપ સમાવે. પીય૦ ૨
કબહુંક કુંડળ પાઘ સમારે, કબહુંક ઉર લે હાર પૈરાવે;
પ્રેમાનંદકે નાથકું પ્યારી, બોલી મધુર પ્રીતિ ઉપજાવે. પીય૦ ૩

### પદ ૯૨૦ મું–રાગ બીહાગ થાલ

મદનમોહનલાલ કીજે બ્યારુ; મદ૦ ટેક.
કરજોરે ઠાડી કબહીકી, દુલહની રસીક રાધા સુકુમારુ. મદ૦ ૧

કંચન થાર પરોસી લાઈ, પૂરી ઠોર કચોરી લારુ;
માનભોગ સેવે અતિ સ્વાદુ, આરોગો પ્રભુ અભય ઉદારુ. મદ૦ ૨
મીઠા બીરંજ હરીસો સુંદર, દૂધપાક કીનો તુમસારુ;
ઓરહીં બહુત પ્રકારકે બિંજન, જો માંગો સો તરત તિયારુ. મદ૦ ૩
દૂધ ભાત મિસરી મનમોહન, જીમો ચંચલ લોચન ચારુ;
આચમન કર દીજે દુઃખમોચન, પ્રેમાનંદકું પ્રસાદી પ્યારુ. મદ૦ ૪

## પદ ૯૨૧ મું

મદનમોહન બીરી લેઉ પ્યારે; મદ૦ ટેક.
કરજોરે બ્રખુભાન લાડીલી, મધુર મધુર મુખ બચન ઉચારે. મદ૦ ૧
લીજે અખિલ લોક સુરનાયક, લીજે જીવન પ્રાન હમારે;
લીજે મદનમોહન મનરંજન, નંદકુંવર નેનનકે તારે. મદ૦ ૨
પાકે પાન નાગરવેલીકે, ચુનો કાથો ગુલાબી ડારે;
તજ એલાયચી જાવંત્રી જાયફલ, ધરી લોંગન કેરી ખીલ સંવારે. મદ૦ ૩
મંદ મંદ મુસકાયકે મોહન, બીરી કારન હાથ પસારે;
પ્રેમાનંદ બીરી દે પ્યારી, ચિતવતી બદન પલક નહીં પારે. મદ૦ ૪

## પદ ૯૨૨ મું–રાગ બીહાગ થાલ

કીજીયે બલીજાઉં, વ્યારુ, કીજીયે બલીજાઉં; વ્યારુ૦ ટેક.
નરનારાયણ નાથ તુમારે, ચરન કમલ શિર નાઉં. વ્યારુ૦ ૧
વિધવિધકે પકવાન મીઠાઈ, પ્રીત સહિત જીમાઉં;
ઓટચો દુધ ભાત અતિ સુંદર, મિસરી માંહ્ય મીલાઉં. વ્યારુ૦ ૨
તુમ જીમો હું નિરખું જીવન, નિરખી નિરખી સુખ પાઉં;
પ્રેમાનંદ જુંઠકો લાલચી, આગે ઠાડો ગાઉં. વ્યારુ૦ ૩

## પદ ૯૨૩ મું

બીરી લીજીયે બદ્રિનાથજીરે; બીરી૦ ટેક.
નાગરબેલીકે પાન મનોહર, ચુનો ગુલાબી કાથજીરે. બીરી૦ ૧
તજ એલાયચી જાવંત્રી જાયફલ, કતરી સોપારી મેરે હાથજીરે. બીરી૦ ૨

પ્રેમ પ્રીતસું બીડી બનાઈ, લીજે શ્યામ સુખપાથજીરે. બીરી૦ ૩
પ્રેમાનંદ કે' હસ્તકમલ દોઉં, ધરીયે સદા મોરે માથજીરે. બીરી૦ ૪

## પદ ૯૨૪ મું-રાગ બીહાગ

મારે મંદિર પધારો પ્રભુ પ્રીત કરી; મારે૦ ટેક.
શંકા કોયની ધરશો માં, આવો મગન થકા છોગાં શીશ ધરી. મારે૦ ૧
વિધવિધનાં પકવાન કર્યાં છે, પીરસી મેલ્યો છે મેં તો થાલ ભરી;
મોતીયા સેવૈયા સાટા જલેબી પેંડા, બરફી ને બીરંજ હરીસો હરિ. મારે૦ ૨
શાક પાક બહુ ભાતે કર્યાં છે, કસર નથી માંહી કસીયે જરી;
જેજે ગમે તે જમજો હરિ મારા, માગી લેજો ઉપર મીઠું રે મરી. મારે૦ ૩
સર્વે મનોરથ પૂરો પ્રભુ મારા, આવો નહીં આવે મારે લાગ ફરી;
પ્રેમાનંદના નાથ ધર્મકુંવર પીયા, મન ક્રમ વચને હું તમને વરી. મારે૦ ૪

## પદ ૯૨૫ મું

મારે ભુવન પધારો હરિવર હસતા; મારે૦ ટેક.
પ્રીત કરીને પ્રીતમ તમને, લાડવા જમાડું સુંદર લસલસતા. મારે૦ ૧
વસન આભૂષણ પેરીને પધારો, ગૂઢો રેંટો કમરે કસતા;
ચાખડીયો પે'રીને ચટકતી, લટકતી ચાલે મારે ઉર વસતા. મારે૦ ૨
ડોલરીયાના ઉર હાર પેરીને, અંતર ફુલેલમાં મસમસતા;
આવંતા ઉર શંક ન ધરશો, દુરિજન દેખીને છોને ભસતા. મારે૦ ૩
જમતાં જીવન લટકાં કરીને, નરનારીના ઉરમાં ધસતા;
નેણાં ભરીને નિરખું નટવર, પ્રેમાનંદને લાડુ પીરસતા. મારે૦ ૪

## પદ ૯૨૬ મું

તમે જમો જમો મારા ઠાકરીયા; તમે૦ ટેક.
હરિવર મારે હાથે જમાડું, સુંદર લાડુ શાકરીયા. તમે૦ ૧
પેંડા બરફી ખાજાં જલેબી, મરકી મેસુબને ઘેબરીયા;
શીરો પુરી કંસાર હરીસો, બીરંજ જમો કહાના કેશરીયા. તમે૦ ૨
ભજીયા વડાં તળ્યાં છે પાપડ, મીઠું જીરુ નાંખીને મરીયાં;
શાક પાક સુંદર વર જમજો, રાયતડાં સુંદર દૈથરીયા. તમે૦ ૩

આંબામોરનો ભાત અનોપમ, દૂધ શાકર જમો ગિરિધરિયા;
વધે તે પ્રેમાનંદને આપો, ધર્મકુંવર રંગના ભરીયા. તમે૦ ૪

## પદ ૯૨૭ મું

આપું પાન બીડી જમો ભક્તપતિ; આપું૦ ટેક.
ધર્મકુંવર ઘનશ્યામ સુંદર વર, તમથી વહાલું મારે કોઈ નથી. આપું૦ ૧
નાગરવેલીના પાન મનોહર, કાથો ચુનો મેલી રતીરે રતી;
તજ એલાયચી માંહી લવીંગ સોપારી, બીડી વાળી છે વહાલા
સરસ અતિ. આપું૦ ૨
સુંદર મુખમાં બીડી આપું, નિરખું ચકોર જ્યું ચંદ ગતિ;
પીકદાની કરું હાથ તણી મારે, ઘણારે દિવસની આશ હતી. આપું૦ ૩
તન મન વારું આરતિ ઉતારું, એ વર માગું કરી વિનતિ;
ધર્મકુંવર ઘનશ્યામ ચરણમાં, પ્રેમાનંદની રહો અચલ મતિ. આપું૦ ૪

## પદ ૯૨૮ મું–રાગ બીહાગ થાલ

નરનારાયણ પ્યારે, જીમત, નરનારાયણ પ્યારે; જીમ૦ ટેક.
સનકાદિક સરસ જળ શીતળ, કનક કલશ ભરી ઢારે. જીમ૦ ૧
માત મૂરતિ પરમ પ્રીતસું, વિંજન વિવિધ સંવારે;
ખટ રસ ચાર પ્રકાર થાર ભરી, કનક પીઠપર ધારે. જીમ૦ ૨
તાત ધર્મ અતિ પરમ નેહ વસ, ભરી આયે દ્રગ તારે;
સનમુખ આય વિલોકી લેત સુખ, કરત ન પલકસું ન્યારે. જીમ૦ ૩
મંદ મંદ મુસકાત પરસપર, ભરત ગ્રાસ રસ સારે;
નારદ કરત વિનોદ મરમ હસી, જુંઠનકે અધિકારે. જીમ૦ ૪
મંગલ રૂપ મોદક જીમ કર, કર મુખ કમલ પખારે;
પ્રેમાનંદ જુંઠકો લાલચી, માંગત ઠાડો દ્વારે. જીમ૦ ૫

## પદ ૯૨૯ મું–રાગ સોહની

બીરી લીજે લાલ ગિરિધારીરે, ગિરિધારી ગિરિધારીરે;
બીરી લીજે લાલ ગિરિધારીરે; બીરી૦ ટેક.
નાગરવેલીકે પાન મનોહર, કાથો ચુનો સોપારીરે. બીરી૦ ૧

તજ એલાયચી જાવંત્રી મેલી માંહી, લૌંગન ખીલ સંવારીરે. બીરી૦ ૨
બીરી પાન પરમ સુખદાઇ, જીમીયે કુંજબિહારીરે. બીરી૦ ૩
પ્રેમાનંદ કહે પાન પીકકી, ડારો શ્યામ પિચકારીરે. બીરી૦ ૪

## પદ ૯૩૦ મું

બીરી દેત બનાયકે પાનકી, પાનકી પાનકી પાનકી;
બીરી દેત બનાયકે પાનકી; બીરી૦ ટેક.
લે કરમેં કરજોરે ઠાડી, પ્યારી કુંવરી ભ્રખુભાનકી. બીરી૦ ૧
બીનય બચન કહી બાંહ ગહી હસી, કછુક સકુચ મુખ માનકી. બીરી૦ ૨
દેત બીરી મુખમેં બરજોરી, મેલી શંકા તજી આનકી. બીરી૦ ૩
પ્રેમાનંદ મગન છબી ચીતવત, સુંદરશ્યામ સુજાનકી. બીરી૦ ૪

## પદ ૯૩૧ મું–રાગ વસંત થાલ

ધન્ય ધન્ય આજ સપરમો દહાડો, મોહન મંદિર પધાર્યાં;
અમ ઘેર આવતાં વહાલાને, સોકલડીયે બહુ વાર્યાં. ધન્ય૦ ૧
આજ મારા ભાગ્ય કહ્યામાં ના આવે, મુખડું જોઈ જોઈ ફુલી;
શું શું કરું શામળીયા સારું, દેહ દિશા સુધ ભુલી. ધન્ય૦ ૨
ઉઠી ઉતાવળી પ્રેમ વિવશ થઈ, દૂધડે ચરણ પખાળ્યા;
દુખડાં લઇને મોતીડે વધાવ્યા, તાપ હૈયાના ટાળ્યા. ધન્ય૦ ૩
છપર પલંગપર સેજ સંવારી, પધરાવ્યા શ્યામ સોહાગી;
જીવન કહે છે લાવો જમ્યાનું, ભુખડલી બહુ લાગી. ધન્ય૦ ૪
છપન ભોગ છત્રીશેં વીંજન, લાવીને પૂર્યા થાળ;
જમવા બેઠા હરિવર હેતે, શરણાંગત પ્રતિપાળ. ધન્ય૦ ૫
લાડુ જલેબી ઘેબર સાટા, બરફી પેંડા બહુ સારા;
દળ મગદળને બીરંજ હરીસો, જમજો પ્રીતમજી પ્યારા. ધન્ય૦ ૬
વિધ વિધનાં પકવાન કર્યાં છે, ગણતાં પાર ન આવે;
જીવન જમજો સારાં સારાં, જે જે તમને ભાવે. ધન્ય૦ ૭
ખારક દ્રાક્ષને ચીરીયો રાયતી, આથણાં બહુ ભાંતે;
ભજીયા વડાં ને પાપડ પુડલા, જમજો હરિ કરી ખાંતે. ધન્ય૦ ૮

દૂધપાક ને શ્રીખંડ બાસુદી, શીરો પુરી ને કંસાર;
ભાત ભાતના શાક કર્યાં છે, કઢી વડી રાયતા ત્યાર. ધન્ય૦ ૯
દાળ ભાત જમી દૂધ શાકર પીધાં, હામ હૈયાની વહાલે પૂરી;
ચળું કરાવીને મુખવાસ આપે, પ્રેમાનંદ હજૂરી. ધન્ય૦ ૧૦

### પદ ૯૩૨ મું-રાગ વસંત થાલ

આજ સખી શામળીયો વહાલો, પરોણા ઘેર આવ્યા;
થાળ ભરીને મેં તો મોટે મોતીડે વધાવ્યા; આજ૦ ટેક.
કર સાહીને કૃષ્ણ જીવનને, મંદિરમાં પધરાવ્યા;
નોંતરીયા નારાયણ મેં તો, બહુ વિધ પાક બનાવ્યા. આજ૦ ૧
ખટ રસ ચાર પ્રકાર સુધારી, થાળ ભરીને લાવ્યા;
કંચન કલશ ભરીને શીતળ, જળ જમુનાના પાવ્યા. આજ૦ ૨
લાડુ પેંડા જલેબી ઘેબર, બહુ પકવાન પિરસાવ્યાં;
શાક પુર્યાં બહુ કનક કટોરે, જે હરિને મન ભાવ્યાં. આજ૦ ૩
ભજીયાં વડાં ફાફડા પાપડ, તળેલ તાતાં તાવ્યાં;
લીંબુ આદા કેરીના બહુ, આથણાં મગાવ્યાં. આજ૦ ૪
દાળ ભાત પિરસીને શાકર, નાંખી દૂધ ઓટાવ્યાં;
દૂધ ભાત જમાડી હરિને, હેતે ચળું કરાવ્યાં. આજ૦ ૫
પાન બીડાં અમારા હરિયે, હાથો હાથ લઈ ચાવ્યાં;
પ્રેમાનંદના નાથને ભેટી, તનના તાપ સમાવ્યા. આજ૦ ૬

### પદ ૯૩૩ મું-રાગ ઠુમરી થાલ ત્રિતાલ

જીમત પીયા પ્રાન જીમાવતી પ્યારીરે; જીમા૦ ટેક.
કંચન થાર પરોસી લાઈ, બિંજન વિવિધ સંવારી. જીમા૦ ૧
મોતીચુર જલેબી સુંદર, દૂધપાક સુખકારી. જીમા૦ ૨
માનભોગ મીઠીપૂરી કચોરી, બરા દધીમહીં ડારી. જીમા૦ ૩
પ્રેમાનંદકું પ્યારો શીત પ્રસાદી, દેતહે પાસ બેસારી. જીમા૦ ૪

### પદ ૯૩૪ મું

લાડીલો લાલ જીમત પૂરી દૂધપાક; લાડી૦ ટેક.
વિધ વિધકે પકવાન મીઠાઈ, બહુત પ્રકારકે શાક. લાડી૦ ૧

જીમત મેવા શ્યામ મનોહર, કદલીફલ અરુ દ્રાક. લાડી૦ ૨
આસપાસ બેઠી સખા મંડલી, સબહીકું દેત ચાખ ચાખ. લાડી૦ ૩
પ્રેમાનંદ માગે જુંઠ પ્રસાદી, બહુત અંતર અભીલાખ. લાડી૦ ૪

### પદ ૯૩૫ મું

શીરા પૂરીરે આરોગો અવિનાશી; શીરો૦ ટેક.
મોતીચુર જલેબી ઘેબર, પેંડા બરફી ખાસી. શીરો૦ ૧
મીઠો બીરંજ હરીસો સુંદર, દૂધપાક સુખરાશી. શીરો૦ ૨
ઓટયો દૂધ ભાત ઝીનવાકો, મીસરી માંહી મીલાસી. શીરો૦ ૩
કહુ એક જુંઠ પ્રસાદી માંગત, પ્રેમસખી નિજ દાસી. શીરો૦ ૪

### પદ ૯૩૬ મું

લાલ બ્યારુ કીજીયે મેં લાગું તોરે પૈયાં; લાલ૦ ટેક.
દૂધપાક સંજ્યાવ સુંવારી, સેવે સરસ બનૈયાં. લાલ૦ ૧
ઘૃત કંસાર લાપસી પ્યારે, સુખદા અતિ સુખદૈયાં. લાલ૦ ૨
બીરંજ બાસુદી સીખરન સુંદર, મિસરી દૂધ મલૈયાં. લાલ૦ ૩
શ્રીઘનશ્યામ બદન છબી ઉપર, પ્રેમસખી બલજૈયાં. લાલ૦ ૪

### પદ ૯૩૭ મું-રાગ ગરબી થાલ

પધારો લાલ, નંદજીના કુંવર અલબેલડા;
પધારો લાલ, જમવા સારું રંગછેલડા. ૧
પધારો લાલ, વાટડી જોવું છું ઉભી કયારની;
પધારો લાલ, વિલંબ ન કરશો લગારની. ૨
પધારો લાલ, શેરી વાળીને સારી કરી;
પધારો લાલ, ફુલડાં મેલ્યાં છે વાટે પાથરી. ૩
પધારો લાલ, ચાખડીયે ચઢીને ચટકંતા;
પધારો લાલ, લટકાં કરીને લટકંતા. ૪
પધારો લાલ, રસોઈ કરી છે ઘણી જુગતસું;
પધારો લાલ, વેહેલા વીંટાણું મુનિ મુક્તસું. ૫
પધારો લાલ, તેલ ફુલેલ અંગે ચોળીયે;
પધારો લાલ, વિંઝણે વહાલાને વા ઢોળીયે. ૬

પધારો લાલ, વાટ જોઉં છું પધરાવીએ;
પધારો લાલ, નીરે ઊને તે નવરાવીએ. ૭
પધારો લાલ, અંગ તો અંગોછીયે રૂમાલસું;
પધારો લાલ, પેરાવું પીતાંબર વહાલસું. ૮
પધારો લાલ, કેશર તિલક કરું ભાલમાં;
પધારો લાલ, મોહી છું જીવન જોઈ ચાલમાં. ૯
પધારો લાલ, હાર તો પેરાવું ઉર લેકતા;
પધારો લાલ, ગજરા ગુલાબી બહુ બેકતા. ૧૦
પધારો લાલ, ચંદન ગારે તે ચોકો કર્યો;
પધારો લાલ, કંચન બાજોટ તે વચ્ચે ધર્યો. ૧૧
પધારો લાલ, ફરતો પુર્યો છે ચોક મોતીયે;
પધારો લાલ, શોભે છે રતન મણિ જોતીયે. ૧૨
પધારો લાલ, સુગંધ બળે છે ધૂપ બાતીયું;
પધારો લાલ, તમને જોઇને ઠરે છાતીયું. ૧૩
પધારો લાલ, શીતલ તે જળ જમુના તણું;
પધારો લાલ, કનક કલશ ભર્યા નહિ મણા. ૧૪
પધારો લાલ, ઉગમણા ઓરડાની ઓસરી;
પધારો લાલ, ઉલેચ મૂક્યાં ઉપર તો જરી. ૧૫
પધારો લાલ, આવડી તે વાર તમે શી કરી;
પધારો લાલ, પાક જાશે તો પછે ઠરી. ૧૬
પધારો લાલ, બાજોઠ ઉપર બિરાજો આવીને;
પધારો લાલ, પીરસી મૂકયો છે થાળ લાવીને. ૧૭
પધારો લાલ, પ્રેમાનંદના હો નાથજી;
પધારો લાલ, પ્રીતે જમાડું મારે હાથજી. ૧૮

પદ ૯૩૮ મું

જમોને જીવન, રસોઈ કરી છે રૂડી રીતસું;
જમોને જીવન, પીરસી લાવી છું થાળ પ્રીતસું. ૧

જમોને જીવન, મોતીયા સેવૈયા લાખણુસાઈ છે;
જમોને જીવન, શાકર ને દ્રાખ ઝાઝી માંહી છે. ૨
જમોને જીવન, દગના લાડુ ને ખાજાં ખુરમાં;
જમોને જીવન, મગદળ ને સેવદળ ચૂરમાં. ૩
જમોને જીવન, જલેબી પેંડા ને બરફી હરિ;
જમોને જીવન, ઘેબર સાટા તે પ્રીતી કરી. ૪
જમોને જીવન, પતાસાંને મેસુબ પછે;
જમોને જીવન, સુતરફેણી તે અનુપ છે. ૫
જમોને જીવન, ગુંદવડાં ગગનગાંઠીયા ઘણા;
જમોને જીવન, એલચીદાણા ને સાકરીયા ચણા. ૬
જમોને જીવન, ગુલાબપાક ને ગુંદરપાક છે;
જમોને જીવન, ટોપરાપાકમાં શાકર દ્રાખ છે. ૭
જમોને જીવન, સકરપારા તે શાકરતણા;
જમોને જીવન, લાપસી કંસાર માંહી ઘી ઘણા. ૮
જમોને જીવન, શીરો પૂરી ને સેવ શાકર;
જમોને જીવન, હરીસો બીરંજ મારા ઠાકર. ૯
જમોને જીવન, દૂધપાક શ્રીખંડ બાસુદી;
જમોને જીવન, ખીર ખાંડ ઘી વડાં ને દધી. ૧૦
જમોને જીવન, માલપુવા ને પૂરણપોળીયું;
જમોને જીવન, ખાંડ ને રોટલી ઘીમાં બોળીયું. ૧૧
જમોને જીવન, પૂરી ને કચોરી પાપડ પુડલા;
જમોને જીવન, બાજરાની પોળી બાટી બે ભલા. ૧૨
જમોને જીવન, તલસાંકળી ને ગલપાપડી;
જમોને જીવન, તળીયા ચણા તળી ફુલવડી. ૧૩
જમોને જીવન, ગાંઠીયા કળી ને ભજીયાં વડાં;
જમોને જીવન, મઠીયાં ગુંજા ને તીખા ફાફડા. ૧૪
જમોને જીવન, કનક કટોરે પાણી પીજીયે;
જમોને જીવન, જે જે જોઇયે તે માંગી લીજીયે. ૧૫

જમોને જીવન, રસ રોટલીમાં શાકર પીરસું;
જમોને જીવન, ખાંડ ને કેલાં તે જમો ધીરસું. ૧૬
જમોને જીવન, મુરબા કર્યા છે કેરી દ્રાખના;
જમોને જીવન, કટોરા પુર્યા છે ઝાઝા શાકના. ૧૭
જમોને જીવન, સુરણ તળ્યાં છે તમ કારણે;
જમોને જીવન, અળવી રતાળું જાઉં વારણે. ૧૮
જમોને જીવન, વાળોલ વંત્યાક તળ્યાં પરવર;
જમોને જીવન, કારેલાં કંકોડાં કોલાં સુંદર. ૧૯
જમોને જીવન, ગલકાં તુરીયાં ભીંડાની ફળી;
જમોને જીવન, ચોળા વાળોલ તે સુંદર તળી. ૨૦
જમોને જીવન, ગુવારફળી ડોંડાં દુધીયાં;
જમોને જીવન, લીલવા વધાર્યા તે સુંદર થીયા. ૨૧
જમોને જીવન, નૈયાના રાયતાં અમોલ છે;
જમોને જીવન, રાઈ ને મીઠું તે સમતોલ છે. ૨૨
જમોને જીવન, કડી વડી સુંદર વધારી છે;
જમોને જીવન, તાંદલીયા મેથીની ભાજી સારી છે. ૨૩
જમોને જીવન, સુવાની ભાજી ને મૂળાં મોગરી;
જમોને જીવન, ચણેચી ડોંડી ને લૂણી કરી. ૨૪
જમોને જીવન, પાર નથી શાક પાકના;
જમોને જીવન, અચાર છે ખારેક દ્રાખના. ૨૫
જમોને જીવન, આદાં બીલાનાં અથાણાં કર્યાં;
જમોને જીવન, લીંબુ મરચાંમાં મસાલા ભર્યા. ૨૬
જમોને જીવન, કેરાં કરમદા ને તળી કાચલી;
જમોને જીવન, વાંસના અથાણાં સુંદર ગરમરી. ૨૭
જમોને જીવન, પંખાલીનો ભાત બહુ ફોરનો;
જમોને જીવન, એલાયચી અનુપ આંબામોરનો. ૨૮
જમોને જીવન, લચકો કરી છે દાળ તુરની;
જમોને જીવન, ફરસી લાગે છે તે મસુરની. ૨૯

જમોને જીવન, ધોઈ દાળ મગ અડદાં તણી;
જમોને જીવન, ચણા ને ચોળાની તે સુંદર બણી. ૩૦
જમોને જીવન, ઘોયેલ શાકર દહી ઘોળીને;
જમોને જીવન, શાકર ને દૂધ ભાત ચોળીને. ૩૧
જમોને જીવન, સારી પેઠે પ્રાણઆધારજી;
જમોને જીવન, કસર ન રાખશો લગારજી. ૩૨
જમોને જીવન, આચમન કરોને મારા નાથજી;
જમોને જીવન, ચંદનગારે ધોવારું હાથજી. ૩૩
જમોને જીવન, જાયફલ જાવંત્રી ને તજ છે;
જમોને જીવન, એલચી લવીંગ સુધજ છે. ૩૪
જમોને જીવન, કાથો ચુનો સોપારી વાંકડી;
જમોને જીવન, સુંદર વાળી છે પાનની બીડી. ૩૫
જમોને જીવન, પાન બીડી લ્યોને સુંદર શામળા;
જમોને જીવન, નાથજી ન થાશો ઉતાવળા. ૩૬
જમોને જીવન, પ્રેમાનંદ પ્રીતે થાળ ગાય છે;
આપોને જીવન, થાળની પ્રસાદી બહુ ચ્હાયે છે. ૩૭

## પદ ૯૩૯ મું—રાગ થાલ

અવિનાશી આવોરે, જમવા કૃષ્ણ હરિ;
શ્રીભક્તિધર્મસુતરે, જમાડું પ્રીત કરી. ૧
શેરડીયું વાળીરે, ફુલડાં વેર્યાં છે;
મલીયાગરે મંદિરરે, લીપ્યાં લેર્યાં છે. ૨
ચાંખડીયું પે'રીરે, પધારો ચટકંતા;
મંદિરીયે મારેરે, પ્રભુજી લટકંતા. ૩
બાજોઠ બેસારીરે, ચરણ કમળ ધોવું;
પાંપણીયે પ્રભુજીરે, પાવલીયા લોવું. ૪
ફુલેલ સુગંધીરે, ચોળું હું શરીરે;
હેતે નવરાવુંરે, હરિ ઉને નીરે. ૫

પે'રાવું પ્રીતેરે, પીતાંબર ધોતી;
ઉપરણી ઓઢાડુંરે, અતિ ઝીણા પોતી. ૬
કેશર ચંદનનુંરે, ભાળે તિલક કરું;
વંદન કરી વિષ્ણુરે, ચરણે શિશ ધરું. ૭
ઉર હાર ગુલાબીરે, ગજરા બાંધીને;
નિરખું નારાયણુરે, દૃષ્ટિ સાંધીને. ૮
શીતલ સુગંધીરે, કલશ ભર્યા જળના;
ઉલેચ બાંધ્યા છે રે, ઉપર મખમલના. ૯
કંચન બાજોઠેરે, બીરાજો બહુનામી;
પકવાન ને પીરસીરે, થાળ લાવું સ્વામિ. ૧૦
મોતૈયા લાડુરે, સેવૈયા સારા;
તમ કાજ કર્યા છેરે, લાખણુસાઈ પ્યારા. ૧૧
મગદળ ને સેવદળરે, લાડુ દળના છે;
ખાજાં ને ખુરમાંરે, ચૂરમા ગોળના છે. ૧૨
જલેબી ઘેબરરે, બરફી બહુ સારી;
પેંડા ને પતાસારે, સાટા સુખકારી. ૧૩
મરકી ને મેસુબરે, જમો જગવંદનજી;
સુતરફેણી છેરે, ભક્તિનંદનજી. ૧૪
ગગન ને ગાંઠીયારે, ગુંદવડાં વહાલા;
ગુલાબપાક જમજોરે, ધર્મ તણા લાલા. ૧૫
એલાયચીદાણારે, ચણા છે શાકરીયા;
ગુંદરપાક સુંદરરે, જમજો ઠાકરીયા. ૧૬
ટોપરાપાક ટાઢોરે, સકરપારા સારા;
સેવો ઘી શાકરરે, તમે છો જમનારા. ૧૭
કેસરિયો બીરંજરે, ગળ્યો ને મોળો છે;
શાકરનો શીરોરે, હરીસો ધોળો છે. ૧૮
લાપસી કંસારમાંરે, ઘી બહુ રસબસ છે;
ખીર ખાંડ ઘી રોટલીરે, જમો બહુ સરસ છે. ૧૯

બદામ ચારોળીરે, દ્રાખ તે નાંખીને;
દૂધપાક કર્યો છેરે, જુવો હરિ ચાખીને. ૨૦
પૂરી ને કચોરીરે, પૂરણપોળી છે;
રોટલીયું ઝીણીરે, ઘીમાં ઝબકોળી છે. ૨૧
પાપડ ને પુડલારે, મીઠા માલપૂડા;
માંખણ ને મિસરીરે, માવો દહીં ચુડા. ૨૨
ઘઉંની છે બાટીરે, બાજરાની પોળી;
ઝાઝીવાર ઘીમાંરે, હરિ મેં ઝબકોળી. ૨૩
તલસાંકળી સુંદરરે, બીજી ગળપાપડી;
ગાંઠીયા ને કળીરે, ત્રીજી ફુલવડી. ૨૪
ભજીયાં ને વડાંરે, સુંદર દૈંથરીયાં;
વઘાર્યા ચણારે, માંહી મીઠું મરીયાં. ૨૫
ગુંજા ને મઠીયાંરે, ફાફડાં ફરસા છે;
અળવી આદાંનારે, ભજીયાં સરસાં છે. ૨૬
કંચન કટોરેરે, પાણી પીજોજી;
જે જે કાંઈ જોઇયે રે, તે માંગી લેજોજી. ૨૭
રોટલી રસ શાકરરે, જમજો અલબેલા;
રાયણ ને રોટલીરે, ખાંડ કેળાં છેલા. ૨૮
મોરબા કર્યા છેરે, કેરી દ્રાખ તણા;
સુંદર વર જમજોરે, રાખશો માં મણા. ૨૯
કટોરા પૂર્યારે, સુંદર શાકાના;
કેટલાક ગણાવુંરે, છે ઝાઝા વાના. ૩૦
સુરણ તળ્યાં છે રે, સુંદર ઘી ઝાઝે;
અળવીને રતાળુરે, તળ્યાં છે તમ કાજે. ૩૧
મેં પ્રીત કરીનેરે, પરવળ તળીયાં છે;
વંત્યાકને વાળોલરે, ભેળાં ભળીયાં છે. ૩૨
કંકોડાં કોળાંરે, કેળાં કારેલાં;
ગલકા ને તુરીયાંરે, રુડાં વઘારેલાં. ૩૩

ચોળી વાળોલોરે, પ્રીત કરી તળીયો;
દુધીયાં ને ડોંડાંરે, ગુવારની ફળીયો. ૩૪
લીલવા વઘાર્યારે, થયા છે બહુ સારા;
ભીંડાની ફળીયોરે, તળીયો હરિ મારા. ૩૫
ટાંકા તાંદલીયોરે, મેથીની ભાજી;
મૂળા મોગરીયોરે, સુવાની તાજી. ૩૬
ચણેચી ને ડોંડીરે, ભાજી સારી છે;
કઢી ને વડીરે, સુંદર વઘારી છે. ૩૭
નૈયાના રાયતાંરે, અતિ અનુપમ છે;
મીઠું ને રાઇરે, માંહી બે સમ છે. ૩૮
કેટલાંક ગણાવુંરે, પાર તો નહિ આવે;
સારું સારું જમજોરે, જે તમને ભાવે. ૩૯
ખારું ને મોળુંરે, હરિવર કે'જોજી;
મીઠું મરી ચટણીરે, માંગી લેજોજી. ૪૦
અથાણાં જમજોરે, સુંદર સ્વાદુ છે;
લીંબુ ને મરચાંરે, આમળા આદુ છે. ૪૧
રાયતી કેરીરે, કેરી બોળ કરી;
ખારેક ને રાઇમાંરે, નાખ્યાં લવીંગ મરી. ૪૨
કેરાં ને કરમદાંરે, તળી છે કાચરીયો;
બીલાં બહુ સારાંરે, વાંસ ને ગરમરીયો. ૪૩
દાળ ને ભાત જમજોરે, તમને ભાવે છે;
ચતુરાઇ જમતાંરે, પ્રીતિ ઉપજાવે છે. ૪૪
પખાલીના ભાતમાંરે, સુંદર સુગંધ ઘણો;
એલાયચીનો પીરસ્યોરે, આંબામોર તણો. ૪૫
મેં કઠણ કરી છે રે, દાળ હરિ તુરની;
પાતળી પીરસી છે રે, કે દાળ મસુરની. ૪૬
મગ ને અડદનીરે, કરી છે ધોઇને;
ચોળા ને ચણાનીરે, ઘીમાં કરમોઇને. ૪૭

દહીં ને ભાત જમજોરે, શાકર નાંખી છે;
દૂધ ને ભાત સારુંરે, શાકર રાખી છે. ૪૮
દૂધની તર શાકરરે, ભાત જમજો પે'લા;
શાકર નાંખીનેરે, દૂધ પીજો છેલા. ૪૯
જે જે કાંઈ જોઈયેરે, તે કે'જોજી અમને;
કાંઈ કસર રાખોતોરે, મારા સમ તમને. ૫૦
જીવન જમીનેરે, ચળું કરો નાથ;
ચંદનગારેસુંરે, ધોવરાવું હું હાથ. ૫૧
તજ એલચી જાયફલરે, જાવંત્રી સારી;
કાથો ને ચુનોરે, સરસ છે સોપારી. ૫૨
નાગરવેલીનારે, પાન લાવી પાકાં;
ધોઈને લૂછ્યાછેરે, અનોપમ છે આખાં. ૫૩
માંહી ચૂરણ મેલીરે, બીડી વાળી છે;
લલીત લવીંગનીરે, ખીલી રસાળી છે. ૫૪
મુખમાં હું મેલુંરે, બીડી પ્રીત કરી;
આરતિ ઉતારુંરે, પ્રભુજી ભાવ ભરી. ૫૫
ફુલ સેજ બીછાવીરે, પોઢો પ્રાણુપતિ;
પાવલીયા ચાંપુરે, હેડે હરખ અતિ. ૫૬
થાલ ગાયો પ્રીતેરે, ધર્મકુળ મુકુટમણી;
આપો પ્રેમાનંદનેરે, પ્રસાદી થાલ તણી. ૫૭

### પદ ૯૪૦ મું–રાગ ઠુમરી

લીજયે લીજ્યેરે બિહારી બીરી પ્રાનદી; લીજયે૦ ટેક
પાન કપુરી કાથો ગુલાબી, મૃગમદ્દ્હે અનુમાનદી. લીજ્યે૦ ૧
લોંગ સોપારી જાવંત્રી જાયફલ, તજ એલચી હે બખાનદી. લીજ્યે૦ ૨
લે કરમેં કરત મનુહારી, પ્યારી કુંવરી પ્રકુભાનદી. લીજયે૦ ૩
પ્રેમાનંદ પીયાકુ બીરી દે, શીતવતી છબી પિયા પ્રાનદી. લીજયે૦ ૪

### પદ ૯૪૧ મું

પિયાકું કર દેતી આછી પાન બીરી; આછી૦ ટેક.
પાન સોપારી કાથો ચુનો, મૃગમદ મેલ રતીરી. આછી૦ ૧
તજ એલાચી જાવંત્રી જાયફળ, ચૂરન સરસ ધરીરી. આછી૦ ૨
કરી પ્રનામ લે બીરી ખવાવતી, પાવતી આનંદ ઘનીરી. આછી૦ ૩
પ્રેમાનંદ કહે ભેટતી ભુજ ભરી, ભર છતિયાં કર સીરી. આછી૦ ૪

### પદ ૯૪૨ મું

પ્યારી બીરી દેત બનાયે બનાયે; પ્યારી૦ ટેક.
પાકે પાન શ્રીનાગરબેલીકે, કાથો ચુનો લગાયે. પ્યારી૦ ૧
લૉંગ સોપારી જાવંત્રી જાયફલ, મૃગમદ રતીક મીલાયે. પ્યારી૦ ૨
શ્રીઘનશ્યામ પિયા આરોગત, રાધા દેતી મુખમાયે. પ્યારી૦ ૩
મુખ તાંબોલકે કારન ઠાડો, પ્રેમાનંદ લલચાયે. પ્યારી૦ ૪

### પદ ૯૪૩ મું

લાલ બીરી લીજીયે સાંવરીયા મનભાઈ; લાલ૦ ટેક.
એક આરોગો શ્યામ સનેહી, દુસરી દેઉંગી બનાઈ. લાલ૦ ૧
તજ એલાચી જાવંત્રી જાયફલ, ચૂરનકી ચતુરાઈ. લાલ૦ ૨
સરસ સુગંધી મૃગમદ ડાર્યો, આજ સ્વાદ અધીકાઈ. લાલ૦ ૩
પ્રેમાનંદ પીક લેત પાનકો, કર અંજુલીકે માઈ. લાલ૦ ૪

---

## આરતિઓ

---

### પદ ૯૪૪ મું—રાગ ભાટ

મંગળ આરતિ મુરલીધરકી, રાધાવર ઘનશ્યામ સુંદરકી; મંગ૦ ટેક.
મંગળ મુખ નિરખ નંદરાની, આરતિ કરત ભાગ્ય બડભાગી. મંગ૦ ૧
મંગળ રૂપ શ્યામ મન સોહે, નિરખી રતિપતિ કોટીક મોહે. મંગ૦ ૨
મંગળ મોર મુકુટ બનમાળા, મંગળ શ્યામ રૂપ નંદલાલા. મંગ૦ ૩

મંગળ મોરલી મધુરી ધુની બાજે, મંગળ કટિ પીતપટ છાજે. મંગ૦ ૪
મંગળ ગોપી ગ્વાલ ઉર ધારે, પ્રેમાનંદ પ્રાણ લે વારે. મંગ૦ ૫

## પદ ૯૪૫ મું–રાગ ખટ

મંગળ આરતિ મદનમોહનકી, રાધાવર પિયા પ્રાણજીવનકી; મંગ૦ ટેક.
મંગળ મદનમોહન બનવારી, મંગળ છબી વ્રખુભાણ દુલારી. મંગ૦ ૧
મંગળ રતન સિંઘાસન સોહે, મંગળ જુગલ રૂપ મન મોહે. મંગ૦ ૨
મંગળ બસન ભુસન અંગ છાજે, નિરખી રતિપતિ કોટીક લાજે. મંગ૦ ૩
મંગળ બદન છબી ઉર ધારે, પ્રેમાનંદ પ્રાણ લે વારે. મંગ૦ ૪

## પદ ૯૪૬ મું–રાગ આરતિ

મંગળ આરતિ કીજે નીકી, નરનારાયણ બદ્રિપતિકી; મંગ૦ ટેક.
મંગળ શ્યામ રૂપ નરવીરા, શોભીત નર અતિ ગૌર શરીરા. મંગ૦ ૧
મંગળ જટા મુકુટ શીર શોભે, ભાલ તિલક મુનજન મન લોભે. મંગ૦ ૨
મંગળ ધનુષ બાંન કર રાજે, મંગળ અસન બસન સબ છાજે. મંગ૦ ૩
મંગળ ધર્મદેવ મુનિ તાતા, આરતિ કરત અહિંસા માતા. મંગ૦ ૪
મંગળ રૂપ ધાર્યો મન ભાયો, મંગળ જશ સુરનર મુનિ ગાયો. મંગ૦ ૫
મંગળ નરનારાયણ જોરી, પ્રેમાનંદ ઉર અખંડ બસ્યોરી. મંગ૦ ૬

## પદ ૯૪૭ મું–રાગ બિલાવલ

આરતિ કરત શૃંગાર બનાઈ; આર૦ ટેક.
માત જસોદા મદનમોહન પર, તન મન પ્રાન નોછાવરી જાઈ. આર૦ ૧
કિરીટ મુકુટ કુંડલ છબી કાનન, કીને તિલક ભાલ બીચમાઈ;
ભ્રુકુટી કુટીલ નેન અતિ ચંચલ, બંસી અધર બાજત સુખદાઈ. આર૦ ૨
અંગ અંગ પ્રતિ અમિત સુભગતા, ઉર બનમાલ લસત મનભાઈ;
પહિરે પીત બસન કટી કીંકાની, નુપુર જુગલ ચરન છબી છાઈ. આર૦ ૩
મંદ મંદ મુખ હસત મનોહર, ચિતવનીમેં ચીત લેત ચોરાઈ;
નખશિખ નિરખી સ્યામ છબી સુંદર, પુલકિત પ્રેમાનંદ
લેત બલાઈ. આર૦ ૪

## પદ ૯૪૮ મું-રાગ બિલાવલ

કર શૃંગાર આરતિ ઉતારું; કર૦ ટેક.
નખશિખ રૂપ વિલોકી નાથકો, પ્રીત સહિત લે ઉરમાહીં ધારું. કર૦ ૧
શ્યામ રૂપ શ્રીભક્તિધર્મસુત, તરુન તનુ અતિ રાજકુમારું;
સેવત શુક સનકાદિક નારદ, મુક્ત મુનીશ્વર પરઉપગારું. કર૦ ૨
રતન જડીત શિર મોર મુકુટ ધરે, ભાલ તિલક મકાકૃતિ ચારું;
ચંચલ નેન મંદ મુસકનીપર, કંદ્રપ કોટી કોટી લે વારું. કર૦ ૩
અભય ઉદાર ભુજ બાંધે અંગદ, ત્રિવિધ તાપ નિરખી કે ટારું;
કર પોંચી મુદ્રિકા મનોહર, કર વર કંકન અભય ઉદારું. કર૦ ૪
જામો જરકસી પીત બસન કટી, ઉર મુક્તામની માળ નીહારું;
કટી કીંકીની પાયન છબી નુપુર, નિરખું નેના ભરી પલ ન વિસારું. કર૦ ૫
જારુ ધુપ લે વિવિધ બાસના, બાતી પંચ પ્રકારકી બારું;
પ્રેમાનંદ કહે નાથ છબીપર, વિશ્વ વારને વારીકે ડારું. કર૦ ૬

## પદ ૯૪૯ મું-રાગ બિલાવલ

કરત શૃંગાર આરતિ માઈ; કર૦ ટેક.
ગોપીનાથ બદનકી શોભા, નિરખી રતિ પતિ કોટી લજાઈ. કર૦ ૧
નખશિખ સજી સિંગાર જસોદા, આરતિ થાર સજી લે આઈ;
વાજત બાજા કરત આરતિ, નિરખત સુર વિમાન નભ છાઈ. કર૦ ૨
મોર મુગટ મકરાકૃતિ કુંડલ, ભાલ તિલક છબી અતિ મનભાઈ;
ભ્રકુટી કુટીલ ચપલ ખંજન દ્રગ, નિરખી બદન છબી મન લલચાઈ. કર૦ ૩
ઉર બનમાલ ધરે કર મોરલી, કટી પટ પીત કનક દ્યુતિ લાઈ;
પ્રેમાનંદ નિરાજનકી છબી નિરખી, મુદિત મન આરતિ ગાઈ. કર૦ ૪

## પદ ૯૫૦ મું

આરતિ ઉતારત મૈયા; આર૦ ટેક.
સજી સિંગાર ઠાડે મનમોહન, નિરખી બદન છબી લેત બલૈયા. આર૦ ૧
કેશર તિલક કાનમેં મોતી, કરવર મોરલી અધર ધરૈયા;
ઉર બનમાલ પીતપટ કટીતટ, નિરખી છબી રવિ ચંદ લજૈયા. આર૦ ૨

ગોપી પ્રાણનાથ નટનાગર, ગોપી મનરંજન સુખદૈયા;
પ્રેમાનંદકો નાથ હરત મન, હસત મંદ છબી કુંવર કનૈયા. આર૦ ૩

## પદ ૯૫૧ મું–રાગ સારંગ–આરતિ રાજભોગકી

કરત રાજભોગકી આરતિ; કર૦ ટેક.
નિરખી છબી ઘનસ્યામ લાલકી, માત જસોદા ઉતારતી. કર૦ ૧
અગરકો ધૂપ કપુરકી બાતી, દીપત અનલ પ્રજારતી;
તન મન પ્રાન સ્યામ સુંદરપર, નોછાવરી લે વારતી. કર૦ ૨
પ્રેમ પુલકી વ્રજનારી બદન છબી, નિરાજન સહિત નીહારતી;
નખશિખ રૂપ નિરખી ગિરિધરકો, અંતરમહીં લે ધારતી. કર૦ ૩
નાચત નભ સુરનારી નિરખી છબી, જય જય શબ્દ ઉચ્ચારતી;
પ્રેમાનંદ થકીત સુર વિનતા, નિરખત પલક ન પારતી. કર૦ ૪

## પદ ૯૫૨ મું–રાગ સારંગ

આરતિ રાજભોગકી સાજે; આર૦ ટેક.
મુદત ઉતારતી માત જસોદા, બાજા બહુ બીધ બાજે. આર૦ ૧
રતન સિંઘાસન ઉપર સુંદર, રાધા સ્યામ બીરાજે;
કહા કહું છબી મદનમોહનકી, ઉપમા અગનિત લાજે. આર૦ ૨
બોલત જય જય ગ્વાલ બાલ ધુની, ગોકુલ સગરો ગાજે;
શ્રીઘનસ્યામકો નામ સુનત સમ, કોટી જનમ અઘ ભાજે. આર૦ ૩
બરખત વિબુધ કુસુમકી બરખા, છત્ર ચમર શીર છાજે;
પ્રેમાનંદકો નાથ પ્રગટ ભયે, કંસ વંશ હત કાજે. આર૦ ૪

## પદ ૯૫૩ મું–રાગ સંધ્યા આરતિ

સંધ્યા આરતિ રાધાવરકી, કૃષ્ણ મનોહર મોરલીધરકી; સંધ્યા૦ ટેક.
નીલ જલદ તન સ્યામ મનોહર, દ્યુતિ દામિની છબી રાધા સુંદર. સંધ્યા૦ ૧
રતન સિંઘાસન ઉપર સોહે, નિરખી રતિપતિ કોટીક મોહે. સંધ્યા૦ ૨
રાધા સ્યામ બદન શશી શોભા, નિરખી સુરનર મુનિ મન લોભા. સંધ્યા૦ ૩
રૂપ જુગલ શોભા ઉર ધારી, પ્રેમાનંદ જાત બલિહારી. સંધ્યા૦ ૪

### પદ ૯૫૪ મું–રાગ સંધ્યા આરતિ

સંધ્યા આરતિ શ્યામ તુમારી, મદન મોહન પીયા કુંજબિહારી; સંધ્યા૦ ટેક.
આરતિ કીજે ચરન ચિત ધારી, આય બસો ઉર અખંડ મોરારી. સંધ્યા૦ ૧
શ્યામ રૂપસેં તન સુખકારી, રૂપનિધી ભ્રખુભાન દુલારી. સંધ્યા૦ ૨
શ્રીઘનશ્યામ ઈશ અવતારી, હરો હરિ ભવ સંકટ ભારી. સંધ્યા૦ ૩
કૃપાસિંધુ કૃષ્ણ કંસારી, જાત પ્રેમાનંદ સરવસ વારી. સંધ્યા૦ ૪

### પદ ૯૫૫ મું–રાગ ગોડી સંધ્યાકી આરતિ

સંધ્યા આરતિ શ્રીસ્વામિની, સહજાનંદ પ્રભુ બહુનામીની; સંધ્યા૦ ટેક.
અતિ આનંદે આરતિ ઉતારું, શ્રીમહારાજ રૂપ ઉર ધારું. સંધ્યા૦ ૧
સ્વામિનારાયણ નામ ઉચારું, તન મન પ્રાણ પ્રભુપર વારું. સંધ્યા૦ ૨
પ્રેમ સહિત હરિ વદન નિહારું, રાખું રૂદામાંહી પલ ન વિસારું. સંધ્યા૦ ૩
પ્રેમાનંદનો સ્વામિ અભય ઉદારું, વહાલે સર્વ કારજ સુધાર્યું મારું. સંધ્યા૦ ૪

### પદ ૯૫૬ મું

સંધ્યા આરતિ સહજાનંદની, ભક્તિધર્મસુત આનંદકંદની; સંધ્યા૦ ટેક.
જુગ જુગ પ્રગટ થાય અવિનાશી; નિજ જન કાજ
શ્યામ સુખરાશી. સંધ્યા૦ ૧
કળી મધ્ય કૃપા કરી બહુનામી, ધર્મકુળ પ્રગટ્યા
સહજાનંદ સ્વામી. સંધ્યા૦ ૨
થાપ્યો ધર્મ અધર્મ ઉથાપ્યો, મત પંથ રૂપ માયા તમ કાપ્યો. સંધ્યા૦ ૩
અનેક જીવ વહાલે લીધા ઉગારી, પ્રેમાનંદ ચરણપર વારી. સંધ્યા૦ ૪

### પદ ૯૫૭ મું–રાગ સંધ્યા આરતિ

સંધ્યા આરતિ શ્યામ સુંદરકી, વાસુદેવ પ્રભુ રુકિમણિવરકી; સંધ્યા૦ ટેક.
રતન સિંહાસન ઉપર રાજે, રતિપતિ કોટી નિરખી છબી લાજે. સંધ્યા૦ ૧
રૂપ અનુપમ જુગલ કિશોરી, રુકિમણિ લક્ષ્મદેવકી જોરી. સંધ્યા૦ ૨
ભવ બ્રહ્મા સનકાદિક નારદ, આરતિ કરત શેષ અરુ સારદ. સંધ્યા૦ ૩
રુકિમણિ કૃષ્ણ કૃષ્ણ જે ગાવે, આ ભવ ભટકન બહોરી ન આવે. સંધ્યા૦ ૪
જુગલ રૂપ રહો ઉર બીચ આઈ, પ્રેમાનંદ મુદિત બલજાઈ. સંધ્યા૦ ૫

## પદ ૯૫૮ મું-રાગ સંધ્યા આરતિ

આરતિ કીજે શ્રીકમલાવરકી, પરમ પુરુષ ઘનશ્યામ સુંદરકી; આર૦ ટેક.
સંખ ચક્ર ગદા પદ્મ બીરાજે, નિરખી રતિ પતિ કોટીક લાજે. આર૦ ૧
દિવ્યાંબર ભૂષિત ભવમોચન, નિરખત ભક્ત ભરી ભરી લોચન. આર૦ ૨
વામાંગે રુકિમણિ મહારાણી, રાજત રસિક રૂપ રસ ખાની. આર૦ ૩
અંગો અંગ છબી બરની ન જાઈ, કોટી રવી શશી રહત લજાઈ. આર૦ ૪
જુગલ રૂપ રહો નેનકે આગે, પ્રેમાનંદ નીત યહ વર માગે. આર૦ ૫

## પદ ૯૫૯ મું-રાગ સંધ્યા આરતિ

જયદેવ જયદેવ, જય જન સુખકારી (૨);
કમલ નયન કમલાવર (૨), ભકત ભયહારી; જય૦ ટેક.
લક્ષ્મીનાથ નારાયણ, ત્રિભુવન જન સ્વામી (૨);
મેઘ શ્યામ મનોહર (૨), હરિ ગરુડ ગામી. જય૦ ૧
કિરીટ મુકુટ મકરાકૃત, પીતાંબર ધારી (૨);
શ્રીવચ્છ ભ્રગુપદ કૌસ્તુભ (૨), વનમાળા પ્યારી. જય૦ ૨
દિવ્ય સ્વરૂપ દયાનિધિ, સુરનર મુનિ ત્રાતા (૨);
ભક્તમનોરથ પૂરક (૨), વાંછીત વરદાતા. જય૦ ૩
નાના રત્ન વિભૂષણ, ભૂષિત મુરારી (૨);
સુંદર હસિત વદનપર (૨), પ્રેમાનંદ વારી. જય૦ ૪

## પદ ૯૬૦ મું

જય અંતરજામી જય અંતરજામી એ ઢાળ છે.

જયદેવ જયદેવ, જય હરિવર સ્વામી, જય હરિવર સ્વામી;
સુંદર મુખ નિરખીને (૨), અવિચલ સુખ પામી; જય૦ ટેક.
સહજાનંદ સુખકારી, કરુણા બહુ કીધી (૨);
ભવસાગરમાં બુડતાં (૨), બાંહ્ય ગ્રહી લીધી. જય૦ ૧
શ્રીઘનશ્યામ મનોહર, મૂરતિ મરમાળી (૨);
કૃપા કરી નિજજનના (૨), દુઃખ નાંખ્યાં ટાળી. જય૦ ૨
નીલકંઠ નારાયણ, હરિ કૃષ્ણ સ્વામી (૨);
નામ રટી રટી બહુ જન (૨), થઈ ગયાં નિષ્કામી. જય૦ ૩

ધર્મકુંવર કરુણાનિધિ, કરુણા ઉર લાવી (૨);
પ્રેમાનંદના ઉરમાં (૨), અખંડ રહો આવી. જય૦ ૪

પદ ૯૬૧ મું

જય સ્વામિ વહાલા, જય સ્વામિ વહાલા;
આરતિ ઉતારું (૨), ધર્મતણા લાલા; જય૦ ટેક.
મહા મનોહર મૂર્તિ, નિરખી દુઃખ જાય (૨);
ચરણ કમલ ઉર ધરતાં (૨), મન શીતલ થાયે. જય૦ ૧
કૃષ્ણ કમલદલલોચન, મોચન ભવ પીડા (૨);
દીનાનાથ તમારી (૨), નીત નૌતમ ક્રીડા. જય૦ ૨
કરુણામય તનુ ધારી, કરુણા બહુ કીધી (૨);
મુક્તતણી જે પદવી (૨), અનાથને દીધી. જય૦ ૩
આ અવતાર ધર્યો સ્વામી, ગરીબોને સારુ (૨);
પ્રેમાનંદકે તન મન (૨), લઈ તમ પર વારું. જય૦ ૪

પદ ૯૬૨ મું

જયદેવ જયદેવ, જય સ્વામી મહારાજ (૨);
સહજાનંદ દયાલુ (૨), જય જય ગરીબ નિવાજ; જય૦ ટેક.
પતિત પાવન અધમ ઓધ્ધારણ, મુક્તિના દાતા (૨);
દીનતણા દુઃખભંજન (૨), શરણાંગત ત્રાતા. જય૦ ૧
કરુણા રસમય મૂર્તિ, કરુણામય વાણી (૨);
કરુણામય કર લટકે (૨), લીધાં મન તાણી. જય૦ ૨
બહુ સુખ દીધાં જનને, કરુણા ઉર આણી (૨);
માયા મદ અભિમાની (૨), તે ન શકયાં જાણી. જય૦ ૩
ભક્તતણા ઉર ભૂષણ, મુનિને મન વસીયા (૨);
પ્રેમાનંદના જીવન (૨), સહજાનંદ રસીયા. જય૦ ૪

પદ ૯૬૩ મું-રાગ આરતિ

આરતિ નારાયણસ્વામીકી, અક્ષર પ્રભુ બહુ નામીકી; આર૦ ટેક.
પુરુષોત્તમ પ્રગટ ભયે આઈ, નારાયણ નિજજન સુખદાઈ. આર૦ ૧

નખશિખ રૂપ અનુપમ સોહે, નિરખત સુરનર મુનિ મન મોહે. આર૦ ૨
ચરન કમલ નખ ચંદ્ર છબીપર, વારત પ્રાન વિરંચી મુનિ હર. આર૦ ૩
કટીપટ પીત કનક પટ ભૂખન, ઉર બનમાલ હરત સબ દુખન. આર૦ ૪
કિરીટ મુગટ કુંડલ છબી રાજે, રતિ પતિ કોટી નિરખી છબી લાજે. આર૦ ૫
આરતિ સુર મુનિ નિત્ય ઉતારે, પ્રેમાનંદ મુદિત છબી ધારે. આર૦ ૬

## પદ ૯૬૪ મું–રાગ આરતિ

જયદેવ જયદેવ, જય જન સુખકારી (૨);
આરતિ ઉતારું (૨), ચરણે ચીત ધારી; જય૦ ટેક.
નારાયણ પુરુષોત્તમ, વંદાવનવાસી (૨);
પતિત પાવન પ્રગટ્યા (૨), નિજ જન સુખરાશી. જય૦ ૧
માયા કાળ કર્મના, પ્રેરક હરિ કહાતે (૨);
સારદ નારદ શુક મુનિ (૨), નિગમાગમ ગાતે. જય૦ ૨
જુગ જુગ હરિ નિજ જન હીત, સુંદર તનુ ધરતાં (૨);
લીલા રસ વરસાવી (૨), ભક્ત આનંદ કરતાં. જય૦
કરુણા કરી નિજ જન હીત, નારાયણસ્વામી (૨);
અધમ ઓધારણ પ્રગટ્યા (૨), કળીમાં બહુનામી. જય૦ ૪
જે જન નયણે નિરખી, હેતે કરી ગાવે (૨);
પ્રેમાનંદ કહે પાછો (૨), ગર્ભવાસ નાવે. જય૦ ૫

## પદ ૯૬૫ મું–રાગ બિહાગ

માત જસોદા ઉતારે આરતિ, માત જસોદા ઉતારે; આર૦ ટેક.
સિતલ આરતિ મદનમોહનકી, બાર બાર લે વારે. આર૦ ૧
ગ્વાલબાલ વ્રજબાસી પ્રેમ જુત, જય જય શબ્દ ઉચારે;
નિરખત બદન શ્રીમદનમોહનકો, રૂપ છટા ઉર ધારે. આર૦ ૨
આય વિબુધ વિમાન બેઠીકે, નંદકુંવરકું નિહારે;
હરખત મુદિત કુસુમ ઝરી બરખત, કરત ન નેનસે ન્યારે. આર૦ ૩
મદનગોપાલ માધુરી મૂરત, ચિતવત સબ દુઃખ ટારે;
પ્રેમાનંદ ઘનશ્યામ રૂપકું, ઉરતેં પલ ન બિસારે. આર૦ ૪

### પદ ૯૬૬ મું–રાગ બિહાગ આરતિ

સિતલ આરતિ કીજે, પ્રભુજીકી સિતલ આરતિ કીજે; પ્રભુ૦ ટેક.
સિતલ રૂપ શ્રીનરનારાયણ, નિરખી નિરખી સુખ લીજે. પ્રભુ૦ ૧
રૂપ સુધાનિધિ નિરખી નાથ દોઉ, અંતરમાંહી ધરીજે. પ્રભુ૦ ૨
હોય આધીન જોરી કર આગે, તન મન પ્રભુજીકું દીજે. પ્રભુ૦ ૩
પ્રેમાનંદકે નાથ છબીપર, બાર બાર બલી લીજે. પ્રભુ૦ ૪

### પદ ૯૬૭ મું–રાગ બિહાગ આરતિ

કરત મૂરતિ મૈયા, આરતિ કરત મૂરતિ મૈયા; આર૦ ટેક.
રતન જડીત સિંધાસન ઉપર, રાજત વર દોઉ ભૈયા. આર૦ ૧
સિતલ આરતિ કરત મહતારી, નિરખીસું સિતલ હૈયા;
ગદ ગદ કંઠ સજલ દોઉં લોચન, હસી હસી લેત બલૈયા. આર૦ ૨
વ્યાસ વિરંચી ચમર છત્ર લીયે, ઉધવ ચરન સેવૈયા;
ધર્મદેવ સનકાદિક મુનિવર, પુની પુની પરતહે પૈયા. આર૦ ૩
બાજત બાજા અનંત ભાંત, ધુની સુનત સકલ સુખ દૈયા;
નારદ જંત્ર બજાવત ગાવત, નાચત થેઈ થેઈ થૈયા. આર૦ ૪
બરખત સુમન દેવ મુનિ સકલ, ઝુકી વિમાન નભ છૈયા;
નિરખત કરત પ્રાન નોછાવર, પ્રેમાનંદ બલ જૈયા. આર૦ ૫

### પદ ૯૬૮ મું–રાગ બિહાગ

કરત જસોદા મયા આરતિ, કરત જસોદા મયા; આર૦ ટેક.
સિતલ આરતિ શ્યામ સુંદરકી, ઉતારીકે લેત બલૈયા. આર૦ ૧
બાજત ઝાંઝ મૃદંગ ઝાલરી, ઘંટા રવ સુખદૈયા;
બોલત જય જય ગ્વાલબાલ સબ, સુની મન હરખ બધૈયા. આર૦ ૨
બરખત હરખી સુમન ઝરી સુરપતિ, સુર વિમાન નભ છયા;
પ્રમુદીત દેવ બજાય દુંદુભી, નાચત થઈ થઇ થયા. આર૦
શ્રીઘનશ્યામ બદનકી શોભા, નિરખી મગન નંદરૈયા;
તન મન પ્રાન કરત નોછાવર, પ્રેમાનંદ બલિ જૈયા. આર૦ ૪

### પદ ૯૬૯ મું

સિતલ આરતી કીજેં, શ્યામકી સિતલ આરતિ કીજેં. શ્યામ૦ ટેક.
નિરખી બદન ઘનશ્યામ લાલકો, તન મન ધન બલિ જીજેં. શ્યામ૦ ૧

શ્રીઘનશ્યામ રૂપકી રચના, અંતરમાં લખી લીજેં;
નિરખી બદન ચંદ ચકવાકીજ્યું, પ્રેમ સુધારસ પીજેં. શ્યામ૦ ૨
શીતલ બદન શ્યામકો નિરખી, તન મન તાપ સમિજેં;
ગદગદ કંઠ ગાય ગુન કીરતન, પુલકી નયન જલ ભીંજે. શ્યામ૦ ૩
કરી સાષ્ટાંગ વિનય કરજોરી, સબ ઓગુન બગસીજેં;
પ્રેમાનંદ કહે નાથ ચરનપર, પુલકી શિશધરી દીજેં. શ્યામ૦ ૪

## પદ ૯૭૦ મું–રાગ બિહાગડે

પોઢે સુખસેજ કૃપાનિધાન; પોઢે૦ ટેક.
પોઢે નરનારાયણ નામ સુમરે, હોત ભવ દુ:ખ હાન. પોઢે૦ ૧
દિવ્ય રૂપ અનંત જાકે, ગાવત વેદપુરાન;
શુક સનક બ્રહ્માદી મુનીગન કરત નીત ગુન ગાન. પોઢે૦ ૨
અક્ષર આદીક મુકત મુનિવર ચાર રસકી ખાન;
સેવત ચરન સરોજ નિસદીન, મુદીત મન તજી આન. પોઢે૦ ૩
દીનબંધુ દયાલ જનહીત, પ્રગટ ભયે ભગવાન;
પ્રેમાનંદ એ રૂપ નિધીપર વારત તન મન પ્રાન. પોઢે૦ ૪

## પદ ૯૭૧ મું

પોઢે રંગ મોહોલ રાજકુમાર; પોઢે૦ ટેક.
ધર્મસુત શ્રીનરનારાયણ, વિશ્વકે આધાર. પોઢે૦ ૧
શ્વેતદ્વિપનિવાસી શ્રીપતિ, વાસુદેવ કિરતાર;
નરનારાયણ રૂપ પ્રગટે, તારન ભવસંસાર. પોઢે૦ ૨
ભક્તિધર્મ ગૃહે પ્રગટ ભયે, ચહુ રૂપ જન હિતકાર;
નરનારાયણ કરત તપ, દ્રઢ વ્રત ધરી બ્રહ્મચાર. પોઢે૦ ૩
હરિ સદા વૈકુંઠ રાજત, રમાકાંત મોરાર;
કૃષ્ણચંદ્ર ગોલોકબાસી, પ્રેમાનંદ બલિહાર. પોઢે૦ ૪

## પદ ૯૭૨ મું–રાગ બિહાગ

પોઢીયે સુખદેન, સેજમેં, પોઢીયે સુખદેન; સેજમેં૦ ટેક.
શ્રીઘનશ્યામ છબીલે મોહન, નિદ્રા વ્યાપિહે નેન. સેજમેં૦ ૧

રંગ મોહોલકી અટા ઘટાસમ, મની દીપક છબી એન;
સરસ સુમનકી સેજ સંવારી, નિરખી લાજ્યોહે મેન. સેજમેં૦ ૨
બાજત તાલ મૃદંગ તંબુરો, સુનિ ઉપજત સુખચેન;
ગાવત તાન બિહાગ ગુનિજન, ભગ સોહાઇહે રેન. સેજમેં૦ ૩
દુગ્ધફેન સમ સેજ પલંગપર, સ્યામ કરો સુખસેન;
પ્રેમાનંદ કહે શીઘ્ર ભોર ઉઠી, દુહોજ્યું શ્યામ ધોરી ધેન. સેજમેં૦ ૪

## પદ ૯૭૩ મું

સેજ સંવારતિ શ્યામા પ્યારી. સેજ૦ ટેક.
ચુનચુન કલીયા સેજ બીછાવતિ,પ્રેમ પુલકીત બ્રખુભાનદુલારી. સેજ૦ ૧
મલયાગરકો પલંગ મનોહર, પાટી હીર ભરી અતિભારી;
તાપર સેજ સંવારી સુમનકી, ઓછાડી ઝીની ચોતારી. સેજ૦ ૨
નાના બીધીકે કુસુમ સુગંધી, રચીહે કુંજ ઝરોખા બારી;
ધુપ રુ દીપ સુગંધી અંતર, ઉઠત તરંગે ન્યારી ન્યારી. સેજ૦ ૩
પલંગ સમીપ ફુવારે છુટત, શિતલ મંદ પવન સુખકારી;
પ્રેમાનંદ ગ્રિષ્મ ઋતુ બરનન, પોઢતહેં ધનસ્યામ બિહારી. સેજ૦ ૪

## પદ ૯૭૪ મું-રાગ બિહાગ

સેજ બીછાયકે પંથ નિહારે, સેજ૦ ટેક.
કબ આવે ધનસ્યામ સેજપર, ઠાડીકર દીપક લે બારે. સેજ૦ ૧
શ્રીબ્રકુભાન લાડિલી રાધા, દીપકસુત લે નેન સંવારે;
પ્રેમાનંદકો નાથ શ્યામ ઘન, બેઠ પાલખી મોહોલ પધારે. સેજ૦ ૨

## પદ ૯૭૫ મું

પોઢત લાલ લાડિલી દોઉ; પોઢ૦ ટેક.
પોપ ફુલકી સેજ સંવારતી, રાધા પ્રેમ મગન મન હોઉ. પોઢ૦ ૧
ઢોરતી પવન લલીતા લે પંખો, ત્રપતી ન હોતી બદન છબી જોઉ;
પ્રેમાનંદ ધનસ્યામ મૂરતી, રાખતહે નેનનમેં પ્રોઉ. પોઢ૦ ૨

## પદ ૯૭૬ મું-રાગ બિહાગડો

પોઢે સુખસેજ શ્રીઘનસ્યામ; પોઢે૦ ટેક.
નંદનંદન જકતવંદન, ભકતપૂરનકામ. પોઢે૦ ૧

હાંરેહો સારદ નારદ શેષ શુક, જાકો રટત નિશદીન નામ;
સુર મુનિ સનકાદી ધરતહે, ધ્યાન આઠોં જામ. પોઢે૦ ૨
હરિહો સર્વભૂતનિવાસી શ્રીપતિ, સંતનકે વિશ્રામ;
દિવ્ય રૂપ નરાકૃતિ ધરી, બસત ગોકુલ ગામ. પોઢે૦ ૩
હાંરેહો સુમન સેજ સંવારી પ્યારી, ગોકુલરાજકે ધામ;
પ્રેમાનંદકો નાથ પોઢત, રાધીકા ઉર દામ. પોઢે૦ ૪

## પદ ૯૭૭ મું

પોઢે યદુનાથ રાજ ભવન; પોઢે૦ ટેક.
સુમન સેજ સંવારી સુંદર, ચલત મંદ પવન. પોઢે૦ ૧
હાંરેહો ભવ બ્રહ્મા સુરરાજ ઇનકો, કરત નિત્ય સ્તવન;
સૂર્ય શશી ધરી શિષ આજ્ઞા, કરત નિત્યપ્રતિ ગવન. પોઢે૦ ૨
હરિહો અવનિ ભાર ઉતારનકું, પ્રગટે રુકિમનિરમન;
મારે અસુર કંસાદી અગનિત, જારયો કાલજવન. પોઢે૦ ૩
હાંરેહો પતિતપાવન શ્યામ બીના, એસો ઓર કવન;
પ્રેમાનંદ કહે વિપ્ર સુદામા, કીનો ઇંદ્ર સમન. પોઢે૦ ૪

## પદ ૯૭૮ મું

પોઢીયે મહારાજ સેજ. પોઢી૦ ટેક
સરસ સુમનકી સેજ સવારી, નાથ તીહારી કાજ. સેજ૦ ૧
રતન જડીતકો પલંગ મનોહર, ઓર સુભગ સબ સાજ;
તાપર શયન કરો અવિનાશી, ધન્ય ઘડી દિન આજ. સેજ૦ ૨
બાજત તાલ મૃદંગ તંબુરા, ગાવત ગુનિન સમાજ;
નારદ સુંદર સુજશ બખાનત, અજીત ઇશ શિરતાજ. સેજ૦ ૩
આયો કામ સેનબલ સંજુત, ગયો વ્યર્થ તજી લાજ;
પ્રેમાનંદકે નાથ અજીત સદા, જય જય ગરીબ નિવાજ. સેજ૦ ૪

## પદ ૯૭૯ મું

પલંગપર પોઢીયેં નરવીર; પલંગ૦ ટેક.
આઇ નિંદ નેનમે ઠાકોર, ગઇ રેનિ ઘનિ ધીર. પલંગ૦ ૧

નવરંગ રતન જડીત અતિસુંદર, પલંગ ભર્યો લે હીર;
મખમલ સેજ સંવારી સુંદર, શ્વેત ઓછાઓ ચીર. પલંગ૦ ૨
ગેંદુવા ગાલ મસુરીયા નૌતમ, ધરે પલંગકે તીર;
ઓસીસા લે ધરું અનોપમ, શિતલ ઢારું સમિર. પલંગ૦ ૩
ગાવત કીરતી વ્યાસ વિરંચી, ઓર નારદ મુનિકીર;
પ્રેમાનંદ કરત પદ સેવા, તજત સકલ દુ:ખ પીર. પલંગ૦ ૪

## પદ ૯૮૦ મું-રાગ બિહાગડો

પોઢે પ્રભુ મદનમોહનરાય; પોઢે૦ ટેક.
રંગમોહોલમેં રાધિકા સંગ, કેલિ રસ ઉપજાય. પોઢે૦ ૧
હાંરેહો દિવ્ય રત્ન રચિત મંદીર, રત્નથંભ રચાય;
રત્ન દીપક ઝગમગે, છબી રત્નમય રહી છાય. પોઢે૦ ૨
હાંરેહો રત્નમની પચરંગકો, પરયંક સુભગ સોહાય;
તાપર સેજ સમારી સુંદર, દુકુલ કોમલ લાય. પોઢે૦ ૩
હરિહો ડારી પરદા કર અંગિઠી, દીયે કીવાર લગાય;
પ્રેમાનંદ એ રસિક રૂપકું, રાખત નેનની માય. પોઢે૦ ૪

## પદ ૯૮૧ મું

પોઢે રંગમોહોલ જુગલકિશોર; પોઢે૦ ટેક.
રસકી રાશી રાધિકા, પીયા રસિક વર રસ ચોર. પોઢે૦ ૧
હાંરેહો રંગમોહોલમેં રચી સજ્જા, આનંદ રસકો ઠોર;
દિવ્ય ચિત્ર વિચિત્ર બાંધી, ચાંદની ચહુ ઓર. પોઢે૦ ૨
હાંરેહો દ્વાર દેકેં ડારે પરદા, શરદ રુતુકો જોર;
અંગિઠીસું લગાય આગી, ધરી શ્યામ સમોર. પોઢે૦ ૩
હાંરેહો લલિતા આદિક સહચરી, ગુન ગાવત તાન તતોર;
પ્રેમાનંદ એ રસિક પીયકું, રાખત નેનની કોર. પોઢે૦ ૪

## પદ ૯૮૨ મું

પોઢે દોઉ રાધા મદનગોપાલ; પોઢે૦ ટેક.
ચંદ્રવરણની રાધિકા, આસક્ત અતિ નંદલાલ. પોઢે૦ ૧

હાંરિહો ભુવન ભીતર સંવારી સજ્યા, જાનીકે શરદ કાલ;
કનકમનિમય મંચ પંચરંગ, પાટી રચી વિશાલ. પોઢે૦ ૨
હાંરિહો મખમલકો ડાર્યો ગલીચો, ઉપર શ્વેત ઓછાલ;
અતલસકે ઓસીશા સુંદર, તલે મસુરીયા ગાલ. પોઢે૦ ૩
હાંરિહો ઉપર જુગલ રજાઈ રુઈ ભરી, ઓઢે શ્યામ તમાલ;
પ્રેમાનંદ બલિહારી છબીપર, સ્વર્ગ મૃત્યુ પાતાલ. પોઢે૦ ૪

## પદ ૯૮૩ મું

પોઢે પ્રભુ મદનમોહનદેવ; પોઢે૦ ટેક.
કરત રાધા પ્રેમ પુલકિત, ચરન પંકજ સેવ. પોઢે૦ ૧
હાંરિહો તેજપુંજનિવાસી શ્રીહરિ, જાનત મહામુનિ ભેવ;
ભૂકો ભાર ઉતારને હરિ, મનુષ્ય રૂપ ભયેવ. પોઢે૦ ૨
હાંરિહો કૃપાસિંધુ દયાલ પ્રભુકી, યેહી નિરંતર ટેવ:
પતિત કેસોઉં આવત શરને, તારત હેં તતખેવ. પોઢે૦ ૩
હાંરિહો અજામેલ ગનિકા આદિ, અધમ અનંત તરેવ;
પ્રેમાનંદ કહે પાયે મહાસુખ, હરિ ચરન સુખરેવ. પોઢે૦ ૪

## પદ ૯૮૪ મું—રાગ બીલાવલ

માઈ મોરો જીવન કુંજવિહારી, ગોપીનાથ ગોવરધનધારી. માઈ૦ ટેક.
ગોપીનાથ જશોદાજીવન, મદનગોપાલ લાલ બનવારી. માઈ૦ ૧
બરહાપીત ધરેં કર મોરલી, પીતાંબર ઓઢેં કામરી કારી. માઈ૦ ૨
નટવર નાગર રૂપ ઉજાગર, મોરલી બજાય મોહી વ્રજનારી. માઈ૦ ૩
નંદાનંદન કંસ નિકંદન, પ્રેમાનંદકો નાથ મુરારી. માઈ૦ ૪

## પદ ૯૮૫ મું

નિરખી છબી મોરે નૈના લોભાને, ગોપીનાથ પિયા મન માને. નિર૦ ટેક.
તરુન મયુર ચંદ્રિકા શિરપર, મક્રાકૃત કુંડલ દોઉ કાને. નિર૦ ૧
ચંદન ચરચીત નીલ જળદ તન, પીત બસન કટીપર લે તાને. નિર૦ ૨
ભાલ વિશાલ લલીત દ્રગ ચંચલ, નિરખી ખંજન મીન લજાને. નિર૦ ૩
ગોપીનાથ પિયાકી શોભા, પ્રેમાનંદ લખી ઉર આને. નિર૦ ૪

## પદ ૯૮૬ મું

ઠાકોર શ્રીગોપીનાથ હમારે, સુંદર શ્યામ પ્રાનસોં પ્યારે; ઠાકો૦ ટેક.
ગોપીપ્રાણુ ગોપીકાજીવન, ગોપીજનવલ્લભ દ્રગ તારે. ઠાકો૦ ૧
ગોપીજન સુખદાયક મોહન, વ્રજજનહીત ગોવરધન ધારે. ઠાકો૦ ૨
નટવર રૂપ મદનમદગંજન, ગોપીરંજન નંદદુલારે. ઠાકો૦ ૩
પ્રેમાનંદ ત્રિભંગી લાલપર, નોછાવર તન મન લે વારે. ઠાકો૦ ૪

## પદ ૯૮૭ મું

શ્રીગોપીનાથ રૂપ રંગ રાતે, ગોકુલવાસી પ્રીરત મદમાતે; શ્રીગોપી૦ ટેક.
બાલ રુ વૃદ્ધ તરુન નર નારી, છાકે પ્રીરત ગીનત નહીં કાતે. શ્રીગોપી૦ ૧
લોકપાલ સુરરાજ સબહિકું, જાનતહે અતિ દીન દુખાતે. શ્રીગોપી૦ ૨
અષ્ટ સિદ્ધિ નવ નિધિ ચતુર્ધાં, વારત લે હરિપર હરખાતે. શ્રીગોપી૦ ૩
પ્રેમાનંદ ગોપીનાથ બદન છબી, ચીતવત મગન પ્રીરત
ગુન ગાતે. શ્રીગોપી૦ ૪

## પદ ૯૮૮ મું-રાગ કાનડો મારુ

ગોપીનાથ બદનપર વારુ; ગોપી૦ ટેક.
કોટીક કામ છબી ત્રિભોવનકી, શ્યામ બદનપર વારીકે ડારુ. ગોપી૦ ૧
ભાલ વિશાલ તિલક કેશરકો, કુંડલ કરન મકાકૃતિ ચારુ;
ભ્રકુટી કુટીલ લલીત છબીલોચન, બંક બિલોકની નેન નિહારુ. ગોપી૦ ૨
અધર પ્રવાલ સુભગ નાસા શુક, મુસકની મંદ મદ ઉર ધારુ;
મધુર મધુર સ્વર બેન બજાવત, ગાવત રાગ કાનરો મારુ. ગોપી૦ ૩
ઉર બનમાલ પીતપટ કાછે, નંદકુવર ઘનસ્યામ ઉદારુ;
મોહનલાલ મોહની મૂરત, પ્રેમાનંદ કહે પલ ન વિસારુ. ગોપી૦ ૪

## પદ ૯૮૯ મું

શ્રીગોપીનાથ નિરખી લલચાઈ; શ્રીગો૦ ટેક.
પરબસ ભઈ પ્રીરુ પાછે, લગ ગઈ નેન સેન ઉરમાંઈ. શ્રીગો૦ ૧
કહા કહું ઘનસ્યામ રૂપકી, રચના મોંપેં કહી ન જાઈ;
કંદ્રપ કોટી ઓટી ગહી ડાડે, નિરખત રૂપ છટા હરખાઈ. શ્રીગો૦ ૨

અંગોઅંગ અમીત ત્રિભોવન, ઉદય ભઇ સબ સુંદરતાઈ;
મોહીદેખી સકલ સુર વનિતા, થકીત ભઇ તન સુધ બીસરાઈ. શ્રીગો૦ ૩
કરત આલાપ અધર ધરી બંસી, રાગ કાનરો જન સુખદાઈ;
ગોપીપ્રાણનાથપર તંન મન, પ્રેમાનંદ કરત નોછાઇ. શ્રીગો૦ ૪

પદ ૯૯૦ મું

શ્રીઠાકોર શ્રીગોપીનાથ હમારે; શ્રીઠા૦ ટેક.
મન કર્મ બચન પાદાંબુજ સેવે, નોછાવરી તન મન લે વારે. શ્રીઠા૦ ૧
નિરખે બદન કમલ છીન છીન પ્રતિ, સુંદર નેન ચપલ દોઉ તારે;
વિહસત મંદ દસન દ્યુતિ દમકત, દુઃખમોચન મુખ બચન ઉચારે. શ્રીઠા૦ ૨
સુનત બચન સંતાપ મીટત સબ, ઉપજત ઉર આનંદ અપારે;
કરુના રસ સિંચત કમલાવર, ગોપીનાથ પ્રાનસો પ્યારે. શ્રીઠા૦ ૩
ગોપી ઉર આભુખન મોહન, ગોપી જીવન નંદદુલારે;
ગોપીપ્રાણનાથકો ઉરતેં, પ્રેમાનંદ પલ છીન ન વિસારે. શ્રીઠા૦ ૪

પદ ૯૯૧ મું

શ્રીગોપીનાથ ગોવરધનધારી; શ્રીગો૦ ટેક.
ત્રિભંગી મોરલીધર મોહન, રહો મોરે નેનમેં કુંજબિહારી. શ્રીગો૦ ૧
બરહી પીછ કરન મકાકૃત, સુંદર ભાલ તિલક છબી ન્યારી;
ભ્રકુટી કુટીલ ચપલ લોચનપર, ખંજન મીન કમલ જાઉં વારી. શ્રીગો૦ ૨
અધર પ્રવાલ સુભગ નાસાશુક, દસન ચંદ્રિકા દમકત ભારી;
મુસકની મંદ રુ બંક બિલોકની, નિરખી મોઇ સબે વ્રજનારી. શ્રીગો૦ ૩
ઉર બનમાલ પીત પટ કાછે, મોરલી અધર બાજત સુખકારી;
પ્રેમાનંદ કહે અખડ રહો ઉર, ગોપીવર ગોપાલ મોરારી. શ્રીગો૦ ૪

પદ ૯૯૨ મું-રાગ ગરબી

વંદુ દુર્ગપુરધામ, સુંદર શોભે ઘનસ્યામનું જે;
પરમ પાવન અભિરામ, કૃષ્ણ પૂરણકામનું જે. ૧
પ્રગટ પુરુષોત્તમરાય, રાજે ગઢપુરમાં શ્રીહરિ જે;
જેને નિગમ નેતિ ગાયે, નિજ ઇચ્છાએ દેહ ધરી જે. ૨

અક્ષરપતિ અવિનાશ, આવ્યા કરુણા કરી અતિ જો;
કીધો ગઢપુર નિવાસ, વરણી વેશે નૈષ્ટિક જતિ જો. ૩
ધન્ય ઉત્તમ નરદેવ, ઘેર રાખ્યા ઘનશ્યામને જો;
પરીપુરણ કરી સેવ, વશ કીધા સુખધામને જો. ૪
ઉત્તમ જાણીને નિજ ભક્ત, વશ થયા નિજ દાસને જો;
વરણી અતિશેં વિરક્ત, રહ્યા અખંડ કરી વાસને જો. ૫
કીધું અધીક ગઢપુર સાત પુરી, ચાર ધામથી જો;
પ્રેમાનંદ કે' જમ દૂર, ભાગે ગોપીનાથ નામથી જો. ૬

પદ ૯૯૩ મું

ધન્ય ઉત્તમ દરબાર, ધન્ય ઓરડાની ઓસરી જો;
થયો મુક્તિ દાતાર, અખંડ રાજે ત્યાં શ્રીહરિ જો. ૧
ધન્ય ઓરડી અનૂપ, પ્રીતે પોઢે ભગવાન જ્યાં જો;
થઈ અક્ષર સ્વરૂપ, સંત ધારે નિત્ય ધ્યાન ત્યાં જો. ૨
ધન્ય નિંબ વૃક્ષ છાંય, ઘોડી ફેરે હરિ ફરતા જો;
જન ત્રપત ન થાયે, ધન્ય દરશન કરતાં જો. ૩
ધન્ય ધરણીનાં ભાગ્ય, ધન્ય ગઢપુર ધામને જો;
ધન્ય હરિજન ગૃહ ત્યાગ, કરી નિરખે ઘનશ્યામને જો. ૪
ધન્ય ગઢપુરનાં લોક, ધન્ય હરિજન નરનારીને જો;
થયાં સરવે અતિશોક, પ્રગટ નિરખ્યા ગિરિધારીને જો. ૫
ધન્ય પૂજ્યા કરી પ્યાર, ધર્મકુંવર સુખકંદને જો;
પ્રીતે પે'રાવ્યા હાર, ધન્ય ધન્ય પ્રેમાનંદને જો. ૬

પદ ૯૯૪ મું

ધન્ય દુર્ગપુર ધામ, ધન્ય ઉત્તમ નરેશજી જો;
મહિમા અધિક અભીરામ, ગુણ ગાય જેના શેષજી જો. ૧
ધન્ય ગઢપુરની શેરી, ધન્ય ગઢપુરના વાસને જો;
હરિ ચાંખડિયું પેરી, ચાલી જાય ઘેર દાસને જો. ૨
ધન્ય ગંગા ઉન્મત્ત, નિત્ય ન્હાવે હરિ નીરમાં જો;
સંગે મુનિવર સમરથ, લઈ રમે હરિ તીરમાં જો. ૩

કરે લીલા બહુ ભાત, બેસી ગંગા મધ્ય પૂરમાં જો;
ગાયે કિરતન કરી ખાંત, પાડે તાળી બહુ સૂરમાં જો. ૪
ધન્ય ગંગાનો ઘાટ, ધન્ય ખળખળિય નામને જો;
ધન્ય નારાયણ હ્રદની વાટ, રથ હાંકવો ઘનશ્યામને જો. ૫
ન્હાયીને મુનિવર લઈ સાથ, હરિ આવે નિજ મંદમાં જો;
શોભે પ્રેમાનંદનો નાથ, જેમ તારા મધ્ય ચંદ્રમાં જો. ૬

પદ ૯૯૫ મું

ધન્ય પુરની બજાર, ધન્ય લક્ષ્મીનો બાગ છે જો;
થઇને અશ્વ અસવાર, જાયે જીવન જોયા લાગ છે જો. ૧
ધન્ય આંબાની છાંય, ધન્ય બેઠક બેસે હરિ જો;
સંત કિર્તન ત્યાં ગાય, નિરખે નાથને નેણાં ભરી જો. ૨
ગુંથી ગુલાબના હાર, સંત પેરાવે પ્રિતસું જો;
બાંધે બાજુ કરી પ્યાર, ધાલે ગજરા રસ રીતસું જો. ૩
સંત ગાયે કિર્તન વાજે, દોકડ સારંગીયો જો;
મેવા જમે જીવન, કેળાં દ્રાક્ષ નારંગીયો જો. ૪
ધન્ય રાધાની વાવ, ધન્ય બાગ રાધાતણો જો;
હરિ જાય કરી ભાવ, અતિ મહિમા તેનો ઘણો જો. ૫
પૂરણપુરુષોત્તમ દેવ, એમ વિચરે ગઢપુરમાં જો;
મોટા મુનિવર કરે સેવ, પ્રેમાનંદ તો હજૂરમાં જો. ૬

પદ ૯૯૬ મું

રાજે ગઢપુર મહારાજ, પૂરણબ્રહ્મ પરમાતમા જો;
આવ્યા ગરીબનિવાજ, એતો અક્ષરના આતમા જો. ૧
છાયો પ્રબલ પ્રતાપ, કહ્યો નવ જાયે રસના જો;
કીધો અધર્મ ઉથાપ, વાગ્યા ડંકા અતિ જશના જો. ૨
માર્યા અસુર અપાર, કામ ક્રોધાદિક વાંકડા જો;
સુર અસુર નરનાર, જેને આગે સહુ રાંકડા જો. ૩
મત પંથને માથે મેખ, મારી લીધા જન છોડવી જો;
મુંડતા કેઇક ગુરુ ભેખ, પાડતા માહંતને ગોડવી જો. ૪

આપી પરચા અનૂપ, માયીક મતને ઉખાડીયા જો;
જીવ માયા બ્રહ્મ રૂપ, જથારથ તે દેખાડીયા જો. ૫
સમાધિમાં સહુ ધામ, દેખાડ્યાં નર નારને જો;
એવા સહજાનંદ શ્યામ, પ્રગટ્યા પ્રેમાનંદ કારણે જો. ૬

## પદ ૯૯૭ મું શ્રીગોપીનાથજીનો ગરબો

વંદુ ગિરિધર ગોકુલચંદ, ગોપીનાથજીરે;
વંદુ ત્રિભુવન આનંદકંદ, ગોપીનાથજીરે. ૧
ગાવું ગરબે ગુણ અભીરામ, ગોપીનાથજીરે;
આપો બુદ્ધિ સુંદર શ્યામ, ગોપીનાથજીરે. ૨
તમે ગોલોકધામનિવાસી, ગોપીનાથજીરે;
તમે છો વૃંદાવનવિલાસી, ગોપીનાથજીરે. ૩
તમારો મહિમા અપરમપાર, ગોપીનાથજીરે;
તમારો નિગમ ન કરે નિરધાર, ગોપીનાથજીરે. ૪
તમારું શિવ બ્રહ્મા ધરે ધ્યાન, ગોપીનાથજીરે;
તમારું સહસ્રવદન કરે ગાન, ગોપીનાથજીરે. ૫
તમને મહા મુનિ ઉર ધારે, ગોપીનાથજીરે;
શુકસનકાદિક પળ ન વિસારે, ગોપીનાથજીરે. ૬
તમે છો અખિલ લોક પતિ ઈશ, ગોપીનાથજીરે;
તમે હરિ રચ્યાં તત્ત્વ ચોવીશ, ગોપીનાથજીરે. ૭
તમે છો અનંત બ્રહ્માંડના કરતા, ગોપીનાથજીરે;
તમે છો સહુના ભર્તા હરતા, ગોપીનાથજીરે. ૮
તમે હરિ જુગ જુગ દિવ્ય સ્વરૂપ, ગોપીનાથજીરે;
ધરો અગણિત રૂપ અનૂપ, ગોપીનાથજીરે. ૯
તમે હરિ કમલાકાંત કહાવો, ગોપીનાથજીરે;
રાધારમણ ભક્ત મન ભાવો, ગોપીનાથજીરે. ૧૦
તમે હરિ ગઢપુર ભલે પધાર્યા, ગોપીનાથજીરે;
તમે સહુ જનના કારજ સાર્યા, ગોપીનાથજીરે. ૧૧

કીધું ગઢપુર ગોકુલ ધામ, ગોપીનાથજીરે;
ઘેલો જમુના પાવન નામ, ગોપીનાથજીરે. ૧૨
ધન્ય ધન્ય ઉત્તમનો દરબાર, ગોપીનાથજીરે;
કીધો મુક્તિનો દાતાર, ગોપીનાથજીરે. ૧૩
તમારે દરશને દુઃખ જાય, ગોપીનાથજીરે;
જનના પાતક પ્રલ્લે થાય, ગોપીનાથજીરે. ૧૪
તમારું નામ જપે નર કોય, ગોપીનાથજીરે;
તેને જનમ મરણુ નવ હોય, ગોપીનાથજીરે. ૧૫
તમારો દીઠો બહુ પ્રતાપ, ગોપીનાથજીરે;
કીધાં નરનારી નિષ્પાપ, ગોપીનાથજીરે. ૧૬
જે જન દરશન કરવા આવે, ગોપીનાથજીરે;
ડગળે કોટી જગન ફલ પાવે, ગોપીનાથજીરે. ૧૭
તમે છો દીનતણુા દુઃખભંજન, ગોપીનાથજીરે;
તમે છો માનીના મદગંજન, ગોપીનાથજીરે. ૧૮
તમે છો દીનતણુા પ્રતિપાળ, ગોપીનાથજીરે;
તમે છો કાળતણુા હરિ કાળ, ગોપીનાથજીરે. ૧૯
તમને ભજે સકામી જન, ગોપીનાથજીરે;
આપો મન વાંછીત જીવન, ગોપીનાથજીરે. ૨૦
આપો ધન પુત્ર ને પરિવાર, ગોપીનાથજીરે;
કાપો દુઃખ દારિદ્ર અપાર, ગોપીનાથજીરે. ૨૧
આપો રિધ સિધ બહુ ભોગ, ગોપીનાથજીરે;
ટાળો ત્રિવિધ તાપ ને રોગ, ગોપીનાથજીરે. ૨૨
તમે છો કલ્પતરુ ભગવાન, ગોપીનાથજીરે;
આપો ઇચ્છિત કૃપાનિધાન, ગોપીનાથજીરે. ૨૩
તમે છો કામધેનુ સુખપૂર, ગોપીનાથજીરે;
તમે છો ચિંતામણિ ચતુર, ગોપીનાથજીરે. ૨૪
તમને મેલીને અભિમાની, ગોપીનાથજીરે;
સેવે ભૈરવ ભૂત અજ્ઞાની, ગોપીનાથજીરે. ૨૫

જ્યાં ત્યાં વછ જેમ ધાલે માથું, ગોપીનાથજીરે;
પામે નિજ માતા વીન લાતું, ગોપીનાથજીરે. ૨૬
સાચા માત પિતા છો તમે, ગોપીનાથજીરે;
સુખીયો થાયે તમને નમે, ગોપીનાથજીરે. ૨૭
તમને નમ્યા વિનાનો પ્રાણી, ગોપીનાથજીરે;
ભોગવે નરક ફરે ચાર ખાણી, ગોપીનાથજીરે. ૨૮
મૂરખ મનુષ્યતણી દેહ પામી, ગોપીનાથજીરે;
તમને ન ભજે તેટલું હરામી, ગોપીનાથજીરે. ૨૯
જાશે જમપુરમાં અભાગી, ગોપીનાથજીરે;
લીધા નર્કકુંડ દુ:ખ માંગી, ગોપીનાથજીરે. ૩૦
જમની આજ્ઞામાં નિત્ય રહેશે, ગોપીનાથજીરે;
કાળ કર્મ વશ મહા દુ:ખ સહેશે, ગોપીનાથજીરે. ૩૧
જે જન તમારા કે'વાયા, ગોપીનાથજીરે;
તેનું નામ ન લે કાળ માયા, ગોપીનાથજીરે. ૩૨
તમારા ભુજદંડને અનુસરીયા, ગોપીનાથજીરે;
તેણે મહા શત્રુ વશ કરીયા, ગોપીનાથજીરે. ૩૩
તે નર મહા સુખીયા સુખ માણે, ગોપીનાથજીરે;
કોઇની બીક ન મનમાં આણે, ગોપીનાથજીરે. ૩૪
તમને નિષ્કામી જન પ્યારા, ગોપીનાથજીરે;
તે જન ન રહે તમથી ન્યારા, ગોપીનાથજીરે. ૩૫
તમારા ચરણ કમળ વિના બીજે, ગોપીનાથજીરે;
તેનું મન ક્યાંઈ નવ રીઝે, ગોપીનાથજીરે. ૩૬
તમારી સેવા વીના બડ ભાગી, ગોપીનાથજીરે;
બીજું કાંઈ નવ ઇચ્છે ત્યાગી, ગોપીનાથજીરે. ૩૭
બીજાં લોક ભોગ સુખ સારા, ગોપીનાથજીરે;
જાણે નર્ક તુલ્ય નઠારા, ગોપીનાથજીરે. ૩૮
રિદ્ધિ સિદ્ધિ જોગ વિભુતિ, ગોપીનાથજીરે;
સર્વે જાણે માયા દૂતિ, ગોપીનાથજીરે. ૩૯

એવા સંતતણી બલિહારી, ગોપીનાથજીરે;
સરવસ જાયે પ્રેમાનંદ વારી, ગોપીનાથજીરે. ૪૦

## પદ ૯૯૮ મું અથ શ્રીગોપીનાથજીનો ગરબો રાગ પરજ-દેશી

ચરણ વંદન કરી વર્ણવું શ્રીગોપીનાથ;
ગાવું ગરબો અભીરામરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
ઉન્મત્તગંગા ત્રટે શોભતું શ્રીગોપીનાથ;
દુર્ગપત્તન છબી ધામરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧
ઇન્દ્ર ભુવન સમ શોભતો શ્રીગોપીનાથ;
ઉત્તમ રાયતણો દરબારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
ઉત્તમ દરબારના મધ્યમાં શ્રીગોપીનાથ;
મંદિર વિમાન આકારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૨
મંદિર શોભા તે શું વણવું શ્રીગોપીનાથ;
રવિ રથ સરખો પ્રકાશરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
કનક કલશ ઉપર ઝળમળે શ્રીગોપીનાથ;
કનક ધ્વજા ઉડે આકાશરે જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૩
નિત્ય ત્રાંબાલુ નોબત ગડગડે શ્રીગોપીનાથ;
પણુવ ત્રાંસાં સરણાઇરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
વાજે દુકડ સારંગીયું શ્રીગોપીનાથ;
ગાયે ગુણી આનંદ વધાઇરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૪

ચિત્ર વિચિત્ર શોભે મંડપ શ્રીગોપીનાથ;
શોભા કહી નવ જાયેરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
કનક કાચના ઝાડ હાંડીયું શ્રીગોપીનાથ;
શોભા રહિ અતિ છાયરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૫
રત્ન સિંહાસન શોભતું શ્રીગોપીનાથ;
હીરા માણુકના જડાવરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
સોના રૂપાની રચના ઘણી શ્રીગોપીનાથ;
રત્ન તોરણુ બણાવરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૬
શોભા સાગર તમે શ્રીહરિ શ્રીગોપીનાથ;
બિરાજે રાધાજી સહિતરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
શું રે વખાણું શોભા રાજની શ્રીગોપીનાથ;
શણુગાર શોભા નવી નિત્યરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૭
એક દહાડાની છબી વર્ણવું શ્રીગોપીનાથ;
સાંભળતાં જન રાજી થાયરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
રત્ન મુગટ માથે શોભતો શ્રીગોપીનાથ;
નિરખી રવિ ચંદ્ર લજાયરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૮
રત્ન જડિત કાને કુંડલ શ્રીગોપીનાથ;
કેશર તિલક શોભે ભાલરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
પાન બીડીયું ચાવતાં શ્રીગોપીનાથ;

શોભે અધર અરુણ રસાલરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૯
ગળે ગળબંધ રત્ને જડ્યો શ્રીગોપીનાથ;
કનક કંઠી છબીદારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
કનક કંઠલો હેમ હાંસડી શ્રીગોપીનાથ;
ઉરમાં ઉતરી રત્ન હારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૦
મોતી માળા ઉર દુગદુગી શ્રીગોપીનાથ;
ચંદનહારની શોભા સારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
કૌસ્તુભ મણિ ને શ્રીવત્સ શોભતું શ્રીગોપીનાથ;
ઉરમાં અનેક અલંકારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૧
બાજુ કાજુ તે રત્ને જડ્યાં શ્રીગોપીનાથ;
કનક પોંચી તે રત્ને જટિતરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
કનક કડાં ને સોના સાંકળાં શ્રીગોપીનાથ;
વેઢ વિંટીયું ધટિતરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૨
કેડે કંદોરો કટિમેખલા શ્રીગોપીનાથ;
ચરણે ઝાંઝર ઝમકારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
સોના તોડો સરસ શોભતો શ્રીગોપીનાથ;
ચરણે ચાખડિયું ઉદારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૩
નખ શીખ આભૂષણ ઓપતાં શ્રીગોપીનાથ;
શોભો છો શોભા ધામરે, જાદવરાય;

પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
જરી પટકા ને જામા જરકસી શ્રીગોપીનાથ;
નિરખી લાજે કોટિક કામરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૪
સુંદર ત્રિભંગી લાલ વાંકડા શ્રીગોપીનાથ;
શોભાતણા નિધાનરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
અંતર ફેરે બહુ બેહેકતા શ્રીગોપીનાથ;
રસિક સુંદર બીનેવાનરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૫
તરુણ મનોહર મૂરતિ શ્રીગોપીનાથ;
સરસ ફુલે ગરકાવરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
ગુચ્છ તોરા કલંગી વાંકડી શ્રીગોપીનાથ;
સરવે સુમન સરપાવરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૬
સરસ વૈજંતીમાલ શોભતી શ્રીગોપીનાથ;
ગજરા બાજુ ગળે હારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
કનક કટાર કેડે વાંકડો શ્રીગોપીનાથ;
સોનેરી ઢાલ તરવારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૭
કનક મોરલી અધર ધરી શ્રીગોપીનાથ;
કનક છડી કરમાંહ્યરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
નખ શીખ શોભા વર્ણવતાં શ્રીગોપીનાથ;
શેષ શારદ નારદ લજાયેરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૮

શોભા જોઇને જન ઘેલડાં શ્રીગોપીનાથ;
ગઢપુરવાસી નરનારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
આવે જોવાને દેશો દેશનાં શ્રીગોપીનાથ;
નારી પુરુષ તે અપારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૯
ભીડ ભરાય બહુ જનની શ્રીગોપીનાથ;
નિત્ય સમૈયો આઠોજામરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
નિરખી શોભાના સુરને શ્રીગોપીનાથ;
પ્રેમાનંદ થયો પૂરણકામરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૨૦

## પદ ૯૯૯ મું

વામે અંગરાજે રાણી રાધીકા શ્રીગોપીનાથ;
શોભા સાગર વાસુદેવરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
નરપતિ નમે આવી દેશના શ્રીગોપીનાથ;
ભાવે સહિત કરે સેવરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧
આવે અમરપતિ દરશને શ્રીગોપીનાથ;
દેવાંગનાએ સહિતરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
શિવ બ્રહ્મા ને શુક આદિક શ્રીગોપીનાથ;
બેસી વિમાને આવે નિત્યરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૨
પ્રફુલ્લિત થઇને વારે તન મન શ્રીગોપીનાથ;
કરે પુષ્પનો વરસાતરે, જાદવરાય;

પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
ઉતરી વિમાનમાંથી હેઠલે શ્રીગોપીનાથ;
શોભા જોઇને રળિયાતરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૩
મહા મંત્ર ભણી કરે વિનતિ શ્રીગોપીનાથ;
પઢે પ્રબંધ મુખે છંદરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
વર્ણવે પ્રતાપ જોઈ પ્રગટ શ્રીગોપીનાથ;
કહે ધન્ય સચ્ચિદાનંદરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૪
ધર્યો નટવર નર વિગ્રહ શ્રીગોપીનાથ;
ગૂઢ ગતિ છો પૂરણકામરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
અનંતભુવનપતિ આપ છો શ્રીગોપીનાથ;
તજી અક્ષર નિજ ધામરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૫
આવી વિરાજ્યા ગઢપુરમાં શ્રીગોપીનાથ;
નિજ જનને અર્થે અવિનાશરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
અનંત ઐશ્વર્ય શક્તિ સહિત શ્રીગોપીનાથ;
પધાર્યા ધર્મ નિવાસરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ.
વિનતી કરીને ગયા નિર્જરા શ્રીગોપીનાથ;
આવ્યા મહા મુનિ વિગ્યાનરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
નારદ સનકાદિ શુક વ્યાસજી શ્રીગોપીનાથ;
આવ્યા દરશને તજી ધ્યાનરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૭

કરે કર જોડી ઉભા પ્રણુતી શ્રીગોપીનાથ;
દીધાં દરશન દયાલરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ;
અધરમના વંશ માયીક મતને શ્રીગોપીનાથ;
કાઢ્યા કાપીને કૃપાલરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ. ૮
કીધી રક્ષા ધર્મવંશની શ્રીગોપીનાથ;
ધર્મભક્તિના કુમારરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ;
આપ્યાં મહા સુખ નિજ દાસને શ્રીગોપીનાથ;
કીધાં બહુ અધમના ઓધારરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ. ૯
અમિત પ્રતાપ વિસ્તારિયો શ્રીગોપીનાથ;
થાયે પરચા ગામો ગામરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ;
કરો કોડ તેના પૂરણુ શ્રીગોપીનાથ;
આપો ઇછિત અભીરામરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૦
નિષ્કામી જનને આપો નિજ પદ શ્રીગોપીનાથ;
સકામી જનને સારા ભોગરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ;
તમને ભજે તે પ્રાણીના શ્રીગોપીનાથ;
નાશે તનના ત્રિવિધ રોગરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૧
ધર્મભક્તિની શોભા શી કહું શ્રીગોપીનાથ;
નિરખી નર નારી નિહાલરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ;
જુગલ મનોહર મૂરતિ શ્રીગોપીનાથ;

શાંત છે પરમ કૃપાલરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૨
ધર્મભક્તિએ દયા બહુ કરી શ્રીગોપીનાથ;
દેખાડ્યો પ્રગટ પ્રતાપરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
કંક કિરાત આદિ બહુ જન શ્રીગોપીનાથ;
કીધાં સરવે નિષ્પાપરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૩
સુરા માંસ ચોરી પરત્રિયા શ્રીગોપીનાથ;
મેલ્યાં નિંદિત કર્મરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
અહિંસા આદિ નિજ સ્વધર્મ શ્રીગોપીનાથ;
વેદ વિહિત થાપ્યો ધર્મરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૪
અધર્મી ગુરુ નૃપ ભેખને શ્રીગોપીનાથ;
પાડ્યા પાછા મારી મેખરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
લીધાં સહુનાં શિષ્ય છોડવી શ્રીગોપીનાથ;
મેટ્યા વિધાતાના લેખરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૫
મહિમા અપાર જશ કીર્તિ શ્રીગોપીનાથ;
નિગમ ન પામે પારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ;
ધન્ય ધર્મ ભક્તિમાતને શ્રીગોપીનાથ;
કરે સહુ ભક્તિ નરનારરે, જાદવરાય;
પ્રગટ બિરાજે આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૬
મોટો પ્રતાપ ધર્મભક્તિનો શ્રીગોપીનાથ;
તેમના પુત્ર તમે શ્યામરે, જાદવરાય;

પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ;
કાળ માયા જમ કિંકર શ્રીગોપીનાથ;
કંપે તમારુ સુણી નામરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૭
ગાયો ગરબો પૂરણ પ્રીતસું શ્રીગોપીનાથ;
કરવા સુફળ અવતારરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ;
રાજી રહેજો સંત શ્રીહરિ શ્રીગોપીનાથ;
ભક્તિધર્મ પરિવારરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૮
જે કોઈ ગાયે ને પ્રીતે સાંભળે શ્રીગોપીનાથ;
પામે ધર્મ અર્થ મોક્ષ કામરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ;
નાશે દારિદ્ર દુઃખ દુર્મતિ શ્રીગોપીનાથ;
પામે વાંછિત સ્વર્ગ ધામરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ. ૧૯
ચરણ ચાલીસ પદ બેયમાં શ્રીગોપીનાથ;
ગાયો મહિમા શણગારરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ;
અખંડ બિરાજો એવા ઉરમાં શ્રીગોપીનાથ;
પ્રેમાનંદ માગે કરી પ્યારરે, જાદવરાય;
પ્રગટ બિરાજો આજ ગઢડે શ્રીગોપીનાથ. ૨૦

ઈતિ શ્રીગોપીનાથજીનો ગરબો સંપૂર્ણ

## પદ ૧૦૦૦ મું–રાગ ગરબી

રંગભીનો રણછોડરાય, આવ્યા વરતાલે;
જેને નિગમ નેતિ કહી ગાય, આવ્યા વરતાલે. ૧
હરિ દ્વારિકાના દેવ, આવ્યા વરતાલે;
સુર મુનિ કરે નિત્ય સેવ, આવ્યા વરતાલે. ૨

શ્રીપુરુષોત્તમ મહારાજ, આવ્યા વરતાલે;
કરવા સૌ જનનાં કાજ, આવ્યા વરતાલે. ૩
વહાલો ચરોતરને ચોક, આવ્યા વરતાલે;
પ્રભુજી પોતાની શોખ, આવ્યા વરતાલે. ૪
રુક્મિણિરમણ રણછોડ, આવ્યા વરતાલે;
નિજ જનના પૂરવા કોડ, આવ્યા વરતાલે. ૫
કરી પ્રીત મુનિવર સાથ, આવ્યા વરતાલે;
વહાલો પ્રેમાનંદનો નાથ, આવ્યા વરતાલે. ૬

## પદ ૧૦૦૧ મું

નિત્ય આપે રણછોડ રાય, પરચા વરતાલે;
જન જોઈ જોઈ અચરજ થાય, પરચા વરતાલે. ૧
નિજ દૃષ્ટિ આગલ દાસ, પરચા વરતાલે;
ભીડભંજન હનુમાન પાસ, પરચા વરતાલે. ૨
કીધો લીંબડો મીઠો દૂધ, પરચા વરતાલે;
ફૂલ ફુલ પાન કરી શુદ્ધ, પરચા વરતાલે. ૩
જન તોડી પત્ર હમેશ, પરચા વરતાલે;
લઈ જાયે દેશ વિદેશ, પરચા વરતાલે. ૪
વર્ષ એકનો આંબો બાળ, પરચા વરતાલે;
ફુલ્યો ફલ્યો સરવે ડાળ, પરચા વરતાલે. ૫
તે જોવા ગોમતી તીર, પરચા વરતાલે;
પ્રેમાનંદ કે' થાય બહુ ભીડ, પરચા વરતાલે. ૬

## પદ ૧૦૦૨ મું

વરતાલે રણછોડ રાય, લીલાલેહેર કરે;
નિત્ય આનંદ ઓચ્છવ થાય, લીલાલેહેર કરે. ૧
જન આવે અપરમપાર, લીલાલેહેર કરે;
અતિ પ્રેમ ભર્યાં નર નાર, લીલાલેહેર કરે. ૨
સહુ પામે જોઈ આનંદ, લીલાલેહેર કરે;
વહાલો ટાળે ભવના ફંદ, લીલાલેહેર કરે. ૩

વહાલે કીધાં જન નિષ્પાપ, લીલાલેહેર કરે;
જગ છાયો અતિ પરતાપ, લીલાલેહેર કરે. ૪
વહાલો પ્રગટ પ્રમાણુની પેર્ય, લીલાલેહેર કરે;
આપે પરચા ઘેરા ઘેર્ય, લીલાલેહેર કરે. ૫
કોઈ પ્રેમીજનને સાથ, લીલાલેહેર કરે:
બોલે પ્રેમાનંદનો નાથ, લીલાલેહેર કરે. ૬

## પદ ૧૦૦૩ મું

વહાલો ભક્તિધર્મસુત શ્યામ, વરતાલના વાસી;
તેનું રણછોડ કેશવ નામ, વરતાલના વાસી. ૧
તેમને પરતાપે જીવ, વરતાલના વાસી;
થયા જીવ મટીને શિવ, વરતાલના વાસી. ૨
જે જન સેવે કરી પ્યાર, વરતાલના વાસી;
આપે ધર્માદીક ફલ ચાર, વરતાલના વાસી. ૩
જેમ સાત પુરી ચાર ધામ, વરતાલના વાસી;
તેમ વરતાલ કીધી શ્યામ, વરતાલના વાસી. ૪
કીધી વરતાલ વૈકુંઠ તુલ્ય, વરતાલના વાસી;
મુક્તિમય ધામ અમૂલ્ય, વરતાલના વાસી. ૫
પ્રેમાનંદ કહે નરનારી, વરતાલના વાસી;
ભજે વૃંદાવનવિહારી, વરતાલના વાસી. ૬

## પદ ૧૦૦૪ મું–રાગ ધોળ

ધન્યરે ભાગ્ય ભૃગુક્ષેત્રનાં, હરિકૃષ્ણ પધાર્યા;
દરશન દેઈ અલબેલડે, તન તાપ નિવાર્યા. ૧
બલભદ્ર કૃષ્ણ પધારિયાં, અનાથના નાથ;
ભવસાગરમાં બૂડતાં, ઝાલવાને હાથ. ૨
રેવતીરમણે કૃપા કરી, કળીજુગમાં ભારી;
ભૃગુપુરમાં એ પધારિયા, તારવા નરનારી. ૩
અખિલભુવનપતિ આવિયા, હરિકૃષ્ણ મહારાજ;
ભૃગુપુરવાસી પ્રાણિના, સારવાને કાજ. ૪

જેરે સાંભળતાં પુરાણુમાં, તે આ દીઠા નેણે;
શી કહું શોભા શ્યામની, વર્ણવું શું વેણે. ૫
વૃંદાવનવાસી આવીયા, ભૃગુપુર બેઉ ભાઈ;
દીનાનાથ દયા કરી, દીન ઉપર ધાઈ. ૬
ધન્ય ધન્યરે નદી નર્મદા, ધન્ય ભૃગુપુર ધામ;
ભલેરે પધારિયા શ્રીપતિ, પ્રેમાનંદના શ્યામ. ૭

પદ ૧૦૦૫ મું

રોહિણીકુંવર શ્રીરામનાં, પ્રાક્રમ અતિ ભારી;
એક રસનાયે શું વર્ણવું, રહે શેષ વિચારી. ૧
નામ પાવન બળરામ છે, બહુ બળી તે માટે;
પ્રલંબાસુરને સંહારિયો, મારી એક થાપાટે. ૨
ધેનુકનો વધ કીધલો, ગ્રહી ચરણ પછાડ્યો;
મુષ્ટિક મલ્લ તોશલ્લનો, વંશ હલધરે કાઢ્યો. ૩
દ્વિવિદ વાનર વધ કીધલો, રેવતાચલમાંઈ;
તે સંકર્ષણ આવિયા, ભૃગુપુર સુખદાઈ. ૪
હસ્તિનાપુર તે વાંકું કર્યું, જમુનાને તાણી;
પ્રાક્રમ રેવતીનાથના, કહું કેટલાં વખાણી. ૫
બહુ બળી વાતાપી દૈત્યને, ક્ષણમે નાખ્યો મારી;
નૈમિષારણ્યવાસી વિપ્રના, દીધાં કાજ સુધારી. ૬
રાધાપતિ રેવતીપતિ, વૃંદાવનવાસી;
પ્રેમાનંદકે પધારિયા, ભૃગુપુર અવિનાશી. ૭

પદ ૧૦૦૬ ઠું

કમલનયન શ્રીકૃષ્ણની, જાઉં બલિહારી;
પતિતપાવન ત્યાં પધારિયા, તે સુણો નરનારી. ૧
કાનમ દેશ પાવન ઘણો, ધન્ય રેવાનાં ભાગ્ય;
દશ અશ્વમેધ તે કીધલા, નૃપ બલિએ એ જાગ્ય. ૨
આશ્રમ છે ભૃગુદેવનો, ઋષિ વૃંદ ત્યાં રે'તા;
તપ કરતા હરિ કારણે, કથા પ્રભુજીની કે'તા. ૩

એરે ઇચ્છા સહુને હતી, એકવાર હરિ આવે;
આવી આશ્રમ પાવન કરે, તનના તાપ મીટાવે. ૪
તેરે સમે શ્રીકૃષ્ણને, દૈત્ય માર્યાનું કામ;
તે અવસર ન આવી શક્યા, વહાલો સુંદર સ્યામ. ૫
તે વારતા ઉર ધારીને, રાખી અંતરજામી;
આરે સમે કરુણા કરી, રસિયે બહુનામી. ૬
તેરે સમે દીધો હતો, દ્વિજ વૃંદને કોલ;
પ્રેમાનંદને નાથજી, તે પાળ્યો આજ બોલ. ૭

## પદ ૧૦૦૭ મું

એ વાત છે અતિ મર્મની, જાણે ચતુર સુજાણ;
ભૃગુ ઋષિએ પધરાવીયા, પ્રભુજી જીવનપ્રાણ. ૧
ધર્મકુંવરની મૂરતિ, હરિકૃષ્ણ બળદેવ;
ભાગ્ય હશે તે માનશે, કરશે પ્રીતે સેવ. ૨
પ્રેમ કરીને જે પૂજશે, ભાવ રાખીને સાચો;
તે સુકૃતિ જન નહિ ભમે, ચોરાસીમાં પાછો. ૩
પ્રગટ હરિ બળરામની, મૂરતિયો જાણી;
પૂજશે તે થાશે સુખીયો, સત્ય માનજો વાણી. ૪
ભજશે પૂજશે પ્રગટ પ્રભુ, ઘનશ્યામ મુરારી;
ધર્મ અર્થ કામ મોક્ષ ફળ, પામશે નરનારી. ૫
કાનમવાસીને કારણે, કરુણા કીધી સ્વામી;
ભૃગુપુરમાંહે બિરાજીયા, આવી અંતરજામી. ૬
એ પદ શીખે ને સાંભળે, ગાશે વારમવાર;
પ્રેમાનંદ કે' રાજી તેપર, થાશે ધર્મકુમાર. ૭

## પદ ૧૦૦૮ મું—રાગ ગરબી

પાયે લાગું પરબ્રહ્મને જીરે, જેને નિગમ નેતિ કહી ગાય; સુખધામરે૦ ટેક.
જેના દર્શન દુર્લભ દેવને જીરે, જે દિવ્યભુવનપતિરાય. સુખ૦ ૧
જે સદા રહે શ્વેત તેજમાં જીરે, જે દિવ્ય સ્વરૂપ સાકાર; સુખ૦
જેના ચરણ તે સેવે મહામુનિ જીરે, શેષ સારદ ન પામે પાર. સુખ૦ ૨

શુક નારદ જેનો મહિમા કહે જીરે, શિવ બ્રહ્મા ધરે નિત્ય ધ્યાન; સુખ૦
જે કારણ કે'વાય છે વિશ્વના જીરે, જે પુરુષોત્તમ ભગવાન. સુખ૦ ૩
જે સદા રહે અક્ષરધામમાં જીરે, જે દિવ્ય પુરુષને સાથ; સુખ૦
તે પ્રગટ થયા સુખ આપવા જીરે, વહાલો પ્રેમાનંદનો નાથ. સુખ૦ ૪

## પદ ૧૦૦૯ મું

જેની બ્રહ્મઋષિએ વિનતી કરી જીરે, ઉતારવા અવનિ ભાર; કિરતારે૦ ટેક.
તે પ્રગટ થયા પ્રભુ ત્યાંથકી જીરે, ધર્યું રૂપ અનોપમ સાર. કિર૦ ૧
ભક્તિધર્મથકી હરિ અવતર્યા જીરે, શ્રીનારાયણ હરિકૃષ્ણ નામ; કિર૦
એનાં રૂપ અભેદપણે જાણવા જીરે, રાધા સંગે તે રાધાશ્યામ; કિર૦ ૨
રુકિમણિ સંગે તે લક્ષ્મીનાથજીરે, અર્જુન સંગે તે નરનારાયણ; કિર૦
રહે બદ્રિકાશ્રમમાં હરિ જીરે, તપ કરે સદા બેઉ જન. કિર૦ ૩
હવે મહિમા વખાણું બદ્રિનાથનો જીરે, સાંભળતામાં સુખ થાય; કિર૦
નરનારાયણ દેવને જીરે, પ્રેમાનંદ પ્રીતે કરી ગાય. કિર૦ ૪

## પદ ૧૦૧૦ મું

બદ્રિપતિ નરનારાયણ જીરે, વહાલો બ્રહ્મચારીને વેશ; સુખરૂપે૦ ટેક.
શોભે દંડ કમંડલુ હાથમાં જીરે, માથે શોભે અનુપમ કેશ. સુખ૦ ૧
વલ્કલ પે'ર્યા છે વહાલે અંગમાં જીરે, મૃગછાલા ને માળા હાથ; સુખ૦
શોભે મુનિના સાથમાં જીરે, વહાલો નરનારાયણ નાથ. સુખ૦ ૨
કરે કઠણ તપ શ્રીહરિ જીરે, એક પગે ઉભા નિરાધાર; સુખ૦
તપ ફળ લઇને અરપણ કરે જીરે, તમે લ્યો સહુ નર ને નાર. સુખ૦ ૩
હરિ ભજો ને સૌ સુખીયાં થાઓ જીરે, એમ દે છે સદા આશીર્વાદ; સુખ૦
નરનારી નારાયણને ઓળખો જીરે, પ્રેમાનંદ કે' છે પાડી સાદ. સુખ૦ ૪

## પદ ૧૦૧૧ મું

ભૂનો તે ભાર ઉતારવા જીરે, કરવાને સહુના કલ્યાણ; અવિનાશરે; ટેક.
કુરુ જદુના કુળમાં જીરે, બેઉ પ્રગટ્યા તે પરમ સુજાણ. અવિ૦ ૧
નરનારાયણ શ્રીહરિ જીરે, થયા અર્જુન શ્રીકૃષ્ણ સ્વરૂપ; અવિ૦
ધર્યાં ગાંડીવ સારંગ ધનુષ કરમાં જીરે, કીધાં રણ સંગ્રામ અનુપ. અવિ૦ ૨

શંખ ચક્ર ગદા હરિ હાથમાં જીરે, કીધો દૈત્ય દાનવનો સંહાર; અવિ૦
પછી કૌરવ જાદવ બેઉ કુળને જીરે, વહાલે તરત પમાડ્યાં પાર. અવિ૦ ૩
પછી નવરા થઇને નરનાથજી જીરે, આવ્યા અમદાવાદ ને માંહી; અવિ૦
પ્રેમાનંદ કહે સત્ય માનજો જીરે, હું તો સત્ય કહુંછું સમ ખાઈ. અવિ૦ ૪

## પદ ૧૦૧૨ મું

અમદાતેવાદમાં આવયા જીરે, વહાલો નરનારાયણ નાથ; મુનિરાયરે; ટેક.
વહાલો સહુ જનને મન ભાવિયાજીરે, વહાલો સંત મંડલ લઈ સાથ;*મુન૦ ૧
વહાલો અધમ ઓધારવા આવિયા જીરે, ઉતારવા પતિત ભવપાર; મુનિ૦
વહાલો બદ્રિપતિ પધાર્યાજીરે, વહાલો ભક્તતણા આધાર. મુનિ૦ ૨
વહાલે ગુર્જર તે દેશ પાવન કર્યો જીરે, પાવન કીધું અમદાવાદ શેહેર; મુનિ૦
વહાલો બદ્રિપતિ શ્યામ મલિયો જીરે, આપ ઇચ્છાયે આવ્યા
ચાલી ઘેર. મુનિ૦ ૩
વહાલે અમદાતેવાદમાં આવી જીરે, પ્રગટ કીધું શ્રીબદ્રિધામ; મુનિ૦
જન આવે જોવાને દેશ દેશના જીરે, શોભે પ્રેમાનંદનો શ્યામ. મુનિ૦ ૪

## પદ ૧૦૧૩ મું

શીરે વખાણું છબી શ્યામની જીરે, વહાલો શાંત સ્વરૂપ
મુનિભુપ; સુખરૂપરે૦ ટેક.
માથે મુગટ ધર્યો છે જડાવનો જીરે, કાને મકરાકાર અનુપ. સુખ૦ ૧
કેશર તિલક કર્યું છે ભાલમાં જીરે, રુડાં લાગે છે ચંચલ નેણ; સુખ૦
જાણે હસતા આવીને હરિ ભેટશે જીરે, મુખ બોલશે મનહર વેણ. સુખ૦ ૨
ભુજા લાંબી મનોહર શોભતી જીરે, બાંહે બાંધ્યા છે બાજુબંધ; સુખ૦
શંખ ચક્ર ગદા પદ્મ હાથમાં જીરે, ધરી ઉભા છે આનંદકંદ. સુખ૦ ૩
છાતી ઉંચી અનોપમ દીપતી જીરે, કંઠે કૌસ્તુભ મુક્તા હાર; સુખ૦
કરુણાના સાગર કુંવર ધર્મના જીરે, પ્રેમાનંદના પ્રાણ આધાર. સુખ૦ ૪

## પદ ૧૦૧૪ મું

ભલે પધાર્યા હરિ ભાવતા જીરે, વહાલો તેજતણા અંબાર; બલિહારરે ટેક.
જરકસી તે જામા ઝળહળે જીરે, ગળે વૈજયંતી અતિ સાર. બલિ૦ ૧

---

* "શ્યામ" એવો પાઠ પણ છે.

શોભે હેમકડાં બેઉ હાથમાં જીરે, કર પોંચી તે નંગ જડીત; બલિ૦
વેઢ વિંટી શોભે દશે આંગળી જીરે, જોતાં ત્રપત થાતું નથી ચીત. બલિ૦ ૨
કટીમેખલા ને નુપુર પગમાં જીરે, બાજે ઘુઘરડીનો ઘોર; બલિ૦
ઉભા તોડ મરોડમાં ત્રિકમો જીરે, જોયાની લાવણ્યતા જોર. બલિ૦ ૩
વહાલે નરનારીને ઘેલાં કર્યાં જીરે, કાંઈ સુઝે ન ઘરનું કામ; બલિ૦
પ્રેમાનંદ કહે પ્રેમ ઉપનો જીરે, સહુ રટે નારાયણ નામ. બલિ૦ ૪

## પદ ૧૦૧૫ મું

પ્રભુ પધાર્યા શેહેરમાં જીરે, નરનારાયણ દેવ; સાક્ષાતરે૦ ટેક.
પુન્યવાળાં તે જન જોવા મળ્યાં જીરે, મતિમંદ ન જાણે ભેવ. સાક્ષા૦ ૧
અમદાવાદ અલૌકીક કીધલું જીરે, કીધો નવો વાસ સુખરૂપ; સાક્ષા૦
હરિ ભક્ત આવી વસ્યા હેતમાં જીરે, જાણે આશ્રમ બદ્રિ અનુપ. સાક્ષા૦ ૨
વાજે ઢોલ નગારાં નોબતો જીરે, થાયે ઓચ્છવ ઠામો ઠામ; સાક્ષા૦
ગાયે ઘોળ મંગલ પુરમાનની જીરે, ફુલી પ્રેમ મગન આઠો જામ. સાક્ષા૦ ૩
ઉંચાં મંદિર અનોપમ ઓરડા જીરે, માંહે મુનિ કરે છે કલોલ; સાક્ષા૦
રટે નરનારાયણ નામને જીરે, પ્રેમાનંદ કહે ઝાકમઝોલ. સાક્ષા૦ ૪

## પદ ૧૦૧૬ મું-રાગ ગરબી

અલબેલો અમદાવાદરે, આવ્યા અવિનાશી;
જેનો મહિમા અગમ અગાધરે. આવ્યા૦ ટેક.
મહિમા જેનો કહી સંભળાવું, સાંભળજો નરનારરે;
ગોલોકપતિ કૃષ્ણચંદ્ર છે, અખિલ ભુવન આધાર. આવ્યા૦ ૧
કારણ સૌના તે કે'વાયે, દિવ્ય રૂપ અવતારીરે;
નેતિ નેતિ તેને કે' છે, વેદ પુરાણ વિચારી. આવ્યા૦ ૨
તે પુરુષોત્તમ પ્રગટ થયા બેઉ, નરનારાયણ દેવરે;
પિતા ધર્મ ને માતા મૂર્તિ, વિરલા જાણે ભેવ. આવ્યા૦ ૩
બ્રહ્મચારીને વેશ બિરાજે, બદ્રિઆશ્રમમાંયરે;
નરનારાયણ નામ ઉપર, પ્રેમાનંદ વારી જાય. આવ્યા૦ ૪

## પદ ૧૦૧૭ મું

નરનારાયણ તે અનુપરે, પુરણ પુરુષોત્તમ;
થયા કેશવ અર્જુન રૂપરે. પુર૦ ટેક.
કેશવ અર્જુન રૂપ થઇને, જાદવ પાંડવ કા'વ્યારે;
નરનારાયણ જોડ મનોહર, ભકતતણે મન ભાવ્યા. પુર૦ ૧
નારાયણ મથુરા ગોકુલમાં, અવતર્યા સુખદાઈરે;
નર કુંતાની કુખે પ્રગટ્યા, હસ્તિનાપુરને માંઈ. પુર૦ ૨
નારાયણનાં બાળચરિત્ર, કહી સંભળાવું લગારરે;
સંપુરણ કે'વાને શારદ, શેષ ના પામે પાર. પુર૦ ૩
ગોકુલમાં જાઈ પે'લી પૂતના, ત્રણાવંત બે માર્યાંરે;
પ્રેમાનંદ કે' શકટ હિણ્યો, જમલાર્જુન તાર્યા. પુર૦ ૪

## પદ ૧૦૧૮ મું

ગોકુલમાં ગોપ સ્વરુપરે, નટવર નારાયણ;
સુર અસુર ઇશ શિર ભુપરે. નટ૦ ટેક
આપ ઇચ્છાએ બાલ રૂપ ધરી, ગોઠણીયાં પડી ચાલેરે;
એક સમે માતાને મુખમાં, વિશ્વ દેખાડ્યું વહાલે. નટ૦ ૧
પાંચ વરસના થઈ પરમેશ્વર, કાલિંદીને તીરેરે;
વાછરડાંની કેડે ફરતા, ડોલે ધીરે ધીરે. નટ૦ ૨
વચ્છ વૃષભ બગ વેરી વનમાં, આવ્યા જોઇને બાલરે;
પળમાં પ્રાણ રહિત કરી દીધા, કેશવ કાળના કાળ. નટ૦ ૩
નિત્ય નૌતમ લીલા ગોકુલમાં, કરે શ્રીગોકુલચંદરે;
પ્રેમાનંદ કે' શું કહી દાખું. પાર ન પામે છંદ. નટ૦ ૪

## પદ ૧૦૧૯ મું

અવિનાશી થયા આહિરરે, ગિરિધર ગોવાળો;
રમે કાલિંદીને તીરરે. ગિરિ૦ ટેક.
મોર મુગટ ગુંજામણી ભૂખણ, કટી પીતાંબર સોહેરે;
વનમાળી વાંસલડી વાઇને, વ્રજ વિનતાને* મોહે. ગિરિ૦ ૧

* "વનિતા" એવો પણ પાઠ છે.

કૌતુક જોઈ કેશવનાં મોટા, બ્રહ્માદિક સુર ઇશરે;
અઘ કેશી ધેનુક પ્રલંબને, મેલ્યા દક્ષિણ દિશ. ગિરિ૦ ૨
ગોપ વાછરુ હર્યાં બ્રહ્માયે, નવા રચ્યાં વનમાળીરે;
દાવાનલનું પાન કરીને, નાથ્યો નાગ તે કાળી. ગિરિ૦ ૩
વાંસલડી વાઈ વન તેડ્યાં,* ગોપી રાસ રમાડ્યારે;
પ્રેમાનંદનો નાથ નારાયણ, કામ વિજયી કા'વ્યા. ગિરિ૦ ૪

## પદ ૧૦૨૦ મું

કરે લીલા અગમ અપારરે, પુરણ બ્રહ્મ પોતે;
ઉતારવા ભવ સંસારરે.† પુર૦ ટેક.
નંદ છોડાવ્યા વ્રજવાસીને, દેખાડ્યું વૈકુંઠ ધામરે;
માન ઉતાર્યું મઘવાનું, ધરી કર ગોવરધન સ્યામ. પુર૦ ૧
અગ્યાર વરસ ને બાવન દિન, રહ્યા ગોકુલમાં ગિરિધારીરે;
તે લીલાનો લેશ તે ગાયો, વ્યાસ મુનિ વિચારી. પુર૦ ૨
ગિરિધારી ગોકુલ મેલીને, મોહન મથુરાં આવ્યારે;
ગોપીનાથ મટીને ગોવિંદ, કુબ્જા કાંત કા'વ્યા. પુર૦ ૩
ચાણુર મુષ્ટિક મલ્લ મારીને, કંસના કારજ કીધાંરે;
પ્રેમાનંદને નાથ રાજ્ય લેઈ, ઉગ્રસેનને દીધાં. પુર૦ ૪

## પદ ૧૦૨૧ મું

જગજીવન જાદવરાયરે, માધવ મથુરામાં;
જેને વ્યાસ વિરિંચી ગાયેરે. માધ૦ ટેક.
ખબર સાંભળી કંસને માર્યો, જરાસંધ ચઢી આવ્યોરે;
મહા અભિમાની મથુરા ઉપર, એ સંગ્રામ મચાવ્યોરે. માધ૦ ૧
છુટ્યાં સારંગ ધનુષ્યમાંથી, માધવરાયનાં બાણરે;
સેના સરવે નાશ પમાડી, ભાગ્યો લઇને પ્રાણ. માધ૦ ૨
સત્તર વાર વઢ્યા તે સાથે, ભાગ્યા અઢારમી વારરે;
જાઇને વસ્યા પુરી દ્વારિકા, વિશ્વતણો કિરતાર. માધ૦ ૩

* "તેડીને" પાઠાન્તર ગવાય છે. † "પારરે" પાઠાન્તર છે.

પટરાણી પરણ્યા કુલવંતિ, આઠ અનોપમ નારરે;
પ્રેમાનંદ કહે લાવ્યા બીજી, એક સો સોળ હજાર. માધ૦ ૪

## પદ ૧૦૨૨ મું

એ લીલા પરમ પુનિતરે, નરનારાયણની;
સાંભળજો સહુ દઈ ચીતરે. નર૦ ટેક.
થોડામાં કહી દાખું નરની, લીલા અતિ નિષ્પાપરે;
જે રીતે નરનારાયણનો, થયો જ્યાહાં મિલાપ. નર૦ ૧
રચ્યો સ્વયંવર રાજા દ્રુપદ, સહુ રાજાને તેડાવ્યારે;
જાદવ કૌરવ શિશુપાળાદિક, પૃથવિપતિ ત્યાં આવ્યા. નર૦ ૨
પણ લીધું દ્રુપદ રાજાએ, મચ્છ વેધ જે કરશેરે;
દ્રુપદી નામે કન્યા મારી, તે રાજાને વરશે. નર૦ ૩
બ્રહ્મઋષિને રાજઋષિ સૌ, બેઠા સભા ભરાઈરે;
પ્રેમાનંદ કહે નર અર્જુનને, ખોળે કેશવ ભાઈ. નર૦ ૪

## પદ ૧૦૨૩ મું

એક દીઠા શ્યામ સ્વરૂપરે, બ્રહ્મચારી વેશે;
અતિ શોભા પરમ અનુપરે. બ્રહ્મ૦ ટેક.
બ્રહ્મ સભામાં બેઠા પાંચે, બ્રહ્મચારીને વેશરે;
વલ્કલ વસન બિરાજે અંગે, માથે સુંદર કેશ. બ્રહ્મ૦ ૧
નજરે જોઇને કરે લક્ષણ,* કેશવ સભાને વિચેરે;
આ યુધિષ્ઠિર આ તે ભીમને, આ અર્જુન છે નિશ્ચે. બ્રહ્મ૦ ૨
કટી પાતળી છાતી ઉંચી, લાંબી ભુજા વિશાળરે;
મોટાં લોચન ભાલ મનોહર, જાણીયે કેશરી બાળ. બ્રહ્મ૦ ૩
અર્જુન જુએ કૃષ્ણચંદ્રને, જાદવ સભાને માંયરે;
પ્રેમાનંદ કહે બે ભાઇને, પ્રથમ મેલાવો થાય. બ્રહ્મ૦ ૪

---

* "કહે લક્ષણ" "કરે નિશ્ચય" એમ પણ ગાય છે.

## પદ ૧૦૨૪ મું

નૃપ બોલ્યા દ્રુપદરાયરે, સાંભળો કહું વાણી;
જે મોટા ભુપતિ કે'વાયરે. સાંભ૦ ટેક.
ભીષ્મ કર્ણ દુર્યોધન જાદવ, શિશુપાળાદિ અપારરે;
તેમાંથી કોઈ થાઓ ઉભા, મચ્છ વિંધવા તિયાર. સાંભ૦ ૧
પણ ખોટું ન થાયે મારું, લાજ ન જાયે તમારીરે;
ધનુર્વિદ્યામાં જે હો પૂરા, ઉઠો સુરત સંભારી. સાંભ૦ ૨
જગમાં સહુ કોઈ કે'શે તમને, થયા છે ઠાલા ભેળારે;
મચ્છવેધ તે થયો ન કોઇથી, મૂવા નપુંસક ખેલા. સાંભ૦ ૩
એમ કહે ભુપતિ કર જોડી, સાંભળે સહુ દઈ કાનરે;
પ્રેમાનંદ કહે એક બીજાને, કરે નેણુની સાન. સાંભ૦ ૪

## પદ ૧૦૨૫ મું

નવ ઉઠતા રાજ કોઇરે, મચ્છ વિંધવા સારુ;
રહ્યા એક બીજાને જોઇરે. મચ્છ૦ ટેક.
કહે પરસ્પર એ કેમ થાયે, સાંભળજો સહુ ભાઇરે;
જોતું હેઠું વિંધવું ઉંચું, લાજ ગયાની સગાઈ. મચ્છ૦ ૧
બેઠા સભા ભરાઈ ભુપતિ, લોક જોવા બહુ આવેરે;
હેઠા જોઇને રાજા સરવે, માથા રહ્યા ડોલાવે. મચ્છ૦ ૨
રાજામાંથી કોઈ નવ ઉઠ્યા, એ મચ્છ વિંધવા સારુરે;
દ્રુપદ કહે કોઈ બ્રહ્મઋષિમાં, રાખો પણ તે મારું. મચ્છ૦ ૩
ઉઠ્યા અર્જુન તરુણ મનોહર, હરિને શિશ નમાવીરે;
પ્રેમાનંદ કહે ધનુષ્ય ગ્રહી કર, કીધા ટંકાર ચઢાવી. મચ્છ૦ ૪

## પદ ૧૦૨૬ મું

ઉભા ધનુષ ગ્રહી કર ધીરરે, નર અર્જુન રૂપે;
જુવે મુનિ ભુપ મહા વીરરે. નર૦ ટેક.

કોઈ કહે જે આ શું કરશે, બાલક ખોશે લાજરે;
કોઈ તો કહે જુવો શું થાએ, અકળગતિ મહારાજ. નર૦ ૧
સહુ દેખંતા સાવધાન થઈ, દ્રષ્ટ સુરત એક બાંધીરે;
મચ્છ પ્રતિબિંબ જોઈ કુંડમાં, માર્યું બાણ તે સાંધી. નર૦ ૨
જેજેકાર થયો ત્રિભુવનમાં, ઋષિ રહ્યા હરખાઈરે;
કાળા મુખને માન ભંગ સૌ, રાજા રહ્યા લજાઈ. નર૦ ૩
બ્રહ્મ તેજ વખાણે મુનિવર, હરખ્યા નર ને નારીરે;
પ્રેમાનંદ કહે વરમાળા, પે'રાવે દ્રુપદી પ્યારી.* નર૦ ૪



* "દ્રુપદ કુમારી" પાઠાન્તર છે.

# "લીલા વર્ણન"

## પદ ૧૦૨૭ મું–રાગ "માલકોશ"

મદનરસ છાકે નેનાં છેલ, છાકે નેનાં છેલ જીત્યો અનંગ ખેલ. મદ૦ ટેક.
અરુન કમલદળ લોચન કે બીચ, રેખે રસકી ભરેલ. મદ૦ ૧
ઉર નખરેખ કપોલની પીકલીક, અધર અંજન અલબેલ. મદ૦ ૨
ઉઠત તરંગે અંગપ્રતિ મોહન, અંતર જખ* ફુલેલ. મદ૦ ૩
પ્રેમાનંદ પ્રભુ ભોર મત્તજ્યોં, છાકે ડોલત ગેલ. મદ૦ ૪

## પદ ૧૦૨૮ મું

મદનમદ તોર્યો મદનગોપાલ, મદનગોપાલ પિયા નંદલાલ. મદ૦ ટેક.
જીત્યો સુભગ મનોજ શ્યામ આજ, અંબુજ નેન વિશાલ. મદ૦ ૧
શ્રમજલ જુકત શિથિલ તનુ સુંદર, સોહત શ્યામ તમાલ. મદ૦ ૨
ભોરા ભયે આયે મનમોહન, હસત હંસગતિ ચાલ. મદ૦ ૩
પ્રેમાનંદ કહે દેખી નીલાંબર, હસિહે શ્યામ વ્રજબાલ. મદ૦ ૪

## પદ ૧૦૨૯ મું

છબીલે નેના સરસ સોહાત, સરસ સોહાત જીય લલચાત. છબી૦ ટેક.
પ્રફુલિત શરદ કમલસમ તાબીચ, રેખેં રસ ચુચવાત. છબી૦ ૧
કુંતલ કુટીલ કમલપર માને, અલિગણ ઉપરી ઉડાત. છબી૦ ૨
કુટીલ ભોંહબીચ તિલક રેખ છબી, દેખી મદન લજાત. છબી૦ ૩
પ્રેમાનંદ ધનસ્યામ પિયા છબી, દેખત નાંહિ અધાત. છબી૦ ૪

## પદ ૧૦૩૦ મું

ગહે લાલ ગોપી મીલી દશ પાંચ, મીલી દશ પાચ કહો પિયા સાંચ. ગહે૦ ટેક.
પ્રેમ કથાકી પોથી પ્યારે, કહાં જયું સુનાઈ બાંચ. ગહે૦ ૧
કાન સંગ જાગે કહાં અનુરાગે, કોન† દઈ કછુ લાંચ. ગહે૦ ૨
જેસી હોય કહો સબ તેસી, જુઠ ન બોલો રાંચ. ગહે૦ ૩
પ્રેમાનંદ કહે શ્યામ આજ સખી, બહુત કરાયો નાંચ. ગહે૦ ૪

---

* "તેલ" "નખ" એમ પણ મૂળમાં વાંચી શકાય છે.
† "કાને" છે કે "કોંન" છે કે "કોન" છે તે સ્પષ્ટ નથી.

## પદ ૧૦૩૧ મું

બેદરદી મોરે સૈંયારે, મોરે સૈંયારે હું પરી પૈયાંરે. ટેક.
ગોકુલ છોડી ચલે મધુપુરમેં, માનત નૈયાંરે. બેદ૦ ૧
બીનુ દેખે જીવોગી કેસેં, ગોકુલમૈયારે. બેદ૦ ૨
કોઅબ જાય ઉતારે રથસોં, પકરીકે બૈયારે. બેદ૦ ૩
પ્રેમાનંદકો નાથ ચલે સબ, રાવતી રૈયાંરે. બેદ૦ ૪

## પદ ૧૦૩૨ મું

ગો કુલ છાંડી ગયો ઘનશ્યામ, ગયો ઘનશ્યામ સહિત બલરામ.* ગોકુ૦ ટેક.
જેસેં દેહ પ્રાન બીન સુંનો, તેસે યહ ગોકુલ ગામ. ગોકુ૦ ૧
બિરહ બિથા બ્યાકુલ બ્રજનારી, બાવરી ફીરે આઠોં જામ. ગોકુ૦ ૨
નેંનન નીર ધીર નહિ અંતર, રટત શ્યામ સુખધામ. ગોકુ૦ ૩
પ્રેમાનંદકો નાથ કોન બીધિ, મીલીહે પૂરનકામ. ગોકુ૦ ૪

## પદ ૧૦૩૩ મું

દરસ બીન બ્યાકુલ મોરે નેન, ભયે મોરે નેન પરત નાહીં ચેંન. દરસ૦ ટેક.
અંજનહીન મલીન દોઉ કર,† સજલ રહત દિન રેંન. દરસ૦ ૧
ચીતવત પંથ પલક બીન એક ટક, સુખેં ‡મુખતેં બેંન. દરસ૦ ૨
જબતેં શ્યામ સીધારે તબતેં, બિરહ લગો દુઃખ દેન. દરસ૦ ૩
પ્રેમાનંદ પ્રભુ બિસરત નાહીં, કમલનેંનકી સેંન. દરસ૦ ૪

## પદ ૧૦૩૪ મું

દરસબીન પલ છીન જુગસમ જાય, જુગસમ જાય નેનાં અકુલાય. દરસ૦ ટેક.
ખાન પાન તજી ભ્રમત કુંજમેં, ટેરત કૃષ્ણુબોલાય. દરસ૦ ૧
છીન બંસિબટ છીન જમુનાતટ, ઘર અંગના ન સોહાય. દરસ૦ ૨
બોલત મોર કોકિલા તબહિ, શ્રવન§ સુનત ઉઠી ધાય. દરસ૦ ૩
પ્રેમાનંદ બ્રજનાથ દરસબીન, બ્રજ બની ‖અતિ બિલખાય. દરસ૦ ૪

---

* "બલિરામ" પણ ગાય છે. † "સુર" પાઠાન્તર છે. ‡ "સુખેં" એટલે સૂકાયા. મુખમાંથી વાણી સુકાઈ ગઈ કહેતાં ઉડી ગઈ. § "શ્રવન" ને બદલે "શબ્દ" એવો પાઠ પણ છે. ‖ "બની" વનિતા.

## પદ ૧૦૩૫ મું–રાગ માલકોશ. તાલ સુલકાફી.

આવન કહ ગયે ક્યોં નહિં આયે લાલ, કહાં અનુરાગે આજ
સગરી રેન. આવ૦ ટેક.
કહાં જાય રનધીર જીત્યો રતિનાયક, શિથિલ શ્રમિત અંગ રાતે નૈન. આવ૦ ૧
અધ ની અંજન પિકલીક સો હે ગાલ, ઉર નખ રેખા લાલ તોતરાત બૈન;
પ્રેમાનંદ કે' પિયા થરથર હોત હિયા, સકુચ ન માનો જીયા કરો
લાલ સુખચેન. આવ૦ ૨

## પદ ૧૦૩૬ મું

ભલે તુમ આયે મેરે મન ભાયે લાલ, તુમ કારન મેં તો સબ નિશ જાગી. ભલે૦ ટેક.
કુસુમકી સેજ સંવારીકે સુંદર, ચીતવતિ પંથ પલકઉ ન જાગી.* ભલે૦ ૧
દૈકેં કાલ અવધી કહી આવન, તાકારન હું તો અતિ અનુરાગી;
પ્રેમાનંદ કહે પિયા તુમકું ન કછું લાજ, કહો મહારાજ શ્યામ સોહાગી. ભલે૦ ૨

## પદ ૧૦૩૭ મું

મોહન પ્યારે તુમ બીના મેરા મન,રહી ન સકત પિયા પલ એક ન્યારે. મોહ૦ ટેક.
આવો જું પ્રિતમપ્રાન જીવનપિયા,† કરી રાખું મેરે નેનકે તારે. મોહ૦ ૧
હું તો તિહારે ચરનકી દાસી, તુમહો પ્રીતમ પ્રાન હમારે;
પ્રેમાનંદ કહે પિયા તુમપર વારું, તન મન ધન પ્રાન નંદદુલારે. મોહ૦ ૨

## પદ ૧૦૩૮ મું

નટવરનાગર સુખસાગર પિયા, મેરે મન માને મીત‡ ગીરધરલાલ. નટ૦ ટેક.
કહાં રતિપતિ સાથ કીયો સંગ્રામ નાથ, આયેહો લલિત ચાલ
રૂપ રસાલ. નટ૦ ૧
અવલોકનીમેં અમી બરસત પિયા, મુસકનીમેં મન હરત ગોપાલ;
પ્રેમાનંદ કહે પ્યારે અંગ અંગ રંગ છાયો, સોહત રસિક તરુ તરુન
તમાલ. નટ૦ ૨

---

* પલક વગર જાગીને. † "આવોજું પ્રિતમ પ્રાણજી વનપિયા" એમ વાંચી શકાય છે. ‡ મિત્ર.

## પદ ૧૦૩૯ મું–રાગ સોહની

*બંદ્રાબનમેં બજાઈ કહાને બાંસુરી, બંદ્રા૦ ટેક.
શ્રવન સુનત મોયે સુધ ન રહી કછુ, છેદ કરેજા બેંધી† પાંસરી,
એરી બેંધી પાંસરી. બંદ્રા૦ ૧
બિરહ બીથામેં બ્યાકુલ ભઈ હું, બહત અખંડ દ્રગ આંસુરી
એરી દ્રગ આંસુરી. બંદ્રા૦ ૨
કેસી કરું મોયે કલ ન પરે અબ, નિકસત નાહિં પાપી સાંસુરી
એરી પાપી સાંસુરી. બંદ્રા૦ ૩
પ્રેમાનંદ કહે સુભગ સાંવરે, ડારી પ્રેમ ગલે ફાંસુરી,
એરી ગલે ફાંસુરી. બંદ્રા૦ ૪

## પદ ૧૦૪૦ મું

હો મોરી સેયાં લીના મન સાંવરેને, હો મોહી૦ ટેક.
શ્યામ સુંદર બ્રજરાજ લાડીલે, વહસોં બજાઇ વો ઉતાવરેને હાંરે
હો ઉતાવરેને. હો૦ ૧
મોહની તાન બજાયકેં સોહની, ગાઈ છબીલે છેલે રાવરેને હાંરે
છેલે રાવરેને. હો૦ ૨
જુગ સમ રજની ભઈ મોરી સજની, પરવસ કીની કહાન
બાવરેને હાંરે કહાન બાવરેને. હો૦ ૩
પ્રેમાનંદ કહે બંસી બજાયકે, સુધ હર લીની નંદ દાવરેને હાંરે
નંદ દાવરેને. હો૦ ૪

## પદ ૧૦૪૧ મું

એરી મોરી લાગી સુરત નંદલાલસોં, એરી૦ ટેક.
જબતેં શ્રવન સુની મધુરી ધુની, જીય બસ ભયો બ્રજ ગ્વાલ સોં
એરી બ્રજ ગ્વાલસોં. એરી૦ ૧
સે મન દૂત મીલ્યો અંતરગત, રસબસ રૂપ રસાલ સોં
યે રસાલસોં. એરી૦ ૨

* "બિંદાબનમેં બજાઈ કહાન બાંસુરી" તથા "બૃંદાબનમેં બજાઈ કાંને બાંસુરી" એમ પણ પાઠન્તર છે. † વિંધી.

અટક્યો જાય લોભાય લાલસોં, હટક્યો મન ગજ લાલસોં*
એરી ગજ લાલસોં એરી૦ ૩
પ્રેમાનંદકે નાથસોં ભીંજી, રિઝી તરુન તમાલસોં એરીએ તમાલસોં. એરી૦ ૪

## પદ ૧૦૪૨ મું

એરી બ્રજચંદા ગોબિંદા બીનું બાવરી; એરી૦ ટેક.
બીનું દેખે મોહે કલ ન પરે અબ, બસ ગઈ જીય છબી સાંવરી, એરી
છબી સાંવરી. બ્ર૦ ૧
રહી ન શકું કેશવ બીનું દેખેં, પર ગયે યેહિ સ્વભાવરી, એરી
સ્વભાવરી. બ્ર૦ ૨
જબ દેખું નંદલાલ નેન ભરી, આનંદ ઉર ન સમાવરી, એરી
ન સમાવરી. બ્ર૦ ૩
પ્રેમાનંદ કહે પ્રાનનાથપર, તન મન કરત નોછાવરી, એરી
એ નોછાવરી. બ્ર૦ ૪

## પદ ૧૦૪૩ મું–રાગ સોહની

રાસયાજી ઓલું થારી આવે રાજ, થાંકા બીના મદનડો
સતાવે રાજ; રસિ૦ ટેક.
બ્યાકુલ ફરાંછાં માને કાંઇએ ન સુઝે, બિરહ અગનિ તન
તાવે રાજ. રસિ૦ ૧
અટકી રયો છે મન થારાં ચરનાં પર, ઓર માંને કાંઈ ન
સોહાવે રાજ. રસિ૦ ૨
રાત દિવસ થારી વાટ જોવાંછાં, તલખી તલખી જીવ
જાવે રાજ. રસિ૦ ૩
પ્રેમસખી થાંને બિનતિ કરે છે, કરજોરીકે સમુજાવે રાજ. રસિ૦ ૪

## પદ ૧૦૪૪ મું

સાંવરાજી વદન દેખાવો રાજ, માંને અબલાને કાંઈ
તરસાવો રાજ; સાંવ૦ ટેક.

---

* "વ્રજલાલસોં" એવો પાઠ પણ છે.

સુખરો સદન થારો બદન બિહારીજી, મારા તનડારા તાપ
સમાવો રાજ. સાંવ૦ ૧
નેણાં તો થારાં પ્યારાં અમીરસ ભરીયાં, અમૃતરા મેઉલા
વરસાવો રાજ. સાંવ૦ ૨
હું થાંકી દાસી વારી બીના મોલરી, મારા અવગુણ દૂર
ગમાવો રાજ. સાંવ૦ ૩
પ્રેમસખી થાંને અરજ કરે છે, અધુર અમૃત બેગા પાવો રાજ. સાંવ૦ ૪

## પદ ૧૦૪૫ મું–રાગ સોહની

નજરાંરો મેલો દીજોરે, નજ૦ ઇતની અરજ માની લીજોરે; નજ૦ ટેક.
સાંવરા ગુમાની થાંને અરજ કરાંછાં રાજા, રસિયાજી માંપર રીઝોરે. નજ૦ ૧
હું થારી દાસી થારે હાથ બેકાંની, થાંને ગમેજ્યું કીજોરે. નજ૦ ૨
એક વાર માને બદન દેખાવો, રસિયાજી રીઝો કે ખીજોરે. નજ૦ ૩
પ્રેમસખી કહે તપત બુજાવો, પાઈ ને અધુર રસ પીજોરે. નજ૦ ૪

## પદ ૧૦૪૬ મું

થારાં નજરાંને ઘેલી કીધી, થારાં૦ હરિ સાંવરાજી સુધ હરી લીધી; થારાં૦ ટેક.
બાવરી ફરુંછું મારો વસ નહિ જીવડો, લોક કહેછે લીલી પીધી. થારાં૦ ૧
ચૌદ લોક સુખ ચાહ ગઈ છે, આસ તજી છે રિધિ સિધિ. થારાં૦ ૨
મગન હોઈ થારી લાર ફરુંછું, લોક લાજ તજી દીધી. થારાં૦ ૩
પ્રેમસખી કે' થાંને અબ નહિં છોડું, જ્યું કૃપણકે ધર નિધિ. થારાં૦ ૪

## પદ ૧૦૪૭ મું

નજરાંરો નેડો લાગોરે, નજ૦ જનમ મરણરો ભય ભાગોરે; નજ૦ ટેક.
થારાં તો નેણાં છેલા નવ રસ ભરિયાં, નિરખી મગન મન
અનુરાગોરે. નજ૦ ૧
લોક લાજ સંસારકો નાતો, તોડ દિયોછે જેસોં ધાગોરે. નજ૦ ૨
નેડો લાગો છે નાથ અબ નહિ છૂટે, જ્યું સોના સંગ સોહાગોરે. નજ૦ ૩
પ્રેમસખી થારાં નજરાં આગલ, અખંડ રહે એ વર માંગોરે. નજ૦ ૪

## પદ ૧૦૪૮ મું

લટકાલા લાલ બિહારીરે, લટકાલા૦ થારાં લટકાપર જાઉં વારીરે. લટ૦ ટેક.

લટકા તમારા છેલા લાગી ગયા છે, કીધી માંને જગથી ન્યારીરે. લટ૦ ૧
લટકારે સાટે લોક લાજ તજીને, મેલ્યો છે શિશ ઉતારીરે. લટ૦ ૨
લટકા સહિત થાંને લાલ વરીછાં, મન ક્રમ વચને મોરારીરે. લટ૦ ૩
પ્રેમસખી કે' સુખ સંપત છે, હસની બોલની ચલની થારીરે. લટ૦ ૪

## પદ ૧૦૪૯ મું–રાગ સોહની

રેન કહાં જાગે હો બાલમ રેન કહાં જાગે;
શોભીત છબી અનુરાગે હો બાલમ રેન કહાં જાગે; ટેક.
કોન તમાસેમેં જાગે મનમોહન, રસ ભર કોન ગલે લાગે. હો બા૦ ૧
અટપટી પાઘ અરુન દોઉ લોચન, અધરન પીકલીક દાગે. હો બા૦ ૨
કહાં જાયે તુઠે કોન તુમે લૂટે, સોતો સુખ પ્રેમસખી માંગે. હો બા૦ ૩

## પદ ૧૦૫૦ મું

મેરે મન માને હો મોહન મેરે મન માને,
ભલે મેરે આયે સકુચાંને, હો મોહન મેરે મન માને; ટેક.
કામકે કોલ ભરે નેંનનમેં, બોલત બેન અયાને. હો મો૦ ૧
કોન ચતુર નાર તુમે બસ કીને, રેનભર રહી લપટાને. હો મો૦ ૨
સાચી કહો પિયા કહાં રેન જાગે, પ્રેમસખી પુછત છાને. હો મો૦ ૩

## પદ ૧૦૫૧ મું–રાગ સોહની

જીવન તુમ સુધિ કયું ન જાઓ બાલમ મોરે,
હમસું નાહક રાર બઢાઓ; જીવ૦ ટેક.
વાટ ઘાટ જ્યાં મીલત મનોહર, જ્યું બોલો જ્યું ચાઓ. જીવ૦ ૧
મારગ રોકી રહે મનમોહન, યેહી લછન ગારી ખાઓ. જીવ૦ ૨
જો તુમ ભયે ગોકુલકે રાજા, તો કાહેકું ધેન ચરાઓ. જીવ૦ ૩
પ્રેમસખી નીકે તુમ સીખે, નંદ જસોદા કયું લજાઓ. જીવ૦ ૪

## પદ ૧૦૫૨ મું

મુરકી ગઈ બૈયાં મોરીરે મોહન કહાના, નાજુક ચુરીયાં ફોરીરે; મુર૦ ટેક.
નિપટ ઝપટ મોરી અંગીયાં ફારી, મોતીન માલા તોરીરે. મુર૦ ૧
કુચમર્દન પરિરંભણુ નખક્ષત, ઝટક પટકકે ટોરીરે. મુર૦ ૨

ઘુંઘટ પટ ખોલકે ધૂરત, મુખ ચુંબન લે છોરીરે. મુર૦ ૩
પ્રેમસખી રસિકકી બતિયાં, વિષયીકા સોમલ ગોરીરે. મુર૦ ૪

### પદ ૧૦૫૩ મું

મીજાજીડાસોં કહીયો કોઈ જાયે, ગુમાનીડાસોં કહીયો કોઈ
જાયે સંદેશા મોરા
જીવન કહાં તુમ રહે બિલમાયે; મીજા૦ ટેક.
જબતેં હમસોં વિછુરે મોહન, તબતેં કછુ ન સોહાયે. મીજા૦ ૧
મેરે પ્રાણુ જીવાવન પ્રિતમ, તુમ બીના કોન સહાયે. મીજા૦ ૨
તુમ બીના મદન વ્યાધી નિશી ઘેરકે, તાડત ધનુસ ચઢાયે. મીજા૦ ૩
પ્રેમસખી પિયા બિરહ સિંધસેં, તુમહિં છોડાવો ધાયે. મીજા૦ ૪

### પદ ૧૦૫૪ મું–રાગ સોહની

બેરન બાજીવો મા બેરન બાંસરી, નાગનીસી ડસી ભઈ રાજીવો મા; બેરન૦ ટેક.
શ્રવનનિ હોયે ડસ્યો મન મેરો, બેરન ખીજકે ગાજીવો મા બેરન૦ ૧
સાંવરી લહર ચઢી તન મેરે, ઘુમત નેક ન લાજીવો મા બેરન૦ ૨
પ્રેમસખી સ્યામ ગતી મેરી, જીવત સબહી તાજીવો મા બેરન૦ ૩

### પદ ૧૦૫૫ મું

બેરપરી હો મેરે બેરન બાંસરી, બાજત બિરહ ભરી; હો મેરે૦ ટેક.
કહા રી કરું મોહે કલ ન પરે અબ, ખટકત સુલ સરી. હો મેરે૦ ૧
જબતેં અધર ધારી મનમોહન, તબતેં હોત ખરી. હો મેરે૦ ૨
પ્રેમસખી પિયા બિરહસિંધુમેં, બીતત કઠીન ઘરી. હો મેરે૦ ૩

### પદ ૧૦૫૬ મું

જમુનાકે તીર ફેર બજાઈ, અજબ બજાઈ બલબીર; જમુ૦ ટેક.
ખગ મૃગ તૃણુ તજી એક ટક ઠાડે, માનું મુનિ મન ધરી ધીર. જમુ૦ ૧
ચિત ધરી સુનત થકીત યમુના જલ, બહત ન મલય સમીર. જમુ૦ ૨
પ્રેમસખી ધ્રુની સુની સબ વ્રજબની, સુધ ન રહીહે શરીર. જમુ૦ ૩

### પદ ૧૦૫૭ મું–રાગ સોહની

માનની માન ભરી, માનત નાહીં મોરારી; માન૦ ટેક.
જોરી પાની શિર અરપી ચરનમેં, કર કર વિનય હુ હારી. માન૦ ૧

બુદ્ધિ ઉપાય ચાતુરી બહુ બીધી, કીની લાખ હજારી;
પ્રેમાનંદ પ્રભુ એક ન માની, લીની કઠીન હઠ ભારી. માન૦ ૨

## પદ ૧૦૫૮ મું

લાલન લાખ કહી, મેરી ન એક ગહી; લાલ૦ ટેક.
જ્યું જ્યું સીખ દેત ગઈ ત્યું ત્યું, બુંદતાઇકી ભઈ. લાલ૦ ૧
રીસ ભરી ભોંહ સજલ દગ સુંદર, કરત બિલાપ રઈ;
પ્રેમાનંદ પ્રભુ આપ મનાવો, હસીકર કોલ દઈ. લાલ૦ ૨

## પદ ૧૦૫૯ મું

આપન જાયકે, લાલન લીજીયે મનાય; આપ૦ ટેક.
હું તો કોટી જતન કર હારી, પ્યારીકે લાગત પાય. આપ૦ ૧
રસિક લાલ કહી રસકી બતિયાં, દીજે રસ ઉપજાય;
પ્રેમાનંદ પ્રભુ દરસ પરસ દે, લીજે કંઠ લગાય. આપ૦ ૨

## પદ ૧૦૬૦ મું

માધવ માન હનો લાલન, ચાલીયે જરુર; માધ૦ ટેક.
બદન સરોજ દેખાયકે સુંદર, દુઃખ સબ કીજીયે દૂર. માધ૦ ૧
મોહન જાય માનગઢ તોરી, લીજે લગાયકે ઉર;
પ્રેમાનંદ પ્રભુ પ્રીતસું પીજે, અધર સુધા ભરપૂર. માધ૦ ૨

## પદ ૧૦૬૧ મું-રાગ સોહની

અંખીયાં રૂપ લોભાની રસિયાવરકે; અંખી૦ ટેક.
ધરમકુંવર સુંદર વર છેલો, નિરખી નિરખી હરખાની. અંખી૦ ૧
ભાલ વિશાળ ભોંહે ભવમોચની, લોચન રૂપનિધાની. અંખી૦ ૨
વામ શ્રવણબીચ શ્યામ બિંદુ લખી, ભઇ હે સકલ દુઃખહાની. અંખી૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ બદનપર, કોટીકામ કુરબાની. અંખી૦ ૪

## પદ ૧૦૬૨ મું

અંખીયાં અટકી રહી લખી છબી નટકી; અંખી૦ ટેક.
શોભાસાગર નટવરનાગર, નિરખી થકીત ભઈ. અંખી૦ ૧
ચિતવનીમે મેરો મન વશ કીનો, મુસકની મોહે લઈ. અંખી૦ ૨

ધરમકિશોર મનોહર મોહન, નીત છબી અંગ નઈ. અંખી૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ લટકપર, બારબાર બલ ગઈ. અંખી૦ ૪

## પદ ૧૦૬૩ મું

મોપેં ડારી મોહની ઇન મોહનાને. મોપેં૦ ટેક.
મધુરે સ્વર અલાપકેં મોહન, સુંદર ગાઈ સોહની. મોપેં૦ ૧
શ્રવન સુનત મોરી સુધબુધ વિસરી, ભૂલ ગઈ દોહની. મોપેં૦ ૨
મન વશકરની મોહની મૂરત, જાદુગારી જોહની. મોપેં૦ ૩
પ્રેમાનંદ કહે બીસરત નાહીં, મૂરતી મન ઠોહની. મોપેં૦ ૪

## પદ ૧૦૬૪ મું

નેના નેહભરે રી મન મોહનકેં. નેના૦ ટેક.
નેહ સહિત અવિલોકત કેશવ, દુઃખ સંતાપ હરે રી નેના૦ ૧
કરુના રસ બરસત નીજ જનપર, માનું ઇંદુ અમૃત ઝરે રી નેના૦ ૨
અંગ અંગ આનંદ રસ ઉપજત, જબ હરિ કરુના કરે રી નેના૦ ૩
પ્રેમાનંદ પુલકી ઘનશ્યામકે, પુનિ પુનિ ચરન પરે રી નેના૦ ૪

## પદ ૧૦૬૫ મું–રાગ સોહની

માન ન કીજે પ્યારી, રસિક લાલ ગિરધારી બિહારીસું; માન૦ ટેક.
જેહી લાલકે કારન સજની, બિલખતી સોચતી ભારી. બિહા૦ ૧
જાકો મુખ દેખન નીત હેરતી, ચઢી ચઢી ગોખ અટારી. બિહા૦ ૨
રાખતી હરિ ઉર કુસુમ હાર જ્યું, હોત ન ક્ષણું એક ન્યારી. બિહા૦ ૩
પ્રેમાનંદ કે' નાથસું મીલીએ, માન રીપુકું મારી. બિહા૦ ૪

## પદ ૧૦૬૬ મું

મેરો માનની માન માન;
કછુ સમજ સાનમેં સયાન, સલોની* માનની માન માન; મેરો૦ ટેક.
તરનીતનયા તીર કદમ તરે, ઠાડે કૃપાનિધાન સલોની માન૦ ૧
સુન શ્રવને હરિ બંસી બજાવત, ગાવત મધુરીસી તાન સલોની માન૦ ૨
રાધે રાધે રટત બંસીમેં, ત્રિભુવનપતિ ભગવાન સલોની માન૦ ૩
પ્રેમાનંદ કહે ઘનસ્યામ નામપર, કર તન મન કુરબાન સલોની માન૦ ૪

* "સલુણી" પાઠાન્તર છે.

## પદ ૧૦૬૭ મું

મોરે લાગતી પૈયાં પૈયાં;
કરી કરી બહુત બલૈયાં, સખી મોરે લાગતી પૈયાં પૈયાં; મોરે૦ ટેક.
દોરી દોરી આવતી મોહે મનાવતી, કહા હું તેરી ચેરી ભૈયાં.* સખી૦ ૧
તોહી પઠાવત વે કયું ન આવત, ઉનકે પાયન મેંદી દૈયાં.† સખી૦ ૨
જા તું દાસી અપને ભુવનકું, સો બાતકી એક કૈયાં. સખી૦ ૩
પ્રેમાનંદ કહે સુની પ્યારીકે વચન બાન, લલિતા શ્યામપે ગૈયાં. સખી૦ ૪

## પદ ૧૦૬૮ મું

પ્યારી માનતી નાંઈ નાંઈ;
બહુત ભાંતી સમુજાઈ, માનની માનતી નાંઈ નાંઈ; પ્યારી૦ ટેક.
મેંતો મેરો પ્રાક્રમ કરી હારી, શ્યામ તુમારી દુહાઈ. માન૦ ૧
એકકી દો ભઈ નાંહી માનની, ફીને કોટી ઉપાઈ. માન૦ ૨
લાલન આપન ચલીએ મીલીએ, લીજે કંઠ લગાઈ. માન૦ ૩
પ્રેમાનંદકે પ્રભુ તુમહીં યાકી, જીવન મૂરી સુખદાઈ. માન૦ ૪

## પદ ૧૦૬૯ મું-રાગ સોહની ધ્રુપદ ચૌતાલ

એરી તોહે બેર બેર કહત સકુચૈયે રી જીય પ્યારી,
તુંતો હઠીલી હઠ છોડબેકી નાંઈ; તોહે૦ ટેક.
એસો કહા તેરો હઠ મનાયો ન માને સઠ,
સૌનેકી કટારી તો કહા મારીયે પેટમાંઈ. તોહે૦ ૧
આનહીંકું દેત સીખ આપ ખેંચ બેઠી લીક,
ઓરકી બુઝાવે કહા જર તેર માંઈ;‡
પ્રેમાનંદ કે' સયાન નેક મેરી માન માન,
પિયા જીવનપ્રાનકું તું કંઠ લે લગાઈ. તોહે૦ ૨

---

* શું હું ત્હારી દાસી થઈ છું; એવા અર્થમાં. † એને પગે શું મેંદી મુકેલી છે, એવો અર્થ છે. ‡ "જરે તેરે માંઈ" એવો કંઇક પાઠ હોવો જોઇએ. આપેલ પાઠનો અર્થ સ્પષ્ટ થતો નથી. બીજાનું હોલવવાથી શું થવાનું છે તુંતો તેલમાં બળી રહી છે, અથવા ત્હારા અંતરમાં તો સળગી રહેલું છે. એવો અર્થ ભાસે છે.

## પદ ૧૦૭૦ મું

એરી મોહે બેર બેર આવતહે અતહિ અચંબો ઉર,
પિયાસું રીસાય બેઠી* એસી કોન ત્રિયા. મોહે૦ ટેક.
કેસો વાકો નેમ પ્રેમ કેસો પાતિવ્રત ધર્મ,
જીવત હૈ કેસેં પિયાપ્રાનબીન પ્રિયાં. મોહે૦ ૧
નારીકો હે સેવા ધર્મ એસો નાહી જાને મર્મ,
કુલકું લગાવે કર્મ એસી હીન ક્રીયા;
રીસકું સમાવે ઘનસ્યામકું રીઝાવે પ્યારી,
પ્રેમાનંદ સોઈ પ્રિયા કંઠકી દુલિયા.† મોહે૦ ૨

## પદ ૧૦૭૧ મું–રાગ પરજ હોરી

એક દો તીન મીલી, ચાર પાંચો ભઈ, છઠી અરુ સાતમી દોરી આઈ; એક૦ ટેક.
આઠ નવ દશ મીલી, કુંજમેં લે ચલી, કમલ લોચન બ્રજચંદ બોલાઈ. એક૦ ૧
મીલી એકાદશી, અંકભર બારવી, તેરે ચૌદે ભઈ પંદરવાઈ;
સોર સત્તર અઠાર ઉન્નીસ મીલી, પ્રીતસું પ્રેમાનંદ વીસ ગાઈ. એક૦ ૨

## પદ ૧૦૭૨ મું

કુંજમેં કરત રસ કેલિ વ્રજનારી સંગ, મદનમોહન નંદલાલ પ્યારે; કુંજ૦ ટેક.
કંઠ ભુજ મેલી કરી પરસ કુચ સરસ, હરિ દેત અધરામૃત કૃષ્ણ કારે. કુંજ૦ ૧
મદન મદહરન‡ કરી રાસ લલના સંગ, રાખ્યો બ્રહ્મચર્જ
દઢ નંદદુલારે;
એસેં નિષ્કામ ઘનસ્યામકે નાંવ પર, પુલકી પ્રેમાનંદ પ્રાન વારે. કુંજ૦ ૨

## પદ ૧૦૭૩ મું–રાગ પરજ

શોભાત સહજાનંદ દેખો આજ શોભાત સહજાનંદ. દેખો૦ ટેક.
પ્રફુલ્લીત બદન બેઠે કનકાસન, કરુનાનિધિ સુખકંદ. દેખો૦ ૧
પ્રથમ અરગજ્યા લેપન કીને, મલય સહિત સુગંદ;
ઉર સોહત કરપુરકી માળા, કુંડળ અરુ બાજુબંદ. દેખો૦ ૨

---

* "બેસે" પાઠાન્તર. † "પ્રેમાનંદ કહે સોઈ પીયા કંઠકી દુલિયા અથવા દુલહૈયા" પાઠાન્તર. ‡ "મદ હર્યો કરી રાસ લલના સંગ" પાઠાન્તર.

ફેંટા ગુલાબી તોરા સોહે, નટવર ત્રિભુવનવંદ;
લલિત ચરન કર કંકન શોભીત, કહા બરનું મતિમંદ. દેખો૦ ૩
અંગોઅંગ ચંદનકી શોભા, માનુ કીરન ઈંદ;
ઉડગન પરમહંસ મીલી નિરખત, નિમીષ નિવારી પલદ્દંદ. દેખો૦ ૪
મંગલ ગાવત કરત આરતી, સુર બરખત આનંદ;
પ્રેમાનંદ લખી શોભા ઉર, પુરન ગોકુલ ચંદ. દેખો૦ ૫

### પદ ૧૦૭૪ મું-રાગ પરજ

એરી મોહે લૂટી ઇન મોહન ચોરવાને; એરી૦ ટેક.
દધી મેરો ખાય મટુકી મેરી ફોરી, નટવર નિર્લજ નિઠોરવાને. એરી૦ ૧
નિપટ ઝપટકે હાથ હીયે ડાર્યો, મોતીન માળા મોરી તોરવાને. એરી૦ ૨
ઐયાં મરોરી મોરી ચુરીયાં ફોરી, ભુજકો બાજુબંધ છોરવાને. એરી૦ ૩
પ્રેમાનંદકે પ્યારે મન હર લીનો, ચંચલ નેન ચકોરવાને. એરી૦ ૪

### પદ ૧૦૭૫ મું

એરી મૈંતો ના જાઉં અબ દધી બેચવા; એરી૦ ટેક.
ઇત ગોકુલ ઉત મથુરા નગરી, બિચહી પરાવે નીત ચેંચવા. એરી૦ ૧
નંદ મહરકો કુંવર સાંવરો, નિપટ નિર્લજ બડા નેંચવા. એરી૦ ૨
આઈ અચાનક હાથ હીયે ડારત, ઉરકો અંચરવા મેરો એંચવા. એરી૦ ૩
પ્રેમાનંદ બ્રહ્માદિક સુર મુનિ, કોઉ ન જાને યાકે પેંચવા. એરી૦ ૪

### પદ ૧૦૭૬ મું

એરીવો મેં સાંવરે રૂપ લોભાની; એરી૦ ટેક.
શ્યામ સુંદરકી સાંવરી સુરત, મોહનિ મૂરત મનમાની. એરી૦ ૧
મનમાની છબી શ્યામ સુંદરકી, સાંવલડે હાથ બેકાની. એરી૦ ૨
તરુન કિશોર મનોહર મુખપર, ઉઠત રેખું નાની નાની. એરી૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ છબીપર, કોટી કામ કુરબાની. એરી૦ ૪

### પદ ૧૦૭૭ મું

એરી બસી ગઈ મોરે જીયે છબી સાંવરી; એરી૦ ટેક.
બાંસુરી બજાયે પરજ મીઠી ગાયકે, કર દીની મોયે બાવરી. એરી૦ ૧
કટી પટપીત અધર ધરી મોરલી, મધુરીસી તાન સુનાવરી. એરી૦ ૨

ઉર બનમાલ રુમાલ હાથમેં, ચલતહેં ચાલ ઉતાવરી. એરી૦ ૩
પ્રેમાનંદ ધનસ્યામ મૂરતિ, બીનુ દેખેં દ્રગ ભરી આવરી. એરી૦ ૪

### પદ ૧૦૭૮ મું-રાગ પરજ

મારો મારગ મેલોને રસિયારે, રંગ છેલ છબિલા; રંગછે૦ ટેક.
અમે જમુના જળ ભરવારે જૈયે, શીદને આવોછો ધસીયારે. રંગછે૦ ૧
સરખી સૈયરને જોઇને જીવન, મીઠડા બોલા મન હસીયારે. રંગછે૦ ૨
અલબેલા શીદ આળ કરો છો, ગિરિધર ગોકુલ સસીયારે. રંગછે૦ ૩
બહુનામી બાજો મારે અમને, પ્રેમાનંદ ઉર વસીયારે. રંગછે૦ ૪

### પદ ૧૦૭૯ મું

તમે કહાન કુંવર કેશરિયારે, દાણ શ્યાના માંગો છો; દાણ૦ ટેક.
સમજી વિચારીને શ્યામ મનોહર, વેતાં રોકો નટવરિયારે. દાણ૦ ૧
કે-દીના* દાણી છો મોહનજી, કીયારે ગામના ઠાકરિયારે. દાણ૦ ૨
કંસ રાયના રાજમાં કહાના, ફેલ ન કરીએ ડોલરિયારે. દાણ૦ ૩
પ્રેમાનંદના નાથ હલકાઈ, નવ શીખો દીલ દરિયારે. દાણ૦ ૪

### પદ ૧૦૮૦ મું

મારો પાલવડો પાતળિયારે, મેલોને માણીગર;
છેટે રેજ્યો છેલ છબીલા તમે, ધુતારા હવે કળિયારે. મેલો૦ ૧
પરનારીને વશ કરવા તમે, વેણુ વાઓછો છળિયારે. મેલો૦ ૨
મતલબના ગરજી છો મોહન, હેતે હરિવર હળિયારે. મેલો૦ ૩
પ્રેમાનંદ કે' વ્રજનારીપર, આજ અઢલક ઢળિયારે. મેલો૦ ૪

### પદ ૧૦૮૧ મું

કેશવ કહુંછું કયારનીરે, કેડો મેલો કાનુડા;
આવી અચાનક તોડી મારી માળા, લાખ હજારનીરે. કેડો૦ ૧
કંસને જઇને કહીશ ત્યારે, ચિંતા થાશે ઘરબારનીરે. કેડો૦ ૨
નિર્લજ નવરા થઇને ડોલો, લાજ તજી સંસારનીરે. કેડો૦ ૩
પ્રેમાનંદના નાથજી માનો, કહીએ વાત વિચારનીરે. કેડો૦ ૪

---

* "કેદ્દી" કેટલાક દિવસના.

## પદ ૧૦૮૨ મું–રાગ પરજ દેશી

છેલ જોઇરે રંગછેલ જોઈ;
મારા લોચનીયાં લોભાણારે, રંગછેલ જોઈ. મારા૦ ટેક.
નટવરનાગર વહાલોરે શોભાસાગર, ડોલરિયોરે અલબેલ કોઈ. મારા૦ ૧
જમુનાની તીરે ઉભો વેણુ વજાડે, નેણુંને ચાળે ચીત લીધું પ્રોઈ. મારા૦ ૨
મીઠડા બોલોરે મરમાળો મોહન, કામણગારાંરે એના નેણાં દોઈ. મારા૦ ૩
નંદકુંવર ઘનશ્યામ છબીપર, પ્રેમાનંદ કુરબાન હોઈ. મારા૦ ૪

## પદ ૧૦૮૩ મું

મરમાળોરે મોરલીવાળો, મને વહાલોરે લાગે મોહન વર મરમાળો; ટેક.
કહાનકેશરીઆને રંગડાનો ભરીઓ, મરમ ભર્યોરે નેણુંનો ચાળો. મને૦ ૧
વંશી મનોહર વાય સુંદર વર, પરજ તણોરે લાવે ઢાળો. મને૦ ૨
ડોલરિયોરે મારે મનડેરે વસિયો, મીઠા બોલોરે છેલો છોગાળો. મને૦ ૩
પ્રેમાનંદનો નાથ મનોહર, રાજીવ લોચન રૂપાળો. મને૦ ૪

## પદ ૧૦૮૪ મું

મન વસીયોરે મારે મન વસીયો;
જશોદાનોરે જીવન, બાઈ મારે મન વસિયો. જશો૦ ટેક.
નવ ઘન સુંદર મદન મનોહર, નટવરનાગર રંગ રસિયો. જશો૦ ૧
મોર મુગટ મકરાકૃત કુંડલ, નવસરિયોરે હાર ઉર લસિયો. જશો૦ ૨
ઉર વનમાળ બાજુબંધ ગજરા, પીતાંબર કમરે કસિયો. જશો૦ ૩
પ્રેમાનંદનોરે નાથ રસિલો, મુજ સામુરે જોઇને હસિયો. જશો૦ ૪

## પદ ૧૦૮૫ મું

મન હરવારે મારું મન હરવા;
મારા નેણુંને આગે, ઉભા હરિ મન હરવા. મારા૦ ટેક.
વારે વારેરે મુજ સામું હેરે, મોહન મારું મન વશ કરવા. મારા૦ ૧
હેત ઘણેરે મને હસીને બોલાવે, મરમાળોરે મુજને વરવા. મારા૦ ૨
વાલપ આણી બહુ વાત બનાવે, ગીરધર મારા ઉરમાં ગરવા. મારા૦ ૩
પ્રેમાનંદના નાથની થઈ હુતો, કોઇની મારે હવે નહિ પરવા. મારા૦ ૪

## પદ ૧૦૮૬ મું–રાગ પરજ વિવાહુનો ઢાળ

જાદવરાય જીવે મોતીયા વાળો, ઘણા મૂલાને ઘણી ખમા,
ઘણું જીવો ઘણી ખમા;
છેલવર આવેરે છોગાળો, રાજેશ્વરને ચરણે નમા,
જગજીવનને ચરણે નમા. જાદ૦ ૧
માણીગર માણુકીયેરે રાજે, શોભા જોઈ કામ લાજે;
ચમર ઢળેરે છત્ર છાજે, આગે ઘણા વાજાં વાજે. જાદ૦ ૨
કેશરિયાને કોડે કોડે જોઇયે, જોઈ જોઈ દુઃખ ભાગે;
માથે મોતીડાંનો ઝુડો રુડો, વિઠ્ઠલવર વહાલો લાગે. જાદ૦ ૩
કેશર તિલકરે કીધાં ભાલે, કાને કુંડલ શોભે કાજુ;
સોનેરી વાઘોરે શોભે અંગે, બાંયે નંગ જડીયલ બાજુ. જાદ૦ ૪
ઉરમાં ઉતરીયુંરે રૂપાળી, ભાળી ભાળી નેણાં ઠરે;
હાર હજારો કમરે કટારો, પ્રેમાનંદના મનડાં હરે. જાદ૦ ૫

## પદ ૧૦૮૭ મું

કહાનવર કેશરિયાની શોભા, જન સહુ જોવા મળ્યા,
દેવ મુનિ જોવા મળ્યા;
જગના જીવનનેરે જોઇ, જનમ મરણ દુઃખ ટળ્યાં,
ભવસાગરના દુઃખ ટળ્યાં. કહાન૦ ૧
કેશરિયે વાઘે કસુંબલ પાઘે, માથે મોતીડાનો સેરો;
સોનેરી છેડે રેંટો કેડે, ગરક કસુંબી ઘેરો. કહાન૦ ૨
સુરવાલ શોભેરે સોનેરી, નાડી કાજુ હીર કેરી;
ફરતે છેડે દોરાયુંરે સોનેરી, ઉપર પછેડી પે'રી. કહાન૦ ૩
રાતી મખમલનીરે મોજડીયું, રતન મોતીડે જડીયું;
મોજડીયું પે'રીરે હરિ આવ્યા, સોનાકેરે ફુલે વધાવ્યા. કહાન૦ ૪
સુંદર સ્યામ શોભા ધામ, મળી હુતો ભાવે ભરી;
મુખડું જોઈ દુખડાંરે લીધાં, પ્રેમાનંદ કે' પ્રીતે કરી. કહાન૦ ૫

## પદ ૧૦૮૮ મું

છોગાવાળો છેલો જીવે અલબેલો, રંગડાનો રેલો હરિ,
જીવે વહાલો રંગડાનો રેલો હાર;

નંદનો કુંવર શોભે સુંદર, રાખું ઉર જતન કરી,
ધરું ધ્યાન જતન કરી. છોગા૦ ૧
મંદિર પધારે રાજ અમારે, વદનમાં લેઉં વાલીડાના;
દુધડે પખાળુંરે પાવલીયા, નટવર નાવલીયાના. છોગા૦ ૨
તન મન મારું વાલીડાપર વારું, ડોલરિયાંને જોઈ જીવું;
ઉર્ધ્વરેખાવાળા ચરણ રૂપાળા, ધર્મસુતના ધોઈ પીવું. છોગા૦ ૩
રેખું માંહી રાતીરે રૂપાળી, મરમાળી માણીગરની;
જોયામાંહી જાદુરે બહુ જાણે, તાંણે ચીત ચતુર વરની. છોગા૦ ૪
જોઈ જોઈ ચાલ થઈ હું નિહાલ, કંકોલેલ કાજું નેણાં;
હસીને બોલાવે પ્રેમાનંદને ભાવે, વાલપના ભરિયાં વેણાં. છોગા૦ ૫

## પદ ૧૦૮૯ મું

રાધાજી તમારેરે નાવલીયો, નેણા ભરી નિરખ્યાં જેવો,
ચીત ધરી નિરખ્યાં જેવો;
મંદિરીયામાં રાખોરે દઇ માન, હવે નહિરે જાવા દેવો,
કદી નહિ જાવા દેવો; રાધા૦ ૧
કમળા એના કરેરે જતન, હાંજી હાંજી કરતી ડોલે;
મીટથી પલક ન મેલે, ખમા ખમા કહિને બોલે. રાધા૦ ૨
દેવત્રિયા તલખેરે ઘણી જોવા, મુનિદેવને દુર્લભ ઘણા;
એવા એ મુંત્રા નટવરનાગર, સાગર શોભાતણા. રાધા૦ ૩
નવલ સનેહીરે નંદલાલો, વહાલો સહુને વ્રજપતિ;
હૈડાનો હાર નેણનો શણગાર, રાખો ઉર કરી વિનતિ. રાધા૦ ૪
રાધાજી તમારેરે ઓરડીયે, જાદવરાયના જતન કરો;
રાધામાધવ જોડ પુરો કોડ, પ્રેમાનંદના તાપ હરો. રાધા૦ ૫

## પદ ૧૦૯૦ મું–રાગ પરજ

નેણે નિરખ્યારે, મારા વહાલાને, મારા વહાલાને,
વહાલાને વહાલાને વહાલાનેરે, મારા વહાલાને; નેણે૦ ટેક.
ઘોડલાની ઘૂમરમાં ઘેર્યોરે, લાડીલા ધર્મના લાલાનેરે. મારા૦ ૧

મુખ નિરખીને માયા લાગીરે, મેલ્યો મેં જગ જંજાળાનેરે. મારા૦ ૨
લોચન લાભ અલૌકિક લીધોરે, મોહન જોઈ મરમાળાનેરે. મારા૦ ૩
પ્રેમાનંદ કે' પૂજ્યા પ્રીતેરે, પ્રીતમ જન પ્રતિપાળાનેરે. મારા૦ ૪

પદ ૧૦૯૧ મું

માવો મરમાળોરે, જીવન જોયા મેં, જીવન જોયા મેં,
જોયા મેં જોયા મેં જોયા મેંરે, જીવન જોયા મેં; માવો૦ ટેક.
જોઈ કરીને મેંતો જીવનજીનેરે, પ્રીત કરી નેણામાં પ્રોયા મેંરે. જીવ૦ ૧
જતન કરી હરિ અંતરજામીરે, ઠીક ઠરી જીવડલામાં ઢોયા મેંરે. જીવ૦ ૨
શાક ઓછવ કરી નીત નીત સ્વામીરે, લાડ લડાવ્યા બહુ
લોભાવ્યા મેંરે. જીવ૦ ૩
પ્રેમાનંદ કે' પ્રીતમ ભેટીરે, દોયલા દિવસ તે ખોયા મેંરે. જીવ૦ ૪

પદ ૧૦૯૨ મું

ઘોડો ઘનશ્યામરે. ફેરે ફળીયામાં, ફેરે ફળીયામાં;
ફળીયામાં ફળીયામાં ફળીયામાંરે, ફેરે ફળીયામાં; ઘોડો૦ ટેક.
માણકી મોહનને મનમાનીરે, બલવંતી બહુ બળીયામાંરે. ફેરે૦ ૧
તાજણની અસવારી તેવીરે, છળવંતી અતિ છળીયામાંરે. ફેરે૦ ૨
કેશર વાજ વખાણે કાજુરે, વિધિ બહુ જાણે વસવળીયામાંરે. ફેરે૦ ૩
પ્રેમાનંદ કે' પ્રીતમ પ્યારોરે, કોઇને ના આવે વહાલો કળીયામાંરે. ફેરે૦ ૪

પદ ૧૦૯૩ મું

કીધી વશ કહાનેરે, મુને નેણામાં, મુને નેણામાં,
નેણામાં નેણામાં નેણામાંરે, મુને નેણામાં; કીધી૦ ટેક.
કમલ સરીખાં શોભે કેવાંરે, ડોલરિયાના સુખદેણાંમાંરે. મુને૦ ૧
લાવણમાં વહાલે વશ કરી લીધીરે, કામણ ભરેલા બહુ કેણાંમાંરે. મુને૦ ૨
બલવંતે બહુ રીતે બોલાવીરે, વાલપ વધારી વારી વેણાંમાંરે. મુને૦ ૩
પ્રેમાનંદ કે' પુરણ પ્રીતેરે, અલૌકિક લાભ લીધા લેણાંમાંરે. મુને૦ ૪

પદ ૧૦૯૪ મું—રાગ પરજ દેશી

વેરણુરે વાંસલડી વાગી, વાંસલડી વાગી હું ઝબકીને જાગી; વેર૦ ટેક.
વાંસલીયે મારી પાંસલી વેંધી, પેઠી કાળજડામાં આવીરે. વાંસ૦ ૧

સાંભળતામાં સુધ બુધ વિસરી, ચીતડાંમાં ચટપટી લાગીરે. વાંસ૦ ૨
ઉઠી ઉતાવળી આકળી થઇને, જોવા શ્યામ સોહાગીરે. વાંસ૦ ૩
પ્રેમાનંદના નાથને મળવા, લોક લાજ સરવે ત્યાગીરે. વાંસ૦ ૪

### પદ ૧૦૯૫ મું

જાઇશરે જોવા ગિરિધારી, જોવા ગિરિધારી શ્રીકુંજવિહારી; જાઈ૦ ટેક.
વંદારેવનમાં વેણુ વજાડે, મધુસુદન મોરારીરે. જોવા૦ ૧
જાઇશ જોવા જગના જીવનને, વારીશ માં માડી મારીરે. જોવા૦ ૨
શું કરશે સરવે મળી સાસરીયાં, નહીં રહું કોઇની વારીરે. જોવા૦ ૩
પ્રેમાનંદના નાથને મળવા, ચાલ્યાં સરવે વ્રજનારીરે. જોવા૦ ૪

### પદ ૧૦૯૬ મું

જોઇરે જાદવરાય જોઈ, જાદવરાય જોઈ ગોપી રહ્યાં મોઈ*; જોઈ૦ ટેક.
એકલડા ઉભા જમુનાની તીરે, બીજું પાસે નહીં કોઇરે. જાદ૦ ૧
નટવર સુંદર નાથને નિરખી, નેણાં ત્રપત થયાં દોઇરે. જાદ૦ ૨
સુંદર શ્યામ મનોહર મોહન, રાખ્યા નેણામાં પ્રોઇરે. જાદ૦ ૩
પ્રેમાનંદના નાથને ભેટતા, લોક કુટુંબ લાજ તે ખોઈરે. જાદ૦ ૪

### પદ ૧૦૯૭ મું

લોભાણાંરે લોચનીયાં લોભાણાં, લોચનીયાં લોભાણાં
વહાલાના કે'વાણાં; લોભા૦ ટેક.
રસિક સુંદરની રૂપ જાળમાં, જુરાયાં થઇને ભરાણાંરે. લોચ૦ ૧
નવલ મનોહર મોહનજીને, નેણુને બાણે વેંધાણાંરે. લોચ૦ ૨
તન મન ધન પેહેલું અરપણ કરીને, હાથ હરિને વેચાણાંરે. લોચ૦ ૩
પ્રેમાનંદ કે' મોહન મળતાં, ઉઘડતાં ભાગ અમાંણાંરે. લોચ૦ ૪

### પદ ૧૦૯૮ મું—રાગ પરજ દેશી

રાજેશ્વર રંગના ભીના;
રંગના ભીના છેલ નવિના, માણુકીના અસવાર હો છેલા રાજે૦ ટેક.
માણુકીયે ચઢી મલપતા આવો, સુંદર શોભા ધામ;
જીવન જોઇ નેણા ઠરેછે, કેશવ પૂરણકામ હો છેલા રાજે૦ ૧

* "મોહી" ને બદલે "મોઇ" લખેલો છે.

માથે સુંદર મોલીયું જોઇને, સોનાકેરું શ્યામ;
દલડું મારું ડોલતું રહ્યું, મન પામ્યું વિશ્રામ હો છેલા રાજે૦ ૨
કાનમાં કાજુ કુંડલ, ઉરમાં ઉતરિયું અભિરામ;
પ્રેમાનંદ તો નિરખી ડોલે, ઘેલડો આઠો જામ હો છેલા રાજે૦ ૩

## પદ ૧૦૯૯ મું

માણીગર મોતીયાવાળા;
મોતીયાવાળા રાજ રૂપાળા, રસિયા જાદવરાય હો મોહન માણી૦ ટેક.
રૂપ જોઇને રાજીવ લોચન, રમા થઈ ચકચૂર;
મુનિવર લાખું વાંસે ભમેછે, જોવા શોભા સુર હો મોહન માણી૦ ૧
ચંચલ નેણુની ચતુરાઇમાં, ચોર્યાં સહુનાં ચીત;
નરનારીને પરવશ કીધાં, મીટડલીમાં મીત હો મોહન માણી૦ ૨
કરનાં લટકાં કામણુગારાં, હૈડું કીધું હાથ;
આવી વસ્યા વહાલા અંતરમાંહી, પ્રેમાનંદના નાથ હો મોહન માણી૦ ૩

## પદ ૧૧૦૦ મું

વહાલી લાગે વાતડી તારી;
વાતડી તારી જાદુગારી ઘેલડું કીધું મન હો માવા વહાલી૦ ટેક.
વાતડી સુણુતાં છાતડી ઠરી, છૂટી ગયો સંસાર;
શું જાણું તેં શું કરી દીધું, કોડીલા વૃષકુમાર હો માવા વહાલી૦ ૧
જોવું ત્યારે મુને જંપ વળેછે, અણુદીઠે અકળાઉં;
ચંદ્ર સરીખું મુખડું જોઈ, જીવન રાજી થાઉં હો માવા વહાલી૦ ૨
લોકને કુટુંબ કહી કહી થાક્યાં, તદપિ ટેવ ન જાય;
પ્રેમાનંદ કે' મનડું તમસંગ, માન્યું મોહનરાય હો માવા વહાલી૦ ૩

## પદ ૧૧૦૧ મું

મનોહર મૂર્તિ તારી;
મૂર્તિ તારી લાગે છે પ્યારી, હેડા કેરા હાર હો પ્યારા મનો૦ ટેક.
આંખડલીથી અળગા ન મેલું, નેણુતણા શણુગાર;
તમપર તન મન જીવન મારું, વારું વાર હજાર હો પ્યારા મનો૦ ૧

રાજીવ લોચન રાજી રહો, મુજ ઉપર પ્રાણ આધાર;
બીજું કાંઈ ન માંગું મારા, શામળિયા સરદાર હો પ્યારા મનો૦ ૨
દામ વિનાની દાસી તમારી, રાખો રાજ હજૂર;
પ્રેમાનંદની વિનતિ વાલમ, સાંભળો શ્યામ જરૂર હો પ્યારા મનો૦ ૩

## પદ ૧૧૦૨ મું–રાગ પરજ

વારણીયે જાઉંરે વાલમ વારણીયે જાઉંરે,
વારણીયે જાઉં વદન ઉપરે મોહનજી;
અમલ કમળદળ અમલ કમળદળ,
લોચન નિરખીને રાજી થાઉં મોહનજી. ૧
મુખડાની મીઠી મોહન મુખડાની મીઠી,
વાતું વહાલી મુને લાગે મોહનજી;
મરમાળી રૂપાળી મૂરત મરમાળી રૂપાળી,
ભાળીને દુઃખ દૂર ભાગે મોહનજી. ૨
નેણામાં રાખું મારા નેણામાં રાખું નાથ,
નેણાથી ન્યારા નહિ મેલું મોહનજી;
જોયા વિનાનું જીવન જોયા વિનાનું,
મોહન ફરે છે મન ઘેલું મોહનજી. ૩
હૈડાના હાર હરિ હૈડાના હાર મારા,
નેણના શણગાર કરી રાખું મોહનજી;
તનમન પ્રાણ પ્યારા તનમન પ્રાણ મારા,
પ્રેમાનંદ કહે વારી નાખું મોહનજી. ૪

## પદ ૧૧૦૩ મું

મનડું માન્યું છે મોહન મનડું માન્યું છે,
મારું મનડું માન્યું છે તમ સાથે શામળિયા;
ઘોળી જાઉંરે હું તો ઘોળી જાઉંરે,
ઘોળી જાઉં તમ માથે શામળિયા. ૧
વાલપની વાતું વાલમ વાલપની વાતું,
વાલપની વાતું છેજો ન્યારી શામળિયા;

ન મળે નાથ નાણે ટાંણે ન મળે નાથ નાણે,
શું જાણે જન સંસારી શામળિયા. ૨
આવો અલબેલા વહાલા આવો અલબેલા,
અમ ઘેર આવો તો ઘણું સારું શામળિયા;
તનમન મારું મોહન તન મન મારું,
જાણો જીવન તે તમારું શામળિયા. ૩
છેલછબીલા કહાન છેલછબીલા,
રસના રંગીલા પ્રાણ પ્યારા શામળિયા;
તનનું તાવીત મોહન મનનું માંદલિયું,
પ્રેમાનંદના છો દૃગ તારા શામળિયા. ૪

## પદ ૧૧૦૪ મું

કહાન કેશરિયા કુંવર કહાન કેશરિયા,
કહાન કેશરિયા દીલ દરિયા ડોલરિયા;
રંગડાના ભરિયા રાજ રંગડાના ભરિયા,
રંગડાના ભરિયા ગીરધરિયા ડોલરિયા. ૧
ધર્મકુમાર હરિ ધર્મ ધર્મકુમાર હરિ,
આદિ અવતાર કરતાર ડોલરિયા;
જગના આધાર જીવન જગના આધાર છો,
જગના આધાર સુખસાગર ડોલરિયા. ૨
કરના લટકામાં કહાના કરના લટકામાં,
કરના લટકામાં લોભાણી ડોલરિયા;
વહાલી લાગે છે વાલમ વહાલી લાગે છે,
વહાલી લાગે છે મુખની વાણી ડોલરિયા.
હસવું તમારું હરિ હસવું તમારું,
હસવું તમારું જોઈ જોઈ ડોલરિયા;
રસિયા રહ્યું છે રાજ રસિયા રહ્યું છે,
પ્રેમાનંદનું મન મોહી ડોલરિયા. ૪

## પદ ૧૧૦૫ મું

નેણા અણીયાળાં નાથ નેણા અણીયાળાં,
નેણા અણીયાળાં જોયા જેવાં જીવનજી;
કામણગારા કંકોલેલ કામણગારા કહાના,
કામણગારા છે કહિયે તેવાં જીવનજી. ૧
નેણાનો નજારો જીવન નેણાનો નજારો,
નેણાનો નજારો જાદુગારો જીવનજી;
કોડે જુવોછો કહાન કોડે કોડે રાખતા,
સુફલ થાયે જનમ મારો જીવનજી. ૨
શ્યામ શરીર છેલા શામ શરીર છો,
શ્યામ શરીર શોભા ધામ જીવનજી;
વરણાગી જોઇને વાલમ વરણાગી જોઇને,
મોહ પામ્યા છે કોટિ કામ જીવનજી. ૩
આવાને આવા વાલમ આવાને આવા,
આવા રે'જ્યો નેણાને આગે જીવનજી:
વિનતિ કરીને કેશવ વિનતિ કરીને;
પ્રીતે પ્રેમાનંદ એ માગે જીવનજી. ૪

## પદ ૧૧૦૬ હું—રાગ પરજ દેશી

મારગડે રોકોમાં મોહન મારગડે રોકોમાં,
મારગડે રોકી શાંને કાજે ગોવાળિયા;
લાજતો નથી કહાના લાજતો નથી,
જરા લાજતો નથી લોક લાજે ગોવાળિયા. ૧
ગોરસ પાને અલી ગોરસ પાને,
ગોરસડાવાલી ગોરસ પાને ગોવાલણી;
દાણ અમારું અલી દાણ અમારું,
દાણ દઇને ચાલી જાને ગોવાલણી. ૨
કાંકરડી માર માં કહાના કાંકરડી માર માં,

મહીની મટુકી નંદાશે ગોવાળિયા;
પાલવડો મેલને મોહન પાલવડો મેલને,
નહિતો મનમાની ગાળ્યું ખાશે ગોવાળિયા. ૩
અદકું શું બોલે આલી અદકું શું બોલે,
અદકું બોલ્યામાં શું આવે ગોવાલણી;
આંખ્યું અણિયાળી તારી આંખ્યું અણિયાળી,
આંખ્યું કાઢીને બીવરાવે ગોવાલણી. ૪
ગાવડલી ચારને ઘેલા ગાવડલી ચારને,
ગાયું ચારી જાને ટાંણે ગોવાળિયા;
વનનો રહેનાર કહાના વનનો રહેનાર તું,
વનચર તે દાણમાં શું જાણે ગોવાળિયા. ૫
ગોરસવાળી અલી ગોરસવાળી,
ગુજરી તું જાત ગમાર ગોવાલણી;
માન મેલીને અલી માન મેલીને,
ગોરસ પાને ગોળી ઉતારી ગોવાલણી. ૬
મીટડલી માર માં મોહન મીટડલી માર માં,
માર માં મીટડલીની ચોંટ ગોવાળિયા;
ગોરસ પીશો કુંવર ગોરસ પીશો,
પીશો કરીને લાંબો હોઠ ગોવાળિયા. ૭
મહીની મટુકી અલી મહીની મટુકી,
ફુટશે ને હાર તારો તુટશે ગોવાલણી;
ગોરસ પાઇશ અલી ગોરસ પાઇશ,
ત્યારે પાલવડો છૂટશે ગોવાલણી. ૮
આવડા અકળાઓ માં કુંવર આવડા અકળાઓ માં,
આકળા થઇને ઘર ખોશો ગોવાળિયા;
પછે પછતાશો કુંવર પછે પછતાશો,
પછતાઇને આંસુડાં લોશો* ગોવાળિયા. ૯

* લ્હોશો—લુછશો.

મરમાળી બહુ છે અલી મરમાળી બહુ છે,
મરમ તણાં વેણ મારે ગોવાલણી;
જેનું બળ હોયે તારે જેનું બળ હોયે,
તેને ચઢાવી લાવ આ ઠારે ગોવાલણી. ૧૦
શીદને ફુલો છો કુંવર શીદને ફુલો છો,
નાશી છૂટ્યા છો અડધી રાતે ગોવાળિયા;
છોને* માર્યા છે બંધવ છોને માર્યા છે,
બંદીખાને પડ્યા માતતાત ગોવાળિયા. ૧૧
મેણુલા તું માર માં અલી મેણુલા તું માર માં,
ખબર પડશે થોડે કાળ ગોવાલણી;
ખેદ ન મેલે અલી ખેદ ન મેલે,
સિંધને ક્ષત્રિતણા બાળ ગોવાલણી.† ૧૨
શિખવ્યા ન બોલીયે કોઇના શિખવ્યા ન બોલીયે,
સાંભળશે કંસતણા દૂત ગોવાળિયા;
બાંધી લઇ જાશે કુંવર બાંધી લઈ જાશે,
પછે જણાશો ક્ષત્રીપૂત ગોવાળિયા. ૧૩
દાણ અમારું અલી દાણ અમારું,
આપીને જા તું કરવા જાણ ગોવાલણી;
મહીડું વિંખાશે તારું મહીડું વિંખાશે,
હાંસી કરતા થાશે હાણ ગોવાલણી. ૧૪
બોલીયે વિચારી કહાના બોલીયે વિચારી,
આવ્યું નથી ઘેર રાજ ગોવાળિયા;
પારકે ઘેરરે કહાના પારકે ઘેરરે,
પેટ ભરો છો તજી લાજ ગોવાળિયા. ૧૫

---

* ૭ બંધવોને માર્યા છે. "છોને" એટલે "છને."

† સિંહના ને ક્ષત્રીના બાલકો શોક મૂકીને ને કેડો છોડતાં નથી.

જોબનનું જોર અલી જોબનનું જોર તારે,
જોબનનું જોર નથી માતું ગોવાલણી;
દાણ અમારું અલી દાણ અમારલું,
દેવાનું મન નથી થાતું ગોવાલણી. ૧૬
કે દી લીધું છે કહાના કે દી લીધું છે,
દાણ તેં ને તારે બાપે ગોવાળિયા;
ફેલ ન કરીએ ઝાઝા ફેલ ન કરીયે,
રહીએ પોતાને માપે ગોવાળિયા. ૧૭
ગોરસ પાને અલી ગોરસ પાને,
મેલીને વાદ વિવાદ ગોવાલણી;
ભાવના ભુખ્યા તારા ભાવના ભુખ્યા અમે,
જોઇયે મેલવણીનો સ્વાદ ગોવાલણી. ૧૮
હેતે ને પ્રીતે કહાના હેતે ને પ્રીતે,
પ્રીતે તો પ્રાણ લઈ આપું ગોવાળિયા;
જોર જોરાઇયે કહાના જોર જોરાઇયે,
જોરાઇયે નાપું એક ચાંપું ગોવાળિયા. ૧૯
રીસ તે ઉતરી હરિની રીસ તે ઉતરી,
રીસ ઉતરીને રંગ જામ્યો ગોવાળિયા;
પ્રીતડલી વાધી ચરણે પ્રીતડલી વાધી,
પ્રીતડી વાધી ને કલેશ વામ્યો ગોવાળિયા. ૨૦
પૂરણ પ્રીતે ગોપી પૂરણ પ્રીતે,
પૂરણ પ્રીતે ગોરસ પાયે ગોવાલણી;
દાણ લીલા હરિની દાણ લીલા એ,
પ્રીતે પ્રેમાનંદ ગાયે ગોવાલણી. ૨૧
ગાશે સાંભળશે જે કોઈ ગાશે સાંભળશે,
તેનાપર હરિ રાજી થાશે ગોવાલણી;
વાંછીત વર પામશે જન વાંછીત વર પામશે,
જનમ મરણ દુઃખ જાશે ગોવાલણી. ૨૨

## પદ ૧૧૦૭ મું-રાગ પરજની ગરબી

મનમાં વસી છે તારી મૂર્તિ મોહનજી,
સુંદર તે શોભા ધામરે ધર્માત્મજ,
આવોને રાખું મારા નેણુમાં હો નાથજી; આવોને૦ ટેક.
વહાલી લાગે છે તારી વાતડી વાલમજી;
સાંભળીને થઈ પૂરણકામરે ધર્માત્મજ. આવોને૦ ૧
ચાલ ચતુરાઈ જોઈને જીવનજી,
લાજે ગજરાજ રાજહંસરે ધર્માત્મજ; આવોને૦
કરના લટકાં જોઈ રીઝિયા હો રસિયા,
મુનીને નૈષ્ટિક ધર્મવંશરે ધર્માત્મજ. આવોને૦ ૨
કટી જોઈને લાજે કેસરી કેશરીયા,
નિરખી ત્રિવળી ઉદર માંહ્યરે ધર્માત્મજ; આવોને૦
છાતી ઉપડતીમાં મોતી માળાયું એવડી,
પ્રેમાનંદ નિરખી વારી જાયેરે ધર્માત્મજ. આવોને૦ ૩

## પદ ૧૧૦૮ મું

ચરણકમળ છબી નિરખી હો નાથજી,
હૈડે વાધ્યું છે અતિ હેતરે હરિ કૃષ્ણ હરિ;
પ્રીતે પધરાવું મારા ઉરમાં હો નાથજી; પ્રીતે૦ ટેક.
અરુણ તળામાંહિ સોળ ચિહ્ન શોભતાં;
ઉર્ધ્વરેખાએ સમેતરે હરિ કૃષ્ણ હરિ. પ્રીતે૦ ૧
પાની ઘુંટીને કૂણા અંગોઠા આંગળીપર,
સુંદર ચાંખડિયુનાં ચિહ્નરે હરિ કૃષ્ણ હરિ; પ્રીતે૦
રાતા ચડિયાતા દશે આંગળીના નખ છે,
જોવા મનડું મારું દીનરે હરિ કૃષ્ણ હરિ. પ્રીતે૦ ૨
પિંડીઉં ગોળ જાનું જંઘા રંભાસમ,
શ્યામકટી છે છબી ધામરે હરિ કૃષ્ણ હરિ; પ્રીતે૦
ઉંડી નાભી ને ત્રિવળી સુંદર ઉદરમાં,
પ્રેમાનંદ નિરખી પૂરણકામરે હરિ કૃષ્ણ હરિ. પ્રીતે૦ ૩

## પદ ૧૧૦૯ મું

અનેક જનમનાં મારા પુન્ય આજ ઉગીયાં,
ચિંતવન તમારું મારે ધ્યાનરે નારાયણ સ્વામી,
પ્રગટ બિરાજો મારી આંખડીને આગળે; પ્રગટ૦ ટેક.
સુરનરમુનિને તમે નહિં મળો સ્વપને;
અક્ષરપતિ ભગવાનરે નારાયણ સ્વામી. પ્રગટ૦ ૧
હૃદયકમળમાંહી શ્રીવચ્છ ચિહ્ન છે,
છાપ ચિહ્ન છે જોયા લાગરે નારાયણ સ્વામી; પ્રગટ૦
વામ બાહુને પાસે તીલ રુડા ચાર છે,
જોવા ઉપજે છે અનુરાગરે નારાયણ સ્વામી. પ્રગટ૦ ૨
કરિ કર સરખી ભુજા અભય ઉદાર છે,
ચિહ્નતણો ભંડારરે નારાયણ સ્વામી; પ્રગટ૦
કંબુ સરીખો કંઠ ચિબુક વદનપર,
પ્રેમાનંદ જાય બલિહારરે નારાયણ સ્વામી. પ્રગટ૦ ૩

## પદ ૧૧૧૦ મું

વદન ઉપર જાઉં કોટિ શશિ વારણે,
નેણાપર નવ લખ સૂરરે હરિ ધર્મકુંવર,
શોભાસાગર તમે શ્રીસહજાનંદજી; શોભા૦ ટેક.
ગોળ કપોલ નાસા તિલપુલ સરખી;
નિરખી મદન ચકચૂરરે હરિ ધર્મકુંવર. શોભા૦ ૧
શ્રવણ છબીપર વારું દશે દિગપતિ,
ભ્રકુટીપર ભોયંગ રાજરે હરિ ધર્મકુંવર; શોભા૦
ભાલ વિશાળમાંહી કેશર તિલકપર,
વારું મારા પ્રાણ તજી લાજરે હરિ ધર્મકુંવર. શોભા૦ ૨
શીશ સોનેરી રેંટો બુરાનપુરનો,
વાધો સોનેરી સુરવાલરે હરિ ધર્મકુંવર; શોભા૦
ઉરમાં ઉતરી કર કડાં સોનાસાંકલાં,
નખશીખા ઝાકઝમાલરે હરિ ધર્મકુંવર. શોભા૦ ૩

અનેક કલ્યાણકારી ગુણુના સમુદ્ર છો,
કરુણાનિધાન ભગવાનરે હરિ ધર્મકુંવર શોભા૦
પ્રેમાનંદ કહે રૂપ શીલ ને ઉદારતા,
યથામતિ ગાઇને નિહાલરે હરિ ધર્મકુંવર. શોભા૦ ૪

## પદ ૧૧૧૧ મું–રાગ પરજ દેશી

સોનેરી મોલીયું સુંદર સોનેરી મોલીયું, ધર્મકુંવરનું;
મોતીડે મોરીયું સુંદર મોતીડે મોરીયુંરે, રસીક સુંદરનું. ૧
ભાલ વિશાળમાં સુંદર ભાલ વિશાળમાંઈ, તિલક કેશરનું;
ભ્રકુટી સુંદર જાણીયે ભ્રકુટી સુંદરરે, ધર મધુકરનું. ૨
કરણે કુંડલિયા કાજુ કરણે કુંડલિયારે, જડીયલ મોતિયે;
ગોળ કપોળમાં ઝળકે ગોળ કપોળમાંરે, ઝળગળ જ્યોતિયે. ૩
નેણાં રંગીલાં લાલ નેણાં રંગીલાંરે, લાલ કમળની પાંખડી;
પ્રેમાનંદ નિરખી છબી પ્રેમાનંદ નિરખીરે, ઠરી છે આંખડી. ૪

## પદ ૧૧૧૨ મું

નાસિકા નમણી હરિની નાસિકા નમણી, પોપટ સરીખડી;
નિરખી વદન ચંદ્ર નિરખી વદન ચંદ્ર, કિરણ્યું ઝાંખી પડી. ૧
કંઠ નિરખી હરિનો કંઠ નિરખીરે, વાધી છે પ્રીતડી;
છાતી ઉપડતીમાંહી છાતી ઉપડતીમાંહી, મોતી માળ બેવડી. ૨
સુંદર ઉદર હરિના સુંદર ઉદરમાં, પડે છે ત્રિવળી;
નાભી ગંભીર ગોલ નાભી ગંભીર જોઈ, મનડું ગયું ગળી. ૩
કટિ લંક નિરખી હરિનો કટિ લંક નિરખી, મોહ પામ્યો કેશરી;
પ્રેમાનંદ નિરખી છબી પ્રેમાનંદ નિરખીરે, નટવર વેષરી. ૪

## પદ ૧૧૧૩ મું

લટકંતા આવે લાલ લટકંતા આવે, મારે મંદિર મોરારી;
ગજગતિ ચાલ સુંદર ગજગતિ ચાલરે, જોઇને બલિહારી. ૧
સાથલ ઘૂંટણુ સુંદર સાથલ ઘૂંટણુ જોઈ, પિંડીને પાનીયું;
ઘુંટી પેનીની છબી ઘુંટી પેનીનીરે, મારે મન માનીયું. ૨

અરુણ તળાં સુંદર અરુણ તળાંમાંહી, સોળ ચિહ્ન શોભતાં;
ઉર્ધ્વરેખામેં રુડી ઉર્ધ્વરેખામેંરે, મુનિ મન લોભતાં. ૩
મૂરતી મહારાજની શ્રીમૂરતી મહારાજનીરે, ગાઇ પ્રીતે કરી;
પ્રેમાનંદ કહે નાથ પ્રેમાનંદ કહેરે, અંતરમાં રહો શ્રીહરિ. ૪

## પદ ૧૧૧૪ મું*

ફુલડે ગરકાવ ફુલ્યા ફુલડે ગરકાવ ફુલ્યા, આવો ડોલરિયા;
અત્તરની ફોરમાં પ્યારા અત્તરની ફોરમાંરે, ભીના રંગભરિયા. ૧
હાર હજારો ઊર હાર હજારોરે, ગુચ્છ બે કાનમાં;
બાજુ કાજુ છે બાંહ્યે બાજુ કાજુ છેરે, નિરખું નિત્ય ધ્યાનમાં. ૨
ગજરા ગુલાબી કરમાં ગજરા ગુલાબી કરમાં, ખુતા મારા ચીતમાં;
જીવન જાણો છો બહુ જીવન જાણો છોરે, પાતળિયા પ્રીતમાં. ૩
મોહી છું માણીગર હુંતો મોહી છું માણીગર, મુખને મરકલડે;
ગમીયા છો ગિરિધર ગમીયા છો ગિરિધર, પ્રેમાનંદને દલડે. ૪

## પદ ૧૧૧૫ મું–રાગ મારુ

લલિત ગતિ લટકત આવે લાલ; લલિ૰ ટેક.
ધર્મકુંવર ઘનશ્યામ મનોહર, સુંદર રૂપ રસાલ. લલિ૰ ૧
વામ પાણી ધરે વામ કટિપર, લીયે કર દક્ષિણ રુમાલ. લલિ૰ ૨
શ્વેત બસન તન સુમન આભૂષન, કરુણાસિંધુ કૃપાલ. લલિ૰ ૩
પ્રેમાનંદ વારે અવલોકનીપર, કોટીક મૃગપતિબાલ. લલિ૰ ૪

## પદ ૧૧૧૬ મું

મૂર્તિ મોરે મનમેં આય બસી; મૂર્તિ૰ ટેક.
ચંદન ચરચીત નીલ કલેવર, મુખ માનુ પૂરન શશી. મૂર્તિ૰ ૧

---

* આ પદની ઘણી ખરી લીટીઓમાં પાઠાન્તર આવે છે, જે લેખક કે ગાયકને હાથે પણ ઉદ્દભવ્યો હોય એ સંભવિત છે. પાઠાન્તર નીચે મુજબ.

લીટી ૧ લી "ફુલડે ગરકાવ ફુલ્યા ફુલડે ગરકાવરે."
લીટી ૫ મી "ગજરા ગુલાબી કરમાં ગજરા ગુલાબીરે."
લીટી ૭ મી "મોહી છું માણીગર હું તો મોહી રહી છુંરે."
લીટી ૮ મી "ગમિયા છો ગિરિધર ગમિયા છો ગિરિધર, પ્રેમાનંદને દીલડે."

સુમન પાઘ શિર સુમન આભૂષણ, કટિપટ પીત કસી. મૂર્તિ૦ ૨
ચિતવની ચલની મધુરી મીઠી બોલની, જીય મેરે આયે લસી. મૂર્તિ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ સુંદર છબી, અવિગત ઉરમાં ધસી. મૂર્તિ૦ ૪

## પદ ૧૧૧૭ મું

બદનપર વારું ચંદ કરોર; બદન૦ ટેક.
સ્મિત વદન શ્રીમદનમોહનકો, લોચન હે ચીતચોર. બદન૦ ૧
પેચ સાંકરે એટકે બાંધી, બાંકી પાઘ મરોર. બદન૦ ૨
ભાલ વિશાળ તિલક કેશરકો, કુંડળ કરને જોર. બદન૦ ૩
વામ શ્રવણમેં તીલ છબી નિરખત, પ્રેમાનંદ ચકોર. બદન૦ ૪

## પદ ૧૧૧૮ મું

આજ છબી નિરખી થકીત ભઈ; આજ૦ ટેક.
સુંદરતા સબ અખીલભુવનકી, શ્રીહરિ છીન લઈ. આજ૦ ૧
શ્રીહરિકૃષ્ણ રૂપકી રચના, નાહી ન જાત કઈ. આજ૦ ૨
રસ શૃંગાર આપ માનું પ્રગટી, વિચરત મૂરત મઈ.* આજ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ રૂપ મની, ચીતવત ચીત દઈ. આજ૦ ૪

## પદ ૧૧૧૯ મું-રાગ મારુ

મોરલિયે મનડાં હર્યા વહાલાજી તારી મોરલિયે મનડાં હર્યા; વહાલા૦ ટેક.
અતિ ઘણો તાપ થયો તનડામાં, જાણીયે હમણા મર્યા. વહાલા૦ ૧
સગાં કુટુંબ પિયર સાસરિયાં, સર્વે અમે વિસર્યા. વહાલા૦ ૨
સાંભળતામાં ચટકીરે લાગી, આવ્યાં અમે આશ ભર્યા. વહાલા૦ ૩
પ્રેમાનંદના વહાલા તમને મળતાં, હૈડાં અમારા ઠર્યા. વહાલા૦ ૪

## પદ ૧૧૨૦ મું

વશ કીધી વ્રજનારી વહાલાજી વશ કીધીરે વ્રજનારી; વહાલા૦ ટેક.
મોરલડીમાં વહાલા મોહ પમાડ્યા, ગુણવંતા ગિરિધારી. વહાલા૦ ૧
રાત દિવસ વહાલા હરતા ને ફરતા, રટના તે તમારી. વહાલા૦ ૨

* "મઈ" એટલે મહીમાં-ભુવિમાં.

તમ કારણ વહાલા તનડા તપે છે, મળવાને મોરારી. વહાલા૦ ૩
લટકાળા તારા લટકાં ઉપર, પ્રેમાનંદ વારી. વહાલા૦ ૪

પદ ૧૧૨૧ મું

અમને રમાડોને રાસ શામળિયા વહાલા અમને રમાડોને રાસ; શામ૦ ટેક.
અમથી અંતર ન કરશોરે વહાલા, અમેરે તમારી દાસ. શામ૦ ૧
રાસ રમ્યાના કોડ ઘણા છે, ઘણારે દિવસની આશ. શામ૦ ૨
રસિયા રસમાં પૂરણ કરીને, રાખો તમારી પાસ. શામ૦ ૩
પ્રેમાનંદ કહે નાથ ચરણમાં, દીજયો અવિચલ વાસ. શામ૦ ૪

પદ ૧૧૨૨ મું

મુગટપર વારીરે સુંદર શ્યામ વારીરે સુંદર શ્યામ વારીરે; મુગ૦ ટેક.
હરખ ભર્યા આવ્યા હરિ રમવા, પાવન પૂરણકામ. મુગ૦ ૧
આસપાસ ગોપીયું ને વચમાં વિહારિજી, લટકાં કરે વ્રજભામ. મુગ૦ ૨
ભુજ ભરી મળીયાં ને દુખડાંરે ટળીયાં, પૂરી વહાલે હૈડાની હામ. મુગ૦ ૩
પ્રેમાનંદ કહે વહાલા એ છબી ઉરમાં, અખંડ રહો કરી ધામ. મુગ૦ ૪

પદ ૧૧૨૩ મું–રાગ મારુ

વહાલો મોરલી મનોહર વાયે રે મા, માંહી રાગ અનુપમ ગાયે રે મા. ૧
સૂર સપ્ત ને ત્રણ ગ્રામ અલાપે રે મા, વ્રજજુવતીને મદન સંતાપે રે મા. ૨
વહાલે મોરલીમાં ત્રિભોવન મોહ્યા રે મા, વે'તા જળ
જમુનાજીના હોયા રે મા. ૩
મોહ્યા સુરનર ગંધર્વ મુની રે મા, મોહ્યા ખગ મૃગ તૃણચર મુની* રે મા. ૪
પ્રેમાનંદને નાથ વિહારી રે મા, તેડી મોરલીમાં વ્રજનારી રે મા. ૫

પદ ૧૧૨૪ મું

માવે મોરલી વાઇને મન લીધું રે મા, કહાને કામણ મુજને કીધું રે મા. ૧
મને વહની વેદના ભારી રે મા, હું તો જાઇશ જોવા ગિરિધારી રે મા. ૨
મારું તનડું તપે છે એ સારું રે મા, મને બીજું સર્વે લાગે છે ખારું રે મા. ૩

---

* આ શબ્દ "ધુની" મૂળ હોય એમ વંચાય છે.

મને સાસરીયે નૈ સોહાયે રે મા, પિયરીએ સુખ નવ થાએ રે મા. ૪
મારા મનડામાં ચટકી લગાડી રે મા, પ્રેમાનંદને નાથ વજાડી રે મા. ૫

### પદ ૧૧૨૫ મું

વ્રજજીવન જમુના તીરે રે મા, વહાલો વાંસલી વાયે છે ધીરે ધીરે રે મા. ૧
ધર્યો મોરમુગટ વનમાળા રે મા, કાને કુંડલ અધિક રસાળા રે મા. ૨
પેર્યા પીતાંબર અતિ સોહે રે મા, ધરી મોરલી અધુર મન મોહે રે મા. ૩
વહાલે ચંદન ચરચ્યાં અંગે રે મા, બાં બાજુ તે જડીયા નંગે રે મા. ૪
પ્રેમાનંદનો નાથ બીરાજે રે મા, જોઈ કોટી કામ છબી લાજે રે મા. ૫

### પદ ૧૧૨૬ મું

વહાલો શોભે છે નટવર વેશે રે મા, જોવા જાઉં હું તો પાણીડાની
મીશે રે *મા. ૧
મારે હૈડે હરખ ન માય રે મા, મારે જોવા તે જાદવરાય રે મા. ૨
મારું મન ઘરમાં અકળાયે રે મા, મુને ક્ષણ એક ન રેવાયે રે મા. ૩
વહાલો મોરલીમાં મારુ ગાયે રે મા, મને સાંભળીને સુખ નવ† થાયે રે મા. ૪
પ્રેમાનંદના નાથને દેખું રે મા, મારો જનમ સુફલ તારે લેખું રે મા. ૫

### પદ ૧૧૨૭ મું–રાગ કાલીંગડો ખ્યાલ

છબ બની વિલોકન લાગરે; છબ૦ ટેક.
અમિત માધુરી મનમોહનકી, અમિત ભરે અનુરાગરે. છબ૦ ૧
સાંકરે પેચ છીંય રહી ભોંહસું, બાંધી મરોરકે પાગરે. છબ૦ ૨
સુમન શિખર બીચ ધોર ચંદ્રિકા, થરક રહી વામ ભાગરે. છબ૦ ૩
પ્રેમાનંદ કે' વિલોકી પર્યો પદ, મદન માન કરી ત્યાગરે. છબ૦ ૪

### પદ ૧૧૨૮ મું

રતનારે નૈંનોહીં રેખરે; રતના૦ ટેક.
હસત હસત મોયે રસ ભરી રેખેં, ફસી મારી નટ ભેખરે. રતના૦ ૧
ચંચલ ચિતવની મધુરીસી બોલની, મગન ભઈ દેખ દેખરે. રતના૦ ૨

---

* "પાણીડાંને મેશેરે મા" પાઠાન્તર છે.
† "બહુ થાયેરે મા" પાઠાન્તર છે.

બદન પ્રભા છબી કહા કહું સજની, કોટીક ચંદ્ર વિશેખરે. રતના૦ ૩
પ્રેમાનંદ કહે નાથ ગહી કર, મેટ્યો વિધાતા લેખરે. રતના૦ ૪

## પદ ૧૧૨૯ મું

લગ ગઈ નૈનોદીં સેનરે; લગ૦ ટેક.
મૈં ઘરસેં કર ગહી દોહનીરે, જાતી દોહાવન ઘેનરે. લગ૦ ૧
ચંચલ દ્દગ ભરી મોયે વિલોકી, શ્યામ સુંદર સુખદેનરે. લગ૦ ૨
કસ ગઈ નેનકી સેન કરેજે, પરત નાંહી પલ ચેનરે. લગ૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ દ્દગનપર, વારત કોટીક મેનરે. લગ૦ ૪

## પદ ૧૧૩૦ મું

કર દીની દિવાની કહાનરે; કર૦ ટેક.
કહા જાનું કૈસો જાદુ કીનો, સુંદર શ્યામ સુજાનરે. કર૦ ૧
કેસી કરું મેં જસોમતી ઘર બીના, રહી ન શકું પલ આનરે. કર૦ ૨
જબ તેં જીયા મેરો ફટકી ગિયો હે, સુની બંસીકી તાનરે. કર૦ ૩
પ્રેમાનંદ કે' નાથ સાંવરે, હર લીને મન પ્રાનરે. કર૦ ૪

## પદ ૧૧૩૧ મું–રાગ કાલીંગડો

હો રસીયા કોન ઓરન બસ કીને; હો ર૦ ટેક.
કોન મંત્ર પઢ ડાર્યો તુમપર, કહા જાને કહા દીને. હો ર૦ ૧
મીઠે મીઠે બેન બનાયકે મોહન, લગન લગાયકે લીને. હો ર૦ ૨
પ્રેમસખી પીયા કહા સમુઝાવું, ચતુર સુઘર પરબીને. હો ર૦ ૩

## પદ ૧૧૩૨ મું

કોન ઓરન મન માની, હો બાલમ કોન ઓરન મન માની; હો બા૦ ટેક.
*સૈનનમેં લપટાંને પ્રીતમ, રસિક નેનકે પાની. હો બા૦ ૧
જબ તેં હમસોં પ્રીત બીસારી, તબહી પીયા હમ જાની. હો બા૦ ૨
પ્રેમસખી લાગે પીયા ચસકે, પ્રેમ પ્રીત ઉર આની. હો બા૦ ૩

## પદ ૧૧૩૩ મું

હો મોહન કહા તુમે ટેવ પરી; હો મો૦ ટેક.
*ગીધે કનક ચોર જયું આતુર, રહત ન એક ઘરી. હો મો૦ ૧

---

* અર્થ સ્પષ્ટ નથી.

દ્વારે દ્વારે જાત વાકો મુખ હેરત, આવત ન લાજ જરી. હો મો૦ ૨
પ્રેમસખી પીયા ચતુર સુઘર તુમ, કહા સમુઝાવું લરી. હો મો૦ ૩

## પદ ૧૧૩૪ મું

હો રસિયા બાલમ મેરી સુનત બાત; હો ર૦ ટેક.
પ્રાન જીવન પીયા મેરે મન ભાવન, તુમ બીના જોબન જાત. હો ર૦ ૧
ખટકત શ્યામ કામ નહિ સૂઝત, વિકલ ફીરું દિન રાત. હો ર૦ ૨
પ્રેમસખી પીયા જનમ સુધારન, તુમ બીના નહી કુસલાત. હો ર૦ ૩

## પદ ૧૧૩૫ મું–રાગ કાલિંગડો

કુંવર મત પકરો કર બરજોરી, બેરન દેખત પરોસન મોરી; કુંવ૦ ટેક.
પનીયાંકે મીસ આઈ મુખ દેખન, સાસુનનંદકી ચોરી. કુંવ૦ ૧
ઘરકે લોક મોરે બહુત બુરે હેં, ચુગલ લોક વ્રજકોરી. કુંવ૦ ૨
કરજોરે ઠાડી કરત બિનતી, ચંચલ નેન ચકોરી. કુંવ૦ ૩
પ્રેમાનંદ કે' ભેટી ભુજ ભરી, ચલી વ્રખભાનકિશોરી. કુંવ૦ ૪

## પદ ૧૧૩૬ મું

બદન બીનું દેખે વ્યાકુલ નેન, અબ પરત નાહીં પલ ચેન; બદ૦ ટેક.
સુંદર બદન શ્રીનંદનંદનકો, અમૃત સમ મૃદુ બેન. બદ૦ ૧
ચિતવની ચારુ ઉદાર હાસ મુખ, ચપલ દૃગનકી સૈન. બદ૦ ૨
લોક લાજ મરજાદ પીંજરે, પરે જ્યું ખંજન દિન રેન. બદ૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ પીયા બીન, બીરહા લગો દુઃખ દેન. બદ૦ ૪

## પદ ૧૧૩૭ મું

દરદ ન જાને મેરો કોય, મોયે બીતત નિશદિન રોય; દર૦ ટેક.
શ્રીહરિકૃષ્ણ બદન બીનુ દેખે, જુગ સમ પલ છીન હોય. દર૦ ૧
રેન દિના બિરહા તન તાવે, ના આવે સુખ સોય. દર૦ ૨
શ્રીઘનશ્યામ પિયાકી સુરત, બિસરત નાહીં ન મોય. દર૦ ૩
પ્રેમાનંદકો નાથ મીલે તો, રાખુંગી ઉર બીચ પ્રોય. દર૦ ૪

## પદ ૧૧૩૮ મું

બેરન મોરી બાજત બિરહ ભરી, મેરા જાત જીયા નિકરી; બેર૦ ટેક.
બિરહા સતાવે નિંદ ન આવે, બાંસુરી બેર* પરી. બેર૦ ૧

* "ફેર" પાઠાન્તર.

બાજત બાંસરી કસત પાંસરી, નીકસત જાત સાંસરી. બેર૦ ૨
જબતેં અધર ધરી તબતેં, છીન છીન હોત ખરી. બેર૦
પ્રેમાનંદ ઘનશ્યામ પીયા બીનું, જુગ સમ જાત ઘરી. બેર૦ ૪

## પદ ૧૧૩૯ મું

લગન લરકૈયાં* લાગ ગઈ, અબ છુટનકી નઈ; લગ૦ ટેક.
લાગી લગન ઘનશ્યામ પીયા સંગ, જ્યું ચકોર ચંદઈ. લગ૦ ૧
નયો જોબન નયે શ્યામ મનોહર, નિત નઈ પ્રીત ઠઈ. લગ૦ ૨
લોક કુટુંબ સબહી મીલી ત્રાસત, ત્યું ત્યું અડગ ભઈ. લગ૦
પ્રેમાનંદ કરત નોછાવર, હરિપર પ્રાન લઈ. લગ૦ ૪

## પદ ૧૧૪૦ મું

લટક મન બસ ગઈ લાલનકી, લાલનકીરે ગોપાલનકી; લટ૦ ટેક.
લટકત આવત દૃગ લલચાવત, ગાવત તાન ખ્યાલનકી. લટ૦ ૧
શ્વેત પાગ બીચ લટકત શેખર, તિલક રૂચિર છબી ભાલનકી. લટ૦ ૨
સુમન હાર ભુજબંધ રૂ કંકન, ઓઢત જોરી દુશાલનકી. લટ૦ ૩
પ્રેમાનંદ વામ કર કટિપર, એક કર લટક રુમાલનકી. લટ૦ ૪

## પદ ૧૧૪૧ મું—રાગ કાલીંગડાની ગરબી

આંખડલી રસ રંગે રાતી, રેખુંમાંહી રસિક મદન મદમાતી; આંખ૦ ટેક.
દીસો છોજી શ્યામ શિથિલ સરવે અંગે, ચોલાણા છો છેલ
ચતુર કેને સંગે; રંગાણા છે અધર તંબોલને રંગે. આંખ૦ ૧
મદનસર વાગો છે મરમ ઠેકાણે, વેંધાણા છો નટવર નેણાને બાણે;
ઘાયેલની ગત ઘાયેલ હોયે તે જાણે. આંખ૦ ૨
અમારે તો કશોયે નથી દર દાવો, તમારું મનરે માને ત્યાં જાઓ;
સાચું કહોને શીદને ખોટા સમ ખાઓ. આંખ૦ ૩
તન દુ:ખ કરની નાડીયે જણાયે, મનનું તો વેણુ બોલે ત્યાં કળાયે;
પ્રેમાનંદ કે' અંતરનું નેણામાંહ્યે. આંખ૦ ૪

---

* આ શબ્દ "લરકૈયાં કે "સરકૈયાં" જેવો દીસે છે. એકેનો અર્થ સમજાતો નથી.

## પદ ૧૧૪૨ મું

ભાતડલી ભલી ઉઠી છે હૈયે, રેખાવળી નખ નારાચની કૈયે; ભાત૦ ટેક.
અધર વર આંજણે ક્યાંથી અંજાણા, કપોલ તે પીકલીક રંગે
.. રંગાણા; ભુધર તમે ક્યાં જાઇ આજ ભરાણા. ભાત૦ ૧
પિતાંબર ક્યારે જાઈ પલટાવ્યાં, લીલાંબર કેનું ઓઢીને આવ્યા;
મોરલી સાટે વેલણુ કેનુંરે લાવ્યા. ભાત૦ ૨
પ્રીતમ તમે આવી દશા ક્યાંથી પામ્યા, લાડીલા લાજ ખોઇને
શું કામ્યા; કેશવરાય કેની બાથડલીમાં સામ્યા. ભાત૦ ૩
સુંદર વર આજ શોભા બની સારી, જોઈ જોઈ હસે છે
ગોપકુમારી; પ્રેમાનંદ જાયે બાનકપર વારી. ભાત૦ ૪

## પદ ૧૧૪૩ મું

પ્રિતડલી જુની જીવન તોડી, નટવર નવલી કેને સંગ જોડી; પ્રીત૦ ટેક.
નેણુમાંથી નાથજી નેહ સૂકાણાં, હિયામાંથી હેતડલાં તે ચોરાણાં;
મોહનરાય મનડાં બીજે પ્રોવાણાં. પ્રીત૦ ૧
ચતુર હોય તે ચતુરાઈ ઘણીરે જણાવે, ઉપરથી વાતું મીઠીરે
બનાવે; હિયાનું તો તરત જાણ્યામાં આવે. પ્રીત૦ ૨
શાને કાજે થાઓ છો આવડા ઓશાળા,* અમે નથી કેતાં
ગોરા કે કાળા; પડે જેવાં બીબાં હોયે તેવા ઢાળા. પ્રીત૦ ૩
જાણો છો જીવન રસની રીતિ, પરાણે પ્રીતમ ન હોયે પ્રીતિ;
પ્રેમાનંદના નાથ ભણ્યા છો નીતિ. પ્રીત૦ ૪

## પદ ૧૧૪૪ મું

વિનતડી વાલમજી એ છે, જોડી કર અબળા સર્વે એમ કે' છે; વિન૦ ટેક.
અમે તો હાથ તમારે વેચાણી, જીવનદોરી છોજી સારંગપાણી;
પ્રીતમ ના તોડશો પ્રીત પુરાણી. વિન૦ ૧
તમે તો એક છો નાથ અમારે, અમ જેવા અગણિત
શ્યામ તમારે, તે સારુ વિસારશો માં ક્યારે. વિન૦ ૨

---

* "ઓશિયાળા" પાઠાન્તર.

જાણો છોજી અંતરગતની સરવે, શું થાયે ચતુરને ઘણું કે'વે કરવે;
સનેહીને સારું નહિ પરહરવે. વિન૦ ૩
અમારો અવગુણ નાથ વિસારી, પ્રપન્નપણું પાળજો દેવ મુરારી;
પ્રેમાનંદ જાયે પ્રાણ વારી વારી. વિન૦ ૪

## પદ ૧૧૪૫ મું–રાગ લલિત–ધ્રુપદ–ચૌતાલ

એરીએ કહાન કુંવર પિયા અબહિં સોવત ઉઠ આયે; એરી૦ ટેક.
દેખરી અનોખી છબ, કબહુ ન દેખી એસી, આજ મોહન
મન ભાયે. એરી૦ ૧
ઉર નખરેખા લાલ, પીકલીક સોહે ગાલ, ઓઢે નિચોલ નીલ
અધરન કજરાયે;
પ્રેમાનંદ પ્રાત છબી, દેખીકે હસત સખી, તબ પીયા
કછુ સકુચાયે. એરી૦ ૨

## પદ ૧૧૪૬ મું

મોહનલાલ સાચી કહો પીયા કોન સંગ જાયકે જાગે; મોહ૦ ટેક.
એસી કો ચતુર ત્રિયા, જાકે બસ ભયે પીયા, રતિ રસ
અતિ અનુરાગે. મોહ૦ ૧
જાગે હો તમાસેમેં, જાગે ખેલ પાસેમેં, કહે બીના ભ્રમ
કેસે ભાગે;
પ્રેમાનંદ કહે પીયા, એ છબી નિરખી,* મુસકાની સખી
પાયન લાગે. મોહ૦ ૨

## પદ ૧૧૪૭ મું

એ દોઉ નેના શરદકમલસમ પ્રફુલિત રતિરસ રાતે; એ દો૦ ટેક.
નેન કમલપર ભ્રકુટી ભમર છાયે, લલચાયે મકરસ માતે. એ દો૦ ૧
મિન મધુપ મ્રગ ખંજન લાજે, ઠાડે અજીર બીચ લાલ મુસકાતે;
પ્રેમાનંદ એ નેના નવલ પીયાજ્યુંકે, જુવતી મન મોદ બઢાતે. એ દો૦ ૨

---

* "નિરખી હીયા" એવો પાઠાન્તર સાંભળ્યો છે.

## પદ ૧૧૪૮ મું–રાગ લલિત

આયે હો રસીલે પીયા મેરે મન ભાયે; આયે૦ ટેક.
હું બલિહારી આજ આવનીપર, ચપલ નેનાજ્યું સોહાયે. આયે૦ ૧
કહાં જ્યોં કઠીન બીતિ, કોન જંગ જીત આયે, કોનહિં
પ્રેમ રિઝાયે;
નોબત બજાયવેકું, ઓર ઠોર જા સંખ પુરવેકું, મેરે આયે. આયે૦ ૨
રેન કેઉં નિંદે લાલ, શોભીત દ્રગ લાલ, પ્રેમ નેહ કહાં બરસાયે;
પ્રેમસખી ભાગકી બાતે, મિટત લેખ્ લીખાયે. આયે૦ ૩

## પદ ૧૧૪૯ મું

ભલે જ્યું મોહન પીયા આવન કીનો; ભલે૦ ટેક.
આવન કહ ગયે, અંત બીલમ રહે, નાહક કોલ ક્યું દીનો. ભલે૦ ૧
આલસ ભરે હો લાલ, કજરા લગ્યો હે ગાલ, શ્રમ જલ
કહાં પટ ભીનો;
કહાં જાગે રાત, કહોજ્યું રિઝકી બાત, કહાં જ્યું અધર
રસ પીનો. ભલે૦ ૨
ઇત તોરત, ઉત જોરત, મોહન ધર ધર નેહ નવીનો;
હિયે કછુ ઓર, જીયે કછુ ઓર, સો પ્રેમસખી લખ લીનો. ભલે૦ ૩

## પદ ૧૧૫૦ મું–રાગ લલિત તાલ આદી

મોહન બેન બજાઈ ગ્રહ તજી બન આઈ બન આઈ; મોહ૦ ટેક.
ગિરિધર બંસી સુની કાની, તનકી સુધ બુધ સબ બીસરાની;
બરજત માત પિતા નહિં માની, ઉઠ ચલી બેગાની બેગાની. મોહ૦ ૧
બાન મારે માબાપે મુને વારી, કેછે તું ક્યાં જાયછે કુંવારી;
બન તેડી તરછોડત મોરારી, શી વલે અમારી અમારી. મોહ૦ ૨
તબ બોલી એક મરમાલી, મારાજ વાત હાંભલો માલી;
આજ હુંતો આ દિસા વનમાલી, હઉ લીની કર તાલી કર તાલી. મોહ૦ ૩
સૈયર કાય સાંગું મી આતાં, કુઠે ગેલે પહાતાં પહાતાં;
કુઠે ગેલે ન જાને કુંની જાતાં, માઝે સંગ ગાતા સંગ ગાતા. મોહ૦ ૪

પ્રભુજી મેંતો થાકી દાસી, ઠાકોર હાંસીમાં જીવ જાસી;
પ્રેમસખી કંઠ લગાસી, આય મીલો બનવાસી બનવાસી. મોહ૦ ૫

### પદ ૧૧૫૧ મું

ભયે અંતરધ્યાન મોરારી વ્યાકુલ વ્રજનારી વ્રજનારી; ભયે૦ ટેક.
હે હરિ હે સબ કષ્ટ નિવારણ, હે પ્રભુ કામાદિક રિપુમારણ;
ભઈ હમ સબહી તુમ પારાયણ, સ્વામિનારાયણ નારાયણ. ભયે૦ ૧
કરન વ્રજ રચ્છન ગિરિ ધારે, મહા દુષ્ટ કંસાદિક રિપુ મારે;
અગનિત બાલચરિત્ર તુમારે, કહતે કવિ હારે કવિ હારે. ભયે૦ ૨
પુછે હરિ દેખે દ્રુમ બેલી, ચિતવતી જુગલ ચરન અલબેલી;
એકલે ગયે બાળા ભેલી, સાયેલી અકેલી અકેલી. ભયે૦ ૩
સુન સખી બળિ સરવસ લે વાર્યો, બાલી બધીક પ્રાન સંહાર્યો;
સુર્પનખા નાક સુધાર્યો, એહી હાલ તિહાર્યો તિહાર્યો. ભયે૦ ૪
બ્રહની ભઈ સબહી મતવારી, ગાવતી મંગલ ચરિત્ર સંભારી;
ઉંચે સ્વર નાથ નાથ પોકારી, સુનીહો બનવારી બનવારી. ભયે૦ ૫
બિનતી સુની અંતરજામી, જીવન આયે આનંદ પામી;
કીયો રંગ પ્રેમસખીકે સ્વામી, કેશવ બહુનામી બહુનામી. ભયે૦ ૬

### પદ ૧૧૫૨ મું—રાગ લલિત

જીયરા લે ગયો મોહન છેલ; જીય૦ ટેક.
શ્રીઘનશ્યામ ભુવન મોરે આયે, હસત હસત અલબેલ. જીય૦ ૧
ગ્વાલ બાલ કોઉ સંગ નાંહી, આપહિ આપ અકેલ;
ચીતવનીમેં મેરો ચીત હરલીનો, એસો કછુ કીનો ખેલ. જીય૦ ૨
ભુજ ભરી ભેટી બીરા મોયે દીનો, કછુએક તામહિં મેલ;
તબતેં જીયા મેરો ફટકી ગયો હે, કેસી કરું મોરી હો સહેલ. જીય૦ ૩
કોટીક ચંદ બદનકી શોભા, લોચન રસસું ભરેલ;
પ્રેમાનંદ હંસગતિ નિરખી, મનમથ પાયન પરેલ. જીય૦ ૪

### પદ ૧૧૫૩ મું

મેરે મન બસ ગયો માખન ચોર; મેરે૦ ટેક.
શ્રીઘનશ્યામ રૂપસાગર લખી, થકીત ભઈ મતિ મોર. મેરે૦ ૧

સાંવલ બરન પિતપટ કટિતટ, કીને ચંદન ખોર;
મુસકની બંક બિલોકની ઉપર, વારું મદન કરોર. મેરે૦ ૨
સુંદર બદન ચંદ્રકી શોભા, નિરખત નેન ચકોર;
પુલકીત પરબસ ભયે પ્રાન મન, મીલી હસી અંકભરી દોર. મેરે૦ ૩
અબ મોયે બીસરત નાહીં સખીરી, નવ ઘન નંદકિશોર;
મન ક્રમ બચન બસ ભઈ પ્રેમાનંદ, તજી ઓર સબ ઠોર. મેરે૦ ૪

## પદ ૧૧૫૪ મું

નટવર દે ગયો નેનાંઉકી ચોટ; નટ૦ ટેક.
સુંદર નેન સેન કસી મારી, કરી દીની લોટ પોટ. નટ૦ ૧
બનઠનકે બનઉંતે આવત, સંગ સખા છોટ છોટ;
બાંસુરી બજાવત સુંદર ગાવત, હસત અરુન દોઉ હોટ. નટ૦ ૨
કહા બરનું સુંદરતા સજની, ઉપમાકી પરી ખોટ;
એક બેર ચીતવનીપર વારું, મનમથ લે શતકોટ. નટ૦ ૩
સુની ધુની બંસીકી શ્રવને, ઉઠ ધાઈ દે દોટ;
પ્રેમાનંદ ઘનશ્યામ બિલોકે, પરિહરિ ઘુંઘટ ઓટ. નટ૦ ૪

## પદ ૧૧૫૫ મું

ચેટક દે ગયો ચંચલ નેન; ચેટ૦ ટેક.
ચિતવની ચારુ ઉદારુ હાસ મુખ, ચલની અતિ સુખદેન. ચેટ૦ ૧
શ્રીઘનશ્યામ માધુરી મુરત, અંબુજ લોચન એન;
કુટીલ કટાક્ષમેં કછુએક સુચવી, બોલીકે મંજુલ બેન. ચેટ૦ ૨
મોસું કહે ગેંદુ દે મેરી, આયો હું અબ લેન;
ગોરી તે ચોરી ધરી અંગીયામેં, કહા સમુઝાવતી સેન. ચેટ૦ ૩
સુની બતીયાં છતીયાં તરકાંની, તનમન વ્યાપ્યો મેન;
પ્રેમાનંદ ઘનશ્યામ પિયા બીના, પરત નાહીં પલ ચેન. ચેટ૦ ૪

## પદ ૧૧૫૬ મું–રાગ વિભાસ કવિત

જાઓજ્યું જાઓજ્યું જુઠે બોલકે બોલેયા કહાના,
તુમકુંતો ઠગારે લાલ જાને હમ આજતે;

કાહેકું દીયોથો કોલ બોલકો ઠીકાનો નાહીં,
વાંહી કયું ન રહે કુર જાગે જહાં બિરાજતે.
અંજન અધરનપર ખંજનસે ચંચલ નેના,
રાતી નખરેખ ઉર લાગી કોન કાજતે;
પિતાંબર છાંડકે લીલાંબર ઓઢી આયે લાલ,
પ્રેમાનંદઉકે શ્યામ લાજે નાહીં લાજતે.

### પદ ૧૧૫૭ મું

રહોજ્યું રહોજ્યું અનબોલે મત બોલો મોસે,
નખતેં સીખાલોં કીતવ કુરતે ભરેહો જ્યું;
મીઠે મીઠે બોલી બોલ ભલોહી મનાવો પ્યારે,
અંતરસોં ન્યારે કારે ખરેતે ખરેહો જ્યું;
જાનીજ્યું તિહારી પ્રીત પુરી ભરી પાયે મીત,
એસે નાંહી જાને સબ ઘાતસેં ધરેહો જ્યું;
ભલેજ્યું ઠગારે પ્રેમાનંદઉકે પ્યારે,
પ્રિતમ રસઉકે લોભી લાલ લોભમેં પરેહો જ્યું.

### પદ ૧૧૫૮ મું–રાગ વિભાસ

શ્યામા શ્યામ પ્રાત ઉઠકે દોઉ, અપનો અપનો સજત સિંગાર; શ્યામા૦ ટેક.
મોહન પહેરે મોતિનકી માળા, પ્યારીજ્યું પહેરે ચંદન હાર. શ્યામા૦ ૧
બાંધત પાઘ બનાયકે કેશવ, ધરત કલંગી અતિ છબીદાર;
ઉપરના ઓઢે કેશરિયો, પિતપટ પે'રે નંદકુમાર. શ્યામા૦ ૨
છુટે કેશ સંવારત શ્યામા, પે'રત કુંચુકી બેસર સાર;
ઓઢત નવરંગ ચુનર ઝીની, નિરખી લાજત અનંગ અપાર. શ્યામા૦ ૩
કર સિંગાર દંપતી દોઉ બેઠે, બિહરત રુચિ રુચિ કરી બહુ પ્યાર;
પ્રેમાનંદ જુગલકી શોભા, નિરખી રાખત નેનાઉમેં ધાર. શ્યામા૦ ૪

### પદ ૧૧૫૯ મું

શ્યામા શ્યામ સેજ ઉઠી બેઠે, ઉદયે માનું જુગલ શશિ જોર; શ્યામા૦ ટેક.
એક શશિ હે શ્યામ ઘન જેસો, એક શશિકી ગતિ હે ગોર. શ્યામા૦ ૧

કરલે મુકર જુગ બદન બિલોકત, અંજન પીકલીક જુત
ચીતચોર;
છૂટી કચલટ લટકી જ્યું બદનપર, માનું દ્રવત હે શશિ
કલંક કઠોર. શ્યામા૦ ૨
ઉરઝી લટ કુંડલ બેસરસું, સુરઝાવત સખી મીલી જુગ ઓર;
ભયો એક ઠોર ચાર શશિ જોટા, કહા કહું ઉપમા
મતિ અતિ થોર. શ્યામા૦ ૩
યહ છબી અવિલોકત નિજજન મન, પ્રફુલિત ભયે જ્યું
કુમુદ ચકોર;
પ્રેમાનંદ ધનશ્યામ સુધાધર, આનંદદાયક નેનની મોર. શ્યામા૦ ૪

## પદ ૧૧૬૦ મું

પ્રાત સમે શોભા અતિ અદ્‌ભૂત, અવિલોકત મનસિજ સકુચાયે; પ્રીત૦ ટેક.
ઉરઝ રહી બૈયાંમેં બૈયાં, કુંડલસું લટ લટ રહી ઉરઝાયે. પ્રીત૦ ૧
પિતપટસું નીલપટ ઉરઝાયો, હારઉમેં બનમાલા ઉરઝીહે આયે;
કામકે કોહોલ છૂટે સેજઉકે સુખ લૂટે, પ્યારે પ્યારીકી
છબી કહીહ ન જાયે. પ્રીત૦ ૨
આય સહચરી ગાય જગાવતી, ઉઠે શબ્દ સુની ત્રિભોવનરાયે;
અતિ આતુર ઓઢે નિલાંબર, પિતપટ પ્યારી અંગ રહ્યો
છબી છાયે. પ્રીત૦ ૩
વ્રજબનિતા અવિલોકી જુગલ છબી, હસતી પરસપર
અતિ મુદ પાયે;
સકુચાને ધનશ્યામ પિયા તબ, પ્રેમાનંદ લીયે ઉરમેં સમાયે. પ્રીત૦ ૪

## પદ ૧૧૬૧ મું

શ્યામા શ્યામ બદન શોભાને, હરલીનો મનમથકો માન; શ્યામા૦ ટેક.
જુગલ શશિ માનું સોવત ઉઠે, તરુન મનોહર રુપનિધાન. શ્યામા૦ ૧
અતહિ અચંચલ શિથિલ સુધાધર, ગૌર શ્યામ જુગ
જન સુખખાન;

હંસત પરસપર સુખમાં પ્રસરત, હરત તિમિર
નિજજન અગ્યાન. શ્યામા૦ ૨
શ્યામશશિસંગ શ્યામ શુક ખંજન, કુંદ પ્રવાલ અલિ
પરમ સુજાન;
ગૌરશશિસંગ ગૌર શુક ખંજન, કુંદ પ્રવાલ અલિ
ગુંજત ગાન. શ્યામા૦ ૩
અરુણ ઉદય નિરખી યહ શોભા, સકુચી સદન કીયો
મદન પ્રયાન;
પ્રેમાનંદ ઘનશ્યામ બદનકો, પ્રમુદિત ધરતહું નિશદિન ધ્યાન. શ્યામા૦ ૪

### પદ ૧૧૬૨ મું–રાગ વિભાસ

કોન કામનીકે બસ ભયે હો શ્યામ, સગરી રેન જાગે વાહીકે ધામ; કોન૦ ટેક.
વાહીકો ગ્યાન ધ્યાન, હોત જીયા ગુલતાન, વાહીકો રટત
હો રસના નામ. કોન૦ ૧
રતિરસ લુબ્ધ, અરુન દ્રગ ખંજન, અંગ અંગ ચિહ્ન
અંકિત અભિરામ;
ઉર નખરેખા, કપોલ પીકલેખા, પ્રેમાનંદકે પ્રભુ જીતી આયે કામ. કોન૦ ૨

### પદ ૧૧૬૩ મું

કોન માનનીકે મન માને હો પીયા, સગરી રેન કહાં જાગે હો પ્યારે; કોન૦ ટેક.
હમકું જ્યું દેકે કોલ, જાગે ઓરઉંકે મોહોલ, સબ નિશ
બીતી મોય ગીનત તારે. કોન૦ ૧
વાહીપે જાઓ નાથ, જાકે સંગ જાગે રાત, વાહીકો મનાવો
ભલો નંદદુલારે;
પ્રેમાનંદઉંકે નાથ, જાનીજ્યું તિહારી બાત, અંતરસું ન્યારે
કારે મિત્ર હમારે. કોન૦ ૨

### પદ ૧૧૬૪ મું

જાગે હો તમાસેમેં, જાગે ખેલ પાસેમેં, કાહેતેહું નિંદે નેના
આલસ ભરેહો; જાગે૦ ટેક.

સાચી કહો મોસું પિયા, થરથર હોત હિયા, કોન સંગ
જાગે કહાં અઢર ઢરેહો. જાગે૦ ૧
શિથિલ શ્રમીત અંગ, જીતેહો બીજેઈ જંગ, દેખીયત પ્રગટ
કઉ કુપેચ* પરેહો;
અધર અંજન પીકલીક, ઉર નખરેખા, પ્રેમાનંદ કહે
રતિનાથસું લરેહો. જાગે૦ ૨

## પદ ૧૧૬૫ મું

કાહુકે ભોરાયે ઉઠી આયેહો રસિક પીયા, જાતઉતે ઓર
ઠોર ભૂલ ગયે ગેલવા; કાહુ૦ ટેક.
નીલપટ અંગ નયો, પિતપટ કહા ભયો, સબ અંગ શિથિલ
શ્રમીત રંગ છેલવા. કાહુ૦ ૧
શ્રમજલભર ઉર, સોહાત હો સુખપૂર, સોંધિ કીત રંગ
અંગ ઉઠે રંગરેલવા;
બોલો તોતરીસી બાની, પ્રેમાનંદ મનમાની, ભલે જ્યું
સનેહી પ્રાત આયે અલબેલવા. કાહુ૦ ૨

## પદ ૧૧૬૬ મું–રાગ વિભાસ પ્રભાતી

જોઇને જાદવરાય મુને લાલચ લાગીરે; એ ઢાળ છે.
શોભાસાગર શ્યામ તમારી, મૂરતિ પ્યારીરે;
મૂરતિ પ્યારીરે, નાખું મારા પ્રાણુ વારીરે; શોભા૦ ટેક.
સુંદરતા જોઈ મુખની, શશિ સુર લજાઇરે;
મુખ દેખાડી નવ શક્યા, વશ્યા ગગન જાઇરે. શોભા૦ ૧
માન હણ્યું મણિધરનું, શિખા કેશ કાળેરે;
અવનિ ઉપર રહી નવ શકયા, ગયા પાતાળેરે. શોભા૦ ૨
ચંચલ લોચન જોઇને, લજ્યા પામ્યાં તીનરે;
ખંજન કુરંગ વન વશ્યા, જલ બૂડ્યાં મીનરે. શોભા૦ ૩

---

* "કઉકુ પેચ પરેહો" "કઉકુંપે ચપરેહો" પાઠ સ્પષ્ટ સમજાતો નથી.

ચાલ ચતુરાઈ જોઇને, ગજ કહે ધિક્કારરે;
પ્રેમાનંદકે શિર નાંખે, ધૂલ વારવારરે. શોભા૦ ૪

પદ ૧૧૬૭ મું

વહાલી લાગે વાલમ તારા, મુખની વાણીરે;
મુખની વાણીરે, શ્રવણે સુણી લોભાણીરે. વહાલી૦ ટેક.
મુખની વાણી સાંભળી, તજી ચંચલતાઈરે;
થીર થઇને સેવે, ચરણ રમા ડાહીરે. વહાલી૦ ૧
મુખની વાણી સાંભળી, રાચ્યા સુંદર રુપેરે;
જગત સુખને પરહરિ, લીધા ભેખ ભુપેરે. વહાલી૦ ૨
વાણી સાંભળી સનકાદિકે, લીધી હૈયે ધારીરે;
ઘરથી ઘર ન માંડ્યાં, રહ્યા બ્રહ્મચારીરે. વહાલી૦ ૩
મુખની વાણી સાંભળી, મ્હારે પ્રીત બંધાણીરે;
પ્રેમાનંદ કે' તન મન, કરું કુરબાણીરે. વહાલી૦ ૪

પદ ૧૧૬૮ મું

ઓરા આવો છેલ તમારું, છોગલું જોવુંરે;
છોગલું જોવુંરે છેલા, મ્હારા મનમાં પ્રોવુંરે; ઓરા૦ ટેક.
છોગલું તારું અટકયું, મ્હારા ઉરમાં આવીરે;
મોહન તારી મૂરતિ, મ્હારા મનમાં ભાવીરે. ઓરા૦ ૧
મુખતણે મરકલડે, મુને ઘેલડી કીધીરે:
સામું જોઈ તમે શામળા, સુધ બુધ લીધીરે. ઓરા૦ ૨
સુધ ભુલી શરીરની, દિલ કયાં ન ગોઠેરે;
મનડું વિંધ્યું માહેરું, નેણાની ચોટેરે. ઓરા૦ ૩
એટલું હવે કરજો, માણીગર માવારે;
પ્રેમાનંદના નેણામાં, રહો આવાને આવારે. ઓરા૦ ૪

પદ ૧૧૬૯ મું

કહાન તમારે કારણે હુંતો, ઘેલડી ડોલુંરે;
ઘેલડી ડોલુંરે, તમ વિના બીજું ન બોલુંરે; કહાન૦ ટેક.

લોકડીયાંની લાજ મેલી, સંસારથી તોડીરે;
મન કર્મ વચને માવજી, તમ સાથે જોડીરે. કહાન૦ ૧
બીક મેંતો સંસારની સરવે, કાઢી બારીરે;
રાજીવ લોચન રસિયા, થઈ રહી તમારીરે. કહાન૦ ૨
તમે મ્હારા તમારી હું, દુરિજન જાણેરે;
પ્રીતમ વાતું પ્રીતની, નવ મળે નાણેરે. કહાન૦ ૩
રાજી રહેજો રસિયા, કેવું ઘટે તે કહેજોરે;
પ્રેમાનંદના નાથજી, દરશન દેજોરે. કહાન૦ ૪

## પદ ૧૧૭૦ મું–રાગ વિભાસ

આવો જ્યું બિરાજો કહાના મોરે નેના આગે; આવો૦ ટેક.
નિરખી કમલમુખ ઉપજત અતિ સુખ;
દુઃખકે સમુહ દેખી ઉરહુંસે* ભાગે. આવો૦ ૧
રૂપકી અનુપમતાઈ દેખી મન લાગ્યો ધાઈ;
નેના તો અરુન લાલ કહો કહાં જાગે. આવો૦ ૨
બોલો તોતરીસી બાની રેનકી નિશાની જાની;
અધર અંજન કપોલન પીક દાગે. આવો૦ ૩
સાચી કહો શ્યામ અનુરાગે કોનઉકે ધામ;
એહી છબી રહો ઉર પ્રેમાનંદ માગે. આવો૦ ૪

## પદ ૧૧૭૧ મું

વારી હું બિહારી કહો રેનહુંકી બાતે; વારી૦ ટેક.
નેના તો રસાલહે ગુલાલઉંતે આછે લાલ;
છૂટે પેચ પાઘઉંકે બેન તોતરાતે. વારી૦ ૧
શ્રમજલ ભીનો પટ મોતીમાળા સોહે તટ;
સોંધિકી સુગંધ શ્યામ આવતહેં ગાતે. વારી૦ ૨
જીતેહો બીજેઈ જુધ નાહીં તનઉકી સુધ;
ઉર નખરેખ લાગી બિલસેંહો જાતે. વારી૦ ૩

---

* "દુરહુંસેં" એવો પાઠાન્તર છે.

પુછત સહેલી સાથ પ્રેમાનંદઉંકે નાથ;
આયેહો સનેહિજુ તરત ઉઠી પ્રાતે. વારી૦ ૪

### પદ ૧૧૭૨ મું

રાતી રાતી રેખેં દેખેં ઉપજત ચેન; રાતી૦ ટેક.
ભોંહેતો કુટીલ વિલુલિત કચ સોહે લટ;
પ્રફુલિત પ્રાત દોઉ પંકજ નેન. રાતી૦ ૧
ચારુ ચિતવનીપર વારુ કોટી કામ ફેર;
મીન રુ મધુપતે ચંચલ સુખદેન. રાતી૦ ૨
વિચમેં હે સ્યાહી કારી મોહી યાસું વજનારી;
યામેં સામ દામ ગુન રહતહેં એન. રાતી૦ ૩
કુશળ કટાક્ષજુતે ભીજ રહે નેહઉતે;
પ્રેમાનંદ વારી ચિતવત દિનરેન. રાતી૦ ૪

### પદ ૧૧૭૩ મું

નિરખી બદન કરું પ્રાન કુરબાન; નિરખી૦ ટેક.
આવો જ્યું બિહારી લાલ સોહે ગજગતિ ચાલ;
ભાલ તો વિશાલ દેખી ભઈ ગુલતાન. નિરખી૦ ૧
બાંકે પેચ પાઘઉંકે ભોંહપર આઈ ઝુકે;
મોતીકી અનુપ જ્યોતિ સોહતહેં કહાન. નિરખી૦ ૨
બોલત મધુરી બાની ચિતવની મનમાની;
હસતહો મંદ મંદ ચતુર સુજાન. નિરખી૦ ૩
નંદકે આનંદ કંદ બાંધે ભુજ બાજુબંધ;
પ્રેમાનંદ વારી અંગ કોટી શશિ ભાન. નિરખી૦ ૪

### પદ ૧૧૭૪ મું–રાગ ભૈરવ

છબી સાંવરી છબી સાંવરી, એરી મેરે દિલમેં
બસી હે નટવર ગોકુલરાવરી; છબી૦ ટેક.
તન તમાલ લાલ ચાલ ચલે ઉતાવરી;
એરીએ સુરતિ સંગ અતિ ઉમંગ બ્રજમેં આવરી. છબી૦ ૧

કટિતટ પટ પીત ઓઢે કારી કાવરી;
એરી ધનશ્યામ સુંદર બંસી અધરધર બજાવરી. છબી૦ ૨
કર અલાપ ત્રિવિધ તાપકું સમાવરી;
એરી બ્રજનારી વારી તન મન ધન કંઠ લગાવરી. છબી૦ ૩
શિવ વિરંચી મહામુનિકે ધ્યાન નાવરી;
એરી પ્રેમાનંદ પુરનકામ નિરખી સુખ પાવરી. છબી૦ ૪

## પદ ૧૧૭૫ મું

નંદલાલસોં નંદલાલસોં, એરી મોરી પ્રીત લગી હે;
રસિયા રૂપ રસાલસોં; નંદ૦ ટેક.
લટક લટક આવત લાલ ગતિ મરાલસોં;
એરી મેરા મન લોભાનો ચીત ચોરાનો ચટક ચાલસોં. નંદ૦ ૧
લોચન વિશાલ લલિત તિલક ભાલસોં;
એરી હું થકીત લખીત કુંડલકી ઝલક ગાલસોં. નંદ૦ ૨
મધુર અધર સહિત અરુણ વર પ્રલાપસોં;
એરી શુભ ઉન્નત ઉર લસીત સઘન જલજ માલસોં. નંદ૦ ૩
હરખીત હું ધાય જાય મીલી ગોપાલસોં;
પ્રેમાનંદ નિરખી હરખી ભયો નિહાલસોં. નંદ૦ ૪

## પદ ૧૧૭૬ મું–રાગ ભૈરવ

મૈયા તેરા લાલ બરજોરી, બછરુ છોરી ધવાય દીન; મૈયા૦ ટેક.
બછરુ ધવાયે બાલ રોવાયે, લે ચુંટી નખસોંરી;
ભાજન ભાંગી કુલેરા કીને, દધીકી મથનીયાં ફોરી. મૈયા૦ ૧
આજ મેં આય અચાનક પકર્યો, કરતે માખન ચોરી;
દધી કુલા મેરી આંખમેં ડારકે, ભજ્યો કુંજકી ઓરી. મૈયા૦ ૨
ઓર કામ યાકે કછુ નાહીં, ભોરહિં આવત દોરી;
પ્રેમાનંદકો નાથ નીઠુરતર, ના માને કાઉંકોરી. મૈયા૦ ૩

## પદ ૧૧૭૭ મું

લાલ તરી લેઉરે બલૈયા, બલૈયા મેરા સુખદૈયા; લાલ૦ ટેક.

બલજાઉં તમ કાહેકું કરત હો, ચોરી કર્મ કનૈયા;
ગ્વાલની આયકે નિત્ય ઝગરત હે, કહત જસોદા મૈયા. લાલ૦ ૧
કોન કમી અપને ઘર મોહન, માખન ગોરસ મીઠૈયા;
ખાઓ ખીલાવો* જીતનો ચેયે, તુમ હલધર દોઉ ભૈયા. લાલ૦ ૨
તનીએક ગોરસ માખન કારન, ઘર ઘર નાચ નચૈયા;
પ્રેમાનંદકે નાથ તિહારી, એ કહા ટેવ પરૈયા. લાલ૦ ૩

## પદ ૧૧૭૮ મું

પ્યારે તેરે મુખપર વારી, વારી જાઉં મોરે મોહન લાલ; પ્યારે૦ ટેક.
યાંહી ખેલો મોરે નેનની આગે, લરીકનકે સંગ બિહારી;
નિરખું બાલ વિનોદ તિહારે, સુંદર સુત સુખકારી. પ્યારે૦ ૧
ગજગતિ ચલની સિંધાવલોકની, મૃદુ મુસકની મોરારી;
પ્રેમપુલકી નિરખું લોચન ભરી, પલક દ્વંદ જુગ ટારી. પ્યારે૦ ૨
પૈરા બસન જરીકે મોહન, ઉરપર હાર હજારી;
પ્રેમાનંદ નિરખી છબી સુંદર, રાખત ઉર નિત્ય ધારી. પ્યારે૦ ૩

## પદ ૧૧૭૯ મું

મોહનાને મન હરલીનો, જાદુગારે ચીત ચોર ચોર; મોહ૦ ટેક.
મોહની લગાયકે મન હરલીનો, કહા જાનું કછુ કીનો;
છીન એક જીયતે બિસરત નાહીં, રસિક છેલ રંગભીનો. મોહ૦ ૧
હસી મુસકાયકે નેહસું બોલાયકે, પાનનમેં કછુ દીનો;
તબતે જીયરા ફટકા ગયો હે, ચેન નાહિ પલ છીનો. મોહ૦ ૨
બીનું દેખે બિરહા તન તાવત, દેખે હરખ નવીનો;
પ્રેમાનંદ મગન હોઈ ડોલત, ચરન કમળ રસ પીનો. મોહ૦ ૩

## પદ ૧૧૮૦ મું-રાગ ભૈરવ પ્રભાતિ

કીજીયે ધ્યાન શ્રીધર્મના કુંવરનું,
સર્વ પેહેલા ઉઠી પ્રાત કાળે; કીજીયે૦ ટેક.

---

* "ખીલાવો, ખીયાવો, ખીદાવો" પણ વાંચી શકાય છે.

નિરખીએ રૂપ નખશિખ મહારાજનું,
વાસના અશુભ તત્કાલ ટાળે. કીજીયે૦ ૧
સંત હરિભક્ત સૌ ઉંઘ આલસ તજી,
ચિતવીયે ચરણ અતિ પ્રીત આણી;
નિરખીયે નખમણિ સીમા શોભાતણી,
દુર્લભ દેવને એમ જાણી. કીજીયે૦ ૨
જમણા તે ચરણના અંગુઠા ઉપરે,
નખમાંહી ચિહ્ન તે જોઈ રે'વું;
ચિહ્નપર રક્ત રેખા અતિ શોભતી,
મન તેમાં લઈ પ્રોઈ દેવું. કીજીયે૦ ૩
અંગુઠા આંગલિયું ઉપરે કેશ છે,
સૂક્ષ્મ ચિહ્ન છે ચાખડીના;
અંગુઠા પાસની આંગલીયે તીલ છે,
પ્રેમાનંદની જોયેલ આંખડીના. કીજીયે૦ ૪

## પદ ૧૧૮૧ મું

મંગલમૂળ મહારાજના ચરણ છે,
ચિતવતા ચિત્તમાં શાંતિ થાયે; મંગલ૦ ટેક.
કામ ને ક્રોધ મદ લોભ વ્યાપે નહીં,
ઉરથકી સરવ અજ્ઞાન જાયે. મંગલ૦ ૧
જુગલ પદતલ વીશે ષોડશ ચિહ્ન છે,
નામ તેનાં હવે કહું વિચારી;
સ્વસ્તિ જવ જાંબુ દ્રૂજ અંકુશ અંબુજ,
અષ્ટકુણ વજ્ર ઉર્ધ્વરેખ પ્યારી. મંગલ૦ ૨
નવ ચિહ્ન ધારવાં જમણા તે ચરણમાં,
વામ પદમાં બીજાં સાત શોભે;
મીન ત્રિકુણને વ્યોમ ગોપદ કલશ,
અર્ધચંદ્ર ધનુષ ચિત્ત લોભે. મંગલ૦ ૩

જમણા તે ચરણની આંગળી છેલીએ,
તીલ એક અનુપમ આનંદકારી;
પાનીયું સુંદર ઘુંટી પિંડીપર,
પ્રેમાનંદ તન મન જાય વારી. મંગલ૦ ૪

પદ ૧૧૮૨ મું

નિરખતા નાથની જાનું છબી જીવમાં,
સુખ થાયે દુઃખ સહુ દૂરમાં વામે; નિરખતા૦ ટેક.
જમણી સાથલવિષે ચિહ્ન એક અનુપમ,
ચિતવતાં ભક્ત મન મોદ પામે. નિરખતા૦ ૧
કેળના થંભ જેવા સાથળ સુંદર,
ગરૂડની પીઠ પાવનકારી;
કટિતટ પીતપટ કસ્યો કરુણાનિધિ,
શ્યામ શોભા કટી લાગે પ્યારી. નિરખતા૦ ૨
નલિન સમ નાભીપર ત્રિવલી છબી ઉદરમાં,
ઉન્નત ઉરમાંહી કેશ સોહે;
સ્તનપર શ્યામ છાપનાં ચિહ્ન છે,
તીલ એક ઉરવિષે ચિત્ત મોહે. નિરખતા૦ ૩
ઉરવિષે કૌસ્તુભ શ્રીવચ્છ ચિહ્ન છે,
વિનગુણ હારની શોભા સારી;
દક્ષિણ બાહુને નિકટ તીલ ચાર છે,
પ્રેમાનંદ જોઈ જોઈ જાય વારી. નિરખતા૦ ૪

પદ ૧૧૮૩ મું

અશરણશરણ ભુજ દંડ મહારાજના,
ચિહ્ન તેમાં હવે કહું વખાણી; અશરણ૦ ટેક.
ભુજામાં છાપનાં ચિહ્ન છે સુંદર,
કહોણીયું શ્યામ સુખધામ વાણી. અશરણ૦ ૧
પોંચાથી ઉપર છાપનાં ચિહ્ન છે,
કાંડાં છે કઠણ બળવાન ભારી;

કરભપર કેશ છે હથેલી રાતીયું,
રાતી રેખા તેમાં ન્યારી ન્યારી. અશરણુ૦ ૨
રાતી છે આંગલીયું રાતા છે નખમણિ,
ઉપડતા તીખા અતિ જોયા જેવા;
એવા જે કરવર ધરત જન શિરપર,
આતુર અભય વરદાન દેવા. અશરણુ૦ ૩
જાનુ પરજંત ભુજ સરસ ગજસુંડથી,
ભક્તને ભેટવા ઉભા થાયે;
એવા ઘનશ્યામની ભુજ છબી ઉપરે,
પ્રેમાનંદ તન મન વારી જાયે. અશરણુ૦ ૪

## પદ ૧૧૮૪ મું

ચિતવીએ ચિહ્ન મહારાજના અંગમાં,
ભક્તજન ભાવસું વારવાર; ચિતવીએ૦ ટેક.
વામ ભાગે વળી કંઠને ભુજ વચ્ચે,
ચૌદ તીલ સૂક્ષ્મ સરસ સાર. ચિતવીએ૦ ૧
ડાબે પડખે વળી નવ તીલ નૌતમ,
ત્રણ તીલ કાખમાં કહું છું જોઈ;
એક તીલ અનુપમ કંબુ કંઠને વીચે,
નિરખતાં ભક્ત મન રે'છે મોઈ. ચિતવીએ૦ ૨
ચિબુકને અધરપર કેશ રેખા છબી,
અધર પ્રવાલ જોઈ ચિત્ત લોભે;
કુંદની કળીસમ દીપ દશનાવળી,
કનકની રેખમાંહી સરસ શોભે. ચિતવીએ૦ ૩
ડાઢમાં ચિહ્ન છે શ્યામ સોહામણાં,
મંદ મુખહાસ જોઈ લાજે કામ;
ઘેર સાદે કરી બોલતા વચન હરિ,
પ્રેમાનંદનો સ્વામિ ઘનશ્યામ. ચિતવીએ૦ ૪

## પદ ૧૧૮૫ મું

વારી જાઉં વારણે વદન શશિ ઉપરે,
નિરખતાં નેણ નથી તૃપ્ત થાતાં; વારી૦ ટેક.
અમૃત વૃષ્ટિ કરે તાપ તનના હરે,
હરે હરે કહી હરિ છીંક ખાતાં. વારી૦ ૧
શોભા તે શી કહું નાસિકા શુકતણી,
ગોળ કપોલ બહુ લાગે રૂડા;
નાસિકા ઉપર શીળીનાં ચિહ્ન છે,
ચીતવતાં ઘાટ નવ થાયે કૂડા. વારી૦ ૨
જમણા કપોલમાં મોટો એક તીલ છે,
તીલ એક મોટો છે ડાબે કાને;
જે જન નિરખીને ધારી લે ચિત્તમાં,
તે નવ પડે માયા કાળ પાને. વારી૦ ૩
કાન વિંધ્યા તેનાં ચિહ્ન છે સુંદર,
ચંચલ દ્રગમાંહી રેખ રાતી;
પ્રેમાનંદ મીન અલિ ખંજન વારું લઈ,
ઉપમા દેવા નથી બુદ્ધિ થાતી. વારી૦ ૪

## પદ ૧૧૮૬ મું

ભક્ત મનરંજન ભ્રકુટી ઘનસ્યામની,
કામની જોઇને મત થાય ઘેલી; ભક્ત૦ ટેક.
ભ્રકુટીને હેઠે ને નેત્રની ઉપરે,
રેખા ઉઠે અતિ રસ ભરેલી. ભક્ત૦ ૧
ભાલ વિશાળમાં પંચ રેખા ઉઠે,
ઉભી છે બે ને ત્રણ ચંદ્રાકાર;
જમણી કોરે એક ચિહ્ન છે ભાલમાં,
ભક્તજન નિરખે તે વારમવાર.* ભક્ત૦ ૨

* “વારવાર” પાઠાન્તર.

સુંદર મસ્તક શ્રીમહારાજનું,
શિખા સુંદર જેમાં જોઇજ રહીએ;
ત્રણ તીલ છે વળી શિખાને પાસલે,
વામ ભાગે તેને ધારી લઇયે. ભક્ત૦ ૩
મોટો એક તીલ છે વામ વાંસામાંહી,
મોટો એક કેશ છે તેને પાસે;
જમણા વાંસામાંહી આધો એક તીલ છે,
પ્રેમાનંદ નિરખંતા દુઃખ નાસે. ભક્ત૦ ૪

## પદ ૧૧૮૭ મું

નખશિખ નિરખીને ચિહ્ન વર્ણન કર્યાં,
સંત હરિભક્તને નિત્ય ગાવા; નખ૦ ટેક.
ભક્તના ઉર વિશે શ્રીમહારાજની,
સુંદર મૂરતિ સાક્ષાત થાવા. નખ૦ ૧
પુષ્પના ભૂષણ વસન મહારાજના,
એક પદમાં હવે કહું વખાણી;
ઉજવલ પાઘ શિર શ્વેત પટકો ખભે,
શ્વેત ધોતી પેરી પ્રિત આણી. નખ૦ ૨
પુષ્પના હાર ઉર કંકણ પુષ્પના,
પુષ્પના બાજુને બાંધ્યા બાંહે;
પુષ્પના ગુચ્છ તે ખોસ્યા બે કાનમાં,
તોરા લટકે સુંદર પાઘ માંહે. નખ૦ ૩
એ પદ જે કોઈ શિખે ને સાંભળે,
એ છબીનું નિત્ય ધ્યાન ધરશે;
પ્રેમાનંદ કહે તેના ઉરમાં આવીને,
સ્વામિ સહજાનંદ વાસ કરશે. નખ૦ ૪

## પદ ૧૧૮૮ મું-રાગ ભૈરવ પ્રભાતી

પ્રાતસમે શ્રીસહજાનંદની, મૂરતિ મનમાં ધારુંરે; પ્રાત૦ ટેક.
નખશિખ નિરખી રૂપ અનોપમ, અંતરમાં ઉતારુંરે. પ્રાત૦ ૧

રૂપાળા બહુ રાજીવ લોચન, આવી વશ્યા મન મોરેરે;
પુષ્ટ તરુણ તન ભીને વાને, હંસગતિ ચીત ચોરેરે. પ્રાત૦ ૨
અંગોઅંગ અનોપમ ઝીણા, શ્વેત વસ્ત્ર બહુ શોભેરે;
પુષ્પતણા આભૂષણ જોઈ જોઈ, ભક્તતણા મન લોભેરે. પ્રાત૦ ૩
મેઘ સરીખરે ઘેરે સાદે, બોલતાં બહુનામીરે;
ભક્ત મનોરથ પૂરણ કરતા, પ્રેમાનંદના સ્વામિરે. પ્રાત૦ ૪

## પદ ૧૧૮૯ મું

પ્રાતસમે શ્રીસ્વામિજીનાં, ચરણ ચિહ્ન ચિતવિયેરે; પ્રાત૦ ટેક.
સ્વસ્તિ જવ જાંબુ ધ્વજ રેખા, અંતરમાં ગોઠવિયેરે. પ્રાત૦ ૧
કુલીશ કમલ અંકુશ અષ્ટખુણ, જમણે ચરણે સંભારુંરે;
વામ પદે મચ્છ ત્રિખૂણ કલશ ખરી, વ્યોમ ધનુષ શશિ ધારુંરે. પ્રાત૦ ૨
જમણે ચરણે અંગોઠા ઉપરે, નખમાંહી ચિહ્ન જોઇરે;
પે'લી ને છેલી આંગળીએ, તીલ તેમાં રાખું મન હોઈરે. પ્રાત૦ ૩
રાતા ને ચડિયાતા નખ દશે, આંગળિયુના જોવુંરે;
પ્રેમાનંદ જોઈ પાની ઘુંટી, પિંડીમાં મન પ્રોવુંરે. પ્રાત૦ ૪

## પદ ૧૧૯૦ મું

પ્રાતસમે ઉઠી પુરુષોત્તમની, મૂરતિમાં મન ધરિયેરે; પ્રાત૦ ટેક.
એ અવસર જે આડ કરે તે, પાપ જાણી પરહરિયેરે. પ્રાત૦ ૧
જાનું જુગલ જોઇને સુંદર, સાથળ શોભા સારીરે;
વામ સાથળમાં ચિહ્ન એક નિરખું, શ્યામ કટિ લાગે પ્યારીરે. પ્રાત૦ ૨
કમળ સરિખી નાભી ઉંડી, ત્રિવળી ઉદરમાંહીરે;
ચડિયાતી છાતીમાં સુંદર, છાપ ચિહ્ન સુખદાઇરે. પ્રાત૦ ૩
ગજની સુંડ સરીખા ભુજદંડ, શોભાના ભંડારરે;
પ્રેમાનંદ કહે મનમાં ધારું, કરવર અભય ઉદારરે. પ્રાત૦ ૪

## પદ ૧૧૯૧ મું

પ્રાતસમે ઉઠી સુંદર મુખની, શોભા મનમાં સંભારુંરે; પ્રાત૦ ટેક.
તન મન ધન શ્રીપુરુષોત્તમના, વદનકમળપર વારુંરે. પ્રાત૦ ૧

અધર બિંબફળ દસન કુંદકળી, નાસાશુક ચીત ચોરેરે;
ગોળ કપોલે શોભે સુંદર, તીલ એક જમણી કોરેરે. પ્રાત૦ ૨
લોચન લાલ કમળદળ સરખાં, રેખા માંહી રૂપાળીરે;
ભ્રકુટી કુટીલ વિશાળ ભાલમાં, તિલક કેસર મરમાળીરે. પ્રાત૦ ૩
સુંદર મસ્તક શિખા મનોહર, સંભારું હું જ્યારેરે;
પ્રેમાનંદ કહે સ્વામિ મારા, સદા દેખાજો ત્યારેરે. પ્રાત૦ ૪

## પદ ૧૧૯૨ મું–રાગ રામકલી ઠુમરી

રસિક બર રાત સારી કહાં જાગે, કહાન કહાં અનુરાગે; રસિ૦ ટેક.
શ્રમજળ શીકત કલેવર સુંદર, અંગ અરગજે બાગે.* રસિ૦ ૧
ઉર નખરેખ અધરપર અંજન, કપોલન પીકલીક દાગે. રસિ૦ ૨
રેન કેઉં નિંદે લાલ શોભીત દ્રગ ભાલ, છુટે પેચ છબી પાગે. રસિ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ પિયા છબી, નિરખી નિરખી દુ:ખ ભાગે. રસિ૦ ૪

## પદ ૧૧૯૩ મું

પરે આજ કોનકે બસ પ્યારે, કહોજી કહો કહાન કારે; પરે૦ ટેક.
આવન કહ ગયે અંતન વિલમી રહે, ભલે તુમ છેલ ઠગારે. પરે૦ ૧
તુમ કારન હુંતો સબ નિશ જાગી, રેન ગીનત ગઈ તારે. પરે૦ ૨
શિથિલ શ્રમીત અંગ શોભીત નવરંગ, રસિક નેના રતનારે. પરે૦ ૩
પ્રેમાનંદકે નાથ જાની જું તિહારી ઘાત, નટવર નંદદુલારે. પરે૦ ૪

## પદ ૧૧૯૪ મું

સુંદર છબી સાંવરેકીરે, છેલ કુંવર બાવરેકી; સુંદર૦ ટેક.
કહા બરનું છબી કહી ન જાઈ, રાજકુંવર રાવરેકી. સુંદર૦ ૧
લટપટી પાઘ લટક રહી ભોંહપર, ભાત અનોખી આવરેકી. સુંદર૦ ૨
ચિતવનીમેં સકલ ત્રિયા મોહી, વાવરે ગોકુલ ગાંવરેકી. સુંદર૦ ૩
પ્રેમાનંદ કહે બસ ગઈ દીલમેં, ચલની નંદદાવરેકી. સુંદર૦ ૪

## પદ ૧૧૯૫ મું

વદનપર વારી ડારુંરે, રતિપતિ લાખ હજારું; વદ૦ ટેક.
શ્રીઘનશ્યામ માધુરી મૂરત, રૂપ રાશિ સકુમારું. વદ૦ ૧

---

* "વાઘે" પાઠાન્તર.

રસભરી ચલની રસભરી ચિતવની, રસિક નેનાં રતનારું. વદ૦ ૨
મુસકની મંદ મધુરી મીઠી બોલની, ચંચલ ચિતવની ચારું. વદ૦ ૩
પ્રેમાનંદ કહે મીલું દોરીકે, ગ્રહી કર અભય ઉદારું. વદ૦ ૪

### પદ ૧૧૯૬ મું–રાગ રામકલી

નેના રંગીલે નાથ તિહારે, રસકે ભરેહે રતિપતિસું જ્યો લરેહે; નેના૦ ટેક.
અતહિં વિશાળ અરુન બીચ રેખે, રેન કેઉં નિંદે પલકે ઢરેહે. નેના૦ ૧
શિથિલ શ્રમીત ચંચલતારે તજકે, માનું ખંજન પીંજરા પરેહે. નેના૦ ૨
જીત્યો જંગ રજની રતિવરસું, ગરવ ભરે માનું મત્ત જ્યું ફરેહે. નેના૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામકે નેનાં, સુંદરતા ત્રિભોવનકી હરેહે. નેના૦ ૪

### પદ ૧૧૯૭ મું

શ્યામ સનેહી કોનસંગ જાગે, કહાં અનુરાગે,
રજની કહાં જ્યું બિહાની; શ્યામ૦ ટેક.
પ્રેમકી બતિયાં કહેકું ઉરાત*, રહો જ્યું પીયા સબહી હમ જાની. શ્યામ૦ ૧
શિથિલ શ્રમીત અંગ રાતેરે નેનાં, અધર અંજન મુખ
તોતરીસી બાની. શ્યામ૦ ૨
મદનકે શર છૂટે સેજઉંકે સુખ લૂટે, ઉરમેં પ્રગટ
નખક્ષતકી નિશાની. શ્યામ૦ ૩
પ્રેમાનંદકે પીયા તોસેં કોન જોરે જીયા, સબ કુટિલાઈ
નખશિખ લોં સમાની. શ્યામ૦ ૪

### પદ ૧૧૯૮ મું

આજ અનોખીરી સુંદરતાઈ, કહીહ ન જાઈ, નેના રહત લોભાઈ; આજ૦ ટેક.
કહા બરનું છબી સ્યામ સુંદરકી, બરનત શેષ સારદ સકુચાઈ. આજ૦ ૧
રૂપમની માનું રૂપસુધાતે, નિકસી બાહર ખેલન આઈ. આજ૦ ૨
અંગ અંગ પ્રતિ સકલ સુભગતા, પ્રગટ ભઈ અતહી અકુલાઈ. આજ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ મૂરતિ, અખંડ રહો મોરે ઉરમેં સમાઈ. આજ૦ ૪

---

* "કહે કઉં રાત" "કાહેકું ઉરાત" એમ પણ વાંચી શકાય છે.

## પદ ૧૧૯૯ મું

પ્રાતસમે સખી નિરખોરી પ્યારો, પીતપટવારો નવરંગ
નેનાકો તારો; પ્રાત૦ ટેક.
અરુનોદયે શ્યામ શોભારે બરનું, છાય રહ્યો પ્રેમ અંગ
અંગ ન્યારો. પ્રાત૦ ૧
લટપટી પાઘ શિર નીલાંબર ઓઢે, ઉર નવસરિયો હાર લે ધારો. પ્રાત૦ ૨
શ્રમજલ કરન ભર બદન કમલ છબી, નેના શિથિલ
કપોલની પીકગારો૦ પ્રાત૦ ૩
પ્રેમાનંદ છબી નિરખી હસત સખી, સકુચી ઠાડો
ત્રિભોવનકો ઉજારો. પ્રાત૦ ૪

## પદ ૧૨૦૦ મું–રાગ રામકલી

અરુન ઉદયે ઉઠે પ્રિતમ પ્યારી, શ્રીનંદલાલ બ્રખુભાન દુલારી; અરુ૦ ટેક.
કુંડલમેં ઉરઝ રહી વર લરલટ, બેસરમેં ઉરઝીહે પાઘ કિનારી. અરુ૦ ૧
ઉરઝ રહ્યો નિલપટ પિતપટસું, હારઉમેં બનમાલા ઉરઝીહે ભારી;
સુરજાવતી લલિતા સખી ચતુરા, પ્રેમાનંદ નિરખી બલહારી. અરુ૦ ૨

## પદ ૧૨૦૧ મું

અરુન ઉદયે દોઉ કરત સિંગાર, નિરખી રતિપતિ કોટિ બલિહાર; અરુ૦ ટેક.
રસકી રાશી રસિક રાધિકા, રૂપનિધિ પિયા નંદકુમાર. અરુ૦ ૧
અપને અપને અંબર ભૂખન, પે'રે રુચિ રુચિ સુભગ સુધાર;
પ્રેમાનંદ પ્રભુ લે કર દરપન, નિરખે બદનવિધુ કરી કરી પ્યાર. અરુ૦ ૨

## પદ ૧૨૦૨ મું

અરસ પરસ દોઉ હોત ગુલતાન, નિજ નિજ મુખકો
કરત બખાન; અર૦ ટેક.
શ્યામ બદન તિહારો મોહન, ગૌર બદન મેરો ચંદ્ર સમાન. અર૦ ૧
ગૌર ચંદ્ર કલંક જુત પ્યારી, શ્યામ જલદ કરે સબ દુઃખ હાન;
પ્રેમાનંદ બિનોદ બચન કહી, હસત હસાવત રૂપનિધાન. અર૦ ૨

## પદ ૧૨૦૩ મું

રૂપ અનોપમ સુંદર જોરી, શ્રીઘનશ્યામ રાધિકા ગોરી; રૂપ૦ ટેક.

રૂપ છટા નિરખી દંપતિકી, રતિપતિ આયેકે ચરન પર્યોરી. રૂપ૦ ૧
રતન સિંઘાસન ઉપર રાજત, નંદકુંવર ભ્રખુભાનકિશોરી;
પ્રેમાનંદ એ લાલ લાડીલી, અખિલભુવનકી હે જીવનદોરી. રૂપ૦ ૨

## પદ ૧૨૦૪ મું–રાગ રામકલી પ્રભાતી

નાથજી નિરખીને મારાં લોચન લોભાણું,
મોહનજીની મૂરાતમાં મારાં મનડાં પ્રોવાણું; નાથજી૦ ટેક.
ઉભારે અલબેલો વહાલો આવીને આંગણિયે,
મુગટ જડીયોરે એનો મોતીને મણિયે. નાથજી૦ ૧
ઝીણી ને પછેડી ઓઢી નંદને લાલે,
પલવટ વાળી છે વહાલે પીળે દુશાલે. નાથજી૦ ૨
કોટમાં કંઠી ને કેશર તિલક કીધું,
મુખને મરકલડે મારું મન હરીને લીધું. નાથજી૦ ૩
દોવું ને વલોવું હું તો ગઈ છું ભૂલી,
પ્રેમાનંદના નાથનું મુખ જોઇને ફૂલી. નાથજી૦ ૪

## પદ ૧૨૦૫ મું

આવોને નવરંગી નાથ નેણુમાં રાખું,
કોટીને કંદર્પ વદનપર વારીને નાંખું; આવોને૦ ટેક.
રાખીશ જીવન જતન કરીને જીવતણી પેરે,
લેરખડા વધાવું મોંઘા મોતીની લેરે. આવોને૦ ૧
આંખડલીના અગ્રથકી હરિ નહીંરે દીયું જાવા,
રાખું નેણામાં નાથજી તમને આવાને આવા. આવોને૦ ૨
નંદના કુંવર એક નિમખ ન મેલું મુખડું તમારું,
વારે વારે વાલમ તમપર પ્રાણ લેઈ વારું. આવોને૦ ૩
જોઈ રહું મારા જીવન તમને ચંદજ્યું ચકોરી,
પ્રેમાનંદના નાથજી મારી છો જીવનદોરી. આવોને૦ ૪

## પદ ૧૨૦૬ ઠું

રહોને રંગબીના મારી આંખડલી આગે,
સુંદર વર તમને નિરખીને દુઃખ મારાં ભાગે; રહોને૦ ટેક.

સાંભળોની શામળિયા વહાલા વિનતડી મારી,
દામ વિનાની નાથજી છું દાસી તમારી. રહોને૦ ૧
દાસી ઉપર દયા કીજે બાંહ ગ્રહી લીજે,
છેલ છબીલા છોગાલા કેદી છેહ તે નવ દીજે. રહોને૦ ૨
પ્રિતમ તમને પૂજું પ્રિતે પાવલિયે લાગું,
અખંડ રહો મારા નાથ નેણુ એ વર માગું. રહોને૦ ૩
નાથ રહો મારા નેણુ આગળ આવાને આવા,
પ્રેમાનંદ જાયે વારણે તારા નામ ઉપર માવા. રહોને૦ ૪

પદ ૧૨૦૭ મું

નેણુ ભરીને નિરખો આલી નંદના કુંવરને,
નિરખીને અંતરમાં રાખો ગુણવંત ગિરિધરને; નેણુ૦ ટેક.
નેણુતણું ફળ એ છે એમ નિગમ પોકારે,
મોહનજીનું મુખડું જોવું વારે ને વારે. નેણુ૦ ૧
મોર મુગટ ને કાને કુંડળ પીતાંબર પે'રી,
આ ઉભા આંખડલી આગે લટકાલો લે'રી. નેણુ૦ ૨
વાંસલડી કામલડી કોટે ગુંજાના ઘરેણુ,
નટવર વેશે નાથ નિરખી ઠરે છે નેણુ. નેણુ૦ ૩
મોરલી અધર ધરીને કીધી ઘેલી વ્રજનારી,
રસિયા રૂપ રસાલપર જાયે પ્રેમાનંદ વારી. નેણુ૦ ૪

પદ ૧૨૦૮ મું—રાગ ગુજરી

છાંડ ગળે બૈયાંરે કનૈયા; કનૈયા૦ ટેક.
હાંરે ઘર જાનન દે મોહે, બોલન લગી ચિરૈયાં;
બિનતી કરું મેં પરુ તોરે પૈયાં, લરીહે આજ મોરી મૈયા. કનૈ૦ ૧
બોલત તમ રિપુ કાગ કપોત, સુનો મધુર બછહીત હુંકત ગૈયાં;
પ્રેમાનંદકે નાથ નિંદ નિવારો, જાગો શ્યામ સુખદૈયાં. કનૈ૦ ૨

પદ ૧૨૦૯ મું

ભઇરી ભોરવારે લંગરવા; લંગ૦ ટેક.
અરુન ઉદયો કરે સોર ચિરૈયાં, બોલત લોક ડગરવા;
લો અપની મોતીનકી માળા, લેન દો મોહે નવસરો હરવા. લંગ૦ ૧

## પદ ૧૬૪૭ મું

ધરે લાલ પાઘ ટેઢી સુંદર, બાંકે પેચ ઝુકે ભૌંહપર; ધરે૦ ટેક.
લટકત ચલત ચાલ, ઓઢત દુશાલો લાલ, હર લેત મન
મુરલી અધર ધરે. ધરે૦ ૧
નંદકે આનંદકંદ, બિહરત બ્રજચંદ, હરત મદનમાન નટવર સુંદર;
મુસકત ચાવત પાન, ગાવત ખમાચી તાન, પ્રેમાનંદઉંકે
પ્રાન મનોહર. ધરે૦ ૨

## પદ ૧૬૪૮ મું

બન ઠન ઠાડે લાલ સાંવરો, સરસ સુપેત ઓઢે શાલજોરી; બન૦ ટેક.
શ્વેત દસન દ્યુતિ પ્રકાશ, મંદ મંદ કરત હાસ, શ્રીનિવાસ
પર વારું કામ કરોરી. બન૦ ૧
શ્વેત કુસુમકો સિંગાર, શ્વેત કાનઉંકે મોતી, રવિ શશિ
લજ્યાયે આકાસ બસોરી;
દેખી છબી બ્રજચંદ, જન મન પરે ફંદ, પ્રેમાનંદ તહાં
રહો મતિ મોરી. બન૦ ૨

## પદ ૧૬૪૯ મું

બને લાલ લાલ આજ સુંદર, બસન ભૂખન પેરે લાલ ગોપાલ; બને૦ ટેક.
પાઘ લાલ વાઘો લાલ, પેરે લાલ સૂરવાલ, ઓઢત અનૂપ
લાલ લાલ શાલ. બને૦ ૧
હીરા રતન મણિ પ્રવાલ, ભુખન અંગ અંગ લાલ, હાથમેં
લીયે રુમાલ આવત ગત હંસચાલ;
સોહત ગોપાલ લાલ, માનુ રીતુ વસંત બન્યો રસાલ, દેખી
દેખી પ્રેમાનંદ ભયો નિહાલ. બને૦ ૨

## પદ ૧૬૫૦ મું–રાગ ખમાચ

મોહનાને લગાઈ મોહની સૈયો, મોહની મધુરે સ્વર ગાઇ
સોંહની સૈયો; મોહ૦ ટેક.
મોહની લગાયકે મન હર લીનો, ભૂલ ગઈ મેં તો દોહની સૈયો. મોહ૦ ૧

મોહનલાલ માધુરી મૂરત, જાદુગારી યાકી જોહની સૈયો. મોહ૦ ૨
મુસકની મંદ મધુરી મીઠી બોલની, સાંવરી સૂરત સલૉહની સૈયો. મોહ૦ ૩
પ્રેમાનંદ ધરી હરિ છબી અંતર, ભલી રે ભઈ અબ બોહની સૈયો. મોહ૦ ૪

## પદ ૧૬૫૧ મું

અવિલોકી થકીત ભઈ અંખિયાં મોરી, અંખીયાં સખીયાં
છબી સુંદર દેખોરી; અવિ૦ ટેક.
રૂપ છટા નિરખી નટવરકી, લાજ રહ્યો પતિ રતિકારી. અવિ૦ ૧
તરૂન કિશોર મનોહર મુખપર, ઉઠત રેખ માનું થોરી થોરી. અવિ૦ ૨
ભાલ વિશાળ કુટીલ ભ્રકુટી વર, ચપલ નેન ચીત લેત ચોરી. અવિ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ છબીપર, વારતહેં પ્રાન દોરી દોરી. અવિ૦ ૪

## પદ ૧૬૫૨ મું

મોરે બાંકે બિહારીપર જાઉં વારી, વારી અંખીયાં જાતી
અનિયારી; મોરે૦ ટેક.
બાંકે બેનાં બાંકે નેનાં, બાંકી રેખેં બિચરત ન્યારી. મોરે૦ ૧
બાંકી ચલની બાંકી ચિતવની, બાંકી અંગ અંગ છબી ભારી. મોરે૦ ૨
બાંકે અધર કર પેર અતિ સુંદર, બાજત બાંસુરી સુખકારી. મોરે૦ ૩
પ્રેમાનંદ હરિકૃષ્ન છબીપર, જાત બાર બાર બલિહારી. મોરે૦ ૪

## પદ ૧૬૫૩ મું

બંસીવારે બજાઓ નેક બાંસુરી ભલા, બાંસુરી બીચ લાગી
રહ્યો મન મેરા લલા. બંસી૦ ટેક.
સપ્ત સુર તીન ગ્રામ અલાપકે, સાંવરે સુનાઓ તેરી સઘરી કલા. બંસી૦ ૧
ત્રપત ન ભઈ મેં તો સુનત સાંવરે, બાવરે છાંડી અધબીચ ચલા. બંસી૦ ૨
કાલ મોહન મીઠી તાન બજાયકે, ચોરી લીયો મેરા ચીત છેલા. બંસી૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ તિહારે, ચરન શરન તેરા પકર્યા પલા. બંસી૦ ૪

## પદ ૧૬૫૪ મું–રાગ ખમાચ

મેરા મન હર લીનો, તેં તો નંદ જ્યુંકે લાલા;
નંદ જ્યુંકે લાલા રે પ્યારે, તેં મેરા ઘર ઘાલા. મેરા૦ ટેક.

સાંવરે શરીર ધીર ઓઢત દુશાલા;
ચટક ચટક ચલત ચાલ હાથમેં રુમાલા. મેરો૦ ૧
પંકજ વિલાસ નેન ચિતવની માનું ભાલા;
મારત ઉર તરછી બરછી હસી હસી મતવાલા. મેરો૦ ૨
હસની બોલની ચલની તેરી મોહનીકી જાલા;
મન મૃગ મેરો ઉરઝી રહ્યો નિરખત તતકાલા. મેરો૦ ૩
ચાવત મુખપાન કહાન ચલત ગતી મરાલા;
પ્રેમાનંદ નિરખી નિરખી હો ગયો નિહાલા. મેરો૦ ૪

## પદ ૧૬૫૫ મું

મેરો મન બસ કીનો શ્યામ બાંસુરી બજાઈ;
બાંસુરી બજાઇ રે તેને કેસી તાન ગાઈ. મેરો૦ ટેક.
શ્રવન સુનત બાંસુરી દ્રગ આંસું ભરી આઈ;
હો ગઈ દિવાની તનકી સુધ બુધ બિસરાઈ. મેરો૦ ૧
ખટકત તેરી બાંસુરી મેરી પાંસુરીકે માઈ;
ઘાયલસી ડોલું બોલું બાવરીકી નાઈ. મેરો૦ ૨
કેસી કરું કલ ન પરે કિતઉં ન સોહાઈ;
ભૂલી ધન ધામ શ્યામ શ્યામ રટન લાઈ. મેરો૦ ૩
પુછત મેરી સાસુ બહુતેં લીલાગર ખાઈ;
પ્રેમાનંદ કહે નાથ બંસી સુનીકે પછતાઈ. મેરો૦ ૪

## પદ ૧૬૫૬ મું

અબ ના સુનુંગી તેરી બાંસુરીકી તાન;
બાંસુરીકી તાંન રે મેરો બોત ભયો નુકસાન. અબ૦ ટેક.
સુનીકે તેરી બાંસુરી મેં બહોત ભઈ હેરાન;
લોક લાજ છૂટ ગઈ રટતી કહાન કહાન. અબ૦ ૧
બાંસુરીકી તાનમેં મેં તો ભૂલી ખાન પાન;
આઠ પહોર ઉંઘત નાહીં લગ રહ્યો તેરો ધ્યાન. અબ૦ ૨
ખટકત ઉર બાંસુરી મોહે સુજત નાહીં આન;
હોત દરદ મીલન કાજ નિકસત નહીં પ્રાન. અબ૦ ૩

બાંસુરી મેરી પાંસુરીમેં ખટકત માનું બાન;
પ્રેમાનંદકે નાથજી મોહે જાદુ કીનો જાન. અબ૦ ૪

### પદ ૧૬૫૭ મું

મોહની તેં ડારી મોપે નંદદે સલોના;
નંદદે સલોના રે તેરી ચીતવનીમેં ટોના; મોહ૦ ટેક.
અંબુજ અનુસાર નેન રસિક રાતે ખોંના;
ખંજન અલી નલિન મીન મોહ્યો મૃગછોના. મોહ૦ ૧
બાંસુરી બજાવે ગાવે નીકી તાન મોહના;
તન મન સુધ ભૂલી ગઈ દુહત મેં દોહના. મોહ૦ ૨
સાસુ મેરી બોત સંતાપે નનદી મારત ઠોના;
કલ ન પરે બીનું દેખે આવત હે રોનાં. મોહ૦ ૩
મેં અજાન કછુ ન જાનું આઈ પેલે ગોના;
પ્રેમાનંદ કહે પ્યારે જો હોઇહે સો હોના. મોહ૦ ૪

### પદ ૧૬૫૮ મું–રાગ ખમાચ ત્રિતાલ

પ્રીત પુરાની મત તોંડો ગિરિધારીજી વે, માને તો ભરોસો
થારો રાજ. પ્રીત૦ ટેક.
શાણુા થઇને સુંદર વર છેલા, પર ઘર નેહ ન જોડો ગિરિધારીજી વે. માને૦ ૧
બરદ થારો બહુનામી એસો, બાંહ ગ્રહી નહિ છોડો ગિરિધારીજી વે. માને૦ ૨
ગજતારણકારણ બહુનામી, પાઉં પિયાદા દોડો ગિરિધારીજી વે. માને૦ ૩
પ્રેમાનંદરા નાથ છો સુખસાગર, પ્રીતકી પાળ મત ફોડો
ગિરિધારીજી વે. માને૦ ૪

### પદ ૧૬૫૯ મું

પ્રિતકી રીત કાંઈ જાણો રંગ રસિયાજી, મનડો માન્યો છે
થાંસું રાજ. પ્રિત૦ ટેક.
નેહડો લગાયકે નટવર માંસું અબ અલગા કાંઈ માણો રંગરસિયાજી. મન૦ ૧
મેંતો દાસી થારીછાં અવિનાશી, માંસું ભાંત કાંઈ આણો
રંગરસિયાજી. મન૦ ૨

એક આસ વિશ્વાસ રાજરો, ઠરવારો રાજછે ઠીકાણો
રંગરસિયાજી. મન૦ ૩
પ્રેમાનંદરા નાથ નેહા નિભાવણુ, થાંસું રાજ નેહ બંધાણો
રંગરસિયાજી. મન૦ ૪

## પદ ૧૬૬૦ મું

મતકર માધોજીસું માન મૃગાનયની વે, સમજ સલોની માનની. મન૦ ટેક.
માન કિયેતેં પાવેગી મહાદુ:ખ, સબ સુખ હોઇ હે હાન. મૃગા૦ ૧
જબ જાનેગી તબ માનેગી પ્યારી, પીછે પછતૈહો સયાન. મૃગા૦ ૨
શ્રવન સુનેગી મધુરી બાંસુરી, મનમથ મારેગો બાન. મૃગા૦ ૩
પ્રેમાનંદકે નાથ બીના તેરો, નિકસેગો સજની પ્રાન. મૃગા૦ ૪

## પદ ૧૬૬૧ મું

પ્રાન પિયાસું કર્યોં રીસાયે રાધા લાડલી વે, જાત જોબન
તેરો બીત. પ્રાન૦ ટેક.
તજ દે ગુમાન રવ* જોબનકો, મનકું લે સમુઝાયે. રાધા૦ ૧
શ્રીઘનસ્યામ પિયાકો પ્યારી, લે રસ કંઠ લગાયે. રાધા૦ ૨
ના ના ના કર નવલ નાગરી, લાગરી પિયા જ્યુંકે પાયે. રાધા૦ ૩
પ્રેમાનંદ હરિકૃષ્ન લાલકો, બદન દેખેં દુ:ખ જાયે. રાધા૦ ૪

## પદ ૧૬૬૨ મું–રાગ ખમાચ તિલાનો ત્રિતાલ

મોહન મધુરીસી બેન બજાવે, સુરનરમુનિ સબકે મન ભાવે;
સપ્ત સુરનકી તાન ગાવે. મોહ૦ ટેક.
લેત તાન તોમ તનનનનનનન, તુમદરદાની તુમદરદાની;
તાન મીલાવે. મોહ૦ ૧
ખરજ રીખભ ગંધાર મધ્યમ પંચમ ધૈવત નિષાધ ધાવે;
સારી ગરી ગમ ગમ પમ પધની, દ્રિગડદા દ્રિગડદા કીડતા;
કીડકીડઝાંકીડતા કીડકીડઝાંકીડતા કીડકીડઝાં સરસ સુનાવે. મોહ૦ ૨

---

* "અબ" "સબ" એમ પણ મૂળમાં વાંચી શકાય છે.

## પદ ૧૬૬૩ મું

અતરંગ રસભર નચત બિહારી, કરત કલ્લોલ કલા સકલારી;
લેત સરસ રસ તાન પ્યારી. અત૦ ટેક.
કીંકરતાની તાલ ઝનનનનનનનન, નાદર તુમદર નાદર તુમદર
નત નત નારી. અત૦ ૧
લેત સકલ ગુની ભેદ સુરનકે, મપધાની મપધાની ધાની સારી ગારી;
સારી સારી ગારી મપધાની સારી.
ઝાંકુંઝાં કયાં કુંઝાં ગીડતા ગીડ ગીડધા ગીડતા ગીડ ગીડધા
ગીડતા ગીડ ગીડધા ધાધારી. અત૦ ૨

## પદ ૧૬૬૪ મું

થનગન થનગન નચત સયાની, જાની સરસ મુનિ જન મન માની;
કહા કહુ રસ રૂપ બાની. થન૦ ટેક.
ગીર ગીર તાની ગીર ગીર તાની, દીમ તનનનનન નાદર દર દર
દર દર, ઉદાની તદાની. થન૦ ૧
હાવ ભાવ ઉપજત રસ મંડન, સમે સુરનકી હોત બખાની;
ગમમમ ગાની મપધાની મપધાની ધિત્રોમ ધિત્રોમ ધિત્રોમ;
ધિતા ધરકટ ધાધિતા ધરકટ ધાધિતા ધરકટધા ધાધાની. થન૦ ૨

## પદ ૧૬૬૫ મું

નાદરદાના તુમદરદાના દીમ, તનનાનાદાનાનત નત નતત દિયાના;
મહા સરસ રસ હોત તિલાના. નાદ૦ ટેક.
કુંણીત કુંણીત કિંકણીણીણીણીણીણી, કીંકરતાની કીંકરતાની;
તદરત દાના. નાદ૦ ૧
કરત ઉલટ ગુની ભેદ સુરનકે, સારીગ સારીગ ગારી ગમ ગારી ગાના;
ડીડી સાની સાની ગમ સારી ગમ પધની, ગડગડદા ગડગડદા
ગડદા કટતક ધીલાં ધાકટ;
તકધીલાં ધાકટ તકી ધીલાં ધાધાધા. નાદ૦ ૨

## પદ ૧૬૬૬ મું—રાગ ખમાચ

મન વસિયોરે મારે મન વસિયો, વ્રજરાજ કુંવર મારે મન વસિયો; મન૦ ટેક.
છેલ છોગાલો વહાલો અતિ મરમાળો, રંગભીનો રસનો રસિયોરે. વ્રજ૦ ૧
હલવે શું વહાલો હેત કરીને, મુજ સામું જોઇને હસિયોરે. વ્રજ૦ ૨
કસુંબલ પાઘ કેશરનો ભીનો, પીતાંબર કમરે કસિયોરે. વ્રજ૦ ૩
પ્રેમાનંદનો નાથ છબીલો, સોળ કલા પૂરણ શશિયોરે. વ્રજ૦ ૪

## પદ ૧૬૬૭ મું

મન હરિયુંરે મારું મન હરિયું, બે'ની નંદને કુંવર મારું મન હરિયું; બેની૦ ટેક.
નેણાં ભરી નિરખ્યો નટનાગર, સાગર સુખને શું કરિયુંરે. બેની૦ ૧
સુંદર મુખ શ્રીનંદકુંવરનું, અતિ આનંદ સુખનું ભરિયુંરે. બેની૦ ૨
જરકસી પાઘ બાંધીને સુંદર, નૌતમ છોગલિયું ધરિયુંરે. બેની૦ ૩
પ્રેમાનંદના નાથનું મુખડું, નિરખીને અંતરમાં ઠરિયુંરે. બેની૦ ૪

## પદ ૧૬૬૮ મું

ગિરિધરજીરે માનો ગિરિધરજી, મારો પાલવ મેલોને ગિરિધરજી; મારો૦ ટેક.
પાલવ મેલોને વહાલા છેલ છબીલા, માનોજી મોહન મારી
એ અરજીરે. મારો૦ ૧
શા કારણ શામળિયા વહાલા, શિદને થયા છો આવડા ગરજીરે. મારો૦ ૨
ગિરિધરિયા ઘેલું મા બોલો, રસિયા જાણી મેં રાજની મરજીરે. મારો૦ ૩
પ્રેમાનંદનારે નાથ ઠગારા, શામળિયા સુંદર વરજીરે. મારો૦ ૪

## પદ ૧૬૬૯ મું

મહી ઢળશેરે મારું મહી ઢળશે, મેલોને શ્યામ સુંદર મારું મહી ઢળશે; મેલો૦ ટેક.
મહી ઢળશેને ગોળી મહીનીરે ફુટશે, એમાંથી વહાલા તમને
શું મળશેરે. મેલો૦ ૧
સાંભળશેરે મારી સાસુ ઠગારી, મુજપર બહુ રીશે બળશેરે. મેલો૦ ૨
વળગોમાંરે વિઠ્ઠલવર મુજને, દુરિજનિયાંરે દેખીને કળશેરે. મેલો૦ ૩
પ્રેમાનંદના નાથજી તમને, જોઈ જોઇને દુઃખડાં ટળશેરે. મેલો૦ ૪

## પદ ૧૬૭૦ મું–રાગ ખમાચ

રુડા લાગો છો રાજેંદ્ર મંદિર આવતાંરે; રુડા૦ ટેક.
જરકસિયો જામો હરિ પે'રી, માથે બાંધી પાઘ સોનેરી;
ગુઢો રેંટો ઓઢી મન લલચાવતાંરે. રુડા૦ ૧
હૈડે હાર ગુલાબી ફેરે, ચીત મારું રોકી રાખ્યું તેરે;
ગજરા કાજુ બાજુ મન મા'રે ભાવતાંરે. રુડા૦ ૨
કનક છડી સુંદર કર લઇને, ગજગતિ ચાલો હળવા રહીને;
ચીતડું ચોરો મીઠું મીઠું ગાવતાંરે. રુડા૦ ૩
પ્રેમાનંદના નાથ વિહારી, જાઉં તારા વદનકમલપર વારી;
હેતેસું બોલાવી તાપ સમાવતાંરે. રુડા૦ ૪

## પદ ૧૬૭૧ મું

વહાલી લાગે છે વરણાગી તારી વાંકડીરે; વહાલી૦ ટેક.
લલિત ત્રિભંગી સુંદર શોભે, સુરનરમુનિના મનને લોભે;
ચાલો ચાલ ચટકતી પે'રી ચાંખડીરે. વહાલી૦ ૧
સુંદર હસીત વદનની વાણી, સુણતાં વ્રજવિનતા લલચાણી;
જોઇને મોહી અણિયાળી ચંચલ આંખડીરે. વહાલી૦ ૨
નવલ મનોહર સુંદર છેલા, ઓરા આવોને અલબેલા;
મળિયે મોહન બાંધી બાંયે રાંખડીરે. વહાલી૦ ૩
શ્રીઘનશ્યામ છબીના ધામ, પ્રેમાનંદ ભજે આઠો જામ;
જોયાની લાગી છે નિશદિન ધાંકડીરે. વહાલી૦ ૪

## પદ ૧૬૭૨ મું

તારી બાંનકની બલિહારી મારા નાથજીરે; તારી૦ ટેક.
સુંદર રૂપ કળામાં નાવે, શેષ સહસ્ર મુખ પાર ન પાવે;
કોટિક કામ લજાઈ જોડે હાથજીરે. તારી૦ ૧
મોહ્યું મન મુખને મરકલડે, ગિરિધરજી ગમિયા છો દલડે;
ક્ષણું ન મેલે સાગરતનયા સાથજીરે. તારી૦ ૨
રૂપ શીલ ગુણ રસના સાગર, તરુણ કિશોર સદા નટનાગર;
વ્રજવિનતાના પ્રાણજીવન સુખપાથજીરે. તારી૦ ૩

કરુણારસમય જોવું હસતું, કરુણા કરી જન ઉરમાં વસવું;
પ્રેમાનંદ નિત્ય ગાવે એ ગુણ ગાથજીરે. તારી૦ ૪

## પદ ૧૬૭૩ મું

વારે વારે જાઉં વહાલાજી તારે વારણેરે; વારે૦ ટેક.
આદિ પુરુષ ઈશ્વર અવતારી, કરુણારસમય મૂર્તિ ધારી;
પતિતપાવન પ્રગટ્યા આજ અમકારણેરે. વારે૦ ૧
નરનારી અગણિત અથડાતાં, ભવસાગરમાં ડબકાં ખાતાં;
બળવંત બાંહ ગ્રહીને કાઢતાં બારણેરે. વારે૦ ૨
અધમઓધારણ નામના નામી, બીરદ તમારું સદાયે સ્વામી;
કીધું સત્ય કળીમાં બહુ જન તારણેરે. વારે૦ ૩
મળિયા પુરુષોત્તમ એમ જાણી, અચલ આશરો ઉરમાં આણી;
પ્રેમાનંદ ઠરીને બેઠો ઠારણેરે. વારે૦ ૪

## પદ ૧૬૭૪ મું અથ રાસનું પદ રાગ ખમાચ ગરબી

ગિરિધર ગોકુલચંદ વહાલા, સુંદરવર સુખકંદ વહાલા; ગિરિ૦ ટેક.
અમને તમારી આશ ઘણી છે, શામળિયા સુખપૂર વહાલા;
દામ વિનાની દાસી તમારી, રાખો ચરણ હજૂર વહાલા. ગિરિ૦ ૧
પ્રિતમ પાવો અધર સુધારસ અમને, કેશવ પૂરો કોડ વહાલા;
નવલા નેહ વધારો નટવર, રસિયા શ્રીરણછોડ વહાલા. ગિરિ૦ ૨

### સાખી

એ બંકવિલોકની રસભરીરે, વદનચંદ્ર છબી ચારુ;
અમૃત દૃષ્ટે કુમોદિની, સિંચો અબલા અભય ઉદારુ વહાલા. ગિરિ૦ ૧
એ વિષદ હાસ્ય અવિલોકતાંરે, વાધે પૂરણ પ્રીત;
કમળ કળી રવિ નિરખી, જેમ થાયે અતિ પ્રફુલ્લિત વહાલા. ગિરિ૦ ૨
એ રવિજાતટ રલિયામણુંરે, રમવા મન અભિલાખ;
તમ સંગ રમવા કારણે, આવ્યાં સુરનારી તજી નાક વહાલા. ગિરિ૦ ૩
એ શરદ સુધાકર ચાંદણીરે, પ્રફુલ્લિત કુમુદ કલ્હાર;
પારિજાત પરિમલ લઈ, કરે મધુકર મત્ત ગુંજાર વહાલા. ગિરિ૦ ૪

એ બરહી બોલે મદ ભર્યારે, કલરવ કોકિલા કીર;
હંસ સારસ સ્વર સુણતાં, કરે માનની મદન તન પીર વહાલા. ગિરિ૦ ૫
એ પ્રફુલ્લિત સુર તરુ શ્રીહરિરે, ચંપા બકુલ બહાર;
માધવી માલતિ મલ્લિકા, વન તરુણી મારણહાર વહાલા. ગિરિ૦ ૬
એ કેશર કનક ડંડ કર ગ્રહીરે, કેતકી કુંત લઈ હાથ;
વૃંદાવન નિર્ભય ફરે, કર કુસુમાયુધ રતિનાથ વહાલા. ગિરિ૦ ૭
એ પરમ પાવન રવિજા જલરે, ત્રિવિધી વહે સમીર;
વૃંદાવન છબી વર્ણવી, થાકયા શેષ શારદ મુનિ કીર વહાલા. ગિરિ૦ ૮
એ ઉદયો સુધાધર શરદનોરે, રજની થઈ પ્રફુલ્લિત;
રંગભર રમવા કારણે, થયાં વ્રજ અબળા પુલકીત વહાલા. ગિરિ૦ ૯
એ કરુણા વાણી કહાનજીરે, અબળા તણી ધરો ઉર;
અધર સુધારસ પાઇયે, કરી પ્રીત શ્યામ સુખપૂર વહાલા. ગિરિ૦ ૧૦
એ ચાતક તરસ ટળે નહિંરે, સ્વાંત વિના ઘનશ્યામ;
તાપ નિવારો તનના, કરો અબળા પૂરણકામ વહાલા. ગિરિ૦ ૧૧
એ લગની લાગી લાલજીરે, જેમ ગતિ ચંદ્ર ચકોર;
અધર સુધારસ પાઇને, કરો અબળા ત્રપત ચીતચોર વહાલા. ગિરિ૦ ૧૨
એ મોર મગન જોઈ મેઘનેરે, મીન મગન જળમાંથ;
પરસી શ્યામ શરીરને, અબળા અતિ આનંદી થાયે વહાલા. ગિરિ૦ ૧૩
એ રવિ વિના દિવસ દીપે નહીંરે, જેમ ચાંદની વીના ચંદ;
રતિ વીના મોતી ફીકું થયું, તેમ તમ વિના અબળા વંદ વહાલા. ગિરિ૦ ૧૪
એ જળ વિના કમળ શોભે નહિંરે, સુમન વિના મકરંદ;
તમ વિના તેમ વ્રજવિનતા, જેમ અર્થ વિના શ્રુતિ છંદ વહાલા. ગિરિ૦ ૧૫
એ રાસરમણ રસ પાઇયેરે, નટવર નંદકિશોર;
અમે વૃંદાવન માલતિ, તમે ભોગી ભ્રમર રસચોર વહાલા. ગિરિ૦ ૧૬
એ વિનતી સુણી વલ્લભા તણીરે, રાજી થયા રણછોડ;
વૃંદાવનના ચોકમાં, આવ્યા રમવા વહાલમ કરી કોડ વહાલા. ગિરિ૦ ૧૭
એ રસિક રમાપતિ રસ ભર્યારે, રંગભીની વ્રજનાર;
ભુજ ગ્રહી ધરે નિજ ઊર ઉપર, કરે ચુંબન વારમવાર વહાલા. ગિરિ૦ ૧૮

એ હાવ ભાવ ક્રીડા રસરે, હાંસી વચન વિવેક;
ગ્રહી પાણી ભ્રમણ કરે, ત્રિયા સુખ જુગલ એક એક વહાલા. ગિરિ૦ ૧૯
એ શરદનિશિ મધ્ય રહસિ વનરે, નારી નીકરમહિં શ્યામ;*
રાખ્યો દઢ બ્રહ્મચર્યવ્રત, જીત્યા શ્રીહરિકૃષ્ણ કામ વહાલા. ગિરિ૦ ૨૦
એ સુમન વૃષ્ટિ સુરપતિ કરેરે, નિરખી નેણાં ભરી નાથ;
કૃતાંજલિ નમ્રાનન, ધરી મનસા ચરણનીજ માથ વહાલા. ગિરિ૦ ૨૧
એ લીલા રસ જે સુણેરે, ગાયે આણી આનંદ;
પ્રેમાનંદ કહે તેમના, પૂરે કોડ વૃંદાવનચંદ વહાલા. ગિરિ૦ ૨૨

## પદ ૧૬૭૫ મું-રાગ ખમાચની ગરબી

વૃષકુલનલિન દિનેશ વહાલા, અખિલ ભુવન અમરેશ વહાલા; વૃષ૦ ટેક.
વદનકમલ જોયા વિના વ્યાકુલ, નીજ જન નેણ ચકોર વહાલા;
રૂપ સુધારસ પાન કરાવો, નટવર ધર્મકિશોર વહાલા. વૃષ૦ ૧
ઘણારે દિવસનાં તરસ્યાં લોચન, ત્રપત કરો ઘનસ્યામ વહાલા;
નખશિખ રૂપ વિલોકી વારુ, તન મન ધન સુખ ધામ વહાલા. વૃષ૦ ૨

### દોહા

રૂપ સરસ સાગર થકીરે, નિકલી રૂપ મણિય;
બોલત ડોલત દિવ્ય તનુ, એ મૂરતિ અતિ રમણિય વહાલા. વૃષ૦ ૧
એ અક્ષર ઉદધી થકીરે, પ્રગટ થયા ઘનસ્યામ;
રૂપ છટા લખી વિસ્મિત થયો, અતિ રતિપતિ કામ વહાલા. વૃષ૦ ૨
એ રૂપ શીલ કરુણાપણુંરે, શું લખું બુદ્ધિ મંદ;
શારદ નારદ શેષજી, ગાઈ પાર ન પામે છંદ વહાલા. વૃષ૦ ૩
એ શ્વેત વસન તન શોભતાંરે, શ્વેત બાંધી શિર પાઘ;
માલતિ તોરા મન હરે, છબી સુંદર જોવા લાગ વહાલા. વૃષ૦ ૪
એ મૃગમદરેખા ભાલમાંરે, ઉપમા કહી નવ જાય;
શરદ સુધાકરમાં જેમ, રહી કલંક રેખ છબી છાય વહાલા. વૃષ૦ ૫
એ સુંદર ભ્રકુટી વાંકડીરે, જાણિયે કામ કબાણ;

---

* શરદની રાત્રમાં એકાંત વનમાં નારીના કરમાંહિ રમી રહેલા શ્યામે કઠણ નૈષ્ઠિક-વ્રત રાખીને શ્રીહરિકૃષ્ણ ભગવાને કામને જીત્યો. અથવા “નીકરમહિં” એટલે ટોળામાં.

ચંચલ દ્રગ શર સાંધિયા, લેવા વિરહી જનના પ્રાણ વહાલા. વૃ૫૦ ૬
એ નાથ તમારા નેણુનીરે, દેખી અવળી રીત;
દુરિજનને અડતાં નથી, જાઈ મારે પોતાનાં મીત વહાલા. વૃ૫૦ ૭
એ અધરબિંબ તાકી આવિયોરે, નાસાવર ખગ કીર;
ચંચું ચલાવી ના શકયો, જોઈ ભ્રુહ કામ ધનુ તીર વહાલા. વૃ૫૦ ૮
એ કરણ ભૂષણ મકરાકૃતિરે, ઝલકે કપોલે ઝાંઈ;
તજી સરવર જાણે આવિયા, મળવા મીન જુગલ હરખાઈ વહાલા. વૃ૫૦ ૯
એ દશનાવલી દમકી રહીરે, જાણિયે દામની બીજ;
વચન મોતી શશી મુખથી, જાણે વરસે સુધારસ ભીજ વહાલા. વૃ૫૦ ૧૦
એ ચીબુક ઉપમા અંબ બીજનીરે, સુંદરવર કંઠ અનૂપ;
ઇંદ્ર ચાપ નવઘનમાં, ઉર સુમન માળ સુખરૂપ વહાલા. વૃ૫૦ ૧૧
એ સ્વચ્છ ઉર સુખ ભોગવેરે, રમા રસિકાણી એક;
સંતહંસ તજી માન સર, કીધો ઉરમાં આવી નિકેત વહાલા. વૃ૫૦ ૧૨
એ ભુજા પ્રબળ દળભંજણિરે, ગજકર સમ છબી ધામ;
હરખ ભર્યા શિરપર ધરી, થાય નીજજન પૂરણકામ વહાલા. વૃ૫૦ ૧૩
એ ઉદરે અનોપમ ત્રિવળીરે, નલિન નાભી ગંભીર;
કટિ કેસરી સમ જોઇને, થયો મનમથ અતિ હતધીર વહાલા. વૃ૫૦ ૧૪
એ રંભા થંભ સમ શોભતારે, પીન ઉરુ અભિરામ;
ખગપતિપીઠ પાવનકર, ઉર ધારે મુનિ અષ્ટજામ વહાલા. વૃ૫૦ ૧૫
એ જાનું જુગલ પિંડી પેખતાંરે, મકરધ્વજ મુરછાયે;
શિથિલ ચાંપ કર શર તજી, ગયો તપ કરવા વનમાંહ્ય વહાલા. વૃ૫૦ ૧૬
એ અરુણ કમલ કોમલ સમરે, ચરણ પ્રગટપાવન;
સોલ ચિહ્ન રૂપ પાંજરે, રહ્યાં ઉલઝી મુનિવર મન વહાલા. વૃ૫૦ ૧૭
એ ઉર્ધ્વરેખાની ઉપમારે, દેતાં થયું મન ભંગ;
અરુણ ગિરિવર ફાડીને, જાણે નિકળી સુરસરી ગંગ વહાલા. વૃ૫૦ ૧૮
એ રસિક ચુડામણી રૂપમાંરે, ઉપમા રહી સમાયે;
અજ ભવ શેષને શારદા, દેતાં ઉપમા મન મેલ જાયે વહાલા. વૃ૫૦ ૧૯
સુખનિધિ સીમા શોભાતણીરે, જુગલ ચરણની જોડ;
કોડ તે પ્રેમાનંદતણા, પૂરો રમાપતિ રણછોડ વહાલા. વૃ૫૦ ૨૦

## પદ ૧૬૭૬ મું–રાગ કેદારો

મેરો મન હર લીનો, કૈસી કરું અબ ધન જસોદાકે કનૈયા; મેરો० ૧
ચિતવતી રહી શ્યામ દ્રગ સનમુખ, પલક પરસપર અતસૈયા. મેરો० ૨
કર કર નેન પલ્લવી મોહન, સુંદર સૈનનમેં સમઝૈયા. મેરો० ૩
પ્રેમાનંદ ઘનશ્યામ બદનપર, મદન કોટિ બલજૈયા. મેરો० ૪

## પદ ૧૬૭૭ મું

લટક લટકીલી આય બસી ઉર, સુંદરવર ગિરિધરકી; લટ० ૧
લટકતી ચાલ ચલત લટકીલો, લલિત લટક દોઉ કરકી. લટ० ૨
વિષદ હાસ દ્રગ ચિતવની ચારુ, મુસકનીમેં મોહી ત્રિયા ઘર ઘરકી. લટ० ૩
પ્રેમાનંદ કહે પિયા મીલવેકું, ઉઠત કસન બંધ તરકી. લટ० ૪

## પદ ૧૬૭૮ મું

આજ છબ દેખી અતહી મનોહર, ચાર ચંદ એક ઠાઈ. આજ० ૧
અવિલોકતહેં દંપતિ દોઉ, યમ અનુજાકેમાંહી. આજ० ૨
દ્વે વિધુ નીલ દ્વે ગૌરકી જોરી, અષ્ટ ચકોર ચહુ કીર સોહાઇ. આજ० ૩
ચંદ્રકે સંગ પ્રવાલ કુંદ અલિ, પ્રેમાનંદ રહ્યો તહાં લોભાઈ. આજ० ૪

## પદ ૧૬૭૯ મું

કદમતર* ઠાડે રૂપ મનોહર, પિયા પ્યારીકી જોરી. કદ० ૧
શ્યામ જલદ બીચ સોહત માનું, દામિની રાધા ગોરી. કદ० ૨
વામ પાની પ્યારી ગલે ડારી, દક્ષન કરસું લેત ચીત ચોરી. કદ० ૩
પ્રેમાનંદ એ જુગલ છબીપર, વારત કામ કરોરી. કદ० ૪

## પદ ૧૬૮૦ મું–રાગ કેદારો ધ્રુપદ ચૌતાલ

મધુરી બાજત એરી બાજત બાંસુરી, રસભરી તનમનમાંઈ
પરી કામરોરી; મધુ० ટેક.
ચંચલ ભયે નેન પરત નાહીં પલ ચેન, હર લીની વ્રજચંદ
સુધ મોરી. મધુ० ૧

---

* કદમની તળે એ અર્થમાં છે.

લોક લાજ કુલ કામ ભુલ ગઈ તન ભાન, લાગી રહ્યો એક
ધ્યાન ચંદ જ્યું ચકોરી;
પ્રેમાનંદ જીવનપ્રાન નંદકે આનંદ કહાન, સાંવરે સુજાન
લીનો ચીત ચોરી. મધુ૦ ૨

પદ ૧૬૮૧ મું

કસકત બાંસુરી બેરન પાંસુરીમેં ફાંસુરીસી, આવત ભરી
નેનાં આંસુરી; કસ૦ ટેક.
હોત પીર બહત નીર ધરી નાહીં જાત ધીર, નિકસ ન જાત
પાપી સાંસુરી. કસ૦ ૧
રોમ રોમ રમ રહી બિરહ પીર બહુત ભઈ, બીકલ હોત
મન પ્રાન લેત જીય નીકાંસુરી;
પ્રેમાનંદ બ્રજબિહારી નિરદેઈ ગીરધારી, મારી ઉર
પ્રેમઉંકી ધાંસુરી. કસ૦ ૨

પદ ૧૬૮૨ મું

મોહન પ્યારેસું લોચન લાગી રહે દેખબેકું, પરત ન ચેન
રેન મેન સતાવે; મોહ૦ ટેક.
માધુરી લતાન તરે લલિત લાલ સુંદર, બાંસુરી બજાવે
મોયે નીંદ ન આવે. મોહ૦ ૧
બિકટ ભઈ બેરન રાત બિરહા કરન લાગો ધાત, હોત નાહીં
પ્રાત તલપી તલપી જીયા જાવે;
પ્રેમાનંદઉંકે પ્રાન બાંસુરીમેં લેત તાન, ગાવત કેદારો કહાન
મોઈ સુનાવે. મોહ૦ ૨

પદ ૧૬૮૩ મું

કેદારા સંગ લીની મોહન સઘન કુંજ તમ પુંજ,* ચલત ચરન
ઉઠ જુગલ જોરી; કેદા૦ ટેક.

---

* આ લીટીનો અર્થ સમજી શકાતો નથી પરંતુ ત્રણે પ્રતમાં આ મુજબજ હોવાથી તેમ જ રહેવા દીધી છે. "કેદારા સંગ લીન મોહન" (કેદારા સાથે મોહને સઘનકુંજને તમપુંજમાં લીન કીધો) અથવા "કેદારા સંગ લીની મોહી" (કેદારા સાથે મોહ નાખીને વગેરે) અથવા "કેદારા સંગ લીની મોયે" (કેદારા સાથે મને લીધી વગેરે)

ત્યાં ચુંને સરસ ફુલ પ્યારી કાજ અતિ અમુલ, અંગ ભૂખન
સજે યેહી ઠોરી. કેદા૦ ૧
ગજરા અંગદ હાર કંચુકી સરસ સાર, માલતીસું માંગ ભરી
કીન ચંદન ખોરી;
પ્રેમાનંદ ગીરધારી ત્યાં ઉઠાય લીની પ્યારી, કરત બિહાર
જગત જીવનદોરી. કેદા૦ ૨

## પદ ૧૬૮૪ મું–રાગ બીહાગ

વદન વિલોકતી એક ટક ઠાડી; વદ૦ ટેક.
સુંદર છબી ગિરિધરન લાલકી, ચિતવતી પટ ઘુંઘટ દે આડી. વદ૦ ૧
પહેલી પ્રીત સકુચ સંપુરણ, છીન છીન પ્રીત અધિક અતિ બાડી;*
પેહેલેહિં પેહેલ આઈ હું ગૌને,† ગિરધરલાલ પિયા જ્યુંકી લાડી. વદ૦ ૨
દૃષ્ટ ચોરાય પિયા જ્યુંકી પ્યારી, દેખતી પળ પળ ઘુંઘટ ઉઘાડી;
પ્રેમાનંદ કહે પ્રેમકી અવધી, કહા બરનું મતિ હે અતિ જાડી. વદ૦ ૩

## પદ ૧૬૮૫ મું–રાગ બીહાગ

આજ વૃંદાવન રાસ રાધે દેખન જૈયે; આજ૦ ટેક.
વિકસ્યો શરદ સુધાકર સુંદર, શોભીત સરસ આકાશ. રાધે૦ ૧
પ્રફુલ્લિત કુંજ લતા દ્રુમ બેલી, આવત કુસુમ સુવાસ;
બોલત મોર કોકિલા કુહુકત, ઝીંગરો હોત ઉદાસ. રાધે૦ ૨
શ્યામ બજાવત મધુરી બાંસુરી, સુની હિય હોત ઉલ્લાસ;
ગાવત પરજ બિહાગ સોહની, અબ આલાપ્યો વિભાસ. રાધે૦ ૩
ઉઠ સખી સજ સિંગાર સલોની, ચલીયે શ્યામકે પાસ;
પ્રેમાનંદ કહે લેહુ લાલસું, અધર સુધારસ હાસ. રાધે૦ ૪

## પદ ૧૬૮૬ મું

નિકસી શ્યામા પ્યારી, રાધા રૂપ રસીલી; નિક૦ ટેક.
કર સિંગાર ભેટવે,‡ નિકસી શ્રીબ્રખુભાનદુલારી. રાધા૦ ૧
ચાર વિહગમ ચાર ચતુરપદ, પુણ્ય ચાર ફલ ચારી;
મોહનકું મિલબે જો ચલી, પ્યારી રાધા અત સકુમારી. રાધા૦ ૨

---

* "બાઢી" † "આઇ હું ગોને" અથવા "આઇ હે ગોને" બેય રીતે પાઠો છે.
‡ "ભેટલે" "ભેટવે" "ભેટબે" પણ મૂળ પ્રતોમાં વાંચી શકાય છે.

ભ્રકુટી ભ્રમર સ્વર કોકિલકેસો, કંઠ કપોતિની હારી;
ખંજનકેસી ચપલ નેનમેં, યે છબીલે તનુ ધારી.* રાધા૦ ૩
ગજ ગવની કટિ કેસરીકેસી, મૃગનયની છબી ભારી;
શશાસી કોમલ અંગ સલોની, એ છબી સરસ સંવારી. રાધા૦ ૪
ચંપક બરની પેટ પોયની, મુખપંકજ સુખકારી;
તિલ ફુલ સમ નાસા સોહત, એ છબી મોહે મોરારી. રાધા૦ ૫
દાડીમ બીજ દશનકી શોભા, અધરબિંબ છબી ન્યારી;
કુચ નારંગી તાપર સોહત, જાંબુલ ફલ હદ ટારી. રાધા૦ ૬
એ છબી વારી શ્યામપર પ્યારી, મીલી બાંહ ગલે ડારી;
પ્રેમાનંદ પિયા મુખ ચિતવતી, પટ ઘુંઘટકો ઉતારી. રાધા૦ ૭

### પદ ૧૬૮૭ મું

ડારી શ્યામ ગલે બાંહ, પ્યારી રૂપ નિહારે; આજ૦ ટેક.
તરણિતનયાતટપર દોઉ, ઠાડે કદમકી છાંહ. પ્યારી૦ ૧
ઇંદ્રનીલમની શ્યામ મનોહર, કનક દ્યુતિ રાધાહ;
વિહસત કરત વિનોદ વિલોકતી, પલક પરત દ્રગ નાંહ. પ્યારી૦ ૨
અંગ અંગ છબી શ્યામસુંદરકી, ચિતવતી નજરકે રાંહ;
પરમ પ્રીતસું કર કર બીરી, દેતી શ્યામ મુખમાંહ. પ્યારી૦ ૩
છાયે વિબુધ વિમાન વિલોકત, કરત કુસુમ બરખાંહ;
પ્રેમાનંદ ઘનસ્યામ છબીપર, તન મન ધન બલજાંહ. પ્યારી૦ ૪

### પદ ૧૬૮૮ મું

દેખી છબી ઘનસ્યામ, પ્યારી રૂપ લોભાની; દેખી૦ ટેક.
અંગ અંગ પ્રતિ અમિત માધુરી, દેખી દુરાયો કામ. પ્યારી૦ ૧
ખંજન મીનકો રંગ સરાહત, નેન અધિક ગુણ ધામ;
વદન વિલોકી લજ્યો શશિપૂરન, ભ્રમત ગગન આઠો જામ. પ્યારી૦ ૨
ભ્રકુટી ધનુ ગહી કીન રતિપતિ, નાસાકીરપર હામ;
ઉડી ન સકત ખગેંદ્ર લોભ બસ, અધરબિંબ તજી ઠામ. પ્યારી૦ ૩

* "યે છબીલે તનુધારી" અથવા "યે છબી લે તનુ ધારી" અથવા "યે છબી લેતઉં ધારી" અથવા "યે છબી લેત સુધારી" ચારે રીતે વાંચી શકાય છે.

ચંદન રાગ તડિતપટ કટિતટ, ઉર ગજમુક્તા દામ;
પ્રેમાનંદ નિહારી થકિત ભઈ, વારત તન વ્રજભામ. પ્યારી૦ ૪

### પદ ૧૬૮૯ મું–રાગ બીહાગ

કહો જ્યું પ્રીતમ સાચી બાત હો, મોહન કોન સંગ જાગે રેનમેં; કહો૦ ટેક.
રંગભર જાગે અતિ રસ લાગે, ભલે જ્યું આયે મેરે પ્રાત હો. મોહ૦ ૧
અધરન લાલે પીકલીક ગાલે, શોભીત દ્રગ કજરાત હો. મોહ૦ ૨
પ્રેમકી બાત કાહેકું ઉગ્રત, કહત કાહેકું સકુચાત હો. મોહ૦ ૩
ગિરિધર યહ છબી નિરખી તિહારી, પ્રેમસખી મુસકાત હો. મોહ૦ ૪

### પદ ૧૬૯૦ મું

કહોરી કીતવ નંદલાલસેં હો, જાઓ તુમ જહાં રત
માની* મોહન; જાઓ૦ ટેક.
પીતાંબર કહાં બીસરી આયે ગિરિધર, સાળુ ઓઢી આયે
લગો સાલસેં હો. જાઓ૦ ૧
બનમાલા પ્રિયા ગલે પે'રાયકે, હાર ધાર આયે માનું
જાલસેં હો. જાઓ૦ ૨
તુમકું દોષ નહીં ગિરિધરજું, બીધી લખ દીનો મેરે
ભાલસેં હો. જાઓ૦ ૩
પ્રેમસખી પિયા પ્રેમસું પધારો, હમારે ભુવન આવો
કાલસેં હો. જાઓ૦ ૪

### પદ ૧૬૯૧ મું–રાગ બીહાગ

શ્યામ બદનપર સરવસ વારું; શ્યામ૦ ટેક.
આવત સુંદર શ્યામ ભુવન મોરે, નેન પલકસું ડગર બુહારું. શ્યામ૦ ૧
પરમ ચતુર પધરાવું પલંગપર, પંચામૃત કર ચરન પખારું;
ભેટ સમર્પન કરું સકલ અંગ, ભેટું ભુજ ભરી અભય ઉદારું. શ્યામ૦ ૨
અંગ અંગ નિરખું શોભાનિધિ, સુંદર બદનકમલ દ્રગ ચારું;
પ્રેમાનંદ ઘનશ્યામ લાડીલો, રાખું જતન કરી પલ ન વિસારું. શ્યામ૦ ૩

---

* "માણી" પાઠાન્તર છે.

## પદ ૧૬૯૨ મું

નિરખી થકીત ભઈ અંખિયાં મોરી; નિર૦ ટેક.
સુંદર બદન શ્યામસુંદરકો, ચિતવતીહું માનુ ચંદજ્યું ચકોરી. નિર૦ ૧
ભાલ વિશાલ કુટિલ ભ્રકુટી ધનુ, મદન નેન શર સાંધી રહ્યોરી;
નાસાશુક અવિલોકી બીંબાધર, કરત મનોરથ પરસત દોરી. નિર૦ ૨
બદન કમલ તટ છાયે અલક આલી, કરત વિવાદ લેત રસ ચોરી;
પ્રેમાનંદ અમીત છબી અંગ અંગ, કહા બરનું મતિ હે અતિ થોરી. નિર૦ ૩

## પદ ૧૬૯૩ મું

નિરખી નેન ત્રપતી નહીં પાવે; નિર૦ ટેક.
કહારી કહું સખી અમીત સુભગતા, દેખી વદન કોટી મદન લજાવે. નિર૦ ૧
મુસકની મંદ રુ બંક બિલોકની, ચલની સબ સંતાપ નસાવે;
બિરહાતુર બ્રજનાર બદન છબી, નિરખી તન મન તાપ સમાવે. નિર૦ ૨
નીલબરન તન ચરચીત ચંદન, બેનું અધર ધરી સુંદર ગાવે;
ઊર બનમાલ પીતપટ કટિતટ, પ્રેમાનંદ નિરખી હુલસાવે. નિર૦ ૩

## પદ ૧૬૯૪ મું

નંદકુંવર મોરે નેનકે તારે; નંદ૦ ટેક
કરી રાખું મોરે ઉર આભૂખન, પલક ન કરીહું પલકસું ન્યારે. નંદ૦ ૧
કરી કરી નેહ નિરખું નટનાગર, સુખસાગર મોયે પ્રાનસોં પ્યારે;
ગોપીનાથ ગોકુલકે જીવન, ગોકુલહિત ગોવરધન ધારે. નંદ૦ ૨
બંસી અધર ધરી ગાવત ગિરિધર, હરતહે તન મન તાપ હમારે;
પ્રેમાનંદ ધનસ્યામ છબીપર, નોછાવરી તન મન ધન વારે. નંદ૦ ૩

## પદ ૧૬૯૫ મું–રાગ બીહાગ

મેરે મન માને માઈ મોહનલાલ; મેરે૦ ટેક.
વારું કોટી મદન છબી ઉપર, પ્રિતમ રૂપ રસાલ. મેરે૦ ૧
સ્યામ બસન કટિ કસે મનોહર, ચાલત લટકતી ચાલ. મેરે૦ ૨
ચંદનખોર શ્યામ તન ઉપર, લલિત બિંદુકા ભાલ. મેરે૦ ૩
કર કંકન બાજુબંધ સોહે, ઉર મોતિયનકી માલ. મેરે૦ ૪
લાલ ફેંટાપર વારી પ્રેમસખી, નિરખી ભઈ હે નિહાલ. મેરે૦ ૫

### પદ ૧૬૯૬ મું

આજ મોકું મીલે માઈ શ્રીમહારાજ; આજ૦ ટેક.
અક્ષર આદી* રાધીકા સ્વામી, સુરીનરમુનિ શિરતાજ. આજ૦ ૧
દૃષ્ટિ કટાક્ષ માયાદિક નાટક, નાચત સકલ સમાજ. આજ૦ ૨
નટવર રૂપ ભુપદર્પગંજન, પ્રગટે ભક્તન કાજ. આજ૦ ૩
લટકતી ચાલ લાલ પાઘ લટપટી, ભુવન આયે વૃજરાજ. આજ૦ ૪
પ્રેમસખી હસી મીલી અંકભરી, છોડી લોક કુલ લાજ. આજ૦ ૫

### પદ ૧૬૯૭ મું–રાગ બીહાગ

જાઓજી જાઓજી જુઠા રાજ, માસું લીના છે અબોલડા થેંતો; જાઓ૦ ટેક.
નંદનંદન મારો બાંક બતાવો, રસિયા રીસાયા કોન કાજ. માસું૦ ૧
એસી કહા ચૂક પરી રસિયા, મોસું પૂછત સહેલી સમાજ;
પ્રેમાનંદ કહે લીનો રુસનો, આવત નાહીં થાને લાજ. માસું૦ ૨

### પદ ૧૬૯૮ મું

પરી છે પિયાજી થાને ટેવ, જુઠો ઝગરો મચાયએકી રાજ માણા; પરી૦ ટેક.
ઠાકોર થાને ઠાલી ટેવ પરી છે, માનોજી માનોજી મારા દેવ. જુઠો૦ ૧
મેં થારી દાસી થારે હાથ બેકાની, મન ક્રમ કરા થારી સેવ;
પ્રેમાનંદરા નાથ નારાયણ, કોઈ નહીં જાણે થારો ભેવ. જુઠો૦ ૨

### પદ ૧૬૯૯ મું

બિનતી કરુંરે કરજોડી, શશિ સુનીયો સુધાનિધરે મોરી; બીન૦ ટેક.
શ્યામસુંદર મોરે મોહોલ પધારે, હોનનરે હાંરે હોનન ન પાવે
આજ ભોર. શશિ૦ ૧
અબલા અરજી માની લીજો, અત્રિસુત રહો જું રહો યેહી ઠોર;
પ્રેમાનંદકો નાથ મનોરથ, પૂરીહેરે હાંરે પૂરીહે શ્રીનંદકિશોર. શશિ૦ ૨

### પદ ૧૭૦૦ મું

ખમારે ખમા હો મોરે નાવ, ધીરે સેજ પધારીયે પિયા; ખમા૦ ટેક.
સેજ પધારો મોરે પરમ સનેહી, દેખોજી છબીલા હાંરે દેખોજી
છબીલા મોરો ભાવ. ધીરે૦ ૧

---

* પાઠ સ્પષ્ટ નથી. "અક્ષરાધીશ" સંભવે છે.

આવો જ્યું લાડીલાલાલ ભુવન અપને, દૂધસોં ધોવું તોરે પાવ;
પ્રેમાનંદ કહે પ્રાણ નોછાવર કરું, રંગભીને પ્યારે કરું
રંગભીને બાંકે રાવ. ધીરે૦ ૨

### પદ ૧૭૦૧ મું–રાગ બીહાગ

રસિક રંગ છેલ છબીલે મોહન નાગર, હર લીનો હે મેરો ચીત; રસિ૦ ટેક.
લટક લટક આવત મન ભાવત, ઉપજાવત અતિ પ્રીત. રસિ૦ ૧
અંગ અંગ પ્રતિ શ્યામ, લસત પૂરણકામ, આજ અનોખી રીત;
પ્રેમાનંદકે નાથ, અનુરાગે કોન સાથ, કહો જ્યું કહાં જાગે મીત. રસિ૦ ૨

### પદ ૧૭૦૨ મું

રસિક રતનારે તિહારે લોચન સુંદર, સોહત આલસ ભરે; રસિ૦ ટેક.
મધુરિપુ મંજુલ બેન બદનતેં, બોલત તનિક તોતરે. રસિ૦ ૧
આલસ ભરે હો લાલ, પીકલીક સોહે ગાલ, લીલાંબર અંગ ધરે;
પ્રેમાનંદકે પ્રભુ, નિરખી તિહારી છબ, સખી સબ પાયન પરે. રસિ૦ ૨

### પદ ૧૭૦૩ મું

રસિક દ્રગ રુખેસુખેસે લગત અધરવર, રતિપતિસંગ લરે; રસિ૦ ટેક.
શિથિલ શ્રમિત અંગ, શિથિલ ભ્રકુટી ભંગ, પલકે જાત ઢરે. રસિ૦ ૧
જાવક* તિલક ભાલ, અરુન દ્રગ બિશાલ, બીન ગુન માલ ગરે;
પ્રેમાનંદ લખી શ્યામ, વારી ડારે કોટિ કામ, નિરખી દ્રગન ઠરે. રસિ૦ ૨

### પદ ૧૭૦૪ મું

મોહન મતવારે તિહારે કારન સબ નિશ, તારે ગીનત ગઈ; મોહ૦ ટેક.
ચિતવત પંથ પલકઉં ન લાગે, એક ટક ભોર ભઈ. મોહ૦ ૧
દે વિસવાસ અવધી કહી આવન, મનકી મનમેં રઈ;
પ્રેમાનંદકે પ્રભુ પરમ ચતુર વર, તુમસેં ન બનત કઈ. મોહ૦ ૨

### પદ ૧૭૦૫ મું–રાગ બીહાગ ઠુમરી

ઠાડે રહિયો રે કદમવાંકી છાય, ગગરીયાં મેં ઘર ધરી આવું. ઠાડે૦ ટેક.
ધરી આવું ઘર ગગરી રે, સુનો હરિ ગોકુલરાય;

---

* "જાવક" "ઝલક" "ભલક" "ઝબક" પણ વંચાય છે.

ઓઢી આવું નવરંગ ચુંનરી રે, છાંડો શ્યામ મોરી બાંય. ગગ૦ ૧
મોહનનેન સુનાઇયોરે, મધુરીસી બેન બજાય;
તાન સુનત સમ સાંવરે, મેં તુરત આઉં ઉઠી ધાય. ગગ૦ ૨
કહ્યો માનો બ્રજરાવરે રે, સત્ય કહું સોંહ ખાય;
બહુત બેર ભઈ બાવરે રે, ઘર સોચ કરત મોરી માય. ગગ૦ ૩
જમુનાજીકે ઘાટપર રે, રોકી ગ્વાલની આય;
પ્રેમાનંદ ઘનશ્યામકી રે, હરખી લેત બલાય. ગગ૦ ૪

## પદ ૧૭૦૬ મું

ડગરવામેં મોસું મત બોલો, મોરે બેરી હે નગરવાકે લોક; ડગ૦ ટેક.
દુરીજનકો મોયે ડર ઘનો રે, સુનો શ્યામ અવિશોક;
ઊરકો અંચરા ના છુવો રે, પનિયાં ભરત મગ રોક. ડગ૦ ૧
બેરન મોરી જનમકી રે, નનદી લેત જીયા ટોક;
પુછત છીન છીન ગોદકે રે માનું બિલગી ઝોક. ડગ૦ ૨
સબ દેખત મોયે સાંવરે રે, ગોકુલનગરકે ચોક;*
મારત તરછી તાનકે રે, ચપલ નેનકી નોક. ડગ૦ ૩
બ્રજમેં નારી બહુતહે રે, પઢી સબ વિદ્યા કોક;
પ્રેમાનંદકે પ્રભુ મો બીના રે, નહિ આવત સંતોક. ડગ૦ ૪

## પદ ૧૭૦૭ મું

સાંવરિયો તો બરજ્યો ના માને, છેલો છકયોરે જોબનવાકે જોર; સાંવ૦ ટેક.
ટેઢી બાંધે બાંધની રે, ચલત હે બદન મરોર;
આય બજાવે બાંસુરી રે, ગાવે તાનન તોર. સાંવ૦ ૧
બદનચંદ બ્રજનારકો રે, ચિતવત માનું ચકોર;
લલિત લટકમેં લેતહે રે, મોહન ચિતવા ચોર. સાંવ૦ ૨
ઓછી જાત અહિરકી રે, બોલે બચન કઠોર;
ઠાડો ડગરા રોકકે રે, સંધ્યા ભોર દુપોર. સાંવ૦ ૩
બ્રજનારી સબ બસ કરી રે, નટવર નંદકિશોર;
પ્રેમાનંદ ઘનશ્યામકી રે, બતિયાં ઓરકી ઓર. સાંવ૦ ૪

---

* "લોક" પાઠાન્તર છે.

## પદ ૧૭૦૮ મું

લંગરવા તું બરજ્યો ના માને, બરાજોરી કરત મોસું રાર; લંગ૦ ટેક.
સમજ બીના તેં સાંવરે રે, મેરા તોર્યો મોતીન હાર;
લપટ ઝપટકે લાડીલે રે, મોરી અંગિયાં કીની તાર તાર. લંગ૦ ૧
બનચર મન સમજે નહીં રે, નેક ન કરત બિચાર;
બનમેં રોકત બાવરે રે, કર પકરી પકરી પરનાર. લંગ૦ ૨
યહ લછનસું બાવરે રે, પકરે જેહો દરબાર;
દંડ કરાવોગે નંદકું રે, લાખન લાખ હજાર. લંગ૦ ૩
છાંડ દે મોહન ગેલવા રે, જાન દે નંદકુમાર;
પ્રેમાનંદ કે' નાથજીરે, પ્રીતસું ઉપજત પ્યાર. લંગ૦ ૪

## પદ ૧૭૦૯ મું–રાગ બીહાગ ઠુમરી

સાંવરિયાકી વે રસભરી નેનોદી સેન; સાંવ૦ ટેક.
રસભરી ચિતવની ચિતવત પ્યારો, ઉપજાવત સુખ ચેન. સાંવ૦ ૧
રસભરી ચાલ ચલત મનમોહન, રસભરે બોલત બેન. સાંવ૦ ૨
રસભરી મૂરત બસ ગઈ મનમેં, બિસરત નહિ દિન રેન. સાંવ૦ ૩
પ્રેમાનંદ કહે રસિક રૂપપર, વારી ફેરી ડારું કોટિ મેન. સાંવ૦ ૪

## પદ ૧૭૧૦ મું

મોહનજુંકી વે મુસકની હે ચીત ચોર; મોહ૦ ટેક.
મંદ મંદ મુખ મુસકત મોહન, ચલતહે બદન મરોર. મોહ૦ ૧
મુસકનીમેં કછુ જાદુ જાનત, નટવર નવલકિશોર. મોહ૦ ૨
મુસકનીમેં સબ બ્રજ બસ કીનો, કર કર જાદુ જોર. મોહ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ બદન છબી, ચિતવત ચંદ જ્યું ચકોર. મોહ૦ ૪

## પદ ૧૭૧૧ મું

જીય બસ ગઇ વે લટકની લાલનકી; જીય૦ ટેક.
લટકત આવત બેન બજાવત, ગાવત તાનન ખ્યાલનકી. જીય૦ ૧
ચટકની મટકની બસ ગઈ દીલમેં, ગિરિવરધર ગોપાલનકી. જીય૦ ૨
શ્વેત પાઘ શિર મોર ચંદ્રિકા, ઊરપર છબી મોતી માલનકી. જીય૦ ૩
પ્રેમાનંદ મુદિત મુખ નિરખી, દેખી છબી અધર પ્રવાલનકી. જીય૦ ૪

## પદ ૧૭૧૨ મું

ગુંઇયાં કેસી કરૂં વે બાંસુરી બેરપરી;* ગુંઇ૦ ટેક.
શ્યામ બજાવત નીંદ ન આવત, બાજત બિરહ ભરી. ગુંઇ૦ ૧
શ્યામ મીલનકું જીય તલપતહેં, જુગ સમ જાત ઘરી. ગુંઇ૦ ૨
પરત ન ચેન રેન બેરન ભઈ, જીયરા જાત નીકરી. ગુંઇ૦ ૩
પ્રેમાનંદ કહે બીરહકી મારી, બિરહની જાત જરી. ગુંઇ૦ ૪

## પદ ૧૭૧૩ મું–રાગ બીહાગ ઠુમરી

પ્યારી માને લાગે છે છેલા થારી ચાલ; પ્યારી૦ ટેક.
ચાલ અનોખી ચાલો પિયા શોખી, કર ગ્રહી રેશમી રુમાલ વે. છેલા૦ ૧
નિરખી ચાલ થારી કુંજરા બિહારી, મોહ્યા મોટા મુનિ મરાલ વે. છેલા૦ ૨
ચાલો છો ચાલ પ્યારા પેહેરી પાદુકા, નિરખી ઠરે છે નેણા લાલ વે. છેલા૦ ૩
નિરખી થારી ગતિ મોહ્યો રતિકો પતિ, પ્રેમાનંદ ભયો
છે નિહાલ વે. છેલા૦ ૪

## પદ ૧૭૧૪ મું

પ્યારો માને લાગે છે કમરે કટાર; પ્યારો૦ ટેક.
કમર કટારો થારો ચીત ચોરે છે મારો, બ્રજપતિ બાંકા
શિરદાર વે.† કમ૦ ૧
કમર કટારો લાલ લટકતી સોહે ઢાલ, કસી છે શિરોહી તરવાર વે.‡ કમ૦ ૨
પાનાજી પાઘડલી થારી માને ઘણી લાગે છે સારી, જાઉં
કોટિ કામ બલિહાર વે. કમ૦ ૩
પ્રેમાનંદરા પ્યારા નેણુરા તારા,§ છોજી માકા હૈડારા હાર વે. કમ૦ ૪

## પદ ૧૭૧૫ મું

બાંકા બનવારી વે લાલ ગિરિધારી; બાંકા૦ ટેક.
બાંકી છે ચલની બાંકી છે ચિતવની, બાંકી ભ્રકુટી ભયહારી વે. લાલ૦ ૧
બાંકી પાઘ અનુરાગ ભાગપર, ઝુક રહી મદન ખુમારી વે. લાલ૦ ૨

---

*"કેર પરી" અથવા "બેરન પરી" પાઠ પણ છે. † "ચોરેં છે, મોરા" પાઠાન્તર છે. ‡ શીરોહી–તરવાર, તથા કટાર, બરછી વગેરે પાણીદાર શસ્ત્રો માટે તે કાળમાં ઘણું જ પ્રખ્યાત હતું. § પ્રેમાનંદરા પ્યારા થેતો છોજી મારા નેણુરા તારા" પાઠાન્તર છે.

બાંકે અધરપર બાજે છે બંસી, મોહી સકલ બ્રજનારી વે. લાલ૦ ૩
બાંકો છેલ ઘનસ્યામ છબીલો, પ્રેમાનંદકો સુખકારી વે. લાલ૦ ૪

પદ ૧૭૧૬ મું

મન મારો મોહ્યો વે બેન બજાયે; મન૦ ટેક.
બેન બજાયકે મન મારો મોહ્યો, મધુરીસી તાન સુનાયે વે. બેન૦ ૧
ચિતવનીમેં મારો ચીત બસ કીનો, નટવર હસત મુસકાયે વે. બેન૦ ૨
અટકી રહ્યો છે મન થારા ચરણુમેં, બીન દેખે કાંઈન સોહાયે વે. બેન૦ ૩
નંદરા કુંવર થારો બદન નિરખવા, પ્રેમાનંદ રહ્યો લલચાયે વે. બેન૦ ૪

પદ ૧૭૧૭ મું-રાગ કાનરો ધ્રુપદ ચોતાલ

પ્રમુદિત મદન ગોપાલ, યમુનાતટ રસાલ;
સુંદર આલાપ કર, બંસી અધર ધર, કહાન અવધર તાન
મોહનલાલ બજાઈ. પ્રમુ૦ ટેક.
ખરજ રીખભ ગંધાર મધ્યમ પંચમ ધૈવત નિષાધ સપ્ત સૂર;
તીન ગ્રામ એકવીસ મૂર્છના, નંદકુંવર સો ગાઈ સુનાઈ. પ્રમુ૦ ૧
બ્રહ્મા ઇન્દ્ર મહેશ શેષ સુનકે, સકલેશ મોહે સકલ સુરરાઈ;
થાવર જંગમ ખગ મૃગ થકીત ભયે મુર્છાઈ;
મન હર લિયો કહાન, પ્રેમાનંદ આનંદ ભઈ સકલ વ્રજવધુ,
સુનત સકલ ઉઠ ધાઈ. પ્રમુ૦ ૨

પદ ૧૭૧૮ મું

દ્રુમી દ્રુમી બાજત મૃદંગ, થોંગ થોંગ થોંગ, તાતક ધીલાંગ થોંગ;
બાજત પરનગત ઉપજત અનેક રંગ, થેઇન થેઇન બોલત બાલ. દ્રુમી૦ ટેક.
નાચત નવલ નંદલાલ, બાજત ચરન નુપુર ઝનનનનનનનનનન
તનનન તાન લેત;
શોભીયત સરસ સાર પરમ ચતુર સો ગાવે લાલ. દ્રુમી૦ ૧
યમુના પુલિનપર નાચે નાગર, શરદ ચંદ વિશાલ;
મધુપ કરત ગુંજાર, પવન ચલત શીતલ, દ્રુમવેલી લતા ફુલ;
પ્રેમાનંદ સુર વૃંદ હરખી સુમન બરખત, નાચત ગોપી ગોપાલ. દ્રુમ૦ ૨

## પદ ૧૭૧૯ મું

અવિગત અકલ વિલાસ, સકલ જગ પ્રકાસ, કેસેં નિવાસ
કર રહે પરમ પુરુષ આપ; અવિ૦ ટેક.
તેરી ગત કોઉ ન જાને, અવનિ ગગન અગન પવન;
પાની વાદલ ગરજ વિદ્યુત અકાશ.
કેસેં કર રાખે નાથ, એહી આશ્ચરજ બાત, ચોદે ભુવન
અધરહી ઠાને. અવિ૦ ૧
પચાસ કોટિ ધરા મેરુ, સપ્ત દ્વિપ સાગર, સ્થાવર જંગમ વિસ્તાર;
સપ્ત સ્વર્ગ પાતાર, અધર શિશુમાર તામે રચના અનેક આને;
અકલ અલખ તેરા અલંકાર અવિનાશ, પ્રેમાનંદ તોયે બખાને. અવિ૦ ૨

## પદ ૧૭૨૦ મું

નટવર ધરમકુમાર, ભરનપોષનહાર, તેં મન વિચાર કર
રચ્યો સકલ સંસાર;
રચના અનેક ભાંતિ, અનંત ભુવનકો શિરદાર. નટ૦ ટેક.
અખંડ અમલ ઓંકાર સકલ, વ્યાપક અક્ષર આધાર;
ચિદ્દ્ઘન પરમ જ્યોતિ દેખીયત્ત સાકાર, જગત જીવન તું
સાચો કિરતાર. નટ૦ ૧
માયાકાળઅક્ષરપતિ, સુમરે મુક્ત અતિ, સ્થાવર જંગમ વિસ્તાર;
સ્વર્ગ મૃત્યુક પાતાર, સબ તોયે સુમરન સ્થાન, પોષન ગતિ આધાર;
પ્રેમાનંદ કર પ્યાર, ગાવત તોયે વારવાર, સમરથ તું અપાર. નટ૦ ૨

## પદ ૧૭૨૧ મું—રાગ કાનડો

મોહન રંગભીને મોહન રંગભીને, હો પ્યારે, અતહિં ચતુર પરવીને; મોહ૦ ટેક.
મધુરે મધુરે સુર બેન બજાયકે રે, તનકી સુધ હર લીને. મોહ૦ ૧
ટેર સુનાય જગાયકે મન્મથ રે, અતહિં કઠીન દુઃખ દીને. મોહ૦ ૨
બીરહ બીથા મોહે શ્યામ સુંદરવર રે, સબ વિધિ પરવશ કીને. મોહ૦ ૩
પ્રેમસખી મોરે જીવન તુમ બીના રે, જાત કઠીન પલ છીને. મોહ૦ ૪

## પદ ૧૭૨૨ મું

બાલમ બંસીવારે બાલમ બંસીવારે, હો રસિયા, પિયા મોયે
પ્રાનઉસે પ્યારે. બાલ૦ ટેક.

પૂરન શશિમુખ દેખન કારન રે, તરસતહેં દ્રગ તારે. બાલ૦ ૧
તુમ કારન મોરે નેના માધો રે, કરત જતન નહિં હારે. બાલ૦ ૨
અબ જો મીલો તો જતન કરી રાખું રે, સરકન ન દેઉં લગારે. બાલ૦ ૩
પ્રેમસખી કહે તુમ બીના મોહન રે, બીરહ અગની તન જારે. બાલ૦ ૪

પદ ૧૭૨૩ મું

ચતુર નંદલાલ ચતુર નંદલાલ, હો લાડીલા, મોહી તેરે રૂપ રસાલ. ચતુ૦ ટેક.
મગન ભયે દેખી દ્રગ મોહન રે, આવત લટકતી ચાલ. ચતુ૦ ૧
ઊર બનમાલ અરુન દ્રગ રેખેં રે, મૃગમદ તિલક ભાલ. ચતુ૦ ૨
યેહી રૂપ ઉરજે મોરે નેના રે, માનહું ખંજન જાલ. ચતુ૦ ૩
પ્રેમસખી કહે રૂપ સરોવર રે, અટકે નેન મરાલ. ચતુ૦ ૪

પદ ૧૭૨૪ મું

પ્રીતમ ચીતચોર પ્રીતમ ચીતચોર, હો સાંવરે, આવો મોરે
રસિક કિશોર. પ્રીત૦ ટેક.
ભાલ વિશાલ બદન શશિ નિરખી રે, હરખત નેન ચકોર. પ્રીત૦ ૧
થકીત ભયે દેખી દ્રગ ખંજન રે, ચિતવની ચલની મરોર. પ્રીત૦ ૨
દેખી રસાલ ચપલ ચીત મોહ્યો રે, અબહિં મીલું માનું દોર. પ્રીત૦ ૩
પ્રેમસખી પિયા રૂપનિધિપર રે, વારું ચંદ કરોર. પ્રીત૦ ૪

પદ ૧૭૨૫ મું-રાગ કાનડો

બૈઠે આજ બનીઠનીકે દોઉ ભૈયા; બૈઠે૦ ટેક.
એક સાંવલ એક ગૌર નિરખી છબી, રવિ શશિ કોટિ લજૈયા. બૈઠે૦ ૧
ચિતવતહેં ઘનશ્યામ રામ દોઉ, મન હર લેત કનૈયા. બૈઠે૦ ૨
પૂરણકામ વિશ્રામ સંતનકે, વ્રજ બનિતન સુખદૈયા. બૈઠે૦ ૩
સુંદરશ્યામ રામ છબી નિરખી, પ્રેમાનંદ લેત બલૈયા. બૈઠે૦ ૪

પદ ૧૭૨૬ મું

સૈયાં મેરા મન હર લીના મોહને; સૈયાં૦ ટેક.
મન હર લીનો મોયે જાદુ લગાય દીનો, શ્યામ સુંદર સોહને હો. સૈયાં૦ ૧
બનીઠનીકે જ્યું ડગર મોરી નિકસેં, ઉડ લાગી જોહને હો. સૈયાં૦ ૨

બીનું દેખે મોયે કલ ન પરત અબ, કેસેં મેં કરું કહોને હો. સૈયાં૦ ૩
પ્રેમાનંદ કહે સાસુ નનંદ મોયે, મારત હે ઠાહને હો. સૈયાં૦ ૪

## પદ ૧૭૨૭ મું

લટક બીચ અંખીયાં અટક ગઈરે હો; લટ૦ ટેક.
લટક લખી દ્રગ ચટક રૂપકી, મટક પરત નઈરે હો. લટ૦ ૧
લોક લાજ મરજાદ વેદકી, સબહી છટક દઈરે હો. લટ૦ ૨
શ્રીઘનશ્યામરૂપકી રચના, રસના રટત રઈરે હો. લટ૦ ૩
પ્રેમાનંદ શ્યામનિધિ લૂટત, સરસ સુભટ ભઈરે હો. લટ૦ ૪

## પદ ૧૭૨૮ મું

સૈયો મોરી સુધ તો બીસર ગઈરે; સૈયો૦ ટેક.
સુંદર શ્યામ સલોની મૂરત, નિરખી થકીત ભઈરે. સૈયો૦ ૧
પાઘ બની અનુરાગ સહિત શિર, કલંગી તો ઝુક રઈરે. સૈયો૦ ૨
બાંસુરી બજાવત સુંદર ગાવત, બાત ન જાત કઈરે. સૈયો૦ ૩
ઊર બનમાલ પીતાંબરકી છબી, પ્રેમાનંદ લખ લઈરે. સૈયો૦ ૪

## પદ ૧૭૨૯ મું–રાગ કાનડો

ભલા હો રસિયાજી જોર ન કીજે; ભલા૦ ટેક.
સુંદર શ્યામ ચતુર ગુન પૂરન, પ્રીતકી રીતસું પીજે. ભલા૦ ૧
નિત્ય ઉઠી એસી કરો મનમોહન, કહા ઉત્તર ઘર દીજે. ભલા૦ ૨
દધિ મેરો ખાયો મટુકી મેરી ફોરી, સાસુ નણુંદ મોરી ખીજે. ભલા૦ ૩
બેનમેં દાવ ભાવ નેનનમેં, પ્રેમસખી લખી લીજે. ભલા૦ ૪

## પદ ૧૭૩૦ મું

સુનોજી નંદલાલ મેરી બાત; સુનો૦ ટેક.
હાં હાં કરું તોરે પૈયા પરું પિયા, તુમ ના છોડી ઘાત. સુનો૦ ૧
જોર કરી લૂટત હરિ બનમેં, હાથ દિયો નહિ ખાત. સુનો૦ ૨
હમસું હુકમ ના કીજે છેલા, હમ તો જાને તેરી જાત. સુનો૦ ૩
પ્રેમસખી નંદસું પુછી આવો, જો તુમ લૂટન ચાત. સુનો૦ ૪

### પદ ૧૭૩૧ મું

ઠાઢો વ્રજછેલ જમુના તીર; ઠાઢો૦ ટેક.
કૈસે જાઉં દધિ બેચન દઇયાં, ખેંચત ગહી મેરો ચીર. ઠાઢો૦ ૧
બોલત ગારી મૈં બરજત હારી, ના માનત બલબીર. ઠાઢો૦ ૨
કઠીન ભયો ગોકુલકો બસવો, કાસું કહું પદ પીર. ઠાઢો૦ ૩
પ્રેમસખી મોહન બીનું દેખે, ભરી આવત દ્રગ નીર. ઠાઢો૦ ૪

### પદ ૧૭૩૨ મું

ભલાજી મોયે સાંવરે બનમેં લૂટી; ભલા૦ ટેક.
હાલ બેહાલ કરી મોયે બનમેં, દધિકી મટુકીયાં ફૂટી. ભલા૦ ૧
નિપટ ઝપટ મોરી અંગિયાં ફારી, મોતીન માલા તૂટી. ભલા૦ ૨
સનમુખ આય જોરી દ્રગસેં દ્રગ, બાત કહી મોસેં ઝૂંટી.* ભલા૦ ૩
પ્રેમસખી મગન ભઈ ડોલત, લોક લાજ સબ છૂટી. ભલા૦ ૪

### પદ ૧૭૩૩ મું—રાગ કાનડો બેરખો

શ્યામસુંદર શ્યામસુંદર વર, નીકી ગાઈ સુનાઈ;
મીઠી તાન કાનરેકી. શ્યામ૦ ટેક.
અડાનો આલાપ કરીકે, સોરઠ રાગની ગાઈ સુખદાઈ;
ખમાયચીકે મધુરે સુર લેકે, ગુનીજન મન લલચાઇરી માઈ. શ્યામ૦ ૧
કેદારેકે ગ્રામ સરસ લાગે, પરજ પ્રીત ઉર છાંઇ;
મારુ મન લીનો મેરો રે, લલિત સુની લલચાઇરી માઈ. શ્યામ૦ ૨
માલકોસ મોહન મન ભાયો, ભૈરવ પ્રાત પ્રીત ઉપજાઈ;
પ્રેમાનંદ કહે દશ રાગકું, ગુની ગુરુમુખ સાધે સોહાઇરી માઈ. શ્યામ૦ ૩

### પદ ૧૭૩૪ મું

કહાન કાનન મુધરે સ્વર બંસી બજાઈ, સુનતે સુધ બીસરાઈ; કહાન૦ ટેક.
અડાનેકી આછી તાનન, સોરઠ સુનત સોહાઈ;
મન ભાઈ સુધરાઈ ગાઈ શ્યામ છબીલે, કાફીકી છબ છાઈ. કહાન૦ ૧
કેદારો કર કર કહાન, ગાઇરે ખમાચી તાન મન ભાઈ;
બીહાગ બજાઈ રીઝાઈ પ્યારે, નાયક નાયિકી તાન સુનાઈ. કહાન૦ ૨

---

* "લૂટી" પાઠાન્તર છે.

સુનાઈ સોહાની શ્યામ ... ... ... ... ... ...;
... ... ... પરજ સુનત મેરો, જીવરો અકરાઇરી. કહાન૦ ૩
માલકોસ પંચમકી તાન, ભૈરવકી છબ ભોરહીં આઈ;*
પ્રેમાનંદ કહે ચૌદે રતન રાગ, ગુરુ ગમ બીનાહું ન પાઇ. કહાન૦ ૪

### પદ ૧૭૩૫ મું–રાગ કાનડો માઢ ત્રેતાલ

બતિયાં બતિયાં સુન પછતાઇ રે, શ્યામસુંદર નટવરકી
હારે ભરમાઇ રે; બતિ૦ ટેક.
કર કર કપટ ઠગી બ્રજનારી, ઓર બિસવાસ દે શ્યામ
ગયો સટકાઇ રે. બતિ૦ ૧
તાપર લીખ લીખ પતિયાં પઠાઈ, સુન સુનકે છતિયાં અકુલાઇ રે;
પ્રેમાનંદકો નાથ નિઠુર ભયે, કરીઉં કોન ઉપાઇ રે. બતિ૦ ૨

### પદ ૧૭૩૬ મું

રસિયો રસિયો રસ ચોર મધુકર રે, નંદકુંવર રંગ છેલ
છબિલો કહા બીલમાયો રે. રસિ૦ ટેક.
ફૂલવિના તરુવર તજત વિહંગમ, નિરસ વન મૃગ છટકાયો
તેસેંઈ બ્રજ બિસરાયો રે. રસિ૦ ૧

---

* ઉપરના પદમાં ત્રણ કડીઓ છે. પરંતુ આ પદમાં લેખકોની ગરબડથી લીટીઓમાં ભેલસેલ થઈ ગઈ જણાય છે અને સ્પષ્ટપણે કડીઓ સમજાતી નથી. બેય પ્રતોમાં બે રીતે છે. વૃત્તાલયની પ્રતમાં આમાં આપ્યા મુજબ ચાર કડીઓ ગોઠવેલી છે ને ત્રીજી કડીની અડધી કડી તેમજ બીજા અર્ધમાંનો કાંઇક ભાગ ગુમ તરીકે જણાવેલો છે જ્યારે ગઢપુરની પ્રતમાં નીચે પ્રમાણે ગોઠવેલું છે.

કહાન કાનન મધુરે સ્વર બંસી બજાઈ, સુનતે સુધ બીસરાઈ; કહાન૦ ટેક.
અડાનેકી આછી તાનન, સોરઠ સુનત સોહાઈ મનભાઈ;
સુઘરાઈ ગાઈ શ્યામ, કેદારો કહ કર કહાન, છબીલે કાફીકી છબ છાઈ. કહાન૦ ૧
ગાઈરે મખાચી તાન પ્યારે, બીહાગ બજાઈ રીઝાઈ મનભાઈ;
નાયક નાયકી તાન, સુનાઈ સોહની શામ, પરજ સુનત મેરો
જીયરા અક્લાઈરી. કહાન૦ ૨
માલકોસ પંચમકી તાન, ભૈરવકી છબ ભોરહીં આઈ મનભાઈ;
પ્રેમાનંદ કહે ચૌદે રતન રાગ, ગુરુ ગમ બીના હું ન પાઈરી. કહાન૦ ૩

જાય લોભાય રહ્યો મધુપુરમેં, લીખ લીખ પત્ર પઠાયો;
પ્રેમાનંદ કહે અવધ બીત ગઈ, અજહું આપ ન આયો રે. રસિ૦ ૨

### પદ ૧૭૩૭ મું-રાગ કાનડો

અંચરવા મોરો છાંડો સાંવરે, અંચ૦ પ્યારે બંસીવારે છાંડો; અંચ૦ ટેક.
નાહક રોકી ઠાડે મનમોહન વે, જાન દે જ્યું મોરે ઘર કામ રે. અંચ૦ ૧
તુમ તો નાગર નિઠુર નંદકોની વે,* માનત નાહીં ન મોરી બાવ રે. અંચ૦ ૨
ઢીટ લંગર કહાન આન ન માનતવે, ઝગરત આયે ઉતાવ રે. અંચ૦ ૩
પ્રેમાનંદકે પ્રભુ યા સબ બ્રજમેનીવે, મોહીસું પ્યારે બાંધ્યો દાવ રે. અંચ૦ ૪

### પદ ૧૭૩૮ મું

ગુમાનીડા છેલા છાંડો મોરી ગેલ, ગુમા૦ માનો મોરી કહાના
છાંડો મોરી ગેલ; ગુમા૦ ટેક.
કબકી મેં ઠાડી તેરે પૈયાં પરતહુંની વે, માનો જ્યું માનો
મોરી રંગછેલ. ગુમા૦ ૧
હમ પરનારી વારી રાજકંસકોની વે, સુનો જ્યું ચતુર
પ્યારે અલબેલ. ગુમા૦ ૨
સંગકી સહેલી સબ દૂર નિકસી ગઇ વે, પર ગઈ પ્યારે
અબ હું અકેલ. ગુમા૦ ૩
પ્રેમાનંદકે પ્રભુ પ્રીતકી રીતની વે, જાનત રસિક વર રંગરેલ. ગુમા૦ ૪

### પદ ૧૭૩૯ મું

લંગરવા મોરે માનત નહીં, લંગ૦ પ્યારો મતવારો માનત નહીં; લંગ૦ ટેક.
બરજ રહી બરજ્યો નહી માનત વે, કર બરાજોરી બૈયાંવે ગહી. લંગ૦ ૧
આય અચાનક હાથ હિયે ડાર્યોની વે, મોતીન માલા મોરી
તોર દઈ. લંગ૦ ૨
કઠીન ભયો અબ યા બ્રજ બસવોની વે, જાત નહિં કાઉસું કઈ. લંગ૦ ૩
પ્રેમાનંદકો પ્યારો જાદુગારોની વે, કર કર જાદુ સુધ હર લઇ. લંગ૦ ૪

---

* આ લીટી સ્પષ્ટ નથી. "તુમ તો નાગર નિઠુર નંદકો નંદ" એમ સંભવે છે.

## પદ ૧૭૪૦ મું

ડગરવા બીચ ઠાડો બલવીર, ડગ૦ ગુમાની કહાન દાની
ઠાડો બલબીર; ડગ૦ ટેક.
કૈસે બને ડગરા બીચ ચલવોની વે, ચંચલ ખેંચત ગ્રહી ચીર. ડગ૦ ૧
ઢીટ લંગર બરજ્યો નહિં માનત વે, જાનત નાહિં પ્યારો પરપીર. ડગ૦ ૨
બાંસુરી બજાવત સુંદર ગાવત વે, પઢ પઢ ટૌના ડારત અહીર. ડગ૦ ૩
પ્રેમાનંદકો પ્યારો જાદુગારોની વે, સુંદર છેલો સાંવરે શરીર. ડગ૦ ૪

## પદ ૧૭૪૧ મું

મૂરત માધુરી દ્રગન બસી, મૂર૦ બિહારી છબી પ્યારી દ્રગન બસી. મૂર૦ ટેક.
માધુરી મૂરત સાંવરી સુરતની વે, હર લેત મન હસીરે હસી. મૂર૦ ૧
ભાલ વિશાળ કમલદળ લોચન વે, મુખ છબી માનું પૂરન શશી. મૂર૦ ૨
જરકસી પાઘ શિર જરકસી જામો તને વે, પીત દુશાલે કમર કસી. મૂર૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ સુંદર છબી વે, રહો મોરે દ્રગ આગે વિલસી. મૂર૦ ૪

## પદ ૧૭૪૨ મું

લટક લાલોદી અટક રહી, લટ૦ લટકકી ચટક અટક રહી; લટ૦ ટેક.
રૂપ છટા શ્રીધરમકુંવર કીની વે, નિરખી નિરખી થકીત ભઈ. લટ૦ ૧
હસની બોલની લખી ચલની ચિતવની વે, સુધ બુધ સખી
બીસર ગઈ. લટ૦ ૨
મૂરત સોહાવની અતિ મન ભાવનીવે, મનમેં આવત મીલુરે જઈ. લટ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ સુંદર છબી વે, પ્રેમ પુલકી ઉર લખ લઈ. લટ૦ ૪

## પદ ૧૭૪૩ મું

છબીલી છબ નિકી સૈયો દેખોરી, છબી૦ સોહે મન મોહે
સૈયો દેખોરી; છબી૦ ટેક.
અંગો અંગ પ્રતિ અમિત માધુરીની વે, પરમ મુદિત સખી પેખોરી. છબી૦ ૧
તરુન કિશોર મનોહર મૂરત વે, કછુક ઉઠત મુખ રેખોરી. છબી૦ ૨
નિરખી છબી ઘનસ્યામ લાલકીનિ વે, જનમ સુફલ કરી લેખોરી. છબી૦ ૩
પ્રેમાનંદ છબી ચિતવત એક ટક વે, પરત નાહિં ન પલ મેંખોરી. છબી૦ ૪

## પદ ૧૭૪૪ મું

રાજત ઊર માળા મોતિયનકી, રાજ૦ લલિત ચીત મોહે
મોતિયનકી; રાજ૦ ટેક.
શ્યામ બાહુ બીચ સોહત સુંદર વે, માનું દામિની છૂટી ઘનકી. રાજ૦ ૧
ઉનત ઊરપર વિલસી રહી હે નિવે, હરે ચીતવતિ સબ જનકી. રાજ૦ ૨
ગજ મોતિયનકી માલ બાજુબંદ વે, કલંગી હે શિર મોતી કનકી. રાજ૦ ૩
પ્રેમાનંદ લે તન મન વારતની વે, ઊર ધારી છબી શ્યામ તનકી. રાજ૦ ૪

## પદ ૧૭૪૫ મું—રાગ મેવાડો

મેવાડો ગાયો રે મોરલી માંયે, સાંભળી સુધ વિસર્યાં;
જંગમ જન રે ગતિ વિસરાયે, થાવર ચંચલ કર્યાં. ૧
મોહ્યા સુરમુનિ રે સુણતાં રાગ, થીર થયા શશી તરણી;
પાતાળે ડોલ્યા રે મણિધર નાગ, છૂટી તાલી શિવતણી. ૨
ભૂપતિ ચાલ્યા રે તજી ઘરબાર, વનમાં તપ કરવા;
તજી સુત પતિ રે વ્રજની નાર, નિસર્યાં હરિ વરવા. ૩
સુર સરીતાને રે તીરે શ્યામ, ઉભલા કદમ તળે;
દેવ ત્રિયા ઊર રે વ્યાપ્યો કામ, નયણે નિરખી ઢળે. ૪
આવ્યાં જોવા રે શોભા સુર, ઉમા સચી સાવિત્રી;
નિરખી નાથ રે રહી ચકચૂર, જાણે ચિત્રામણ ચિત્રી. ૫
અમર નિરખી રે નંદકુમાર, વરસે પુષ્પાંજલી;
પ્રેમાનંદ વારે રે વારમવાર, પ્રાણ હરિ મળીરે મળી. ૬

## પદ ૧૭૪૬ મું

વનમાંહી રે નંદને લાલ, મધુરી વાંસલડી;
મોરલીમાં વિંધી રે વહાલે તતકાળ, બાઈ મારી પાંસલડી. ૧
ઘેલડીને કીધી રે વ્રજની નાર, કહાને ગોવાલીડે;
મનડાં મોહ્યાં રે વારમવાર, વહાલે વનમાલીડે. ૨
મેવાડાની ગાઇ રે મીઠી તાન, આવે મધ્ય રાતડલી;
સાંભળીને ભુલી રે તનનું ભાન, છેદ થઈ છાતડલી. ૩

ચટકીને લાગી રે ચિતડા માંહ્ય, વિરહે વિંધાણી;
મધુરેને સ્વરે રે મેવાડા ગાયે, મહીડાનો દાણી. ૪
મનમાં મારે રે મારગણુ કામ, દુઃખ નથી સે'વાતું;
સુધ બુધ લીધી રે સુંદર શ્યામ, હવે નથી રેવાતું. ૫
મન અકળાયેને મળવા કાજ, મોરલીવાળારે;
પ્રેમાનંદના રે સ્વામિ રાજ, કહાનડ કાળાને. ૬

પદ ૧૭૪૭ મું

મેવાડો આલાપ્યો રે મોહનરાય, કાલિંદ્રી તીરે;
ચટકી લગાડી રે ચિતડા માંહ્ય, હરિ હળધર વીરે. ૧
હવે અકળાયે રે ચંચળ ચીત, જોવા જાદવને;
મનમાં બંધાણી રે પૂરણુ પ્રીત, મળવા માધવને. ૨
હવે મેંતો મેલીરે લોકની લાજ, સહુ સાથે તોડી;
હવે હુંતો ચાલીરે મળવા કાજ, જાદવસું જોડી. ૩
નેણુા લોભાણુારે ન ધરે ધીર, કહોને હવે કેમ કરિયે;
વેગે વરસેરે નેણુા નીર, શું કીધું હરિયે. ૪
ઊરમાં આવિરે સુંદર છેલ, ચિતડાંને તાણે;
વાલપ વધારેરે અતિ અલબેલ, જોડે પ્રીત પરાણે. ૫
રૂપે રુડારે રાજીવ નેણુ, જોઇને લોભાણી;
પ્રેમાનંદનોરે સ્વામિ સુખદેણુ, મીઠી મુખની વાણી. ૬

પદ ૧૭૪૮ મું

વિરહે વિંધાણી રે મારા રાજ, નિકળી નેહ ભરી;
ઊરમાં ન આણી રે લોકની લાજ, ચાલી હરખે ભરી. ૧
ભુધર ભેટ્યા રે પૂરી હામ, નિરખ્યા નટવરને;
દુઃખડાં મેટી રે પૂરણુકામ, થઈ વરી હરિ ગિરધરને. ૨
નેણે નિરખી રે નૌતમ રૂપ, રસિયા માધવનું;
હૈડે હરખી રે ઉરમાં અનૂપ, લીધું સુખ જાદવનું. ૩
જીવન જોઇ રે થઈ ગુલતાન, દુઃખડાં દૂર થયાં;
મધુરિપુ ભેટી રે ભીને વાન, સુખ નવ જાય કહ્યાં. ૪

સુખની સીમા રે સુંદર શ્યામ, જોયા જનમ ધરી;
લાવણ્ય જોઇ રે લાજે કામ, કમળાનાથ હરિ. ૫
મુખની વાણી રે મધુરી કોયે, સુણતાં દલડાં ઠરે;
પ્રેમાનંદ કહે રે હસવું જોયે, દુઃખ સહુ દૂર વીસરે. ૬

## પદ ૧૭૪૯ મું–રાગ અડાનો

ગોકુલચંદ છબીસોં રાચે, એ દોઉ નેન ચકોર હમારે; ગોકુ૦ ટેક.
અધુર મધુર સુધારસ ચાખત, ચિતવત નેક પલક નહિ પારે. ગોકુ૦ ૧
ભોંહે કુટિલ નેન ખંજન છબી, નાસાશુક અધરન રતનારે;
પ્રેમાનંદ બદન શશિ શોભા, નિરખત નેક હોત નહિં ન્યારે. ગોકુ૦ ૨

## પદ ૧૭૫૦ મું

ગોકુલરાજ દુલારેકી, છબી આય બસી મેરે નેનમેં માઈ; ગોકુ૦ ટેક.
મુસકની મંદ રુ બંક બિલોકની, બીનું દેખે મોયે કછુ ન સોહાઈ. ગોકુ૦ ૧
ચંદન ચરચિત નિલજલદતન, ઊર બનમાલ લસંત મન ભાઈ;
પ્રેમાનંદ પીતપટ કટિતટ, દેખી રતિપતિ કોટિ લજાઈ. ગોકુ૦ ૨

## પદ ૧૭૫૧ મું

છુટે પેચ પાઘ ઉજલતેં, લટકે લાલત બદનપર છાયે; છુટે૦ ટેક.
માનો હંસ માનસર મુકતા, ચુનન કાજ આતુર ઉડી આયે. છુટે૦ ૧
ઇતતે આઈ અલક અલિ શ્રેણી, નેન કમલ તટપર ઇતરાયે;
પ્રેમાનંદ બદન છબી નિરખી, સટકયો મદન સદન સકુચાયે. છુટે૦ ૨

## પદ ૧૭૫૨ મું

ખંજનસેં દ્રગ અંજન દેકે બેઠી આયે જરોકે ઝાંખે; ખંજ૦ ટેક.
લીખી લીખી કમલકલી અલબેલી, રાધા શ્યામ બદનપર નાંખે. ખંજ૦ ૧
નંદકુમાર નગરકી ડગરમેં, હોરે હોરે ગાઇન હાંકે;
પ્રેમાનંદ બાંચી બચનામૃત, ચિતવત ઉર્ધ કટાક્ષની બાંકે. ખંજ૦ ૨

## પદ ૧૭૫૩ મું–રાગ અડાનો

તુમ નવઘન ઘનસ્યામ ઉમંગી, ઉમંગી જાયે બરસે નેહ નયે હો; તુમ૦ ટેક.
ગાગરમેં સાગર કરી ડારત, સરિતા સુખઈ ગયે હો. તુમ૦ ૧

બિરહી ચાત્રુક મોર મરે રટી, નિરદય નિસદિન છેહ દયે હો;
પ્રેમાનંદ ઘનસ્યામ સ્વાંત ઘન, કહા જાને કોનકે ભયે હો. તુમ૦ ૨

પદ ૧૭૫૪ મું

તુમ રસિયા રંગછેલ કોલ દઈ, અબ અંતના જાયે બિલસે હો. તુમ૦ ટેક.
મધુર બચન સુખ* ભલોહી મનાવત, કુટિલ કસોટી કસે હો. તુમ૦ ૧
સાંચી કહત સબ કેસે બને અબ, સકુચી શ્યામ સુખ મધુર હસે હો.
પ્રેમાનંદકે પ્રભુ કોકકલા મંત્ર, સાધ્યો ચતુર રસસે હો. તુમ૦ ૨

પદ ૧૭૫૫ મું

નિલજલદ ઘનસ્યામ, પીત બસન તન દામિનીસી દરસેરી; નિલ૦ ટેક.
બરહા પીડ માનું શક્ર ચાપ સમ, કુંડલ કપોલ પરસેરી. નિલ૦ ૧
મંદ મંદ મોરલી ધુની બાજત, ગરજત બાદો ઘન સરસેરી;
પ્રેમાનંદ પ્રભુ બ્રીજજન ઉપર, સરસ સુધા બરસેરી. નિલ૦ ૨

પદ ૧૭૫૬ મું

આજ સખી ઘનશ્યામ છેલ કુંવર, છબી દેખન લાગ બનીરી; આજ૦ ટેક.
રૂપસિંધુતેં નિકસી માનું, ડોલત રૂપ મનીરી. આજ૦ ૧
અંગ અંગ પ્રગટી સુંદરતા, ત્રિભોવનકી જીતની તીતનીરી;
પ્રેમાનંદ પ્રભુકી યહ છબી, બરનત હારે સહસ્રફનીરી. આજ૦ ૨

પદ ૧૭૫૭ મું.

દેખ સખી ઘનસ્યામ નટવર, નાગર નવ રસ અંગ ધરેરી; દેખ૦ ટેક.
પ્રથમ સિંગાર પ્રગટ કરી, અંગ અંગ હાસ રસ ચીત હરેરી. દેખ૦ ૧
બીર ભયાનક બિભચ્છ રુદ્ર રસ, કરુણા શાંતિ નેન ઝરેરી;
અદભૂત રૂપ દેખી પ્રેમાનંદ, પ્રીતસું ચરન પરેરી. દેખ૦ ૨

પદ ૧૭૫૮ મું

કહા બરનું છબી આંજ શ્યામ સુંદરકી, ત્રિભોવન ચીત હરનીરી; કહા૦ ટેક.
કોટિ મનોજ વારું નખ ઉપર, કોટિ શશી તરનીરી. કહા૦ ૧
ચિતવની ચિતવત રસિક ચુડામની, ગોપીજન મન બસ કરનીરી;
પ્રેમાનંદ ઘનસ્યામ રૂપનિધિ, કેસેકે સકું બરનીરી. કહા૦ ૨

---

* "મુખ" પાઠાન્તર છે.

## પદ ૧૭૫૯ મું–રાગ અડાનો

નંદદે સલોના પ્યારા, તૈં મેડા સિરદાર; નંદ૦ ટેક.
તેડેડે કારન મૈંતો ગોકુલ બસદિવે, જાંદીયા મૈં તેડી બલિહાર. નંદ૦ ૧
મૈં બંદી તેડે ચરન કમલદી, મોહને તૈં મેડા પ્રાનઆધાર;
પ્રેમાનંદ ઘનસ્યામ નામ તેડા, જપદાંવે કરી અતિ પ્યાર. નંદ૦ ૨

## પદ ૧૭૬૦ મું

સ્યામ મૈંતો જાદિયાંવે તેડે કુરબાન; સ્યામ૦ ટેક.
સાંદેનાલ કયું નહીં બોલદાવે, મોહન કાહેનુ રખદા ગુંમાન. સ્યામ૦ ૧
અસિં તું સાંદે બ્રજદા વે વાસી, તું બ્રજદા શિરદાર સુજાન;
પ્રેમાનંદદા પ્યારા નંદદા કુંવર, તૈંતો ગોપીયુંદા જીવન પ્રાન. સ્યામ૦ ૨

## પદ ૧૭૬૧ મું

પ્યારા નહિં છાંડા તૈં મૈંડડી ગેલ; પ્યારા૦ ટેક.
કાહેનું રોકી ખડાવે, મનમોહન નંદકુંવર અલબેલ. પ્યારા૦ ૧
પીછેસે આયે પેર પાની છુંવાવદા વે, સનમુખ ખોલદાવે
ઘુંઘટ છેલ;
પ્રેમાનંદદા પ્યારા નિડર મનોહર, સુધેવે ખેલઉ ન ખેલ. પ્યારા૦ ૨

## પદ ૧૭૬૨ મું–રાગ અડાનો

નંદજ્યુંકે આગે કહાના તેડા મેડા ન્યાવ; નંદ૦ ટેક.
જાયે મૈં દસદીવે નંદજ્યુંડે આગે, બરજો મોહન બ્રજરાજ. નંદ૦ ૧
નીતઉઠીયહ દુ:ખકેસેકે સહિયેવે, કરીયે બાબા અબ કોન ઉપાવ;
પ્રેમાનંદકે પ્રભુ સટકે કુંજમેં, ઉપજ્યો ઊર સકુચાવ. નંદ૦ ૨

## પદ ૧૭૬૩ મું

કેસે જાઉં પનિયાં બીચ ઠાડો નંદલાલ; કેસે૦ ટેક.
વાટ ઘાટ મોહે રોકત ટોકત, અંબુજ નેન વિસાલ. કેસે૦ ૧
બરજ રહી બરજ્યો નહિં માનત, નવ જોબન તન સ્યામ તમાલ;
પ્રેમાનંદકો પ્રભુ નટવર નાગર, ગોપીવર ગોપાલ. કેસે૦ ૨

## પદ ૧૭૬૪ મું

બરજ જસોદા મૈયા લાલન પ્યારો; બરજ૦ ટેક.
એસો કહા લાડ લડાય બિગાર્યો, નટવર નેનાઉકો તારો. બરજ૦ ૧

બીચ ડગરમેં નગર સબ દેખત, ઘુંઘટ ખોલત આય હમારો;
પ્રેમાનંદકે નાથકી કહા કહે, હોત ન ક્ષતું એક ન્યારો. બર૦ ૨

### પદ ૧૭૬૫ મું–રાગ અડાનો

કહાન દાની દાનીરે, કહાન૦ નટવર છેલ ગુમાનીરે માનીરે; કહાન૦ ટેક.
કબકે દાની ભયે સુંદર વર, હમ અબહિ નહિ જાની જાનીરે. કહાન૦ ૧
નેન નચાવત સૈન ચલાવત, બોલત મધુર મુખ બાની બાનીરે. કહાન૦ ૨
સનમુખ આયે હસી ઘુંઘટ ખોલત, પીછે તે છુંવત પગ
પાની પાનીરે. કહાન૦ ૩
પ્રેમાનંદકે પ્રભુ દાનીકે લછન કહત, ગ્વાલની સકુચાની ચાનીરે. કહાન૦ ૪

### પદ ૧૭૬૬ મું

છેલ માનો માનોરે, છેલ૦ કાહેકું અંચરવા મોરો તાનો તાનોરે; છેલ૦ ટેક.
તરુનાઈ તો દૂર હે કહાના, અબહિ તું નટવર નાનો નાનોરે. છેલ૦ ૧
તુમહિ મોહન નંદકે ઢોટા, ગોકુલગામકો રાનો રાનોરે. છેલ૦ ૨
કરીહેં હાંસી જો સુનીહે સો, ભયો ઘનશ્યામ વાનો દીવાનોરે. છેલ૦ ૩
પ્રેમાનંદકે પ્રભુ તજી ઠગબાજી, લંગર લાજ ઉર આનો આનોરે. છેલ૦ ૪

### પદ ૧૭૬૭ મું

બૈયાં મોરી મોરીરે, બૈયાં૦ નટવર નાહક મરોરી રોરીરે; બૈયાં૦ ટેક.
બૈયાં મરોરી મોરી ચુરિયાં ફોરી, મનમોહન બરજોરી જોરીરે. બૈયાં૦ ૧
નિપટ ઝપટ મોરી અંગિયાં ફારી, મોતીન માલા તોરી તોરીરે. બૈયાં૦ ૨
કાલ અચાનક આયકે લંગર, ભાગે નિર્લજ પટ ચોરી ચોરીરે. બૈયાં૦* ૩
પ્રેમાનંદકે પ્રભુ આજ મોરે શિર, બહુત કરી નહીં થોરી થોરીરે. બૈયાં૦ ૪

### પદ ૧૭૬૮ મું

સુનો મૈયા મૈયારે, સુનો૦ માનત નાહીં કનૈયા નૈયારે; સુનો૦ ટેક.
વાટ ઘાટ મોયે રોકત ટોકત, નિપટ મોહન નિરદૈયા દૈયારે. સુનો૦ ૧
અતહિં નિશંક અંક ભરી ભેટત, નખક્ષત ઉરજ કરૈયા રૈયારે.† સુનો૦ ૨

---

* "નિલ જપટ" પણ વાંચી શકાય છે. † "ઉરજ કરૈયા રૈયારે" એમ વાંચી શકાય છે.

પાન ચાવત પીક ડારત મુખપર, બોલત થેઈ થેઈ થૈયા થૈયારે. સુનો૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ કુંવરકી, પુની પુની લેત બલૈયા લૈયારે. સુનો૦ ૪

પદ ૧૭૬૯ મું–રાગ અડાનો ધ્રુપદ ચૌતાલ

ગાવત ગોવિંદ રાગ અડાનો અલાપ કર, બાંસુરીમેં તાન માન
લેત હે સુધારી; ગાવ૦ ટેક.
સપ્ત સુર તીન ગ્રામ એકવીસ મુર્છના, બાઇસ સુરત સાધે
ન્યારી ન્યારી. ગાવ૦ ૧
તાલ કહાન તાન માન દુરન મુરન લે સુજાન, મોહે સુરનરમુનિ
અજ ત્રિપુરારી;
શ્રીઘનસ્યામ પૂરનકામ સુખધામપર, પ્રેમાનંદ પ્રાન જાત
બલહારી. ગાવ૦ ૨

પદ ૧૭૭૦ મું

નૃત્યત નંદલાલ લલિત ગત સાંગીત સુંદર, બાજત છુમ્ છુમ્
છુમ્ છુમ્ છુમ્ નેપુર ચરન; નૃત્ય૦ ટેક.
મધુર મધુર નટવર કર અલાપ સપ્ત સ્વર, લેત તાન
તનનનનનન ગિરિધરન. નૃત્ય૦ ૧
બાજત મૃદંગ ગત ગડ ગડથોં ગડ ગડથોં ધિતાકટ ધિતા;
ધાધીલાં ધાધીલાં ધ્રુમકટતક ધ્રુમકટતક ઉઠત પરન;
નિરખી છબ નંદકુમાર બરખત સુર સુમન ધાર;
પ્રેમાનંદ નયન નિરખી કરત બરન. નૃત્ય૦ ૨

પદ ૧૭૭૧ મું

મૂરત માધુરી મોહનલાલ પિયાકી, હસની બોલની ચલની
મેરે મન બસ ગઈ; મૂર૦ ટેક.
ચિતવની ચંચલ કમલનયનઉંકી, રસ ભરી રેખે દેખી
સુખ સુખ ભઈ. મૂર૦ ૧
નવિન જલદ તન ચરચિત ચંદન, મોરમુગટ ઊર બનમાલ નઈ;
શ્યામ સુંદર અધર ધર બાંસુરી બજાવત, પ્રેમાનંદ વારી પ્રાન
બલૈયા દોર લઇ. મૂર૦ ૨

## પદ ૧૭૭૨ મું

યે ઠારે બનઠન બનવારી બિહારી કદમ તર, એક કરવર
સુંદર કમલ ફેરાવે; ઠારે૦ ટેક.
શિશ સોહે લાલ પાઘ ઢરક રહી વામ ભાગ, કરને કરનીકાર
સુમન મન લલચાવે. ઠારે૦ ૧
તિલક વિશાળ ભાલ ઉર સોહે કુંજમાળ, કટિ પીતપટ ચરન
પાદુકા સોહાવે;
અંગ અંગ છબ રસાલ માનું મત્ત ગજ બાલ, લાલજ્યુંકું
લખી પ્રેમાનંદ સુખ પાવે. ઠારે૦ ૨

## પદ ૧૭૭૩ મું–રાગ કવિત

આજ તો અટારીમેં બીરાજે બનવારી આલી, રૂપકી બિસેકતાઈ
નેક જાઈ દેખરી;
સાંવરો સુજાન મુખ ચાવત હે પાન આલી, માનમેં મરોર
પાઘ બાંધત વિશેખરી.
ગજરા ગુલાબઉંકે ગુંથત ગુમાની નીકે, તીખે નીખે નેનમેં
અરુનતાકી રેખરી;
ઉપમા કહી ન જાયે કોટિ કામ લાગે પાયે, પ્રેમાનંદ આગે
ગાય રીઝે નટભેખરી.

## પદ ૧૭૭૪ મું

બાંસુરી બજાવે મોહન ગાવે આછી નીકી તાન, ગૈયાં ચરાવે
ઠાડો જમુનાકે તીરરી;
દેખી નટનાગર યહ રૂપકો ઉજાગર આલી, રીતી રહી ગાગર
ભરવો ભુલી નીરરી.
પીતપટ કાછે આછે નાચે નંદલાલ પ્યારો, દેખત દીવાની
હર લીની મતિ ધીરરી;
ભુલી ધન ધામ ઉર વ્યાપ્યો હે કામ આલી, પ્રેમાનંદકો શ્યામ
દેખી સાંવરે શરીરરી.

## પદ ૧૭૭૫ મું–રાગ કહરવા

મેરા મન લે ગયો વે મોહન યાર; મેરા૦ ટેક.
ચંદન ખોર પીતાંબર પે'રે, નટવર નંદકુમાર. મેરા૦ ૧
ચંચલ નેન ફિરત કુંજનમેં, જાદુ કીયા વે દીલદાર. મેરા૦ ૨
મંદ હાસ ચિતવનીમેં ટોના, બસ કીની વ્રજનાર. મેરા૦ ૩
પ્રેમસખી રસિક પિતમપર, તન મન ડારત વાર. મેરા૦ ૪

## પદ ૧૭૭૬ મું

મોહની ડારીવે ચીતચોર; મોહ૦ ટેક.
કામબાન કસી મારે મોહન, બીંધે ઉરકે ઓર. મોહ૦ ૧
કસકી કસકી ઉર કરત છીન છીન, ખટકત નંદકિશોર. મોહ૦ ૨
જયા દિનકી છબી બીસરત નાહીં, કીને ચંદન ખોર. મોહ૦ ૩
પ્રેમસખી પિયા રૂપનિધિપર, વારુ મદન કરોર. મોહ૦ ૪

## પદ ૧૭૭૭ મું–રાગ કહરવા

જાનદે લંગરવા મોયે જાનદે લંગરવા, પનિયા ભરન મોયે
જાનદે લંગરવા; પનિ૦ ટેક.
નાહક રોકી રહે રંગબીને, રહો જ્યું અલગ મોરા છાંડીદે ડગરવા. પનિ૦ ૧
પર ગઈ સાંઝ નીકસી ગઈ સંગકી, સુંદર શ્યામ દેહો જલ ભરવા. પનિ૦ ૨
સાસ ઠગારી મોરી નનદ ધુતારી, લરીહેં લાલ મુસે જેઠ દિયરવા. પનિ૦ ૩
પ્રેમાનંદ કહે નગર ડગરમેં, કરત ચવાઈ મોરે બેરી નગરવા. પનિ૦ ૪

## પદ ૧૭૭૮ મું

મુસકનીમેં મન, મુસકનીમેં મન મેરા લીનોરે કનૈયે; મુસ૦ ટેક.
હસી મુસકાયકે નેહસું બોલાયકે, લે બનમાલ ડારી મોરે હૈયે. મુસ૦ ૧
પાન ચાવત પીચકારી મારી મોયે, અંખિયન બીચ તાકી નિરહૈયે. મુસ૦ ૨
બાંસુરી બજાયકે તાન સુનાયકે, રસબસ કીની રસિક બલભૈયે. મુસ૦ ૩
પ્રેમાનંદ કહે બીસરત નાહીં, લગ રહી સૂરત મીલન કબ જૈયે. મુસ૦ ૪

## પદ ૧૭૭૯ મું

નેના મોયે મારે, નેના મોયે મારે રસિક રતનારે; નેના૦ ટેક.
નિકસે આરકે પાર કરે જે, અતિ અનુરાગ સહિત અનિયારે. નેના૦ ૧

ઉપજત પીર નીર ભરી આવત, બીનું દેખે ચંચલ દોઉં તારે. નેના૦ ૨
ઓખદ મૂરી અંગ નહિં લાગત, કોટિક બૈદ મીલી પચિહારે. નેના૦ ૩
પ્રેમાનંદ કહે દરદ દીલોંદા, જાનત શ્યામ પીતપટવારે. નેના૦ ૪

## પદ ૧૭૮૦ મું

એરી નંદલાલ, એરી નંદલાલ દેખે બીનું બાવરી; એરી૦ ટેક.
સુંદર બદન કમલદલલોચન, મન રોચન મોહન છબી સાંવરી. એરી૦ ૧
મોરમુગટ ગુંજામની ભૂખન, પીત બસન ઓઢે કારી કામરી. એરી૦ ૨
ચંચલ ચતુર મધુર મીઠી બોલની, ચલત ચાલ નંદલાલ ઉતાવરી. એરી૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ છબીપર, તન મન પ્રાન કરત નોછાવરી. એરી૦ ૪

## પદ ૧૭૮૧ મું–રાગ કહરવા

કેસી બજે હો મેરે શ્યામ પેજનિયાં તેરી; કેસી૦ ટેક.
નિરખન ચાહ કરત દ્રગ લોભી, કલ ન પરત આઠો જામ. પેજ૦ ૧
બડે અધીર નીર ભરી આવત, નહીં પાવત બિસરામ. પેજ૦ ૨
બરજત હારી સીખ નાહીં માનત, ચાહત શોભાધામ. પેજ૦ ૩
પ્રેમસખી રસિક મોહનપર, વારું કોટિક કામ. પેજ૦ ૪

## પદ ૧૭૮૨ મું

કેસે બને હો નંદલાલ મોહન પ્યારે; કેસે૦ ટેક.
નિરખન ચાહો બીધુ ચકોરજયું, નટવર મદનગોપાલ. મોહ૦ ૧
કટિમેખલા પાયે ઘુંઘરુ, બાજત ચાલત રમઝમ ચાલ. મોહ૦ ૨
કર પોંચી બાજુ કેસે સોહત, પેહેરી દેખાવો મોતી માલ. મોહ૦ ૩
પ્રેમસખી કરું પ્રાણ નોછાવર, કુંડલ શોભીત ગાલ. મોહ૦ ૪

## પદ ૧૭૮૩ મું–રાગ કહરવા

ડારીરે મોહનાને મોહની; ડારી૦ ટેક.
મોહની લગાયકે મન હર લીનો, ભુલ ગઈ મેંતો દોહત દોહની. ડારી૦ ૧
બસ ગઈ આયકે ઉર બીચ સુંદર, નટવર છેલકી ચંચલ જોહની. ડારી૦ ૨
લટકત આવત બેન બજાવત, ગાવત કહરવાકી તાન સલોહની. ડારી૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામકુંવરકી, બીસરત નાહીં સુંદર છબી સોહની. ડારી૦ ૪

## પદ ૧૭૮૪ મું

દેખોરે છબી નંદનંદનકી; દેખો૦ ટેક.
અંગ અંગ પ્રતિ આય બસી હે, સુંદરતા સબ અખિલ ભુવનકી. દેખો૦ ૧
કહા કહુ પટત નકોઉ યાહીં ઉપમા, બિલોકી હારી વૃતિ માનકી. દેખો૦ ૨
પ્રકૃતિપુરુષતેં દેવ મનુષ લગી, તુલ્ય ન આવે છબી નર ત્રિયા તનકી. દેખો૦ ૩
પ્રેમાનંદ પ્રાન લે વારત, ઊર ધારત છબી શ્યામ ચરનકી. દેખો૦ ૪

## પદ ૧૭૮૫ મું

લીનોરે મન મોહન પ્યારે; લીનો૦ ટેક.
ચલનીમેં મેરો ચીત હર લીનો, ચિતવનીમેં મેરે નેનાકે તારે. લીનો૦ ૧
બોલનીમેં યાકે હાથ બેકાની, હસનીમેં હરે પ્રાન હમારે. લીનો૦ ૨
બાંસુરીમેં વ્રજબની બસ કીની, કર કર જાદુ જગ ઉજીયારે. લીનો૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ લટકપર, તન મન પ્રાન જાત બલિહારે. લીનો૦ ૪

## પદ ૧૭૮૬ મું

લાગીરે મોયે નેન નજરિયાં; લાગી૦ ટેક.
સુંદર છેલ ગેલમેં નિકસે, ઠાડી હતી મેંતો અપની અટરિયાં. લાગી૦ ૧
ચંચલ નેન સેન કરી મારી, લાગતહિં મેં ધરની ઢરી પરિયાં. લાગી૦ ૨
કસકત નેનકી સેન કરેજે, દિના નાહીં ચેન ના રેન નીંદરિયાં. લાગી૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ દ્રગનપર, તન મન પ્રાન નોછાવરી કરિયાં. લાગી૦ ૪

## પદ ૧૭૮૭ મું-રાગ કહરવા

અટારીયાં મોરી આજરે (૨), નંદકુંવર નટવર આઇલોરે; અટા૦ ટેક.
બેઠે બીચ આંગનવા મોરે, બડે બડે ગોપ સમાજરે;
કહા કરું સખી બીચવાં મોરી, બેરન પર ગઈ લાજરે. અટા૦ ૧
ઘુંઘટ પટકી ઓટમેં નિરખે, નેક શ્યામ સુરરાજરે;
એક ટક રહી વિલોકતિ મોહે, છુટ ગયો ગ્રહકાજરે. અટા૦ ૨
પકર્યો મન દ્રગ સેનનમેં, જ્યું તીતર પકરે બાજરે;
પ્રેમાનંદ કહે હસકે ચલે હરિ, મુખ મુરલી રહી ગાજરે. અટા૦ ૩

## પદ ૧૭૮૮ મું

કટારિયાં મારી મોયેરે (૨), જસોમતીસુત નેનન સેનનદી; કટ૦ ટેક.
મેં જમુના જલ ભરન ગઈ, સંગ નનંદ જેઠાની દોયરે;
ઘુંઘટ ખોલ લગી જલ ભરને, ઇત ઉત દેખ્યો ન કોયરે. કટ૦ ૧
સુંદર શ્યામ કદમતરે આયકે, રહે ઠાડે મોઈ જોયરે;
કહા જાનું મોયે કહા કર દીનો, લીનો ચિતવા પ્રોયરે. કટ૦ ૨
બીનું દેખે અબ કલ ન પરે મોયે, નિસદિન બીતે રોયરે;
પ્રેમાનંદ ઘનશ્યામ દરશકી, પીરા જીયરા હોયરે. કટ૦ ૩

## પદ ૧૭૮૯ મું

લંગરવા ઠાડો ગેલરે (૨), મોરી છતિયાં ઘુંવત સાંવરિયોરે; લંગ૦ ટેક.
મેં અજાન ઘર તે આજ સજની, નિકસી ચલી અકેલરે;
બીચ ડગરમેં સુંદરવર મોયે, મિલી ગયે મોહન છેલરે. લંગ૦ ૧
ઘુંઘટ ખોલ બદન અવિલોકી, પકર્યો કર અલબેલરે;
મારી નેન શર ઘાયલ કીની, સુન મોરી હો સહેલરે. લંગ૦ ૨
બાંધે ભુજ બાજુબંધ ગજરા, પે'રે હાર ચમેલરે;
પ્રેમાનંદ કહે ઓઢે ઉપરના, કેસરિયા રંગરેલરે. લંગ૦ ૩

## પદ ૧૭૯૦ મું

નજરીયાં મારી નેનદી (૨), મોહન વા મનવા લે ગઇલો; નજ૦ ટેક.
ભોરહિં મોરે આંગનવા આયકે, સરસ બજાઈ બેનરે;
સુનતે સુધ બુધ બિસરી મોરે, મનમેં બ્યાપ્યો મેનરે. નજ૦ ૧
મેં આતુર ઉઠકે અવિલોકી, સાંવરી સુરત સુખદેનરે;
હસી મુસકાય કમલનેનોદિ, મારી સાંવરિયે સેનરે. નજ૦ ૨
અબ મોયે ખટકત સાંવરી મૂરત, કલ ન પરે દિનરેનરે;
પ્રેમાનંદ ઘનશ્યામ દેખું દ્રગ, તબ હોઇહેં સુખચેનરે. નજ૦ ૩

## પદ ૧૭૯૧ મું–રાગ કહરવા ઠુમરી

બાવરી બીનું દેખે મેં, સાંવલિયો સિરદાર; બાવ૦ ટેક.
હિયાકો હાર નેનકો તારો, મોહન મીતવા હમાર. બાવ૦ ૧

સુંદર શ્યામ કામમદમોચન, લોચનસુખદાતાર. બાવ૦ ૨
જીવન પ્રાન પરમ સુખદાઈ, અઇહે કબ મેરે યાર. બાવ૦ ૩
પ્રેમાનંદ ઘનસ્યામ પિયાકી, સુરતપર બલિહાર. બાવ૦ ૪

પદ ૧૭૯૨ મું

હરવા મોરે પિયાકો, રાખું જીગરવા લગાય; હર૦ ટેક.
ઇહ હરવા મોરે પ્રાન પિયાને, દીનો નેહસું બોલાય. હર૦ ૧
હરવા દીનો બીરા દીનો, મીલે સ્યામ મુસકાય. હર૦ ૨
દીનો ઉપરના ઊરકો ઉતારી, પ્રસન્ન હોઈ હરિરાય. હર૦ ૩
પ્રેમાનંદ કહે યે સુખ બિધના, બેરી લીયો છીનાય. હર૦ ૪

પદ ૧૭૯૩ મું

સુરત મોરે સૈંયાકી, કીન લખ લછરે બનાય; સુર૦ ટેક.
સુરત દેખત અખિયાં મોરી, ભઈ આતુર અકુલાય. સુર૦ ૧
છબી નિરખી મેં ભઈ દિવાની, પિયા બસી ગયે જીયા આય. સુર૦ ૨
લટક લખી ઘનસ્યામ લાલકી, નેના નીર ન માય. સુર૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ પિયાપર, તન મન ધન બલજાય. સુર૦ ૪

પદ ૧૭૯૪ મું

બતિયાં મોરે બાલમકી, બિસરત નાહીં બિસારી; બતિ૦ ટેક.
સુંદર બતિયાં શ્યામસુંદરકી, છેદત છતિયાં હમારી. બતિ૦ ૧
સુંદર ચલની બંક બિલોકની, કસત કરેજે ભારી. બતિ૦ ૨
મુસકનીમેં મનમોહન મેરો, લે ગયે જીયરા નીકારી. બતિ૦ ૩
પ્રેમાનંદ કે' કરી કરુના, કબ મીલી હે કૃષ્ન મોરારી. બતિ૦ ૪

પદ ૧૭૯૫ મું–રાગ ગરબી

વંદુ સહજાનંદ રસરૂપ અનુપમ સારનેરે લોલ;
જેને ભજતાં છૂટે ફંદ કરે ભવ પારનેરે લોલ. ૧
સમરું પ્રગટરૂપ સુખધામ અનુપમ નામનેરે લોલ;
જેને ભવ બ્રહ્માદિક દેવ ભજે તજી કામનેરે લોલ. ૨
જે હરિ અક્ષરબ્રહ્મ આધાર પાર કોઈ નવ લહેરે લોલ;
જેને શેષ સહસ્રમુખ ગાય નિગમ નેતિ કહેરે લોલ. ૩

વર્ણવું સુંદર રૂપ અનુપ જુગલ ચરણે નમીરે લોલ;
નખશિખ પ્રેમસખીના નાથ રહો ઉરમાં રમીરે લોલ. ૪

પદ ૧૭૭૬ મું

આવો મારા મોહન મીઠડા લાલ કે જોઉં તારી મૂરતીરે લોલ;
જતન કરી રાખું રસિયારાજ વિસારું નહિ ઉરથીરે લોલ. ૧
મન મારું મોહ્યું મોહનલાલ પાઘડલીની ભાતમાંરે લોલ;
આવો ઓરા છોગલાં ખોસુ છેલ ખાંતિલા જોઉ ખાંતમાંરે લોલ. ૨
વહાલા તારું ઝળકે સુંદર ભાલ તિલક રૂડાં કર્યાંરે લોલ;
વહાલા તારા વામ કરણમાં તીલ તેણે મનડાં હર્યાંરે લોલ. ૩
વહાલા તારી ભ્રકુટિને બાણે શ્યામ કાલજ મારાં કોરિયાંરે લોલ;
નેણે તારે પ્રેમસખીના નાથ કે ચિત્ત મારાં ચોરિયાંરે લોલ. ૪

પદ ૧૭૭૭ મું

વહાલા મુને વશ કીધી વ્રજરાજ વાલપ તારા વહાલમાંરે લોલ;
મન મારું તલખે જોવા કાજ ટીબકડી છે ગાલમાંરે લોલ. ૧
વહાલા તારી નાસિકા નમણી નાથ અધર બિંબ લાલ છેરે લોલ;
છેલા મારા પ્રાણ કરું કુરબાણ જોયા જેવી ચાલ છેરે લોલ. ૨
વહાલા તારા દંત દાડમના બીજ ચતુરાઈ ચાવતાંરે લોલ;
વહાલા મારા પ્રાણ હરો છો નાથ મીઠું મીઠું ગાવતાંરે લોલ. ૩
વહાલા તારે હસવે હરાણું ચીત બીજું હવે નવ ગમેરે લોલ;
મન મારું પ્રેમસખીના નાથ કે તમકેડે ભમેરે લોલ. ૪

પદ ૧૭૭૮ મું

રસિયા જોઈ રૂપાલી કોટ રૂડી રેખાવળીરે લોલ,
વહાલા મારું મનડું મલવા ચ્હાય કે જાયે ચિતડું ચળીરે લોલ. ૧
વહાલા તારી જમણી ભુજાને પાસ રૂડા તીલ ચાર છેરે લોલ;
વહાલા તારા કંઠ વચે તીલ એક અનુપમ સાર છેરે લોલ. ૨
વહાલા તારા ઉરમાં વિનગુણ હાર જોઈ નેણાં ઠરેરે લોલ;
વહાલા તેતો જાણે પ્રેમી જન જોઈ નિત્ય ધ્યાન ધરેરે લોલ. ૩

રસિયા જોઈ તમારુ રૂપ રસીક જન ઘેલડારે લોલ;
આવો વહાલા પ્રેમસખીના નાથ સુંદર વર છેલડારે લોલ. ૪

પદ ૧૭૯૯ મું

વહાલા તારી ભુજા જુગલ જગદીશ જોઇને જાઉ વારણેરે લોલ;
કરના લટકાં કરતા લાલ આવોને મારે બારણેરે લોલ. ૧
વહાલા તારી આંગલીયુંની રેખા નખમણિ જોઇનેરે લોલ;
વહાલા મારા ચીતમાં રાખું ચોરી કહુ નહી કોઇનેરે લોલ. ૨
વહાલા તારા ઉરમાં અનુપમ છાપ જોવાને જીવ આકળોરે લોલ;
વહાલા મારા હૈડે હરખ ન માયે જાણું જે હમણા મળોરે લોલ. ૩
વહાલા તારું ઉદર અતિ રસરૂપ શીતલ સદા નાથજીરે લોલ;
આવો ઓરા પ્રેમસખીના પ્રાણુ મળું ભરી બાથજીરે લોલ. ૪

પદ ૧૮૦૦

વહાલા તારી મૂરતિ અતિ રસરૂપ રસીક જોઇને જીવેરે લોલ;
વહાલા એ રસના ચાખણુહાર છાશ તે નવ પીએરે લોલ. ૧
વહાલા મારે સુખ સંપત તમે શ્યામ મોહન મન ભાવતારે લોલ;
આવો મારે મંદિર જીવન પ્રાણુ હસીને બોલાવતારે લોલ. ૨
વહાલા તારું રૂપ અનુપમ ગૌર મૂરતિ મનમાં ગમેરે લોલ;
વહાલા તારું જોબન જોવા કાજ કે ચિત્ત ચરણે નમેરે લોલ. ૩
આવો મારા રસિયા રાજીવ નેણુ મરમ કરી બોલતારે લોલ;
આવો વહાલા પ્રેમસખીના સેણુ મંદિર મારે ડોલતારે લોલ. ૪

પદ ૧૮૦૧ મું

વહાલા તારું રૂપ અનુપમ નાથ ઉદર શોભા ઘણીરે લોલ;
ત્રિવળી જોવું સુંદર છેલ આવોને ઓરા અમ ભણીરે લોલ. ૧
વહાલા તારી નાભી નૌતમ રૂપ ઉંડી અતિ ગોળછેરે લોલ;
કટિલંક જોઇને જાદવરાય મન રંગ ચોળછેરે લોલ. ૨
વહાલા તારી જંઘા જુગલની શોભા મનમાં જોઈ રહુંરે લોલ;
વહાલા નીત નિરખું પીંડીને પાની કોઇને નવ કહુંરે લોલ. ૩
વહાલા તારા ચરણુકમળનું ધ્યાન ધરું અતિ હેતમાંરે લોલ;
આવો વહાલા પ્રેમસખીના નાથ, રાખું મારા ચીતમાંરે લોલ. ૪

## પદ ૧૮૦૨ મું

વહાલા તારા જુગલ ચરણ રસરૂપ વખાણું વહાલમાંરે લોલ;
વહાલા અતિ કોમળ અરુણ રસાલ ચોરે ચીત ચાલમાંરે લોલ. ૧
વહાલા તારે જમણે અંગોઠે તીલ કે નખમાં ચિહ્નછેરે લોલ;
વહાલા છેલી આંગળિયે તીલ એક જોવા મન દીનછેરે લોલ. ૨
વહાલા તારા નખની અરુણતા જોઇને શશિકળા ક્ષીણછેરે લોલ;
વહાલા રસ ચોર ચકોર જે ભક્ત જોવાને પરવીણછેરે લોલ. ૩
વહાલા તારી ઉર્ધ્વરેખામાં ચિત્ત રહો કરી વાસનેરે લોલ;
માગે પ્રેમસખી કરજોડ દેજો દાન દાસનેરે લોલ. ૪

## પદ ૧૮૦૩ મું–રાગ ગરબી

હાંરે હાંરે કહાન દાણીરે કહાન દાણી;
હાંરે વાટે આવતી ગોવાલણીને જાણીરે. કહાન૦ ટેક.
હાંરે વાટ રોકીને ઉભા છે વનમાળી;
હાંરે દાણ લેવા ગોવાલણીને ખાળીરે. કહાન૦ ૧
હાંરે એમ બોલ્યા મોહન ગીરધારી;
હાંરે ક્યાં જાય છે ઉભી રે મહિયારીરે. કહાન૦ ૨
હાંરે ચાલી જાય છે કેમ દાણ ચોરી;
હાંરે મીઠાં ગોરસ પાને આવ્ય ઓરીરે. કહાન૦ ૩
હાંરે પ્રેમસખીનો નાથ ઉભા આગે;
હાંરે મહિયારી પાસેથી મહી માંગેરે. કહાન૦ ૪

## પદ ૧૮૦૪ મું

હાંરે હાંરે મહી લેશુંરે મહી લેશું;
હાંરે ફીકું લાગશે તો પાછું દેશુંરે. મહી૦ ટેક.
હાંરે ઓરી આવને ઉતાર મહીની ગોળી;
હાંરે શીદ બ્હીએ નહી નાંખીએ ઢોળીરે. મહી૦ ૧
હાંરે નહી લઇએ વિના મરજાદ;
હાંરે જોઇયે મેળવણીનો સ્વાદરે. મહી૦ ૨

હરિ નથી કહેતા દીલમાં દગો રાખી;
હરિ ઉતારને ગોરસ જોઇયે ચાખીરે. મહી૦ ૩
હરિ પ્રેમસખીના નાથ આગે આવી;
હરિ ગોવાલણી બોલે છે મરમ લાવીરે. મહી૦ ૪

### પદ ૧૮૦૫ મું

હાંરે હાંરે અલબેલારે અલબેલા;
હરિ મહી ભાળીને થાઓમાં તમે ઘેલારે. અલ૦ ટેક.
હરિ અમે કંસ તણી મહિયારી;
હરિ વાત તોલીને બોલજો મોરારીરે. અલ૦ ૧
હરિ કહાના વાત ન બોલીએ ઘેલી;
હરિ જાઓ મહીડાની લાલચ મેલીરે. અલ૦ ૨
હરિ કરજોડીને કહીએ કહાના;
હાંરે જાઓ કુંવર ચાલ્યા છાનામાંનારે. અલ૦ ૩
હરિ પ્રેમસખી કહે સુંદર શ્યામ;
હાંરે મુખે લેશોમાં દાણનું નામરે. અલ૦ ૪

### પદ ૧૮૦૬ હું

હાંરે હાંરે રંગભીનારે રંગભીના;
હરિ કહ્યું માનો કુંવર નંદજીનારે. રંગ૦ ટેક.
હરિ હેતે પ્રીતે ગોરસ માંગી લીજે;
હરિ નવી દાણની રીત નવ કીજેરે. રંગ૦ ૧
હરિ એવી આળ્ય ન કીજીયે વહાલા;
હરિ તમે જાણ સુજાણ નંદલાલારે. રંગ૦ ૨
હાંરે આ વાટે જાવું અમારે દાડી;
હરિ આવી બાઝો છો શીદ ડોટ કાડીરે. રંગ૦ ૩
હરિ પ્રેમસખી કહે સુંદર છેલા;
હરિ રહો છેટે કુંવર અલબેલારે. રંગ૦ ૪

### પદ ૧૮૦૭ મું

હાંરે હરિ મરમાળીરે મરમાળી;
હાંરે મીઠા બોલી ગોરસડાવાળીરે; મર૦ ટેક.

હાંરે તને રીતે ભાતે સમજાવી;
હાંરે તારા મનમાં અમારી વાત ના આવીરે. મર૦ ૧
હાંરે તુંતો કંસની દેખાડે છે બ્હીક;
હાંરે કંસ સૌતી કરીશ તુંને ઠીકરે. મર૦ ૨
હાંરે ડારો દઇને બોલે છે મદમાતી;
હાંરે મુખ મરડે ને કાઢે આંખ રાતીરે. મર૦ ૩
હાંરે બીજ્યા પ્રેમસખીનો છેલ;
હાંરે માટ ફોડાને કરીશ રંગરેલરે. મર૦ ૪

પદ ૧૮૦૮ મું

હાંરે હાંરે મહિયારીરે મહિયારી;
હાંરે મરમ બોલે પણ વાત છે તારીરે; મહિ૦ ટેક.
હાંરે દાણ દેતાં ખોટું કેમ લાગે;
હાંરે જેની રીત હોયે તે તો માંગેરે. મહિ૦ ૧
હાંરે બોલે જોબન જોરમાં દિવાની;
હાંરે બહુ માન ભરી છે મસ્તાનીરે. મહિ૦ ૨
હાંરે તારું જોબન જોર હું ઉતારું;
હાંરે તારો કંસ શું કરશે અમારુંરે. મહિ૦ ૩
હાંરે પ્રેમસખીને નાથ રીસ આણી;
હાંરે ઝાલી પાલવ ગોવાલણીને તાણીરે. મહિ૦ ૪

પદ ૧૮૦૯ મું

હાંરે હાંરે મેલ કેડોરે મેલ કેડો;
હાંરે શીદ સાહ્યો છે નિર્લજ મારો છેડોરે; મેલ૦ ટેક.
હાંરે કેમ બાઝે છે મહીને માટે;
હાંરે ચાલ્યો જાને અલ્યા પાધરી વાટેરે. મેલ૦ ૧
હાંરે મેલ છેડલો છેલ ગુમાની;
હાંરે નહીં તો ગાલ્યું ખાઇશ મનમાનીરે. મેલ૦ ૨
હાંરે આઘો આઘો આવે છે શું લેવા;
હાંરે પરનારીને બાઝ્યાનો પડ્યો હેવારે. મેલ૦ ૩

હાંરે પ્રેમસખીના નાથ દાણુ લીજે;
હાંરે લાંબો હોઠ કાઢીને મહી પીજેરે. મેલ૦ ૪

### પદ ૧૮૧૦ મું

હાંરે હાંરે ધુતારારે ધુતારા;
હાંરે મુખ સંભાળીને બોલજે ઠગારારે. ધુતા૦ ટેક.
હાંરે કેને ગાળ્યું બોલે છે આવી વાંકી;
હાંરે ઝાઝી છેડમાં નહીં રહું સાંખીરે. ધુતા૦ ૧
હાંરે હુંતો બોલતી નથી લોક લાજે;
હાંરે મારી બાંહડી મરોડી શાને કાજેરે. ધુતા૦ ૨
હાંરે મારી ચુનડી ફાડી છે તેં ઝીણી;
હાંરે હાર તોડીને લીધાંછે મોતી વીંણીરે. ધુતા૦ ૩
હાંરે પ્રેમસખીના નાથ આવ્યો લાગે;
હાંરે તને બાંધીને મંગાવું કંસ આગેરે. ધુતા૦ ૪

### પદ ૧૮૧૧ મું

હાંરે હાંરે અલબેલીરે અલબેલી;
હાંરે તેડી કંસને તું આવજે વેહેલીરે. અલ૦ ટેક.
હાંરે મુખ સભાળીને બોલજે રીસાળ;
હાંરે નહીં તો ફળ પામીશ તતકાળરે. અલ૦ ૧
હાંરે બ્હીક કંસની દેખાડે વારવાર;
હાંરે તારા કંસનો તે કેટલોક ભારરે. અલ૦ ૨
હાંરે અમારું દાણુ લાગે તે લેશું;
હાંરે તારા કંસની બ્હીકે શું મેલી દેસ્યુંરે. અલ૦ ૩
હાંરે પ્રેમસખીના નાથને ગોપી;
હાંરે પાય લાગી પ્રેમેસું મહી સોંપીરે. અલ૦ ૪

### પદ ૧૮૧૨ મું

હાંરે હાંરે વનમાળીરે વનમાળી;
હાંરે રિઝ્યા પૂરણુ ગોપીનો પ્રેમ ભાળીરે. વન૦ ટેક.

હાંરે વહાલે હેતે હસીને સામું જોયું;
હાંરે મનમોહને ગોપીનું મન મોહ્યુંરે. વન૦ ૧
હાંરે બોલી પ્રેમમગન મહિયારી;
હાંરે મીઠાં ગોરસ લ્યો ગિરિધારીરે. વન૦ ૨
હાંરે વહાલે રસમાં તે રસબસ કીધાં;
હાંરે પૂરણ પ્રીતે ગોપીના મહી પીધાંરે. વન૦ ૩
હાંરે શીખે સાંભળે ને પ્રીતે ગાશે;
હાંરે તેને ગોપીનો નાથ તેડી જાશેરે. વન૦ ૪
હાંરે ઊર અખંડ બિરાજે વ્રજરાયે;
હાંરે દાણલીલા તે પ્રેમસખી ગાયેરે. વન૦ ૫

### પદ ૧૮૧૩ મું–રાગ ગરબી

વૃંદા તે વનના ચોકમાં રમે કુંજવિહારી;
નટવર નંદકુમારને જોઈ મોહી વ્રજનારી. ૧
મદનમોહન નંદલાલને નિરખી ઊર ધારે;
પ્રેમમગન વ્રજસુંદરી લેઈ તન મન વારે. ૨
સુંદર શ્યામ સુજાણને નિરખે સર્વે ગોપી;
જોવા જીવનપ્રાણને મરજાદા લોપી. ૩
રાત દિવસ વ્રજજુવતી સેવે નંદનંદા;
એક ટક નિરખે નાથને ચકોર જ્યું ચંદા. ૪
મનગમતા નંદલાલને સંગે અલબેલી;
હેત કરી વ્રજનાર જ્યું લપટી વનવેલી. ૫
એ સુખ નંદકુમારનું વ્રજવિનતા માણે;
વ્રજનારીના સુખને બ્રહ્મા નવ જાણે. ૬
ધન્ય તે વ્રજની ગોપીકા મોહન સંગ ગાવે;
પ્રેમસખીનો નાથજી નીત લાડ લડાવે. ૭

### પદ ૧૮૧૪ મું

પ્રેમભરી સર્વે ગોપીકા જોવાને આવે;
તન મન જાયે વારણે લેઈ પુષ્પે વધાવે. ૧

ચંદન ચરચે શ્યામને એક હાર પે'રાવે;
ફુલડાં ખોસે કાનમાં ગજરા ગુંથી લાવે. ૨
પુરુષોત્તમ પ્રીતસું કરે તિલક ભાલે;
પ્રેમને વશ એક સુંદરી ટીબકડી દે ગાલે. ૩
ઉત્તમ વનફળ લાવીને મેલે ભેટ આગે;
વનમાળા પે'રાવીને પ્રેમસું પાયે લાગે. ૪
વ્યંજન વિવિધ પ્રકારનાં વનમાં કરી લાવે;
જીવન કમળાકાંતને વ્રજનારી જીમાવે. ૫
જમવા કુંજ એકાંતમાં બોલાવે એક નાર;
સજળ નયણુ મીઠાં વેણુ કહી કરે મનુવાર. ૬
પ્રાણુજીવનજી પધારિયે એમ કહીને ખાંતે;
પ્રેમસખીના છેલને તેડી ચાલી એકાંતે. ૭

## પદ ૧૮૧૫ મું

લટકંતી ચાલે પધારિયા બ્રહ્માદિકનો નાથ;
પ્રેમ કરી અલબેલીએ ઝાલ્યો છે હાથ. ૧
તેડીને કુંજ પધરાવિયા રાધાનો સ્વામી;
જોઈ જીવન પ્રાણુને સર્વે આનંદ પામી. ૨
પુષ્પને પાટે બેસારીને લાગી છે પાયે;
વ્યંજન થાળ આગે ધર્યા ગોપી મંગળ ગાયે. ૩
જીમો જીવન પ્રાણુજી ભુખ્યા માં રે'જ્યો;
લાજ ન રાખજો લાલજી માંગીને લેજ્યો. ૪
કહેજો નટવર લાલજી તમને શું ભાવે;
ગમતાં ગોપીનાથને કરી મરમ હસાવે. ૫
જમ્યા જીવન પ્રીતસું મોહન ગિરિધારી;
આચમન પ્રાણુઆધારને કરાવે વ્રજનારી. ૬
પુરુષોત્તમને પ્રીતસું આપી પાનની બીડી;
પ્રેમસખીના પ્રાણુને ભેટી ભુજ બીડી. ૭

## પદ ૧૮૧૬ મું

વરસાણાની ગ્વાલણી આવે વૃંદાવનમાં;
જોઈ સુંદર છેલને મોહી છે મનમાં. ૧
મગન થઈ સર્વે સુંદરી નિરખીને શ્યામ;
મળવા મોહનલાલને વ્યાપ્યો છે કામ. ૨
આતુર અંગે માનુની છૂટી છે વેણી;
પુછે સુંદર શ્યામને બોલી ભ્રંગાનેણી.* ૩
આવો એકાંતે છેલજી પુછવી છે વાત;
આજ અમારે ગામ મોહન આવોની રાત. ૪
મનમોહનજી પધારિયે શોભાના ધામ;
વ્રજવિનતાના પ્રાણજીવન છો પૂરણકામ. ૫
ચિતડાં અમારાં ચોરિયાં રસિયા રણછોડ;
લટકાં કરતાં પધારિયે પુરવાને કોડ. ૬
જાણી પાતળિયે પ્રીતડી બોલ્યા મીઠા બોલ;
પ્રેમસખીને પ્રાણજીવન હસી દીધો છે કોલ. ૭

## પદ ૧૮૧૭-રાગ ગરબી

આવો કૃષ્ણ કમળદળ નેણ નંદતણા લાલા;
વહાલા લાગે વહાલા તારા વેણ શામળિયા વહાલા. શામ૦ ટેક.
રૂપ અનુપમ રાજ તમારું, તે જોઇને મોહ્યું મન મારું હો. શામ૦ ૧
વહાલમજી વરણાગી છે વાંકી, જોવું ઘુંઘટમાંથી હું ઝાંકી હો. શામ૦ ૨
લોચન લાલ અનુપમ રેખું, હું તો રીઝી રહું જ્યારે દેખું હો. શામ૦ ૩
પ્રેમાનંદના નાથ વિહારી, રાખું નેણામાં મૂરતિ તમારી હો. શામ૦ ૪

## પદ ૧૮૧૮ મું

વહાલા રાજીવ નેણ રસાલ આવો અલબેલા;
જોઉં હૈડે મોતીડાની માળ સુંદર વર છેલા. સુંદર૦ ટેક.

---

* "મૃગાનેણી" સંભવે છે. મૃગનેણી લખતાં લહિયાએ મૃગાનેણી, મરઘાનેણી, મ્રગાનેણી ભ્રગાનેણી ભ્રંગાનેણી ગમે તેમ લખેલું જણાય છે.

કેશવ કાનમાં કુંડલ કાજું, હું તો મોહીછું મોહન જોઈ બાજુ હો. સુંદર૦ ૧
પાઘડલીના પેચમાં પ્યારા, તોરા લટકે અનુપમ સારા હો. સુંદર૦ ૨
કેસર તિલક ગમ્યું મારા દલમાં, રહો રસિયા આંખડલીની
પલમાં હો. સુંદર૦ ૩
પ્રેમાનંદ કે' ઉરમાં રહો માવા, અલબેલાજી આવાને આવા હો. સુંદર૦ ૪

## પદ ૧૮૧૯ મું

વાઓ વાંસડલી વ્રજરાજ મોહન મરમાળા;
હું તો આવી સાંભળવા કાજ ગીરધર ગોવાળા. ગીરધર૦ ટેક.
મીઠી બોલે માવા મોરલી તમારી, મારાપ્રાણ નાંખુ વારીવારી હો. ગીરધર૦ ૧
મોહીછું મોહન જોઈ મુખડું તમારું, ગૃહકુટુંબ થયું સર્વે ખારું હો. ગીરધર૦ ૨
લાલ લોભાણી હું તો નૌતમ લટકે, મીઠી મોરલીને ચટકે હો. ગીરધર૦ ૩
પ્રેમાનંદ કે' છેલ ગુમાની, તારી દાસી છું દામ વીનાની હો. ગીરધર૦ ૪

## પદ ૧૮૨૦ મું

વારી લેહેરખડા નંદલાલ લટકે હું લોભાણી;
તારું ઝલકે અનુપમ ભાલ વહાલી લાગે વાણી. વહાલી૦ ટેક.
મગન થઈ વહાલા રૂપ જોઇને, હવે જોઉં નહિ બીજા કોઇને હો. વહાલી૦ ૧
ભ્રકુટી તમારી છે કામણગારી, વશ કીધી વહાલા વ્રજનારી હો. વહાલી૦ ૨
અધર તે લાલ ગુલાબને રંગે, આવો અત્તર ચરચું અંગે હો. વહાલી૦ ૩
પ્રેમાનંદના પ્રિતમ પ્યારા, વારું તમપર પ્રાણ હું મારો હો. વહાલી૦ ૪

## પદ ૧૮૨૧ મું-રાગ ગરબી

ગીરધર ઘેલું ન બોલીએરે, હો નંદના કુંવર છેલ ગુમાનીડા. નંદ૦ ટેક.
મારગડે માણસ દેખતાં, કેશવ કેડે ન ડોલીએ રે. નંદ૦ ૧
અમે પરનારી વહાલા રાજ કંસનું, કાંઇક મનમાં તોલીએ રે. નંદ૦ ૨
એ વાતમાં વહાલા ઘર જાયે કોઇનું, ના હસીએ બોલી ઠોલીએ રે. નંદ૦ ૩
પ્રેમાનંદના વહાલા તમને જાણીએ, બાંધી મુઠી નહી ખોલીએ રે. નંદ૦ ૪

## પદ ૧૮૨૨ મું

મુજને મારગડે બાઝમાં રે, હો ગિરિધર મારા સમ છે તુજને; ગિરિ૦ ટેક.
નાનો નથી હવે મોટો થયો છે વહાલા, જાણુ જીવન
કાંઇ લાજમાં રે. ગિરિ૦ ૧

જેની તેની કેડે કહાનકુંવર તું, દોડમાં ઉઠીને વાજમાં રે. ગિરિ૦
ગોવાળાને સંગે ગોવિંદ, ઘેલો થઇને વહાલા ગાજમાં રે. ગિરિ૦ ૩
પ્રેમાનંદના વહાલા ન શિખિયે, ફેલ ફીતુર આ રાજમાં રે. ગિરિ૦ ૪

## પદ ૧૮૨૩ મું

હાથ ન ઘાલીશ માટમાંરે, હો વ્રજના જીવન વારું છું તુજને; વ્રજ૦ ટેક.
વાંસલડી કામલડી હવણું, ખોશીને નાંખીશ વાટમાં રે. વ્રજ૦ ૧
શા સારું શામળિયા અમને, રોકીને ઉભા છો ઘાટમાં રે. વ્રજ૦ ૨
વેગળો રહેજે વાદ કરંતો, ખાટીશ નહીં આ ખાટમાં રે. વ્રજ૦ ૩
પ્રેમાનંદના વહાલા નથી હું તો, બ્હીતી ઠાકરિયા તારા ઠાઠમાં રે. વ્રજ૦ ૪

## પદ ૧૮૨૪ મું

જાઇને કહીશ મારી માડીનેરે, હો ધુતારા મોહન મેલ પાલવડો; ધુતા૦ ટેક.
હાર તોડે ને મારી હેલ ફોડે છે, આવી બાઝે છે ડોટ કહાડીને રે. ધુતા૦ ૧
આંખડી મારીને મને કીધી છે આકળી, ગિરિધર ઘુંઘટ ઉઘાડીને રે. ધુતા૦ ૨
તાણીને ત્રિકમ કટકા કીધી, નવરંગ ચુનડી ફાડીને રે. ધુતા૦ ૩
પ્રેમાનંદના વહાલા કીધી વશ, વિઠ્ઠલ વેણુ વજાડીને રે. ધુતા૦ ૪

## પદ ૧૮૨૫ મું

રીઝી ચતુર તારી ચાલમાંરે, મીઠડા મોહન મોહી છું મોલીડે; મીઠ૦ ટેક.
શી કહું શોભા સ્યામ સુંદરવર, કેસર તિલક ભાલમાં રે. મીઠ૦ ૧
નેણુ કમળપર ભ્રકુટી ભ્રમર ઝુકી, ગાય છે મધુરે સુર તાલમાં રે. મીઠ૦ ૨
કોટિક કંદર્પ વારું વદનપર, લાવણ્યતા જોઈ લાલમાં રે. મીઠ૦ ૩
પ્રેમાનંદના નાથ રસિક વર, જોયા જેવા છો મારા વહાલમાં રે. મીઠ૦ ૪

## પદ ૧૮૨૬ મું

જોવા આવી છું તારી મૂર્તિરે, હો લાડીલા મોહનલાલ ગોવાલીડા; લાડી૦ ટેક.
જામા પેહેરો જરકસિયા જીવન, પાઘ બાંધીને વહાલા સુરતી રે. લાડી૦ ૧
મનડું તો મારું મોહી રહ્યું છે, નેણા ઠરે છે જોઈ મૂર્તિ રે. લાડી૦ ૨

ઓરા આવો તો આલિંગન લીજીએ, રીજીએ વહાલા
જોઈ પુરતી રે. લાડી૦ ૩
પ્રેમાનંદના વહાલાજી તમને, પલક ન મેલું મારા ઊરતી રે. લાડી૦ ૪

## પદ ૧૮૨૭ મું

મોહી છું છોગલાં જોઇનેરે, હો છોગાલા મોહન છેલ છબિલડા; છોગા૦ ટેક.
અતિ મનોહર મૂર્તિ તમારી વહાલા, રાખું મારા ઉરમાં પ્રોઇને રે. છોલા૦ ૧
જતન કરીને રાખીશ જીવન મારા, કહુ નહીં દુરીજન કોઇને રે. છોગા૦ ૨
લટકાં કરતા આવો મારે ઓરડે, પીઉં ચરણુ તારાં ધોઇને રે. છોગા૦ ૩
પ્રેમાનંદ કહે દૂધને શાકર, પાઇશ ગાવડી દોઇને રે. છોગા૦ ૪

## પદ ૧૮૨૮ મું

કામણુ મુજને કીધલાંરે, હો રસિયા કામણુગારા કહાનજી; રસિ૦ ટેક.
આંખડલીની સાનમાં મીઠડા, ચીત ચોરીને લીધલાં રે. રસિ૦
વાંસલડીમાં વાઇને વિઠ્ઠલ, મીઠડાં ગોરસ પીધલાં રે. રસિ૦ ૨
અલબેલા આલિંગન લેઇને, સુખડાં અલૌકિક દીધલાં રે. રસિ૦ ૩
પ્રેમાનંદના વહાલા તમને મળતાં, કારજ સરવે સિધલાં રે. રસિ૦ ૪

## પદ ૧૮૨૯ મું—રાગ ગરબી

આવો શામળિયા ગીરધારીરે, નાગર નંદલાલા;
જોવું જીવનજી છબી તારીરે; નાગ૦ ટેક.
મોલીડું જોઇને મન મોહી રહ્યું છે, છોગલિયાપર વારીરે. નાગ૦ ૧
ભાલ તિલક કેસરનાં વિરાજે, કુંડલ મકરાકારીરે. નાગ૦ ૨
હસવું જોઇને મારે હેત બંધાણું, વહાલી લાગે છે વાણી તારીરે. નાગ૦ ૩
પ્રાણુજીવન તારી બાનક ઉપર, પ્રેમાનંદ બલિહારીરે. નાગ૦ ૪

## પદ ૧૮૩૦ મું

જોયા જેવા છો કુંજવિહારીરે, છેલવર છોગાલા;
તારી શોભા લાગે છે ઘણી સારીરે; છેલ૦ ટેક.
જરકસી પાઘ જરકસી જામા, જરકસી પટકા ભારીરે. છેલ૦ ૧
ફુલડાના હાર બાજુબંધ શોભે, આંખડલી કામણુગારીરે. છેલ૦ ૨

નૌતમ જોબન નાથ તમારું, જોઇને મગન વ્રજનારીરે. છેલ૦ ૩
પ્રેમાનંદના નાથ રસીલા, જીવનદોરી છો મારીરે. છેલ૦ ૪

પદ ૧૮૩૧ મું

તારું રૂપ જોઇને લલચાણીરે, નંદના નંદનજી;
વહાલી લાગે વહાલાજી તારી વાણીરે; નંદ૦ ટેક.
હાથને લટકે ને જરકસી પટકે, ચીતડું લીધું છે મારું તાણીરે. નંદ૦ ૧
શોભા જોઇને જીવન તારા મુખની, રવિ શશિ જ્યોત લજાણીરે. નંદ૦ ૨
અંગો અંગ છબી જોઇને અલૌકિક, રતિપતિ મતિ ભરમાણીરે. નંદ૦ ૩
પ્રેમાનંદ કહે એ છબી ઉપર, તન મન જાઉં કુરબાણીરે. નંદ૦ ૪

પદ ૧૮૩૨ મું

આવો આવોને ગિરિધર ઓરારે, રસના રંગીલા;
વહાલા જોઉં તારા મોલીડાના તોરારે. રસ૦ ટેક.
તોરા જોઇને નેણા ત્રપત ન થાયે, ચંદ જોઇને જ્યું ચકોરારે. રસ૦ ૧
રૂપ જોઇને વહાલા રીજી રહી છુંરે, મળવા તલખે છે પ્રાણુ મોરારે. રસ૦ ૨
આવાને આવા મારી આંખડલીમાંરહોને,નાથજી ન થઇએ નઠોરારે. રસ૦ ૩
પ્રેમાનંદ કહે પરાણે વધાવું, જોઉં તારા જોબનિયાના જોરારે. રસ૦ ૪

પદ ૧૮૩૩ મું–રાગ ગરબી રાગ વિનાનો ઢાળ છે

આવો જીવન જાદવરાય જોતું તારી મૂરતિ;
વહાલી લાગે છે રાજીવનેણુ મેલું નહિ ઉરતી*. ૧
આવો છોગાવાળા હો છેલ ખાંતીલા જોવું ખાંતમાં;
મારું મનડું પામ્યું છે મોહ પાઘડલીની ભાતમાં. ૨
તારી પાઘડલીના પેચ પાંપણુ ઉપર રાજે;
રસિયા વર કોટિક કામ છબી જોઇને લાજે. ૩
મન માન્યું છે મહારાજ* મોલીડાને તોરે,
તારા નેણુ નટવર નાવ કે ચીત મારું ચોરે. ૪
તમે ચાલો છો સુંદર ચાલ ચતુર વર ચટકંતા;
આવો પ્રેમસખીના પ્રાણ ભુવન મારે લટકંતા. ૫

---

* "હું રતી" પાઠાન્તર છે. † "મહારા રાજ" મારા રાજ" પાઠાન્તરો છે.

## પદ ૧૮૩૪ મું

રસિયા વર રૂપ અનુપ જોઇને ફરું ફૂલી;
લાવણ્યતા જોઇને લાલ શારદ પડી ભૂલી. ૧
પેહેરી શોભીતા શણગાર હાર હૈયે ધારીને;
આવો મળવા મોહન મીત કે* ચીતમાં વિચારીને. ૨
આવો લટકાં કરતાં લાલ વહાલમ જોઉં વહાલમાં;
આવો છોગાં ખોસીને છેલ ચટકતી ચાલમાં. ૩
આવો હસતાને રમતા હો શ્યામ ભુવન મારે ડોલતા;
મારા મનગમતા મહારાજ મીઠું મીઠું બોલતા. ૪
આવો રાખું નેણુમાં નાથ મૂરતિ તારી મનમાની;
આવો પ્રેમસખીના પ્રાણુ કે છેલવર ગુમાની. ૫

## પદ ૧૮૩૫ મું

અલબેલા આતમરામ કે પ્રિતમ પાતળિયા;
તમે છો મારા જીવનપ્રાણુ સુંદર વર શામળિયા. ૧
મુને લાગ્યો તમારો નેહ કે નટવર નાનડિયા;
મારા જન્મ સંગાથી નાથ જીવડલા સાથે જડિયા. ૨
કરી રાખું હૈડાના હાર હરિ હવે નહીં મેલું;
મેંતો તમ સંગ પ્રિતમપ્રાણુ જાણીને બાંધ્યું બેલું. ૩
તમ વિના સ્નેહી શ્યામ વહાલું બીજું નહીં રાખું;
તમ ઉપર સુંદરનેણુ પ્રાણુ વારી નાખું. ૪
તમે રહો મારે મંદિર માવ કરો રુડી વાતલડી;
વહાલા પ્રેમસખીના નાવ ઠારો મારી છાતલડી. ૫

## પદ ૧૮૩૬ મું

ગુણુવંતા ગિરિધારી લાલ મંદિર મારે આવોને;
મારો પુરોને મનનો કોડ કે હેતે બોલાવોને. ૧
બેસો ઓરડીયે અલબેલ ઢોલીડો ઢાળીને;
મનમોહન મીઠાં ગીત ગાવો દઈ તાળીને. ૨

---

* "મિત્ર કે" પાઠાન્તર છે.

આવો આંગણીયે મહારાજ રસિક વર જોવાને;
આવો મનડું મોવા છેલ ગાવડલી દોવાને. ૩
આવો જોવા વલોણું લાલ જાઉં તારે વારણે;
નાખી આપું ચાકળિયો નાથ બેસો મારે બારણે. ૪
આવો મરમાળા મહારાજ કે દીલ મારું ઠરવાને;
આવો પ્રેમસખીના પ્રાણ ભુજ ભરી મળવાને. ૫

## પદ ૧૮૩૭ મું—રાગ ગરબી

પાતળિયાજી પગલાં માંડો પ્રેમનાં જો; એ ઢાળ છે.
અલબેલા આવો રે આજ મારે આંગણે જો;
પુરો મારા હૈડાની હામ જો. અલ૦ ટેક.
હળવાને ભરજોરે પગલાં હેતમાં જો;
આવો મારા વહાલા પૂરણકામ જો. અલ૦ ૧
શેરીઓ વાળીને મેં તો સજ કરી જો;
ફુલડાંને વેર્યાં છે ઉભી વાટ જો.
કેસરને કુમકુમનાં છાંટ્યાં છાંટણાં જો;
મારો વહાલોજી પધારે તે માટ જો. અલ૦ ૨
અગર ને ચંદને લીપ્યા ઓરડા જો;
મોતીડે કંઈ પુર્યા છે ચોક જો.
મોંઘે ને મળિયાગરે લીંપ્યા લાડમાં જો;
વહાલા તમને પધરાવ્યાના ગોખ જો. અલ૦ ૩
ફુલડેને સમારી વહાલાજીની સેજડી જો;
મેવા ને મીઠાઇયુંના નહીં પાર જો.
પ્રેમાનંદના સ્વામી જોવું વાટડી જો;
આવો મારા હૈડાકેરા હાર જો. અલ૦ ૪

## પદ ૧૮૩૮ મું

લટકાળાજી આવો મારે લટકંતા જો;
લટકામાં લોભાણું મારું મન જો. લટકા૦ ટેક.

મરમાંરે પ્રાલીને પુલી હું ફરું જો;
ધન્ય ધન્ય મારે આજુનો તે દન જો. લટકા૦ ૧
વાતાને આવોરે મીઠી વાંસલી જો;
ગાતાંને કે આવ્યા સુંદર તાન જો.
પાડોશણુ જોવાને ઉભી બારીએ જો;
કરતા આવોને નેણુંકેરી સાન જો. લટકા૦ ૨
મારગડામાં મોહન મળવા કારણે જો;
આવીને ઉભી છે વ્રજની નાર જો.
મુખડુંરે જોઇને જાયે વારણે જો;
વહાલા તમને પેહેરાવા છે હાર જો. લટકા૦ ૩
વહાલપની વેળારે હરિ ઘેર આવજો જો;
આવીને કાંઈ ઉભા રહેજો બહાર જો.
પ્રેમાનંદના સ્વામી સુંદર શ્યામને જો;
મોતીડે વધાવું વારમવાર જો. લટકા૦ ૪

પદ ૧૮૩૯ મું

ગીરધારી આવો રે મારે ઘેર ગાજતાં જો;
મારો વહાલોજી છે શોભાના સુર જો. ગીરધા૦ ટેક.
શોભા તો જોઈ મેં સુંદર શ્યામની જો;
દુઃખડા મારાં ભાગ્યાં છે દૂર જો. ગીરધા૦ ૧
માથે રે મુગટ રે હરિને પુલનો જો;
પુલડાનાં પેર્યા છે સુંદર હાર જો.
ઝીણીને પછેડી શોભે પુલની જો;
જોઇને મોહી છે નગ્રની નાર જો. ગીરધા૦ ૨
કેસરને ચંદને રે અંગ લેપન કર્યાં જો;
ચાંદલિયામાં ચોખાની છે ભાત જો.
બાજુ ને કાજુરે તોરા લટકતાં જો;
ખાંતીલાને જોયાની છે ખાંત જો. ગીરધા૦ ૩

સરખા ને શોભેરે સહુ ગોવાળિયા* જો;
ગાતા આવે હળવા હળવા ગીત જો.
પ્રેમાનંદનો સ્વામી સુંદર સ્યામળો જો;
ચોરી લે છે નરનારીનાં ચીત જો. ગીરધા૦ ૪

### પદ ૧૮૪૦ મું

શેરડી એ આવે રે સુંદર સ્યામળો જો;
જોતાં આવે નગર બજાર જો. શેરડી૦ ટેક.
ઉંચીને અટારી આવી આગલે જો;
જુવે વહાલો તેને વારમવાર જો. શેરડી૦ ૧
નાગરિયું આવીને ઉભી ગોખમાં જો;
જોઇને મોહી છે શોભાધામ જો.
સાન કરી સમજાવે સુંદર સ્યામને જો;
મળવાને વ્યાપ્યો છે અતિ કામ જો. શેરડી૦ ૨
કામકળામાં સુંદર વર પરવિણ છે જો;
વહાલોજી છે અતિ ગુણવાન જો.
ફુલ દડો ઉછાળીને આકાશમાં જો;
સમજાવી છે નેણુકેરી સાન જો. શેરડી૦ ૩
કોઇને હા કહી કોઇને ના કહી હેતમાં જો;
હસતાં હસતાં આવ્યા મારે ઘેર જો.
પ્રેમાનંદનો સ્વામી આજ અઢળક ઢળ્યા જો;
કીધી કીધી મુજપર ઘણી મેહેર જો. શેરડી૦ ૪

### પદ ૧૮૪૧ મું—રાગ ગરબી

મારા વહાલાજી આવો રે કે કરીએ વાતલડી એ ઢાલ છે.

ગીરધર ગુણવંતા રે કે ગોઠડલી કીજે;
આવો એકાંતે રે કે આલિંગન લીજે. ૧
મનડું મારું તલખે રે કે મોહન મળવાને;
કોઇને નથી દેતી રે કે જીવન કળવાને. ૨

---

* "ગોવાલીડા" પાઠ છે.

આવોને ઓરા રે કે મન મારું લાગે;
મનડાંની વાતુ રે કે કહીયે તમ આગે. ૩
રસિયા રસ પાવો રે કે વહાલા પધારીને;
તમ ઉપર તનમન રે કે નાંખું વારીને. ૪
આ જીવિત મારું રે કે જીવન તમ કાજે;
કોઇથી નથી બ્હીતી રે કે લોક તણી લાજે. ૫
મેં તો જનમ ધર્યો છે રે કે તમને વરવાને;
વહાલા પ્રેમસખીના રે કે રાજી કરવાને. ૬

## પદ ૧૮૪૨ મું

લટકાળા લાલચ રે કે લાગી લટકાંમાં;
સંસાર વિસાર્યો રે કે મોહન ચટકાંમાં ૧
પ્રિતલડી બંધાણી રે કે પ્રીતમ પાતળિયા;
જે દહાડાથી જાદવ રે કે હેત કરી મળિયા. ૨
મીઠી લાગેછે રે કે મુખડાંની વાણી,
મીઠું બોલીને રે કે મન લીધું તાણી. ૩
ઘરનો તે ધંધો રે કે દીઠો નવ ગમે;
મનડું તો મોહન રે કે તમ કેડે ભમે. ૪
વાટે ને ઘાટે રે કે મુખડું જોવાને;
જોતી હીંડુછું રે કે દુઃખડું ખોવાને. ૫
ઘણે ઘણે દહાડે રે કે મળીયા અલબેલા;
વહાલા પ્રેમસખીના રે કે ન મેલું છેલા*. ૬

## પદ ૧૮૪૩ મું

આનંદ વાધ્યોછે રે કે મોહનજી મળતાં;
તમ સાથે હળવે રે કે હેત કરી હળતાં. ૧
જોયું રૂપ તમારું રે કે રંગડાંના રાતા;
મનને ગુમાને રે કે મોહન છો માતા. ૨

* "ઢીલા" પાઠાન્તર છે.

જોબનના પુરા રે કે શૂરા સંગ્રામે;
પરનારીને મોવા રે કે ચઢિયા છો ભામે. ૩
વહાલપના વેલા રે કે ઘેલા ગોવાળા;
રંગડાના રેલા રે કે છેલા છોગાળા. ૪
મતલબના ગરજી રે કે હરજી હેતુ છો;
વ્રજનારીના જીવન રે કે સુખના સેતુ છો. ૫
માણીગર માણો રે કે જાણો પ્રિતલડી;
વહાલા પ્રેમસખીના રે કે રસની રીતલડી. ૬

## પદ ૧૮૪૪ મું

આવોને વહાલા રે કે લાલા નંદતણા;
સહુને છો સોંઘા રે કે અમને મોંઘા ઘણા. ૧
પહેલી પ્રિત લગાડી રે કે પ્રિતમજી પ્યારા;
હવે નવ રહી રે કે નટવરજી ન્યારા. ૨
હું તો ચરણકમળની રે કે દાસી છું તારી;
મનગમતું કરજો રે કે ગુણવંત ગિરિધારી. ૩
હળવા રહી આવો રે કે મળવા હેત કરી;
કરના લટકાંપર રે કે વહાલમ જાઉં મરી. ૪
મોહન મોહીછું રે કે મીઠાં વેણામાં;
રંગભીના આવો રે કે રાખું નેણામાં. ૫
રસીયાજી રસ વાધ્યો રે કે રમતાં રસ રીતે;
વહાલા પ્રેમસખીના રે કે પુરવની પ્રીતે. ૬

## પદ ૧૮૪૫ મું

વહાલા છેલ છબીલા રે કે છબીપર જાઉં વારી;
લાલચ મને લાગી રે કે લાડકડા તારી. ૧
બાનકમાં બંધાણી રે કે હરખે હેત કરી;
ફુલી ફરૂંછું રે કે જોવા પ્રેમભરી. ૨
મુખડાની શોભા રે કે જોઇને જીવું છું;
અધરામૃત વહાલા રે કે પ્રેમે પીવું છું. ૩

અધરબિંબ રાતા રે કે મન મારાં હરિયા;
ભ્રકુટીમાં ભાથા રે કે કામતણા ભરિયા. ૪
નેણાં અણિયાળાં રે કે નીતમ નેહ ભર્યાં;
કામણિયા મુજને રે કે કોઈ ભાંત કર્યાં. ૫
ધરણીધર વહાલા રે કે ધરના ધૂતા છો;
વહાલા પ્રેમસખીના રે કે મનમાં ખૂતા છો. ૬

પદ ૧૮૪૬ મું

મનગમતા મોહનરે કે વાત કહું વહાલા;
રસિયા રસ પીજેરે કે નાગર નંદલાલા. ૧
વહાલા તમે જાણોરે કે રસની રીતલડી;
જગજીવન જુવોરે કે મારી પ્રીતલડી. ૨
તમ અરથે જીવનરે કે જીવિત મારું છે;
આ તન ધન મારુંરે કે સરવે તમારું છે. ૩
શો ભાવ છે વહાલારે કે શું અમે કીજીયે;
દાખ્યા વિના જીવનરે કે દલમાં બ્હીજીયે. ૪
તમે ભલે પધાર્યારે કે સેજલડી મારી;
તારા મુખડાં ઉપર રે કે વહાલમ જાઉં વારી. ૫
આવોને આ ઘેર રે કે કોઇથી માં ડરજો;
વહાલા પ્રેમસખીના રે કે મન ગમતું કરજો. ૬

પદ ૧૮૪૭ મું

મુખડાંની મોહન રે કે મોહની લાગી છે;
રસિયા રસ પીવા રે કે સુરત જાગી છે. ૧
બળિયા છો બળમાંરે કે સહુથી છળિયા છો;
મારા મનડાં સાથે રે કે મોહન મળિયા છો. ૨
વહાલા કાંમકળામાં રે કે પ્રીતમ પુરા છો;
સુરત સંગ્રામે રે કે જીવન શૂરા છો. ૩
ચતુરાઈ દીઠીરે કે નટવર નેણામાં;
બહુ પેચ જણાવેરે કે વહાલમ વેણામાં. ૪

હળવા ને હળવારે કે હેતે હેરો છો;
વહાલા દરદ લગાડીરે કે દલડું ફેરો છો. ૫
જોઈ કામકળાને રે કે કંદર્પ હાર્યો છે;
વહાલા પ્રેમસખીએરે કે જનમ સુધાર્યો છે. ૬

પદ ૧૮૪૮ મું

નટવર નંદલાલારે કે વહાલા છો મુજને;
હવે નિમખ ન મેલુંરે કે જીવનજી તુજને. ૧
રસબસ મુને કીધીરે કે રસમાં રંગીલા;
અંગોઅંગ આનંદરે કે પામી અલબેલા. ૨
છો સુખની સીમારે કે ગુણવંત ગિરિધારી;
મારા ચીતમાં ચડીછેરે કે ખુમારી તારી. ૩
રંગડામાં રંગાણીરે કે રસિયાજી તારા;
હવે નહીં મેલુંરે કે વહાલમજી મારા. ૪
રાખીશું રોકીરે કે જોવા નહીં પામો;
શા સારૂં પેહેલોરે કે લગાડ્યો ભામો. ૫
જુગો જુગ મુજનેરે કે રાખજો મેણામાં;
વહાલા પ્રેમસખીનારે કે તમે રહેજો નેણામાં. ૬

પદ ૧૮૪૯ મું–રાગ ગરબી

વંદ્રાવનમાં* વહાલે વજાડી વાંસલી જો;
મંત્ર ભણીને વીંધી મારી પાંસલી જો. ૧
વહાલે વ્રેહની વજાડી બહુ જોરમાં જો;
આવી વાગી કાલજડાની કોરમાં જો. ૨
મારૂં કાલજ કોરીને બારે નિસરી જો;
હુંતો ઘાયલ થઇને સુધ વિસરી જો. ૩
મારો જીવડો તે નવ રહ્યો ધારણે જો;
હુંતો નિસરી જીવન જોવા કારણે જો. ૪

---

* "વ્રન્દાવનમાં" "વૃંદાવનમાં".

હુંતો ચાલી વંદ્રાવન વેલડી જો;
પ્રેમસખીને નાથ કીધી ઘેલડી જો. ૫

### પદ ૧૮૫૦ મું

જમુનાજીમાં જાદવ દીઠા રમતા જો;
મારા મનમાં અતિ ઘણા ગમતા જો. ૧
વ્રજવાસી સખી સહુ સંગમાં જો;
રંગભીનો રમે છે બહુ રંગમાં જો. ૨
રુડા લાગે રસિયોજી ખેલતા જો;
વહાલો એક બીજાને ઠેલતા જો. ૩
બલ સબલ શ્રીદામ બહુ સુરમાં* જો;
રમે મધ્યે જમુનાજીનાં પૂરમાં જો. ૪
રમે વચમાં આવીને અલબેલડો જો;
પ્રેમસખીનો નાથ બહુ છેલડો જો. ૫

### પદ ૧૮૫૧ મું

અલબેલોજી આનંદમાં દીઠડા જો;
મેં તો મગન થઇને લીધાં મીઠડાં જો. ૧
વહાલો હસતા રમતા ને હેતે ગાવતા જો;
મારા તનના તે તાપ સમાવતા જો. ૨
આમા સામા સખા સંગ ખેલમાં જો;
મંડ્યા રમવા રસિયો રંગરેલમાં જો. ૩
ઉભા જળમાં ઉછાળે જળ જોરમાં જો;
મેં તો નિરખી રાખ્યા નેણાની કોરમાં જો. ૪
જેજેકાર થાયે ને ગોપી ગાય છે જો;
પ્રેમસખીનો નાથ રુડા ન્હાય છે જો. ૫

### પદ ૧૮૫૨ મું

લટકાળે લાલેજી મન લીધલાં જો;
વૃજવાસી વહાલેજી ઘેલાં કીધલાં જો. ૧

---

* "શૂરમા" પાઠાન્તર છે.

વહાલો લટકાં કરે ને હરે ચીતને જો;
તાળી દેઇને ગાવે છે રુડાં ગીતને જો. ૨
વનમાળીએ વાળી રંગ રેલડી જો;
મારી બાંહડી ઝાલીને લીધી બેલડી જો. ૩
મારો સફલ જન્મ વહાલે કીધલો જો;
મેં તો પ્રેમે અમૃત રસ પીધલો જો. ૪
મનમોહન નાહીને વૃજ આવીઆ જો;
પ્રેમસખીએ મોતીડે વધાવીઆ જો. ૫

## પદ ૧૮૫૩ મું–રાગ ગરબી

શોભા શી કહુંરે રુડી, વરણન કરતાં જાયે ચીત બૂડી;
હરિવર જોયારે રંગમાં, મોહી હુંતો રસિયાજીના અંગમાં. ૧
ઉદર અનુપમરે નિરખી, ઉપમા પીપલ પાનના સરખી;
ત્રિવળી સુંદરરે શોભે, જોઈ જોઈ ચિતડાં મારા લોભે. ૨
નાભી ઉંડીરે રૂપાળી, બ્રહ્મા બેસે ત્યાં આસન વાળી;
કટિલંક જોઇનેરે મનમાં, મૃગપતિ લાજી રહ્યો મહા વનમાં. ૩
હરિયે ઉપવીતરે ધારી, મુનિના મનને આનંદકારી;
નિરખી આનંદરે પામી, આવા રુડા પ્રેમસખીના સ્વામી. ૪

## પદ ૧૮૫૪ મું

હરિને નિરખ્યારે નેણે, વહાલાને વરણવું સુંદર વેણે;
શ્યામ શરીરે શોભે, અજાન બાહુ ચિતડાં લોભે. ૧
મૂરતિ ઉંચીરે વખાણું, સવાચોસઠ તસુ પરમાણું;
સુંદર શોભેરે શરીરે, પીતપટ પેહેર્યાં છે બલવીરે. ૨
ઘેરે સાદેરે ગાજે, સાંભળી મેઘ નગારાં લાજે;
હસતા આવેરે પાસે, કેસર સરખો સુગંધ શ્વાસે. ૩
કોતુહલનારે ભરિયા, જોગ કળાના પૂરણ દરિયા;
બ્રહ્મવિદ્યાનારે સ્વામી, આવા રુડા પ્રેમસખી વર પામી. ૪

## પદ ૧૮૫૫ મું

રંગનો ભીનોરે જોઈ, હરિના જુગલ ચરણપર મોહી;
સાથળ રુડારે કેવા, નિરખી મનમાં રાખ્યા જેવા. ૧
ગોળ છે જાડારે સ્વરૂપે, ઉપમા કદળી થંભની ઓપે;
શોભિત શોભારે ધામ, વ્રજવિનતાના પૂરણકામ. ૨
સુંદર શોભેરે જાનું, નિરખી ધન્ય ભાગ્ય કરી માનું;
જંઘા જુગલનેરે નિરખી, ચંદન ચરચી મનમાં હરખી. ૩
ઘુંટી અનુપમરે પાની, નિરખી મનમાં રાખું છું છાની;
એ પદ ઉરમાંરે ધારી, પુંજી પ્રેમસખી બલિહારી. ૪

## પદ ૧૮૫૬ મું

ચરણ હરિનારે શોભે, જોઈ જોઈ મુનિ મન મધુકર લોભે;
છબી અલૌકીકરે ન્યારી, સોળે ચિહ્નતણી બલિહારી. ૧
મચ્છ તે મહા સુખરે આપે, ત્રિકુણ ગૌપદ દુઃખડાં કાપે;
કલશ ધનુષનેરે ધારે, વ્યોમ તે તાપ હૈયાના ઠારે. ૨
અર્ધ ચંદ્ર ઉગ્યોરે ભારી, સ્વસ્તિ અષ્ટકુણ મંગલકારી;
જવને જાંબુરે વિરાજે, વજ્ર ધ્વજ અંકુશ અતિ છાજે. ૩
અંબુજ શોભારે સારી, લાગે ઊર્ધ્વરેખા અતિ પ્યારી;
શુક જેવા જોગીરે વિચારે, નિત્ય ઉઠી પ્રેમસખી ઊર ધારે. ૪

## પદ ૧૮૫૭ મું

એ ચરણનારે ભોગી, શિવ સનકાદિક શુક જેવા જોગી;
મનમાં વિચારેરે પ્રીતે, તેણે કરી કામાદિક રિપુ જીતે. ૧
ધ્યાનમાં નખમણીરે દેખે, ઝીણી આંગલીયુંની રેખે;
જોવે ચિહ્ન જમણેરે અંગુઠે, બીજે નવ રાચે ભામે જુઠે. ૨
ઋષિગણ પુજેરે આનંદે, ભવ બ્રહ્માદિક નિત્ય ઉઠી વંદે;
શેષ સંભારે મનમાં, પૂજે ગોવાળ વૃંદાવનમાં. ૩
કુચ ને કુમકુમરે સમારી, ઊરપર રાખે વ્રજની નારી;
ઉપનિષદનોરે સાર, પ્રેમસખી કરી રાખે ઊર હાર. ૪

## પદ ૧૮૫૮ મું

સુંદર શોભેરે રસિયો, વહાલો મારા હ્રદયકમળમાં વસિયો;
રૂપ અલૌકીકરે જોઈ, ઉપમા તોલે ના આવે કોઈ. ૧
નિત્ય ઉઠી નારદરે ગાવે, શેષ સહસ્ર મુખ પાર ન પાવે;
શ્રીનારાયણરે સ્વામી, હું તો એ જોઇને આનંદ પામી. ૨
નખશિખ શોભારે વખાણી, સુફલ કરું છું મારી વાણી;
અંગો અંગનેરે ગાવું, હવે હું પાછી ભવમાં નાવું. ૩
હવે હું તો થઈ છુંરે માતી, હરિના ગુણ સાગરમાં ન્હાતી;
વહાલે મને ઝાલીરે હાથે, રસિયે પ્રેમસખીને નાથે. ૪

## પદ ૧૮૫૯ મું—રાગ ગરબી

વંદુ પુરુષોત્તમ પરબ્રહ્મ અનાદિ દેવનેરે લોલ;
જેની દેવ દાનવ મુનિ વૃંદ કરે નિત્ય સેવનેરે લોલ. ૧
વંદુ કૃષ્ન કમળદળ નેણ સકળ સુખધામનેરે લોલ;
વંદુ ગોલોકપતિ રાય તે જ્યોતિથી શ્યામનેરે લોલ. ૨
વંદુ સકળ કળા ગુણ ધામ જગત આધારનેરે લોલ;
ગાવે શારદ નારદ શેષ લહે નહિં પારનેરે લોલ. ૩
વંદુ અક્ષરબ્રહ્મ આધાર કે ધર્મ નિવાસનેરે લોલ;
વંદુ પ્રેરક માયા કાળ સકળ ભયનાશનેરે લોલ. ૪
માંગુ કરજોડીને નાથ કે વાણી પ્રકાશનેરે લોલ;
ગાવું સુંદર કૃષ્ન સ્વરૂપ હરખ અતિ દાસનેરે લોલ. ૫
વર્ણવું નખશિખ રૂપ અનૂપ હરિ ચરણે નમીરે લોલ;
આપો પ્રેમસખીના નાથ કે બુદ્ધિ અનુપમીરે લોલ. ૬

## પદ ૧૮૬૦ મું

વરણવું પૂરણ બ્રહ્મ દયાલ નારાયણ મૂરતિરે લોલ;
મોહન કોટિક શોભાધામ નહિ મેલું ઉરતીરે લોલ. ૧
શોભે સુંદર શ્યામ શરિર હરિ હસી હેરતારે લોલ;
સુંદર કમળની માળા નાથ હાથમાં ફેરતારે લોલ. ૨

શોભે સુંદર ભાલ વિશાળ લલિત રેખાવળીરે લોલ;
જોતાં લોચન ત્રપત ન થાય કે જાયે ચિતડું ચળીરે લોલ. ૩
સુંદર ઝીણા નૌતમ કુટિલ અકળના કેશછેરે લોલ;
બાંધી પાઘ મનોહર શિશ કે નટવર વેશછેરે લોલ. ૪
પ્રફુલિત પંકજ સરખા વિશાલ મનોહર નેણ છેરે લોલ;
રુડાં અમૃત સરખાં રસાલ કે મીઠાં વેણ છેરે લોલ. ૫
ભ્રકુટી કુટિલ કટાક્ષને બાણ કે કાલજ કોરતારે લોલ;
શોભે પ્રેમસખીનો નાથ કે, ચિતડા ચોરતારે લોલ. ૬

## પદ ૧૮૬૧ મું

શોભા પુરણ ચંદ્ર સમાન કે મોહન મુખતણીરે લોલ;
નિરખી મુનિજન વૃંદ ચકોર પ્રિત અતિશય ઘણીરે લોલ. ૧
શોભે સુંદર લાલ કપોલ મનોહર ગાલ છેરે લોલ;
હરિનું કેસર ચંદને ચરચિત રુડું ભાલ છેરે લોલ. ૨
નાસા શોભીત મુનિ મન લોભીત છે બલવીરનીરે લોલ;
કવિયે સરવે ખોળીને આપી ઉપમા કીરનીરે લોલ. ૩
શોભે અધરબિંબ અતિસાર પાન બીડી ચાવતારે લોલ;
વ્રજવિનતાના જીવન પ્રાણ કે તાપ સમાવતારે લોલ. ૪
શોભે સુંદર બતરીશ દાંત કે જાણે કુંદ કળીરે લોલ;
ચોર્યા કેઈ કેરા ચિત્ત કે હસતા લળી લળીરે લોલ. ૫
સુંદર શંખ સરીખો કોટ રૂડી રેખાવળીરે લોલ;
વારે પ્રેમસખી લેઈ પ્રાણ હરિને મળી મળીરે લોલ. ૬

## પદ ૧૮૬૨ મું

નારાયણ પુરષોત્તમ દેવ કે શોભાધામ છેરે લોલ;
પ્રગટ્યા ભક્તતણા મનરંજન પુરણકામ છેરે લોલ. ૧
શોભે ભુજા યુગલ સુખરૂપ વિપુલ વિલસી રહીરે લોલ;
કવિએ ઉપમા હસ્તિ સુંડ કમળ ડંડની કહીરે લોલ. ૨
કરમાં સારંગ ચાંપના ચિહ્ન તેણે અતિ શોભતારે લોલ;
જાણે કઠિન કુરમની પીઠકે મુનિ મન લોભતારે લોલ. ૩

ઝીણી આંગાળયુંની રેખા નખમણિ લાલ છેરે લોલ;
લાજે ઐરાવત કલહંસ એવી રુડી ચાલ છેરે લોલ. ૪
એવી ભુજા અનુપમ સાર કે શોભે શ્યામનીરે લોલ;
ચુંબન કરવા તલખે નિશદિન વ્રજની ભામનીરે લોલ. ૫
નિરખી ઉન્નત હૃદય વિશાળ કે દુઃખ સરવે ટળ્યારે લોલ;
આવા રુડા પ્રેમસખીનો નાથ કે મુજને ભલે મળ્યારે લોલ. ૬

## પદ ૧૮૬૩ મું–રાગ ગરબી

મારા વહાલાને રાખ્યા મોલા માંઇરે;*
ધુતારી નારને શું કહીયે. મારા૦
રસિયા રાજેન્દ્રને રાખ્યા મોલા માંઇરે;
ધુતારી નારને શું કહીયે. મારા૦ ટેક.
સખી કાગળિયાં કીધાંરે મારા નાથને;
વશ કીધલા જીવન જાદવરાયરે. ધુતારી૦
સખી શુંરે ખવરાવ્યું બીડી પાનમાં;
સુધ ભુલાવીને રાખ્યા માંહ્યરે. ધુતારી૦ ૧
સખી મોહનજીનારે ચીત ચોરિયાં;
અણિયાળા નેણુકેરી સાનરે. ધુતારી૦
સખી વાલપ દેખાડી રુડાં વેણુની;
બોલી મરમ રીઝવી રાખ્યા કહાનરે. ધુતારી૦ ૨
સખી પ્રીતડી જોઇને મોહ્યા વહાલમો;
રંગભીનો રાચ્યા એને રંગરે. ધુતારી૦
સખી શામળિયે વિસાર્યાં વ્રજ સાથને;
મરમાળાને ગમ્યો એનો સંગરે. ધુતારી૦ ૩
સખી રસિયો રિઝ્યારે એના ગુણમાં;
ગુણવંતીને ગમ્યા દીનાનાથરે. ધુતારી૦
સખી પ્રેમસખી જાયે વારણે;
અલબેલો આવે મારે હાથરે. ધુતારી૦ ૪

* "મહોલા માંહીરે" મેહેલમાં.

### પદ ૧૮૬૪ મું

મારા રસિયા વાલમને ભરમાવ્યોરે;
નેણુાનો પાણી લાગણો. મારા૦
રંગભીના રાજેન્દ્રને ભરમાવ્યોરે;
નેણુાનો પાણી લાગણો. મારા૦ ટેક.
સખી વાલપ ઘણીરે એના વેણુમાં;
મરમાળા આંખડળીના ભાવરે. નેણુાનો૦
સખી કામકળામાં ચતુરાઈ ઘણી;
મનગમતા ભોળા મારા નાવરે. નેણુાનો૦ ૧
સખી જાતાં વળતાંરે મળતા શેરીએ;
બોલી મરમ હસતા દીનોનાથરે. નેણુાનો૦
સખી મંદિર તજ્યાં ને તોડી પ્રીતડી;
નેહ લાગો ધુતારીને સાથરે. નેણુાનો૦ ૨
સખી એ દુઃખે દાઝે મારી છાતડી;
મન રહે છે સદાયે ઉદાસરે. નેણુાનો૦
સખી કેને કહીએરે વાત દુઃખની;
રસિયોજી રહ્યા તેને વાસરે. નેણુાનો૦ ૩
સખી મળવાને મન તલખે ઘણું;
જોવાને તલખે મારાં નેણુરે. નેણુાનો૦
સખી પ્રેમસખી જાયે વારણે;
થાયે મીટ્યે મેળાવો સેણુરે. નેણુાનો૦ ૪

### પદ ૧૮૬૫ મું-રાગ ગરબી

સખીરે સાંભળ વારતા કહું એક આજની;
સખીરે જોઈ સુંદર શોભા વ્રજરાજની. ૧
સખીરે હુતો વેલેરી ઉઠીને ઉભી શેરીએ;
સખીરે જાણું રસીક સુંદર મુખ હેરીએ. ૨
સખીરે મેંતો શેરીએ દીઠા ન શ્યામને;
સખીરે ગઈ નંદજીને ઘેર મેલી કામને. ૩

સખીરે નંદજીને ઘેર જોઇને પાછી વળી;
સખીરે મારી પાડોશણ મુજને સામી મળી. ૪
સખીરે મુને પુછ્યું બેન કહોને આજ કેમ છે;
સખીરે મારે હરિ મુખ જોયાનું નેમ છે. ૫
સખીરે હુંતો ગઇતી જોવાને મોહન મીઠડા;
સખીરે પ્રેમસખીનો નાથ નવ દીઠડા. ૬

### પદ ૧૮૬૬ મું

સખીરે મારી પાડોશણે કહી વાત કાનમાં;
સખીરે મને હળવે સમજાવી વાત સાનમાં. ૧
સખીરે હેત કરીને કહી વાત વહાલની;
સખીરે મને ભાળ આપી નંદલાલની. ૨
સખીરે મારો જીવડો તે ના રહ્યો ધારણે;
સખીરે હુંતો નિસરી જીવન જોવા કારણે. ૩
સખીરે હું તો ચાલી વૃંદાવન વાટડી;
સખીરે મારે ઓઢણુ છે પીળી ઘાટડી. ૪
સખીરે મીષ મહી વેચવાનું કીધલું;
સખીરે મનમોહન જોયાનું નેમ લીધલું ૫
સખીરે પાછી માધવ જોયા વીના નહી વળું;
સખીરે પ્રેમસખીના નાથને નિશ્ચે મળું. ૬

### પદ ૧૮૬૭ મુ

સખીરે હું તો ચાલી આવી વદાવનમાં;
સખીરે જોવા આનંદ થાએ છે મારા મનમાં. ૧
સખીરે મેં તો સાંભળી વહાલાની વંશી બોલતી;
સખીરે હું તો ચાલી સામી વેહેલી ડોલતી. ૨
સખીરે મેં તો શોભા જોઈ જમુના તીરની;
સખીરે રૂડી કુંજ ગલી છેવા નીરની.* ૩

---

* "છે વાનીરની" બે પ્રતમાં આ બે રીતે છે પણ અર્થ એકેમાં સ્પષ્ટ નથી.

સખીરે હું તો રાસ રમણુ શોભા જોઇને;
સખીરે હું તો આનંદ પામી રહી મોહીને. ૪
સખીરે જેનું ક્રિડા નિરંજીત* વિશ્વ નામ છે;
સખીરે એતો તેને રહ્યાનું ધામ છે. ૫
સખીરે પ્રેમસખીનો નાથ ત્યાં દીઠડા;
સખીરે મેં તો ધાઇને લીધા વહાલાના મીઠડાં. ૬

પદ ૧૮૬૮ મું

સખીરે શ્યામ સુંદર સ્વરૂપ રૂપ જોઇને;
સખીરે હું તો મગન થઈ ગઈ છું મોહીને. ૧
સખીરે મનમોહન અનુપ રૂપ કીધલું;
સખીરે ચીત કંઈતણું ચોરી લીધલું. ૨
સખીરે જોયા નેણા ભરી ગિરિધારીને;
સખીરે કામ કોટિક નાંખીયે વારી વારીને. ૩
સખીરે શોભ્યા કંદર્પ તણો માન મોડતા;
સખીરે મારા મનડાં સાથે પ્રિત જોડતા. ૪
સખીરે મને કહેતાં ન આવે એવી ઉપમા;
સખીરે કંઇક ભૂલ્યા જાઈ એના રૂપમાં. ૫
સખીરે પ્રેમ સખીના નાથની મૂરતિ;
સખીરે જાણે ઘડીયે ન મેલીયેં ઉરતી. ૬

પદ ૧૮૬૯ મું

સખીરે શ્યામ સુંદર રમે છે પ્રેમ રંગમાં;
સખીરે ચંદન લેપન કર્યાં છે સર્વ અંગમાં. ૧
સખીરે જાણે શંકર આવ્યા વિભૂત ધારીને;
સખીરે તાંડવ નાચતાં† આનંદ ત્રિપુરારીને. ૨
સખીરે વિષવેલીના પેહેર્યા છે હાર કોટમાં;
સખીરે મોહ પામીને ઉભો છે કામ ઓટમાં. ૩

---

* "નિરંજન" પાઠ પણ છે. † "નાચવા" પાઠાન્તર છે.

સખીરે જાણે શંકરે ધાર્યો ભોયંગ રાજને;
સખીરે માર આવ્યો છે લેવા શંભુની લાજને. ૪
સખીરે કંઠે શોભે છે કમળ દળ સ્યામને;
સખીરે હું તો વારી જાઉં નીલકંઠ નામને. ૫
સખીરે પ્રેમસખીના નાથની શોભા બણી;
સખીરે જોઈ દીન થયો છે રતિનો ધણી. ૬

### પદ ૧૮૭૦ મું

સખીરે મનમોહન શોભે છે વ્રજ આવતા;
સખીરે વ્રજવિનતાના ચીત લલચાવતા. ૧
સખીરે નવઘનની શોભા છે સ્યામ તનમાં;
સખીરે વ્રજસુંદરી આનંદ જોઈ મનમાં. ૨
સખીરે વનમાળા શોભે છે સ્યામ અંગમાં;
સખીરે જાણે ઈંદ્રિ તાણ્યું ધનુષ્ય રંગમાં. ૩
સખીરે જાણે ચમકે પીતાંબર દામિની;
સખીરે જોઈ આનંદ થાયે છે વ્રજભામિની. ૪
સખીરે આવે મોરલી મધુરી શી વગાડતા;
સખીરે મોર દાદુર ચાતુકને જીવાડતા. ૫
સખીરે આવે સુંદર કમળ કર ફેરતા;
સખીરે પ્રેમસખીને નેણા ભરી હેરતા. ૬

### પદ ૧૮૭૧ મું–રાગ ગરબી

હાંરે નંદાજીના હો લાલ વહાલા મારે ઘેર તમે આવજો; હાંરે૦ ટેક.
પેહેરી પીતાંબર પ્રેમસું, વલી રૅટા રંગ સોરંગ;
શોભા કોટિક કામની, તમે ધરજો અંગો અંગ. નંદા૦ ૧
મોતી માળા કોટમાં ને, હેમ કડાં બેઉ હાથ;
શિવ બ્રહ્માદિક સરખા જોઈ, રાજી થાશે નાથ. નંદા૦ ૨
વહાલા માથડે મુગટ ફુલનો, પેહેરો ફુલડાં કેરા હાર;
જીવન તમને જોઇને, મોહી જાશે નગ્રની નાર. નંદા૦ ૩

કંદર્પ કોટિક વારશું, એવી ધરજો શોભા શ્યામ;
પ્રેમસખી કહે ઊરમાં હું તો, રાખીશ આઠો જામ. નંદા૦ ૪

પદ ૧૮૭૨ મું

હાંરે મરમાળા હો માવ, સાંભળો તમને શિખવું રીતડી; હાંરે૦ ટેક.
ગોવિંદ ગાજતે વાજતે, તમે આવજો મારે ઘેર;
પાડ પાડોશી ગામનાં, મર જાણે બાધું શેહેર. મર૦ ૧
મંદિરમાંથી પાંસરા વહાલા, આવજો માણેક ચોક;
સામી ઉંચી મેડીયે, વહાલા રેહેછે મારી શોક. મર૦ ૨
જોશે આવી ગોખમાં, તમને રસિયા વારમવાર;
કામણગારા નેણનાં, તમે મારજો બાણ હજાર. મર૦ ૩
આકળા થાજો મા વહાલમાં, ઉભા રહેજો એને બાર;
પ્રેમસખી કહે સાનમાં, એને મનવજો તમે હાર. મર૦ ૪

પદ ૧૮૭૩ મું

હાંરે કામણગારા હો કહાન, સારી પેઠે સાનમાં સમજાવજો; હાંરે૦ ટેક.
નવછંદી છે નાથજી, વળી ધુતારી ગુણવાન;
એની આંખડળીના પેચમાં, તમે છેતરાજો મા કહાન. કામ૦ ૧
આંખડી છે અણિયાળિયું, તેની રાખજો મા તમે બ્હીક;
કમળનેણ કોરાં રાખતાં, એને કરજો ઠીકા ઠીક. કામ૦ ૨
મોહન તમને પુછશે, કયાં જાઓ છો સુંદર શ્યામ;
જીવન એને આગલે, તમે લેજો મારું નામ. કામ૦ ૩
હું આવીશ જોવા જાદવા, મિષે ભરવા પાણી હેલ;
પ્રેમસખી સામું જોઇને, તમે વાળજો રંગની રેલ. કામ૦ ૪

પદ ૧૮૭૪ મું

હાંરે ગુણવંતા ગોવિંદ, હસતા આવો મોહન મારી શેરીએ; હાંરે૦ ટેક.
મોહન મોરલી વાઇને, વહાલા ગાઇને સુંદર ગીત;
આંખડળીના ભાવમાં, ચોરી લાવજો એનું ચીત. ગુણ૦ ૧
અગાસીમાં આવીને, હું કરીશ જીવન સાન;
મારી પાડોશણને આંગણે, એક ગાજો મીઠી તાન. ગુણ૦ ૨

હળવા હળવા હેતમાં વહાલા, આવજો મારે બાર;
થાળ ભરી સગ મોતીડે, વધાવીશ વારમવાર. ગુણું૦ ૩
સુંદર ફુલની સેજમાં, પધરાવીશ હું એકાંત;
પ્રેમસખી કહે રસિયા સર્વે, પુરીશ મનની ખાંત. ગુણું૦ ૪

## પદ ૧૮૭૫ મું–રાગ ગરબી*

હો રંગભીના રસિલા મોહનજી, આવી શાને કરો છો આળ;
હો રંગભીના હો રસિલા મોહનજી. હો રંગ૦ ટેક.
આવી બાઝો મા રહોને વેગળા, નહીં તો ખાશો મુખડાની ગાળ. હો રંગ૦ ૧
કેમ ઉભા છો મારગ રોકીને, ચાલ્યા જાઓને પોતાની વાટ; હો રંગ૦
વળી જોર જણાવો છો જાદવા, હાથ નાખો છો મહીને માટ. હો રંગ૦ ૨
કેની છેડ ન કીજે કાનુડા, તમે ડાહ્યા છો નંદલાલ; હો રંગ૦
ફેલ કરો કહ્યું તમે નહિ માનો, તો† પુરીશ કોડ હું કાલ. હો રંગ૦ ૩
ધુતારા છો તમને જાણીએ, છો બાલપણાના ચોર; હો રંગ૦
પુરા છો ગુણના ગોવિંદજી, હવે કરશું પાંસરા દોર. હો રંગ૦ ૪
એવા લાડ ન કીજે લાડકડા, વહાલા છો જાણ સુજાણ; હો રંગ૦
હવે નાના નથી મનમોહનજી, છો પ્રેમસખીના પ્રાણ. હો રંગ૦ ૫

## પદ ૧૮૭૬ મું

હો અલબેલી ગોવાલની ગોકુલની રંગભીની સુંદર નાર; હો અ૦ ટેક.
આવો મરડ દેખાડે છે મુખનો, તરુણી તન અતિ સુકુમાર; હો અ૦
બોલે કઠિણ વચન અતિ મરમાળા, આખર ગુર્જર જાત ગમાર. હો અ૦ ૧
આજ આવી મારા લાગમાં, રોકીશું સર્વે સાથ; હો અ૦
અલી દહાડી તું દાણ ચોરી જાતી, ઘણે દહાડે આવી છું હાથ. હો અ૦ ૨
શું છે નામ તારું તારા બાપનું, તારા મનમાં છે ઝાઝો દોડ; હો અ૦
ઉભી રહેને થા માં આકળી, પુરા કરીશું તારા કોડ. હો અ૦ ૩
શું રે જોર જણાવે છે નેણમાં, નાંખે છે કટાક્ષના બાણ; હો અ૦
એમ બાળક નહીં બ્હી‡ જાશું, મુકીયે ન લીધા વીના દાણ. હો અ૦ ૪

---

* આ અષ્ટક છે પરન્તુ ત્રણે પ્રતમાં તેના પહેલા પદમાં એક કડી, બીજા પદમાં એક બોળ, અને છઠ્ઠામાં એક કડી ઓછા છે. † "જાઓ" પાઠાન્તર છે.
‡ "એમ બાળક નહિ અમે બ્હી જાશું" પાઠાન્તર છે.

રોકીશું જાવા નહીં દઇયે, કરીશું વનમાં હેરાન; હો અ૦
કહે પ્રેમસખીનો વાલમો, પાવો ગોરસ મેલીને માન. હો અ૦ ૫

પદ ૧૮૭૭ મું

હો ધુતારા આહીરના ગીરધરજી, ઘેલું શું બોલો ગોવાળ; હો ધુ૦ ટેક.
વહાલા નિર્લજ સરખા બોલો છો, ખાવાને ઇચ્છો છો ગાળ. હો ધુ૦ ૧
કે દહાડાના કહાનજી, કહોને કેદી લીધું અલબેલ; હો ધુ૦
આવ્યા દાણી થઈ દાણ લેવાને, નથી લાજ તારે છેલ. હો ધુ૦ ૨
ઝાઝું બોલો માં તમને જાણીયે, આવા મોટા થયા અમો માંય; હો ધુ૦
વહાલા મોટા કીધા છાછ પાઇને, રાખ્યા છે ચારવા ગાય. હો ધુ૦ ૩
હવે શિખ્યા છો મારગ બાંધવા, વનમાં રોકો છો પરનાર; હો ધુ૦
વહાલા નીતનીત હેરો છો હેરણા, રંગભીના નંદકુમાર. હો ધુ૦ ૪
તમને ખબર નથી બીજા મરમની, શું જોઇને ફુલો છો આપ; હો ધુ૦
અમને ખબર છે છાની વાતની, જાણું છું તમારે બે બાપ. હો ધુ૦ ૫
ગોરા નંદ જશોદા બેઉ જણ, તમે કાળા કાનુડા નામ; હો ધુ૦
એવું જાણીને છેડ ન કીજીયે, વહાલા પ્રેમસખીના શ્યામ. હો ધુ૦ ૬

પદ ૧૮૭૮ મું

હો મહિયારી ધુતારી જુઠા બોલી, ભખુભાણ તણી કુમારી; હો મહિ૦ ટેક.
શું જાણે અમારી વાતમાં, તું છો છાશ તણી વેચનારી. હો મહિ૦ ૧
આલી નવ લખ ધેન નંદજીને, તેની ગોવાળ પુરે છે શાખ; હો મહિ૦
ભખુભાણ અમારો ચાકર છે, તું જેવી લૌંડીયું લાખ. હો મહિ૦ ૨
અમે રાજા તે ગોકુલ ગામના, આ ઘાટ તણા અમે દાણી; હો મહિ૦
તુંતો છોડી અમારા ગુર્જરની, તારી માતા ભરે છે પાણી. હો મહિ૦ ૩
અમારું ખાઇને જીવોછો, કરો છો અમારું કામ; હો મહિ૦
અલી શું મુખ લઇને બોલે છે, છોડી રાધિકા તારું નામ. હો મહિ૦ ૪
શું જાણે તું અમને ગુર્જરી, મારી બ્હીકે ફાટી મરે કંસ; હો મહિ૦
કોઈ વેર કરે આલી અમ સાથે, કાઢી નાંખું હું તેનો વંશ. હો મહિ૦ ૫
ગોરસડાં કાજે ગોવિંદે, ઝાલ્યો રાધાનો હાથ; હો મહિ૦
ખોલો ઘુંઘટ પાવોને મહિયારી, કહે પ્રેમસખીનો નાથ. હો મહિ૦ ૬

## પદ ૧૮૭૯ મું

હો મોહનજી ધુતારા કાનુડા, કામણગારા ઠગારા છેલ; હો મો૦ ટેક.
રહેને વેગળો તુજને વારુ છું, ફાટલું* કેમ બોલે છે ફેલ. હો મો૦ ૧
નાનકડો જરા નવ લાજતો, ગાજતો ગોવાળાને જોર; હો મો૦
શ્યાને ફેલ કરે રહેને પાંસરો, વિણીને ખાને તું વનમાં બોર. હો મો૦ ૨
તારે નવ લખ ધેન તે જાણીએ, તારા ઘરમાં છે ઝાઝું ધન; હો મો૦
અલ્યા શાને ઘરેણાં નથી પેહેરતો, મહીડા જોઈ કેમ લળકે છે મન. હો મો૦ ૩
અલ્યા મહીડા વેચ્યાની શી લાજ છે, જાણ્યા વિના ન બોલીએ લાલ;†હો મો૦
જોઇ આવો પોતાની માતાને, મહી વેચતા પડી છે ટાળ. હો મો૦ ૪
અલ્યા મથુરા મેલી શ્યા કારણે, કેમ નાશી આવ્યો અરધી રાત; હો મો૦
અલ્યા આવીને ઉગર્યો છું ગોકુલમાં, તે કેમ ભુલી ગયો વાત. હો મો૦ ૫
વહાલા સાચું કહેતા દુઃખ લાગશે, કેમ પરણ્યા નહિ કુલવંતી નાર; હો મો૦
હવે જો જો રખે કોઇનું ઘર ઘાલો, વહાલા પ્રેમસખીના યાર. હો મો૦ ૬

## પદ ૧૮૮૦ મું

હો ગોરસડાં વાલી ગોવાલણી, અલી દીસે છે ઘણી રીસાળ; હો ગોર૦ ટેક.
અલી મહી વેચવા શ્યાને નીસરી, મીઠા બોલી ઘણી મરમાળ. હો ગો૦ ૧
અલી જોબન ગર્વ ન કીજીયે, માનની સમજો મનમાંહ્ય; હો ગો૦
ચાલે મલપતી બોલે છે મરડમાં, હાથ આવી છું વનમાંહ્ય. હો ગો૦ ૨
હાથ જોડો ગોરસ મેલીને, છેટાથી લાગો પાયે; હો ગો૦
અલી બાંધી તે મુઠી લાખની, ઉઘાડીયે તો પત જાયે. હો ગો૦ ૩
અમે અડીયે નહો તમને ગુજરી, તમે છો શૂદ્ર અશુચિ નાર; હો ગો૦
અલી છેટે રહો પડછાયો પાડશો, અમે કહેવાઇએ બ્રહ્મચાર. હો ગો૦ ૪
અલી મહીડા પીધાની ઇચ્છા ઘણી, પીવાં ગોરસડાપર ભાવ; હો ગો૦
ફીકું લાગે તો પાછું આપશું, માંગે પ્રેમસખીનો નાવ. હો ગો૦ ૫

## પદ ૧૮૮૧ મું

હો અલબેલા હઠીલા ગોવિંદજી, પાલવડો મેલો નંદલાલ; હો અ૦ ટેક.
જાવા દો પ્રીતમ પાતળિયા, આવીશું જીવન કાલ. હો અ૦ ૧

---

* "ફાટચું" પાઠ પણ ગાય છે. † "ગાલ" પાઠાન્તર છે. 'ગાલ' કચ્છીઓ ગાય છે, તેનો અર્થ 'વાત' થાય છે.

શો ભાર છે વહાલા ગોરસનો, તમે પીયો તેટલું પાત; હો અ૦
વહાલા વચને તે વેર વધી ગયું, કીધી કઠણુ વચનની ઘાત. હો અ૦ ૨
પીયો પ્રીતશું ગીરધર રંગીલા, મુકો મોહનજી વિખવાદ; હો અ૦
જીવન રસની રીતલડી, મીઠી મેલવણીનો સ્વાદ. હો અ૦ ૩
કહ્યા કઠણુ વચન અમે પ્રીતમજી, તેનો રોષ માં રાખજો સ્યામ; હો અ૦
અપરાધ ક્ષમા કરો વહાલમજી, વહાલા તમને તે મારા સમ. હો અ૦ ૪
હવે કૃપા કરો જગજીવનજી, હમે ચરણુકમલની દાસ; હો અ૦
વહાલમજી વહાલ વધારોને, રાખોને તમારે પાસ. હો અ૦ ૫
પાવો પ્રેમ અધર રસ પાતળિયા, લાડીલા નંદકુમાર; હો અ૦
રંગ રેલ કરો જગજીવનજી, આપો પ્રેમસખીને હાર. હો અ૦ ૬

## પદ ૧૮૮૨ મું

હો જીવનજી પ્રીતમ પાતળિયા, વહાલા છો નંદકુમાર; હો જી૦ ટેક.
હવે પ્રાણુજીવન કેમ વિસરો, કરી રાખું હૈયાનો હાર. હો જી૦ ૧
તમે સર્વસ મારે મોહનજી, તમથી વહાલું નહી કોઈ; હો જી૦
તમ કારણુ રહી છું ગોકુલમાં, જીવું છું જીવન જોઈ. હો જી૦ ૨
તમને છેડુ છું જીવન જાણીને, મોહન લટકાળા માવ; હો જી૦
રોકો મારગ બોલો છો લાડમા, મારે સાંભળવાનો ભાવ. હો જી૦ ૩
શો ભાર છે વહાલા ગોરસનો, મારા લાડકડા અલબેલ; હો જી૦
માંગો પ્રાણુ તો આપુ પ્રીતમજી, વારી નાંખુ ગોરસડાની હેલ. હો જી૦ ૪
લટકંતા આવો છો વહાલમજી, માંગો છો મહીડાનાં દાણુ; હો જી૦
ઉપરથી બોલું છું મરડમાં, અંતરમાં વારુ છું પ્રાણુ. હો જી૦ ૫
ગોરસડાં પાઈ ગોવિંદને, ગોવાલણી લાગે છે પાય; હો જી૦
જોઈ રસીકજીવન ઉરમાં ધારી, દાણુ લીલા પ્રેમસખી ગાય. હો જી૦ ૬

## પદ ૧૮૮૩ મું–રાગ ગરબી

મારા આવો સુંદર સ્યામ રે પુછું વાતલડી;
ક્યાં જીત્યા ચતુર સંગ્રામ રે રંગભર રાતલડી. ૧
ક્યાં કીધાં અધરરસ પાન રે રસિયા રંગ રમતા;
કુણુ મળી ચતુર એવી કહાન રે થયા હરિ મન ગમતા. ૨

કેઈ રીતે કીધાં સનમાન રે ચતુરવર પાતળિયા;
કેમ વણ્યાં રસિક એવાં વાન રે સુંદર શામળિયા. ૩
કેઈ રીતે દેખાડ્યા દાવ રે વહાલપ વેણુમાં;
કેઈ રીતનાં કીધાં હરિ ભાવ રે સુંદર નેણુમાં. ૪
કેઈ રીતની સમજાવી સાન રે હસી લીધી તાળી;
તે સાનમાં થયા છો ગુલતાન રે મોહન વનમાળી. ૫
કેઈ રીતે મટ્યા સર્વે ખેદ રે મોહન મરમાળા;
પ્રેમસખી પુછે એ ભેદ રે છેલવર છોગાળા. ૬

## પદ ૧૮૮૪ મું

રસિયાજી કહોને રસ રીત રે મોહન ગિરિધારી;
વાલમ ક્યાં વધારી પ્રીત રે છબીપર જાઉં વારી. ૧
ખોટું બોલશો તો જાશે લાજ રે મોહન રંગ રસિયા;
કયાં સાર્યાં ગુણુવંત કાજ રે કેને મંદિર વસિયા. ૨
કયાં થયા મોહન ચકચૂર રે આલસડું અંગે;
ક્યાં લુંટાણુા આજ સુર રે લાલ કેને સંગે. ૩
ક્યાં ચોળાણું નંદલાલ રે સુખની સેજડીયે;
કેણે ભીડ્યા ભુજ ભરી વહાલ રે અમૃતની ઝડીયે. ૪
કયાં લુંટતાં સેજડલીનાં સુખ રે મનોહર મન ગમતાં;
તે આનંદ આવી રહ્યો મુખ રે રસિયા રંગ રમતાં. ૫
કર્યાં પુરણુ કીધી સર્વે ખાંત રે મોહન અલબેલા;
પ્રેમસખી પુછે એકાંત રે સુંદર વર છેલા. ૬

## પદ ૧૮૮૫ મું

સાચું બોલો ચતુર વર કહાન રે નટવર નંદલાલા;
ક્યાં પલટાવ્યાં એવાં વાન રે રસિક જનના વહાલા. ૧
છો જીવન જોબન ભરપુર રે મોહન ગીરધારી;
છો દિસંતા મહાસુર રે ગતિ ગયા કેમ હારી. ૨
રસિયાજી શું ઓઢ્યું છે અંગ રે મોહન અલબેલા;
આવા હાલ થયા છે કેને સંગ રે સુંદરવર છેલા. ૩

આ ચુનડી તે કેની ઓઢી આવ્યા રે પીતાંબર ક્યાં ભૂલ્યા;
વહાલા મોરલીને સાટે વેલણુ લાવ્યા રે પ્રેમમાં ક્યાં ડૂલ્યાં. ૪
રહ્યા તિલક અધુરાં ભાલ રે લડથડતાં વેણું;
રુડી રેખા કાજલની ગાલ રે નિંદ ભર્યાં નેણું. ૫
જોઈ રૂપ તમારું નાથ રે મગન થઈ વ્રજનારી;
પ્રેમસખી પુછે જોડી હાથ રે છબીપર જાયે વારી. ૬

પદ ૧૮૮૬ મું

સુંદર વર બોલ્યા નાવ રે સાંભળો વ્રજનારી;
થયો તમને પુછ્યાનો ભાવ રે વાત કહું વિસ્તારી. ૧
ગાયું ચારવા ગયોતો કાલ રે મહાવનમાં જઇને;
આ તિલક કર્યાં છે ભાલ રે વેલેરે નેને.* ૨
કરી કેસર ચંદનની આડ રે ચાંદલે કસ્તુરી;
થઈ તમને પુછ્યાની ચાડ રે વાત કરું છું પુરી. ૩
થયો મહા વનમાં બહુ ઘામ રે જળ આવ્યાં ભાલે;
ચોળાયો ચાંદલો શ્યામ રે હાથ લાગો ગાલે. ૪
હુંતો ગયો અલી વનમાં સોઇ રે પીતાંબર વિસારી;
એક આવી તમ માંહેલી કોઇ રે ચોરી ગઈ ધુતારી. ૫
મેંતો ચુનડી ક્યાં ઓઢી છે ગોરી રે બોલો છો શું ઘેલી;
મારે માથે નાખો ઢાળી ચોરી રે લોક લાજને મેલી. ૬
આ વેલણુ ક્યાં છે રંગ્યો છે વાંસ રે જૂઠડા બોલી નાર;
હુંતો જાઉં છું લોવારને† પાસ રે પડાવવા છે સાર. ૭
હસી હસી લીધી તાળી હાથ રે વિનતા ગઈ ઉઠી;
સાચા પ્રેમસખીનો નાથ રે વ્રજનાર થઈ જૂઠી. ૮

પદ ૧૮૮૭ મું–રાગ ગરબી

અલબેલા આવો રે રમિયે એકાંતે;
મનડું મારું મોહ્યું રે મોલીડાની ભાંતે. ૧

---

* વહેલા નાહીને. † લુહાર.

રસિયા મને લાગો રે હરિ તારો ચટકો;
મારા મનડાં માંઇ રે રાત દિવસ ખટકો. ૨
મારે ચીતડે ચોંટી રે મોહન છબી તારી;
તારા લટકાં ઉપર રે વાલમ જાઉં વારી. ૩
તમ અરથે રસિયા રે લોક લજ્યા મેલી;
જોયા વિના તમને રે શ્યામ ફરું ઘેલી. ૪
હુંતો ઘાયલ થઈ છું રે મરમાળે વેણે;
મારું ચિતડું વિંધ્યું રે અણિયાળે નેણે. ૫
સંદેશો ઉપજ્યો રે વાલમ કહેવાને;
વહાલા પ્રેમસખી તલખે રે ભેળી રહેવાને. ૬

પદ ૧૮૮૮ મું

રસિયા મને રાખો રે પોતાની જાણી;
હુંતો હાથ તમારે રે વાલમ વેચાણી. ૧
મારું મનડું રહ્યું છે રે તમપર મોઇને;
જીવન જીવું છું રે તુજને જોઇને. ૨
મને આશ તમારી રે પ્રાણજીવન પ્યારા;
સુંદર વર મુજથી રે મા રે'જ્યો ન્યારા. ૩
હુંતો ચરણકમળની રે દાસી તમારી છું;
તારા વેણા ઉપર રે રસિયા વારી છું. ૪
વહાલા લાગો છો રે નટવર નાનડિયા;
મારા જીવ સંગાથે રે સુંદર વર જડિયા. ૫
બીજું કાંઈ ન જાણું રે જોયું મેંતો ખોળીને;
રસિયા સંગ રાખો રે પ્રેમસખી ભોળીને. ૬

પદ ૧૮૮૯ મું

સુંદર છબી જોઇને રે મોહન મરમાળા;
મનડાં રહ્યાં મોઇને રે છેલવર છોગાળા. ૧
મારે પ્રીત બંધાણી રે તમ સંગ પાતળિયા;
બીજે ક્યાંઇ ન ગોઠે રે સુંદર શામળિયા. ૨

મારું ચીતડું ચોર્યું રે પેચાળી પાઘે;
અલબેલા રહેજો રે આંખડલી આગે. ૩
મારું મનડું મોહ્યું રે ફેંટ રૂપાળે;
મને ઘાયલ કીધી રે નેણુતણે ચાળે. ૪
મારું હૈડું હરખે રે મળવા મન ગમતા;
આવોને મળિયે રે રસિયા રંગ રમતા. ૫
બીજે ક્યાંઈ મનડું રે મોહન નવ લાગે;
તમ પાસે રાખો રે પ્રેમસખી માગે. ૬

પદ ૧૮૯૦ મું

મન ગમતા મોહન રે મોહી તારા વેણુમાં;
કામણુ મને કીધાં રે ગુણુવંત નેણુમાં, ૧
ઘર ધંધો ન ગમે રે રહ્યું મન મોહને;
હુંતો મગન રહું છું રે તમને જોઇને. ૨
તમને મેલીને રે મન ક્યાંયે નથી જાતું;
મને સબલ ગમે છે રે હરિ તારી વાતું. ૩
હુંતો જોઇને હરખું રે ચાલતણો ચટકો;
મને સબલ ગમે છે રે હાથતણો લટકો. ૪
મુજ સાથે ગાવો રે આવો હરિ ખસતા;
મને સબલ ગમો છો રે સુંદર વર હસતા. ૫
આવાને આવા રે રે'જ્યો દગ આગે;
વહાલા પ્રેમસખીના રે નિત્ય ઉઠી એ માગે. ૬

પદ ૧૮૯૧ મું–રાગ ગરબી

એક વાર મંદિર આવો વહાલાજી મારે, એક વાર મંદિર આવો;
ચિતડાં શું લલચાવો. એક૦ ટેક.
વાટડી જોઉં છું તારી, વેહેલા આવો ગિરિધારી;
ભોળાને શું ભરમાવોરે. વહાલા૦ ૧
બીજાને જાઓ છો ઠાલા, અમશું બોલોને વહાલા;
અમ સાથે શો દાવોરે. વહાલા૦ ૨

મરમાળે વેણે હરિ, કામણગારે નેણે કરી;
સાનમાં શું સમજાવોરે. વહાલા૦ ૩
આજ કાલ કહીને હરિ, કોલ દઇને જાઓ છો ફરી;
જીવડલો શું તરસાવોરે. વહાલા૦ ૪
ઘોડલાં ખેલાવા આવો, વહાલા મારે મન ભાવો;
પ્રેમસખી સાથે લાવોરે. વહાલા૦ ૫

## પદ ૧૮૯૨ મું

પ્રેમશું પધારો હરિરે અલબેલા મારે, પ્રેમશું પધારો હરિ;
રહી છું અરજી કરી. પ્રેમશું૦ ટેક.
સુંદર વાળી છે શેરી, મોતિડાં મેલ્યાં છે વેરી;
તોરણ મેંતો બાંધ્યાં ફેરીરે. અલ૦ ૧
બાંધી છે હીંડોળા ખાટ, રહી છું જોઇને વાટ;
એક પગે આશ ભરીરે. અલ૦ ૨
વેહેલેરી ઉઠીને રે હરિ, રસોઈ મેલી છે કરી;
આવી છું ઢાંકીને ધરીરે. અલ૦ ૩
વેહેલેરા પધારો વહાલા, વાર શું કરો છો ઠાલા;
ભોજનીયાં જાયે છે ઠરીરે. અલ૦ ૪
પ્રેમીને વશ હરિ, પધારો કરુણા કરી;
પ્રેમસખી સાથે ખરીરે. અલ૦ ૫

## પદ ૧૮૯૩ મું

વારે વારે જાઉં વારીરે, લટકાળા તમપર વારે વારે જાઉં વારી;
પધારો ગિરિધારી. લટ૦ ટેક.
છબીલાજી છબીલો જોઇને, મારું મન રહ્યું મોઇને;
રાખું વહાલા ઉર ધારીરે. લટ૦ ૧
રૂપાળા પેહેરીને જામા, રસિયાજી આવો સામા;
સુંથણુળીની શોભા સારીરે. લટ૦ ૨
ગજરા પેહેર્યા છે કાજુ, બાંધ્યા છે રૂપાળા બાજુ;
છોગલિયાંની છબી ન્યારીરે. લટ૦ ૩

કેસરિયે ચડ્યા છો નાથ, અસવારી લેજો સાથ;
મંગલ ગાય છે વ્રજનારીરે. લટ૦ ૪
વહાલાજી વાર ન કીજો, પ્રેમસખી સાથે લીજો;
આશ પુરો આવી અમારીરે. લટ૦ ૫

પદ ૧૮૯૪ મું

મંદિર પધાર્યા સ્વામીરે, સાહેલી મારે મંદિર પધાર્યા સ્વામી;
દુઃખ સરવે દૂર વામી. મંદિર૦ ટેક.
કપુરે આરતિ કરી, મોતિડાંનો થાળ ભરી;
વધાવ્યા અંતરજામીરે. સાહેલી૦ ૧
પેહેરાવ્યા ચંપાના હાર, પગે લાગી વારવાર;
ચરણે મસ્તક નામીરે. સાહેલી૦ ૨
સેજડી સંવારી ખાંતે, ભોજનીયાં રાંધ્યાં છે ભાતે;
નોતર્યા અક્ષરધામીરે. સાહેલી૦ ૩
વ્યંજન થાળ આગે ધરી, પ્રીતશું જમાડ્યા હરિ;
હવે મારે ન રહી ખામીરે. સાહેલી૦ ૪
જમીને ઉઠ્યા દયાળ, પ્રેમસખીને આપ્યો થાળ;
અંગો અંગ આનંદ પામીરે. સાહેલી૦ ૫

પદ ૧૮૯૫ મું—રાગ ગરબી

સખી વારણે જાઉં તારી પ્રીતને જો;
વશ કીધા તે મોહન અજીતને જો. સખી૦ ટેક.
સખી આજનો દિવસ તારો ધન્યમાં જો;
તુંતો ગમી મોહનજીના મનમાં જો. સખી૦ ૧
સખી ચતુરપણામાં ચતુર છો જો;
અલબેલડી જોબન ભરપુર છો જો. સખી૦ ૨
સખી વાલપ ઘણી છે તારી વેણમાં જો;
કામણ કીધાં છે કાંઇક નેણમાં જો. સખી૦ ૩
સખી રંગડો લગાડ્યો કોઈ ભાંતનો જો;
રસ પીયે છે આજ તું એકાંતનો જો. સખી૦ ૪

સખી મોહનજીના તેં મનડાં હર્યાં જો;
પ્રેમસખીના નાથને વશ કર્યાં જો. સખી૦ ૫

પદ ૧૮૯૬ મું

સખી ધન્ય છે આજ તારી પ્રીતડી જો;
રસિયાજી સાથે લાગી ઝડી જો. સખી૦ ટેક.
સખી કળા શિખી છું ચકોરની જો;
છબી જોઈ રહી મોહન ચીતચોરની જો. સખી૦ ૧
સખી ચતુર ઘણી તું નથી ઘેલડી જો;
શ્યામ સુંદર લેઈ બેઠી અકેલડી જો. સખી૦ ૨
સખી કામણુ કીધાં તેં મારી બેનડી જો;
તુજ વિના ન ચાલે અરધ ઘડી જો. સખી૦ ૩
સખી કળા ફરી છે તારા અંગની જો;
ચટપટ લાગી રસિયાજીના સંગની જો. સખી૦ ૪
સખી મગન થઈ તું રસ ચાખતાં જો;
પ્રેમસખીનો નાથ ઉર રાખતાં જો. સખી૦ ૫

પદ ૧૮૯૭ મું

સખી હુંતો બલિહારી તારા વહાલને જો;
પ્રેમે રીઝવ્યા ચતુર વર લાલને જો. સખી૦ ટેક.
સખી પ્રેમ પુરણુ તારો કામની જો;
વશ કીધા સુંદર વર ભામની જો. સખી૦ ૧
સખી રસિક સુંદર રસ ચાખીઓ જો;
સંસારિયો કુચો કરી નાંખીઓ જો. સખી૦ ૨
સખી શ્યામ સુંદર ઉર ધારિયો જો;
થુંક જેવો કીધો તેં સંસારિયો જો. સખી૦ ૩
સખી વહાલા કીધા તેં વજરાજને જો;
મેલી કુલ કુટુંબ લોક લાજને જો. સખી૦ ૪
સખી ત્રિભુવન તારા જશ ગાવિયા જો:
પ્રેમસખીનો નાથ તેં વધાવિયા જો. સખી૦ ૫

## પદ ૧૮૯૮ મું

સખી પ્રેમી જાણે વાત પ્રીતની જો;
શું જાણે બીજા એ રીતની જો. સખી૦ ટેક.
સખી ભ્રમર લોભી રસ સારના જો;
શું જાણે દાદુર ભોગી ગારના જો. સખી૦ ૧
સખી હંસ તો મુકતાફલને જમે જો;
મુવા બગલાંને એક માછલાં ગમે જો. સખી૦ ૨
સખી પ્રેમીજન હંસ મોતી સ્યામ છે જો;
જેને સ્યામ વિના બીજું હરામ છે જો. સખી૦ ૩
સખી અમૃત પીતાં ટળી વાસના જો;
તે નવ જાણે બ્હેની સ્વાદ છાસના જો. સખી૦ ૪
સખી જીવવું જેનું નાથ કારણે જો;
પ્રેમસખી જાયે તેને વારણે જો. સખી૦ ૫

## પદ ૧૮૯૯ મું-રાગ ગરબી

સાંભળ વાત કહું એક છાની, શ્યામ સુંદર વર નંદલાલાની. ૧
સાચી કહું માનજે મારી હેલી, સુંદર શ્યામ ગયા તને મેલી. ૨
તારી શોક વ્રજા* જેનું નામ, તેને મંદિર આજ ગયા છે શ્યામ. ૩
કસુંબલ પાઘ કેસરિયાં જામા, શેરીએ જાતાં મળ્યા મને સામા. ૪
રંગમાં રાતાને વાંસળી વાતા, રસિક સુંદર વર દીઠા મેં જાતા. ૫
ગજરા બાજુબંધ બાંધ્યા છે હાથે, લાખ ગોવાળિયા લીધા છે સાથે. ૬
તેતો આજે પૂરણ સુખ પામી, જઈને મળ્યા પ્રેમસખીના સ્વામી. ૭

## પદ ૧૯૦૦ મું

સાંભળ વાત કહું એક બીજી, પ્રેમે મગન નાથ રહ્યા છે રીઝી. ૧
પીતાંબરની પળવટ વાળી, હાથે ગજરા ગુંથ્યા વનમાળી. ૨
અત્તર શીશી લીધી છે સાથે, કેસર ચંદન ઉતાર્યું છે હાથે. ૩
તુજ કરતાં તે દીસે ઘણી વહાલી, પુરણકામ ગયા જેને ચાલી. ૪
તેને મંદિર સ્યામ રહ્યા છે ઝુલી, તુજને તો રસિયો ગયા છે ભુલી. ૫

* "વિરજા".

તુજને મેલીને ગયા જેને કાજ, કહોને બાઈ તારી શી રહી લાજ. ૬
સાંભળી રાધાએ દાસીની વાણી, પ્રેમસખી કહે કોપી મહારાણી. ૭

પદ ૧૯૦૧ મું

આદિ માયા જગતની છે ઈશ, અતિશે પ્રચંડ ચડી છે રીસ. ૧
જાણે રાહુએ ઘેર્યો છે ચંદ, ક્ષીણુ કળા થયો જગવંદ. ૨
મહા કોપમાં રાસેશ્વરી રાધા, શોક જીત્યાની લીધી છે બાધા. ૩
ભ્રકુટી ચંચલ નેણાં છે રાતાં, મહા રીસમાં બોલી જગમાતા. ૪
દેખાડ આલી કયાં છે નંદલાલ, જેને હવે કરીશ એના હાલ. ૫
જે સાથે લાગ્યું એને તાન, એક ઘડીમાં ઉતારીશ માન. ૬
પ્રેમસખીનો વહાલો ગયા બીજે આશે, હવે એમાં જોયાં જેવી થાસે. ૭

પદ ૧૯૦૨ મું

રીસ કરી બોલી અલબેલી, થાઓ તૈયાર ચાલોને વેહેલી વેહેલી. ૧
રથ જોડીને થાઓ તૈયાર, ચાલો ઉતાવળી થાયે છે વાર. ૨
રતન જડીત પેહેર્યાં છે અમૂલ્ય, કોટિ સુરજ જેના નખની તુલ્ય. ૩
પેહેર્યાં છે ચીર અમુલીક ભારી, કોટિક કામ છબીપર વારી. ૪
સુંદર રથ જોડ્યા જેને કાજે, ચૌદ લોક શોભા જોઈ લાજે. ૫
હીરા રતન જડ્યા અતિ સાર, ચાલીશ ગાઉમાં જેનો વિસ્તાર. ૬
એ રથ ઉપર બેસીને ચાલી, પ્રેમસખીના નાથને છે વહાલી. ૭

પદ ૧૯૦૩ મું

ચાલી શ્યામા મંડળ મેલી, ત્રણુ કરોડ ગોપી લીધી છે ભેળી. ૧
હાહાકાર થયો બહુ ઘોષ, રાણી રાધાજી ભરાણી છે રોષ. ૨
અતિ ઘણો શોક કરતી આવે નાર, લાખ ગોવાળીઆ ઉભા છે દ્વાર. ૩
ગોવાળીએ સહુ આવતી ભાળી, ઉભી રહો ઉભી રહો કહીને ખાળી. ૪
રાધાજી બોલી જુવો છો શું આલી, જાવા ન પામે સહુ લ્યોને ઝાલી. ૫
રાધાજીની આજ્ઞા લઇને, ઝાલી લીધા ગોપી ભેળી થઇને. ૬
રીસમાં ભુલી ગોપી સુખ દુખ, પ્રેમસખી કહે થયો મહા જુધ. ૭

પદ ૧૯૦૪ મું

સાંભળી ખબર રાધાજી આવી, ત્રણુ કરોડ ગોપી સાથે લાવી. ૧

રીસ ભરી રાધા આવી જાણી, બ્હીકની મારી વ્રજા થઈ પાણી. ૨
ઝાલો ને બાંધો કરતી આવી પ્યારી, અંતરધ્યાન થયા ગિરિધારી. ૩
આવી રાધાજી વળી સો જોઈ, સુના મંદિરિયામાં ન મળે કોઈ. ૪
વ્રજા નીર થઈ તે જાણી, નવ દીઠાં ક્યાંઈ સારંગપાણી. ૫
નીર જોઈ બહુ* આચરજ પામી, અંતરધ્યાન થયા જાણ્યા સ્વામી. ૬
રાધા ગઈ પાછી પોતાને ધામ, પ્રગટ થયા પ્રેમસખીનો શ્યામ. ૭

પદ ૧૯૦૫ મું

વ્રજા તીર ગયા બલવીર, હસીને બોલાવી આપી બહુ ધીર. ૧
મારે કાજે આવી ગતિ તારી, આવ્ય નવજોબન થઈ નારી. ૨
આવી રૂપ ધરી અલબેલી, રસિક સાથે વાળી રંગડાંની રેલી. ૩
સુંદર વર મોહન સાથે રમતાં, પુત્ર સાત થયા મનગમતા. ૪
રમતાં બાળ વઢ્યો એક નાનો, લાગી વ્રજા તેને રાખવા છાનો. ૫
નાના બાલકની દયા મનમાં આવી, સુંદર શ્યામ ગયા છટકાવી. ૬
મેલી ગયા પ્રેમસખીનો પ્યારો, થાજે તું પુત્ર સમુદર ખારો. ૭

પદ ૧૯૦૬ ઠું

રસિક સુંદર સાથે શ્રીદામ, આવી ઉભા રહ્યા રાધાને ધામ. ૧
દાસી બોલી ઉભા રહોને શ્યામ, હમણે નથી માંહી ગયાનું કામ. ૨
રાધા સુતી હરિ કોપ મંદિરમાં, ખુબ ભરી છે રીસના ભરમાં. ૩
વસ્ત્ર આભૂષણ મેલ્યાં ઉતારી, એક ફાટી કંથા ઉર ધારી. ૪
કુસુમની સેજ ત્યાગી અલબેલી, લોટે છે ધરણી કોમલ અંગ છેલી. ૫
રુદન કરે બહુ વારંવાર, દુઃખનો નહિ હરિ વારને પાર. ૬
પ્રેમસખીનો નાથ આવ્યા જાણી, આવી ઉઠી રાધા રીસે ભરાણી. ૭

પદ ૧૯૦૭ મું

જારે લંપટ દાસીના વહાલા, તેને પાસે જા તું નંદલાલા. ૧
કપટી નિર્લજનું શું છે ભાં કામ, જા તું પાછો તે દાસીને ધામ. ૨
કઠણ વચન બોલી રાધા પ્યારી, કાઢી મેલો લંપટ ગીરધારી. ૩

* "સહુ" પાઠાન્તર છે.

દાસી કહે જાઓ જગદીશ, હમણે રાધાને ચડી છે બહુ રીસ. ૪
એક કહે સાંભળો અલબેલા, આવડી માનીતી કરી કેમ છેલા. ૫
એક કહે સુંદર વર કહાન, લાગો પગે રાખો એનું માન. ૬
પ્રેમસખી કહે નાથ ગીરધારી, મન માની મોજ હવે મળશે સારી. ૭

## પદ ૧૯૦૮ મું

પાછી આવીને રાધા બોલી વેણુ, રીસમાં રાતાં ચટક થયાં નેણુ. ૧
વ્રજાકાન્ત વ્રજાના નાથ, કેમ મેલી આવ્યા દાસીનો સાથ. ૨
તે થઈ નદી તું પણુ નદ થાને, બાંધી ફુટી તેને કાંઠે રે જાને.* ૩
એકસું ધાતને એકસું પ્રીત, કયાંથી શિખ્યો એ મનુષ્યની રીત. ૪
મનુષ્યની રીત સરવે તારી જાણી, થાને મનુષ્ય જા સારંગપાણી. ૫
દાસી વ્રજાને લેજે સાથે છાની, તે ટાળશે સહુ દાઝ હિયાની. ૬
સહી ન શકયો બોલ્યો શ્રીદામ, ચાલી નિસર્યો પ્રેમસખીનો સ્યામ. ૭

## પદ ૧૯૦૯ મું

શ્રીદામ કોપ્યો નેણુ થયાં રાતા, એવાં વચન કેમ બોલો છો માતા. ૧
જેને પ્રતાપ થઈ આવી મોટી, તેને વાણી કેમ બોલો છો ખોટી. ૨
મારા સ્વામીનો મરમ તું ના જાણી, તું જેવી લાખો ભરે જેને પાણી. ૩
રે રે લંપટ કપટીના દૂત, સામો આવી કેમ બોલે કપુત. ૪
માનું ભુંડું વાંચે બાપનું સારું, દૈત્યનું રૂપ થાશે જા તારું. ૫
શ્રીદામ કે તું જેને મદ ભારી, મનુષ્ય બની થાજે શુદ્રની નારી. ૬
પ્રેમસખીના સ્વામી પાસે આવી, શ્રીદામે રીત કહી સમજાવી. ૭

## પદ ૧૯૧૦ મું

શ્રીદામ કે સાંભળો દીનાનાથ, શી ગતિ મારી કુટાયો અનાથ. ૧
શ્યામસુંદર કહે માં કરજે શોક, સો વરસ કેડે પામીશ મારો લોક. ૨
ધારી ચરણુ હયે મસ્તક નામી, ચાલ્યો શ્રીદામ રાધા મળી સામી. ૩
હૈયામાં ઘાલી મળી બહુ પ્રીતે, કયાં જાઇશ પુત્ર પુછયું એ રીતે. ૪
શ્રીદામે વાત કહી સમજાવી, ચાલી રાધા મોહન પાસે આવી. ૫

* અર્થ સ્પષ્ટ નથી.

હે નાથ હે નાથ કહીને પોકારી, ભુલી હું નાથ છું દાસી તમારી. ૬
પડી ચરણુમાં ભુલી શરીર, પ્રેમસખીને સ્વામી આપી ધીર. ૭

### પદ ૧૯૧૧ મું

સુંદરસ્યામ કહે પ્રાણુ પ્યારી, ચિંતા ન કરશો મરજી છે મારી. ૧
થાઓ ગોકુલ બ્રખુભાણુ કુમારી, તમ અરથે હું આવીશ નારી. ૨
આવીશ વેહેલો ન કરીશ વાર, પ્રગટીશ વ્રજમાં ઉતારવા ભાર. ૩
પરક્રમા કરી રાધા પગે લાગી, કર જોડીને લીધા વર માગી. ૪
રાધાજી બોલી જોડીને હાથ, જનમોજનમ થાજો મારા નાથ. ૫
નાથ ચરણુમાં મારું મન રમજો, ભ્રમર થઇને નિરંતર ભમજો. ૬
સુતાં જાગતાં નિત્ય દરશન દેજો, પ્રેમસખી કહે અખંડ અંતરે* રહેજો. ૭

### પદ ૧૯૧૨ મું

ગદગદ કંઠે બોલી પ્રાણુ પ્યારી, નાથ વિસરજ્યો મા દાસી તમારી. ૧
ગુણુ તમારા ને રૂપ તમારું, એમાં રેહેજો અખંડ ચીત મારું. ૨
ચરણુ કમળની ભક્તિ મુને દેજો, રાત દિવસ મારા નેણુમાં રહેજો. ૩
જોતાં જોતાં જીવનપ્રાણુ, ઢળી પડી ભુલી દેહ ભાન. ૪
વ્રજવાસી સાંભળો નરનારી, તે પુરુષોત્તમ પ્રગટ્યા મોરારી. ૫
એમાં તે ખોટી ન મળે લગાર, સમ ખાઇને કહું વારંવાર. ૬
પુરણુ પ્રીતે એ લીલા જો ગાશે, તો પ્રેમસખીનો નાથ તેડી જાશે. ૭

### પદ ૧૯૧૩ મું–રાગ ગરબી

આવોને અલબેલારે વહાલા, વાટડી જોઉં તમારી રે. આવો૦ ટેક.
લટકામાં લટકાળારે વહાલા, વહાલમ વેણુ વગાડી રે;
પ્રાણુ હર્યો વાંસલડીને ચટકે, મોહન મોહની લગાડી રે. આવો૦ ૧
મુખને મરકલડે આંખડલીને ચાળે, વશ કીધી વ્રજનારી રે;
અલબેલા આંખડલીમાં જીવન, ખટકો છો મોરારી રે. આવો૦ ૨
મીઠે મીઠે વેણે કામણુગારે નેણે, માર્યાં તે મોહના બાણુ રે;
રાત દિવસ સ્વપ્નામાં મોહનજી, વિસરું નહિ જીવનપ્રાણુ રે. આવો૦ ૩

* "એવા" પાઠાન્તર છે.

લટકંતી ચાલે બોલાવો છો વહાલે, મીઠી તે મુખની વાણી રે;
હાથને લટકે પીતાંબર પટકે, લાવણ્યમાં લોભાણી રે. આવો૦ ૪
સુંદરવરની સુંદર શોભા, જોઈ મોહ્યું મન મારું રે;
પ્રેમસખીના રસીલા રે વહાલા, તન મન તમપર વારું રે. આવો૦ ૫

## પદ ૧૯૧૪ મું

મોહનજી મરમાળા રે વહાલા, આવોને છેલ છબીલા રે;
પ્રાણજીવન જોવાને કાજે, અવતરિયા અલબેલા રે. મોહ૦ ટેક.
જરકસી પાઘમાં રે મનડું લાગે, જળહળતા પેહેરો જામા રે;
સુખડું તે દેવા ને મન હરી લેવા, ચાલ્યા આવો મુજ સામા રે. મોહ૦ ૧
શોભાના સાગર નૌતમ નાગર, કંઠે મોતીડાંની માળા રે;
કુંડલ ઝળકે ને મનડું રે લળકે, કેવા શોભો છો રૂપાળા રે. મોહ૦ ૨
કેડે કંદોરો ને બાંહે બાજુબંધ, પાયે તે ઘુંઘરુ વાજે રે;
હેમ કડાં કર પોંચી જોઇને, કોટિ કામ છબી લાજે રે. મોહ૦ ૩
પીતાંબર ફેંટે કટારો છે ભેટે, વ્રજવનિતા મોહી વહાલા રે;
આવો એકાંતે જીવન જોઉં ખાંતે, એક વાર મળો નંદલાલા રે. મોહ૦ ૪
મુખડા ઉપર શ્રમ જલનારે મોતી, કેસર તિલક ભાલે રે;
પ્રેમસખી જોઇ મોહી છે વહાલા, છેલ ચટકતી ચાલે રે. મોહ૦ ૫

## પદ ૧૯૧૫ મું

છેલ છબીલા છોગાળા વહાલા, તારા મુખડાની મોહની લાગી રે;
કમળ નેણુ જોવાનેરે કાજે, સર્વે થયાં વેરાગી રે. છેલ૦ ટેક.
કેસર રંગે ઉધાડે તે અંગે, રૂડા લાગો છો લાલ રે;
મસ્તક તિલક કર્યાં કેસરના, ટીબકડી રૂડી ગાલ રે. છેલ૦ ૧
ફુલડાંના હાર હિયે રૂડા શોભે, બાંધ્યા તે ફુલડાના બાજુ રે;
મસ્તક હાર કતાર ફુલાની, છોગલિયાં બહુ કાજુ રે. છેલ૦ ૨
સુંથણુલી પહેરો મોહનજી, મનડાં અમારાં મોવા રે;
નાભી ઉંડી અનોપમ સુંદર, આવી છું જીવન જોવા રે. છેલ૦ ૩
દરશન દેવાને દુઃખ હરી લેવા, આવી બેસો મારે બારે રે;
ઝીણે ઝીણે વેંણે કટાક્ષને નેણે, જીવનજી મુને મારે રે. છેલ૦ ૪

પ્રાણ હર્યાં પાતળિયારે વહાલા,* બોલી મીઠાં મીઠાં વેણ રે;
પ્રેમસખીના પ્રાણજીવન મુને, લાગાં તમારાં નેણ રે. છેલ૦ ૫

## પદ ૧૯૧૬ મું

પ્રાણજીવન પાતળિયારે વહાલા, વારોને નેણ તમારાં રે;
હરતાને ફરતા હેરાન કરે છે, ચોર્યાં છે ચીત હમારા રે. પ્રાણ૦ ટેક.
રાત દિવસ જંપવા નથી દેતાં, કીધી તે વશ મોહે કહાના રે;
અરધી તે રાતે મોહનજી, મારે મંદિર આવે છાના રે. પ્રાણ૦ ૧
ભર નિદ્રામાં આવી જગાડે, ને બરકીને પાડે ચીસ રે;
ઓચીંતા આવીને છેડે છે, ઘણી ચડાવે છે રીસ રે. પ્રાણ૦ ૨
સહુ દેખતાં મારો પાલવ ઝાલે, ને હસીને વધારે છે વહાલ રે;
લોકની લાજ ન માને મોહન, તમે શિખાવ્યા નંદલાલ રે. પ્રાણ૦ ૩
કામણગારે તમારે નેણે, એણે મુને વશ કીધી રે;
શું જાણું વહાલા શું કરી નાંખ્યું, જાણે વેચાતી લીધી રે. પ્રાણ૦ ૪
એને કેડે હું તો એમ ફરું છું, જેમ પડાઇની દોરી રે;
પ્રેમસખીના રસીલારે વહાલા, પેઠાં કાલજડું કોરી રે. પ્રાણ૦ ૫

## પદ ૧૯૧૭ મું

રંગભીના રસીલારે વહાલા, આવોને સુંદર છેલા રે;
અરધ ઘડી અલગા નવ મેલું, મનગમતા અલબેલા રે. રંગ૦ ટેક.
હેત કરી હૈયાપર રાખું, મોહન ચતુર સુજાણ રે;
જોરે જોઇએ તે આણી આપું, તન મન વારું પ્રાણ રે. રંગ૦ ૧
પ્રાણ થકી વહાલા છો જીવન, સુંદર શ્યામ સોહાગી રે;
પ્રાણજીવન તમ સાથે મારે, પુરણ પ્રીતડી લાગી રે. રંગ૦ ૨
નેણના આગળથી નહી રે જાવા દઉં, જીભ થકી ન વિસારું રે;
રમતાને જમતા ગોરસડાંરે પીતા, એવા રુદા માંહી ધારું રે. રંગ૦ ૩
જોયા વિના નવ ચાલે જીવન, કરી રાખું હૈયાનો હાર રે;
નાસિકા મોતી કરું બાંહે બાજુ, નયન તણો શણગાર રે. રંગ૦ ૪

---

* "પાતળિયેરે વહાલે" પાઠાન્તર છે.

સુંદર શ્યામ રસિકના જીવન, આજતો અઢળક ઢળો રે;
કર જોડીને કહું છું જીવન મારા, પ્રેમસખીને મળો રે. રંગ૦ ૧

## પદ ૧૯૧૮ મું–રાગ ગરબી

સજની પુછોને નંદજીનો લાલ કે કેમ ચંચળ થયા રે લોલ;
કીધો કીધો નટવર વેશ કે કેમ તોડી દયા રે લોલ. ૧
સજની શું છે આ રાતે કામ કે નંદકુમારને રે લોલ;
શણગાર્યાં રૂડા તોરંગ થયા અસવારને રે લોલ. ૨
સાથે નહી લઈ જાયે વ્રજરાજ તો કયારે આવશે રે લોલ;
સજની અધરામૃત વ્રજનાથ હવે કયારે પાવશે રે લોલ. ૩
મળશે મનગમતી કોઈ નાર કે જાશે વિસરી રે લોલ;
સજની મેલીને ચાલ્યા નાથ કયારે મળશે ફરી રે લોલ. ૪
સજની જગથી તોડી પ્રીત કમળ મુખ જોવતી રે લોલ;
મેલી પ્રેમસખીને નાથ રહી સર્વે રોવતી રે લોલ. ૫

## પદ ૧૯૧૯ મું

ન ઘટે તમને પ્રાણજીવન કે ચાલ્યા મેલીને રે લોલ;
દુઃખને દરીએ મારા નાથ કે નાંખ્યાં ઠેલીને રે લોલ. ૧
રસિયા કરવી નહોતી પ્રીત કે પેહેલી નાથજી રે લોલ;
રસિયા અમૃત પાઇને માર્યાં એક સાથજી રે લોલ. ૨
રસિયા સરવથી તોડ્યો સ્નેહ એક તમને વરી રે લોલ;
વ્રજવનિતાના જીવનનાથ તમે સારી કરી રે લોલ. ૩
રસિયા રંગે રમાડતાં રાસ વધાર્યાં વહાલને રે લોલ;
રસિયા લેવા અમારા પ્રાણ કર્યાં બેહાલને રે લોલ. ૪
રસિયા માર્યાં રસનાં બાણ કે ઠાર્યાં કેમ ઠરે રે લોલ;
તમવિના પ્રેમસખીના નાથ કે એવી કુણ કરે રે લોલ. ૫

## પદ ૧૯૨૦ મું

ઓધવ કહેજો એક સંદેશો વ્રજના નાથને રે લોલ;
મા વિસારજો પ્રાણજીવન કે ગોપી સાથને રે લોલ. ૧

રસીયા કરજો અમારી સાર કે અતિ અબળા તણી રે લોલ;
વારે ચઢજો દીનાનાથ કે હવે થઇ છે ઘણી રે લોલ. ૨
થઈ છે તમ વિના વ્રજનાથ કે સર્વે ઘેલડી રે લોલ;
સંભારીને સુંદર શ્યામ રડે છે સાહેલડી રે લોલ. ૩
રસિયા આંખે આંસુ ધાર ભુલી ઘરકામને રે લોલ;
વહાલા કોકિલા ઉંચે સ્વરસું પોકારે શ્યામને રે લોલ. ૪
રસિયા આવો પ્રાણજીવન કે વાળો વાનને રે લોલ;
આપો પ્રેમસખીના નાથ કે દરશન દાનને રે લોલ. ૫

## પદ ૧૯૨૧ મું

રસિયા નીતનીત કરતી આડ ચાંદલિયો લાલનો રે લોલ;
તે ઘણું ખટકે મારા નાથ તીર જેમ ભાલનો રે લોલ. ૧
બેસતા મોહન આવીને બાર કે નાંખી ચાકળો રે લોલ;
તે સંભારીને સુંદરશ્યામ થાયે છે મન આકળો રે લોલ. ૨
રસિયા જમતા કરતા ખેલ કે બહુ હાંસી કરી રે લોલ;
તે લટકાપર પ્રાણજીવન કે હું જાઉં મરી રે લોલ. ૩
રસિયા બોલી મધુરાં વેણ કે કરતા વાતડી રે લોલ;
તે સંભારીને મારા નાથ ભરાઈ આવે છાતડી રે લોલ. ૪
રસિયા ફુલડે સંવારી સેજ ઢાળી છે મેં તો ખાટડી રે લોલ;
આવો પ્રેમસખીના નાથ જોવું છું તારી વાટડી રે લોલ. ૫

## પદ ૧૯૨૨ મું

આવો આવો સુંદર શ્યામ કે ભુવન મારે ડોલતા રે લોલ;
હસતા હસતા સુંદર વેણુ કમળ મુખ બોલતા રે લોલ. ૧
ચિતડે ચોંટી સુંદર શ્યામ ચપળતા નેણની રે લોલ;
મન મારું મોહ્યું મોહનલાલ મધુરતા વેણની રે લોલ. ૨
રસિયા લાગો મુજને રંગ ચટકતી ચાલનો રે લોલ;
જોતાં ત્રપત ન થાયે નેણુ ચંદ્રમા ભાલનો રે લોલ. ૩
રસિયા ઝાલ્યો છે મારો હાથ રખે હવે છોડતા રે લોલ;
વહાલા રહેજો મન મારે વાસ આળસ અંગ મોડતા રે લોલ. ૪

વહાલા જાતાં વળતાં શ્યામ શેરીએ મારે નિસરો રે લોલ;
રસિયા પ્રેમસખીના નાથ મુને મા વિસારો રે લોલ. ૫

### પદ ૧૯૨૩ મું

અલબેલા આવો મારે ઘેર કે જાઉં તારે વારણે રે લોલ;
પેહેરાવું ચંપાના હાર લાવી છું તમ કારણે રે લોલ. ૧
રસિયા બાંધો રૂપાળી પાઘ અંટો લેજો બેવડો રે લોલ;
ઓરા આવોને સુંદર છેલ કે ખોસું કેવડો રે લોલ. ૨
લટકા કરતાં આવો શેરીએ કે પોતાની શોખમાં રે લોલ;
પ્રાણજીવન જોવાને કાજ બેસીશ હું તો ગોખમાં રે લોલ. ૩
આવીને બેસો મારે બાર કરો રૂડી વાતડી રે લોલ;
રસિયા જોઈ તમારું રૂપ ઠરે છે મારી છાતડી રે લોલ. ૪
લાલચ લાગી છે અલબેલ મોહી છું તારા વેણમાં રે લોલ;
આવો પ્રેમસખીના પ્રાણ રાખું મારા નેણમાં રે લોલ. ૫

### પદ ૧૯૨૪ મું

સજની એક દિવસ જળ ભરવા જમુના હું ગઈ રે લોલ;
સામાં મળીયા નંદજીનો લાલ કે જોઈ મોહી રહી રે લોલ. ૧
જે દહાડાથી સુંદર શ્યામ મારી દષ્ટે પડ્યા રે લોલ;
લખીને રાખ્યા રુદિયામાંહ્ય કે ચીત આવી ચડ્યા રે લોલ. ૨
લાગ્યાં લાગ્યાં ચંચળ નેણ હવે કેમ વિસરે રે લોલ;
લટકાં કરતાં પેઠા લાલ હવે કેમ નિસરે રે લોલ. ૩
સખી ચૌદ ભુવનમાં એક એની મારે આશ છે રે લોલ;
હવે મારે મન ક્રમ વચને નાથ ચરણમાં વાસ છે રે લોલ. ૪
કીધી કીધી મુજપર મેહેર કે આજ અઢળક ઢળ્યા રે લોલ;
મળીયા પ્રેમસખીનો નાથ કે આડા અંક વળ્યા રે લોલ. ૫

### પદ ૧૯૨૫ મું

સજની મનડે વાળી ગાંઠ તે છોડું કેમ કરી રે લોલ;
ટાળી ન ટળે કરમની રેખ તેમ મારે હરિ રે લોલ. ૧
મન ક્રમ વચને ઝાલી હાથ હાલરે જેમ લાકડી રે લોલ;
તેમજ પ્રાણ સંગાથે લીધા મનમોહન જડી રે લોલ. ૨

તેલે પલાળીને વાળે જેમ ગાંઠ કે રૂડી હીરની રે લોલ;
સજની એમ પડી મારે આંટી કે મોહન આહીરની રે લોલ. ૩
જોતાં લોચન ત્રપત ન થાયે કે એવી ટેવ પડી રે લોલ;
સજની પ્રાણજીવન જોયા વિના ચાલે નહી ઘડી રે લોલ. ૪
રસિયા સાથે લાગી પ્રીત કે દુઃખ સર્વે ટળ્યાં રે લોલ;
સજની પ્રેમસખીના નાથ કે આજ અઢળક ઢળ્યા રે લોલ. ૫

## પદ ૧૯૨૬ મું–રાગ ગરબી

## રાધાકૃષ્ણ વિવાહ લિખ્યતે

સખી સાંભળને કહું એક વારતા જો;
સાંભળીને થાયે છે હિયે ઠારતા જો. ૧
જેને મોટા મુનિવર ધ્હાય છે જો;
જેને નિગમ નેતિ કરી ગાય છે જો. ૨
સખી જે સારું ઘરમાંથી નિસરે જો;
ત્યાગી થઇને વનમાં ખોળતા ફરે જો. ૩
સખી જે થકી આ સર્વસ થાય છે જો;
જે સરવના કારણ કહેવાય છે જો. ૪
સખી દાખડે કરીને જે નવ મળે જો;
કૃપા કરીને ભુતળે દેહ ધરે જો. ૫
સખી પ્રગટ થાયે છે જન તારવા જો;
પ્રેમસખીના કારજ સારવા જો. ૬

## પદ ૧૯૨૭ મું

સખી સાંભળી રહેજે ચીતડું ધરી જો;
વાત કહું છું તને હેતે કરી જો. ૧
સખી એવી બુદ્ધિ મને આવડી જો;
ગઇતી વનમાં હેલાવાને ગાવડી જો. ૨
સખી ગાવડી હેલાવીને પાછી વળી જો;
સામી મળી ગોવાળીઆની મંડળી જો. ૩

સખી વચમાં ચાલ્યા આવે નંદજી જો;
કેડે તેડ્યા છે રસિયો ગોવિંદજી જો. ૪
કોઇક દૈવના ખેલની એવી ઘડી જો;
સખી ક્યાંઇથી વરસાદ આવ્યો ચડી જો. ૫
વા વાયા ને માંડ્યો કડકવા જો;
પ્રેમસખીનો નાથ લાગ્યા ફડકવા જો. ૬

## પદ ૧૯૨૮ મું

સખી કાળી ઘટા આવી મળી જો;
તાલ તમાલની ગાઢી* કુંજ ગલી જો. ૧
સખી ગરજે ઘણો ને થાયે વિજળી જો;
સખી જોઇને જાયે ચિતડું ચળી જો. ૨
સખી વનમાં લાગ્યા મોર બોલવા જો;
લાગ્યા વિરહીના કાલજ છોલવા જો. ૩
વન ઘાડું સુઝે નહીં વાટડી જો;
ત્યારે નંદે લગાવ્યા નાથ છાતડી જો. ૪
એટલાકમાં દીઠી મુને આવતી જો;
પ્રેમ કરી પ્રીતમ ગુણ ગાવતી જો. ૫
સખી મોટાં ફોરા લાગ્યા પડવા જો;
પ્રેમસખીનો નાથ માંડ્યા રડવા જો. ૬

## પદ ૧૯૨૯ મું

ભલે આવી રાધા તું ક્યાંઇથી જો;
ઘરે લેઈ જા મોહન વનમાંહિથી જો. ૧
સખી નંદજી બોલાવીને હેત કરે જો;
કહાન લેઈ જા વહેલી વહેલી ઘરે જો. ૨
રાત મળીને ભય છે ગાયો તણો જો;
ગાજવીજ જોઈ કહાનજી બ્હીયે ઘણો જો. ૩

* "ઘાટી" સંભવે છે.

એમ કહીને દીધા મને નાથજી જો;
નંદ થોડેક આવ્યા મારે સાથજી જો. ૪
મારગ દેખાડીને નંદજી પાછા ફર્યાં જો;
સખી મોહને મારા મનડાં હર્યાં જો. ૫
દૈવે આણ્યાં કરમ આડાં પાનડાં જો;
પ્રેમસખીનો નાથ ઘણા નાનડા જો. ૬

પદ ૧૯૩૦ મું

હું છું મોટી ને નાથજી નાના ઘણા જો;
કોણ પુરશે મનોરથ મનતણા જો. ૧
એમ કહીને ચાલી આઘી વનમાં જો;
કામ વ્યાપ્યો છે મારા તનમાં જો. ૨
વન આવ્યાં એકાંત નાના નાથજી જો;
કુણ રમશે હવે મારી સાથજી જો. ૩
એમ કહીને નીસાસા નાંખીઆ જો;
મુજ પાસેથી મોહન જાતા રહ્યા જો. ૪
એક દીઠો મંડપ એકાંતનો જો;
માંહે રતન જડિત બહુ ભાતનો જો. ૫
મોહન ઝુલે હિંડોળા ખાટડી જો;
પ્રેમસખીનો નાથ જુએ વાટડી જો. ૬

પદ ૧૯૩૧ મું

સખી દીઠા મોહન માંહ્યે રમતા જો;
મારા મનને અતિ ઘણા ગમતા જો. ૧
તરુણ જોઈ મોહનની મૂર્તિ જો;
જાણે ઘડીએ ન મેલીયે ઉરથી જો. ૨
જાણે મોહન હૈયાપર રાખીએ જો;
ઉપર કોટિક કામ વારી નાંખીએ જો. ૩
સખી રસિયો હતા ઘણા નાનડા જો;
મારે કાજે થયા જુવાનડા જો. ૪

સખી જોઈ શોભાના સુરને જો;
જોઈ મોહી જોબન ભરપુરને જો. ૫
ક્રોડ તેતરીશ દેવ ત્યાં આવિયા જો;
પ્રેમસખીના નાથને વધાવિયા જો. ૬

## પદ ૧૯૩૨ મું

સખી બ્રહ્માજી આવ્યા હંસે ચડી જો;
લગન લીધા વહાલાના શુભ ઘડી જો. ૧
સખી સોર* થાએ છે બહુ વેદના જો;
ગાયે છંદ પ્રબંધ બહુ ભેદના જો. ૨
વાજીંત્ર વાજે ને મંગલ ગાય છે જો;
મહા આનંદના ઓછવ થાય છે જો. ૩
સખી રતનના મંડપ રચાવિયા જો;
રુડા મોતીડાના ચોક પુરાવિયા જો. ૪
લીલા મણિયુંના તોરણ બાંધીયા જો;
ભાત ભાતના ભોજન રાંધીયા જો. ૫
ધર્યા કનક કલશ સોહામણા જો;
પ્રેમસખી લીયે છે વધામણા જો. ૬

## પદ ૧૯૩૩ મું

સખી અલબેલોજી તોરણ આવિયા જો;
ભરી મોતીડે થાળ વધાવિયા જો. ૧
ધરી મોરમુગટ ઘણા શોભિયા જો;
સખી જોઇને ચીત મારાં લોભિયા જો. ૨
મેં તો ટાળ્યો ઘુંઘટ પટ આડલો જો;
પ્રીતે પૂજ્યા પ્રીતમ વર લાડલો જો. ૩
મારો ભવનો તે દોરડો છોડીયો જો;
હરિં સાથ હાથેવાળો જોડીયો જો. ૪

---

* "સ્હોર" ઘોંઘાટ.

કર્યાં પાણી ગ્રહણુ મહાવનમાં જો;
જેજેકાર થયો છે ત્રિભુવનમાં જો. ૫
વિધીએ માગી ચરણુમાં દક્ષણા જો*;
પ્રેમસખીને નાથ આપી દક્ષણા જો. ૬

પદ ૧૯૩૪ મું

રસિયાજી સાથે રંગ લાગીયો જો;
સખી મનનો સંશે સર્વ ભાગીયો જો. ૧
રસ વાધ્યો છે રંગભર રમતા જો;
હેતે પ્રીતે મોહનજીને ગમતા જો. ૨
હળવાં મળવાં રમવા બહુ ભાવના જો;
કામકળા પ્રીતમ સંગ દાવના જો. ૩
ખાન પાન માન બહુ વહાલે કરી જો;
ગાન તાન વાન કહાન લાલે કરી જો. ૪
હાવ ભાવ દાવ બહુ રસે ભર્યા જો;
પ્રેમ નેમ જેમ હેતે ધટે કર્યા જો. ૫
રસ બસ વસ થયાની રીતડી જો;
પ્રેમસખીના નાથ સાથે પ્રીતડી જો. ૬

પદ ૧૯૩૫ મું

રંગ જામ્યો છે રમતાં અતિ ઘણો જો;
સ્નેહ વધ્યો છે મુજને મોહન તણો જો. ૧
પ્રીત પેહેલી ને લાજ ઘણી બોલમાં જો;
મધુર હસવું સામું જોઈ તોલમાં જો. ૨
વહાલમાંથી મધુરતા વેણુની જો;
મરમ લેઇને ચપળતા નેણુની જો. ૩
કુચ કઠોર કોમળ અંગ લાલજી જો;
ચતુરાઇએ લીધા ઉર વહાલજી જો. ૪

* "વિધીએ માંગી ત્યાં મહા દક્ષિણા જો"

અંગ સંગ લાગ્યો રંગ ભાતનો જો;
રસ લુટયો રસિક થઈ એકાંતનો જો. ૫
શ્રમ લાગ્યો છે રમતાં અંગમાં જો;
ચકચૂર થયા વહાલાના સંગમાં જો. ૬
વિવાહ ગાયો પુરણ પરિબ્રહ્મનો જો;
પ્રીતે સાંભળે તો છૂટે બંધ કરમનો જો. ૭
હેતે ગાયે ને પ્રીતે કરી સાંભળે જો;
પ્રેમસખીનો નાથ તેને મળે જો. ૮

**ઇતિશ્રી રાધાકૃષ્ણ વિવાહના પદ દશ સંપૂર્ણ**

**પદ ૧૯૩૬ મું—રાગ ગરબી**

સખી આજ મોહન દીઠા રે, શેરીએ આવતા રે;
મોરલીમાં ગીત મધુરાં રે, ચાલ્યા આવે ગાવતા રે. ૧
આવે વહાલો હસતા ને રમતા રે, ગોવાળાનાં સાથમાં રે;
ઉછાળતા આવે મોહન રે, ફુલ દડી હાથમાં રે. ૨
રંગડાનો રાતો માતો રે, ચાલ્યો આવે શોખમાં રે;
રસિયો જોવાને કાજે રે, ઉભી છું ગોખમાં રે. ૩
મોહનજીનું મુખડું જોયું રે, ઘુંઘટની ઓટમાં રે;
જોઇને ઘાયલ થઈ છું રે, નેણા કેરી ચોટમાં રે. ૪
હૈયાપર હાર ઝળકે રે, રહ્યું મન મોહીને રે;
બ્હેની પ્રેમસખીના નાથને રે, રહું છું જોઇને રે. ૫

**પદ ૧૯૩૭ મું**

સખી આજ સાંજને ટાંણે રે, આવે વહાલો ઝુલતા રે;
સખાને ગળે બાંહડલી રે, નાંખી આવે ફુલતા રે.* ૧
સખી અલબેલો આવી રે, ઉભા મારે બારણે રે;
વહાલાને વધાવ્યા મોતીડે રે, ગઈ હું તો વારણે રે. ૨
ગાયુંની ભીડ ઘણેરી રે, શેરી આવી સાંકડી રે;
મેં તો માંહી મરમ લખીને રે, નાંખી ફુલ પાંખડી રે. ૩

* "ડોલતારે" પાઠાન્તર

ચતુરાઈ અદ્દભુત દીઠી રે, સુંદર વર કહાનમાં રે;
ફુલ દડો ઉંચો ઉછાળી રે, સમજાવી સાનમાં રે. ૪
નેણુમાં નેહ ઘણેરા રે, મધુરાં હાસ્ય કરીને રે;
ચાલ્યા પ્રેમસખીનો વહાલો રે, મન ચીત પ્રાણ હરીને રે. ૫

પદ ૧૯૩૮ મું

સખી અલબેલે વહાલે રે, કામણ મને કીધલાં રે;
મોરલીમાં મંત્ર ભણીને રે, મન મારાં લીધલાં રે. ૧
મોહનજીએ મોહની નાંખી રે, મીઠા મીઠા વેણુની રે;
કાળજડું કોરીને પેઠી રે, ચપળતા નેણુની રે. ૨
સખી જલ ભરવા ગઈતી રે, જમુનાના ઘાટમાં રે;
અચાનક આવીને મળિયા રે, ભુજ ભરી વાટમાં રે. ૩
તે દહાડાથી ઘેલડી કીધી રે, નંદને ગોવાળિયે રે;
બ્હેની મુને વશ કરી લીધી રે, મોહન વનમાળિયે રે. ૪
મન મારું ઝંખીને રહ્યું રે, કયારે દેખું નંદનો લાલો રે;
હવે બ્હેની પ્રેમસખીને રે, કયારે બોલાવશે વહાલો રે. ૫

પદ ૧૯૩૯ મું

સખી મને પ્રીત બંધાણી રે, કોડીલા કહાનમાં રે;
નેણે મારે વાસજ કીધો રે, શામળિયાના વાનમાં રે. ૧
અધર રસ પાનજ કરવા રે, વશ થયા નાથને રે;
પ્રેમે ઉર ઉપર ધરવા રે, ભુજદંડ હાથને રે. ૨
સખી એને લાલચ લાગી રે, વહાલાના અંગમાં રે;
મગન થઈ ભમતા ફરેછે રે, મોહનજીના સંગમાં રે. ૩
શિવસનકાદિક જેવા રે, જેને ખોળતા જઈ ફરેછે રે;
તે રસ લોચન મારાં રે, સખી નિત્ય પાન કરે છે રે. ૪
મોટા મોટા મહામુનિના રે, ધ્યાનમાં મોહન નાવે રે;
કૃપા કરી પ્રેમસખીને રે, વહાલો નિત્ય લાડ લડાવે રે. ૫

## પદ ૧૯૪૦ મું–રાગ ગરબી

અષાડે આનંદકારી રે, અમથી અળગા કેમ થયા છો—એ ઢાળ છે
મારા સમ મોહન તમને રે, સાચું બોલો શામળિયા; મારા૦ ટેક.
અલબેલા કેમ ઉદાસી રે, કહોને પ્રીતમ પાતળિયા. મારા૦ ૧
અણિયાળાં નેણ રંગીલાં રે, ચંચળ મોહન મરમાળા;
બોલો છો પરવશ સરખા રે, છેલ છબીલા છોગાળા. મારા૦ ૨
મોહન ક્યાં મનડું લોભાણું રે, નયણે* નિંદ્રા નવ આવે;
ચિતડામાં ચટકી લાગી રે, ભોજનિયાં તે નવ ભાવે. મારા૦ ૩
શણગાર સજ્યા રસ રંગે રે, પ્રેમેસું કમરું કસીયું;
થયા નટવર વેશે મોહન રે, ચીતડું તો બીજે જઈ વસીયું. મારા૦ ૪
ક્યાં જાશો મોહન રસિયા રે, અમને મેલી ગીરધારી;
મધરાતે રંગના ભીના રે, જીવન થયા છો અસવારી. મારા૦ ૫
મનડાંની વાતું મોહન રે, કાંઇક અમને કહેતા જાઓ;
નહીં તો તમ સંગે રસિયા રે, પ્રેમસખીને લેતા જાઓ. મારા૦ ૬

## પદ ૧૯૪૧ મું

મેલીને મારગ લાગ્યા રે, કઠણ હિયાના ગીરધારી; મેલી૦ ટેક.
ચીતડાં ચોરીને ભાગ્યા રે, રડતી મેલી વ્રજનારી. મેલી૦ ૧
પાતળિયા પીડ ન જાણી રે, મનમોહનજી મરમાળા;
દરદીપર દયા ન આણી રે, કપટી અંતર છો કાળા. મેલી૦ ૨
અમ સાથે અંતર કીધો રે, મીઠા બોલા રંગરસિયા;
છબીલા છેહજ દીધો રે, અલબેલીને મન વસિયા. મેલી૦ ૩
શામળિયા સ્નેહજ તોડ્યો રે, પ્રાણજીવન છોજી વહાલા;
કોઇ રંગભીનીસું જોડ્યો રે, નાગર નટવર નંદલાલા. મેલી૦ ૪
મારા સમ ન ઘટે તમને રે, અલબેલી સુંદર ભાળી;
વલખંતાં મેલ્યાં અમને રે, ગયા છો મોહન વનમાળી.† મેલી૦ ૫

---

* "નેણે" પાઠાન્તર. † "વલખંતા મેલી અમનેરે, રે જાવું મોહન વનમાળી" પાઠાન્તર છે.

ત્યાં જઈને છેલ છબીલા રે, મોહનજી શું લલચાવો;
તમ પાસે રંગના બીના રે, પ્રેમસખીને બોલાવો. મેલી૦ ૬

પદ ૧૯૪૨ મું

વ્રજવનિતા વ્યાકુળ રસિયા રે, વાટડલી જોવે વહાલા; વ્રજ૦ ટેક.
મનગમતા ક્યારે મળશો રે, છેલ છબીલા નંદલાલા. વ્રજ૦ ૧
વિજોગે વ્યાકુળ વહાલા રે, પ્રાણજીવનને સંભારી;
નયને આંસુની ધારા રે, ક્યારે દેખું ગીરધારી. વ્રજ૦ ૨
સનેહિ સુધ બુધ ભુલી રે, વ્રહની વેદના છે ભારી;
અણિયાળાં નેણનાં બાણે રે, મોહન ગયા છો મારી. વ્રજ૦ ૩
લટકાળા લટકાં તમારાં રે, ચીતડું મારું ચોરે છે;
મુખનો મરકલડો મોહન રે, કાલજડું ઘણું કોરે છે. વ્રજ૦ ૪
નટવર વેષે વનમાળી રે, ચીતડે આવી અટકો છો;
હું તો કેમ કરી વીસારું રે, રસિયાજી ઘણું ખટકો છો. વ્રજ૦ ૫
અબળાની અરજી માવા રે, દુઃખડાં કાપો આવીને;
વહાલા પ્રેમસખીના રસિયા રે, સુખ આપો બોલાવીને. વ્રજ૦ ૬

પદ ૧૯૪૩ મું

વહાલમજી વેહેલા વળજો રે, છેલ છબીલા છોગાળા; વહા૦ ટેક.
વનમાળી વીલંબ ન કરશો રે, પ્રાણજીવન છો લટકાળા. વહા૦ ૧
પરદેશી રસિયા આવો રે, મોહન મારા મનગમતા;
નટવર આંખડલીને આગે રે, દેખું જમતા ને રમતા. વહા૦ ૨
અલબેલા વાનજ વાળો રે, રસિયા અધરામૃત પાને;
તનડાના તાપજ ટાળો રે, પ્રીતમ દરશનને દાને. વહા૦ ૩
રંગરસિયા આવીને મળશો રે, સુખડા તો ત્યારે થાશે;
સુંદર મુખ જોયા વીના રે, જીવડલો નિશ્ચે જાશે. વહા૦ ૪
આવીને શ્યામ સલુણા રે, વાળો રંગડાની રેલું;
લટકાળા લટકાં માંહિ રે, ગોકળિયું કરજો ઘેલું. વહા૦ ૫
મોહનજી મોહ પમાડો રે, છોગાળા છોગાં મેલી;
મુખને મરકલડે રસિયા રે, પ્રેમસખીને કરજો ઘેલી. વહા૦ ૬

## પદ ૧૯૪૪ મું–રાગ ગરબી

હાંરે શાને રોકો છો શ્યામ, જાવા ઘોને મોહન રસિયા;
વહાલા મારે ઘેર છે કામ. જાવા૦ ટેક.
ગોકુળની અમે ગ્વાલણી, માથે મહીના હો માટ;
નિત્ય ઉઠીને રે કહાનજી, વહાલા કેમ રોકો છો વાટ. જાવા૦ ૧
ગિરિધર ઘેલું ન બોલીયે, છોજી જાણ સુજાણ;
મારગ મેલીને રહો વેગળા, વહાલા શાનાં માગો છો દાણ. જાવા૦ ૨
અલવીલા આળ ન કીજીયે, મોટા થઇને મહારાજ;
મારો માં મોહન કાંકરી, વહાલા કાંઇક રાખોને લાજ. જાવા૦ ૩
છેલ બાજીએ નહિ છેડલે, મારો તુટશે હાર;
પાલવ મેલોને પાતળા, વહાલા માનો નંદકુમાર. જાવા૦ ૪
વાસ્યું કરોને વીઠલા, માનો રસિયા અલબેલા;
પ્રાણજીવન રહોને પાંસરા, વહાલા પ્રેમસખીના છેલ. જાવા૦ ૫

## પદ ૧૯૪૫ મું

વારી લાલ બાજો શા માટ, મોહન મેલીને રહો વેગળા;
વહાલા મારું ફુટશે માટ. મોહ૦ ટેક.
વાલમ વનમાં ન દોડીયે, પરનારીને કેડ;
જીવન જોર ન કીજીયે, વહાલા કોઇની કરીએ ન છેડ. મોહ૦ ૧
રસિયાજી રીશ ન કીજીયે, નથી લીધાની રીત;
કહ્યું માનોને કહાનજી, વહાલા નહીં તો થાશો ફજીત. મોહ૦ ૨
મોહન મરમ ન કીજીયે, ઝાઝાં શીખો માં ફેલ;
ગાયું ચારો ને રહો પાંસરા, વહાલા સુધા થાઓ માં છેલ. મોહ૦ ૩
કેટલુંક સાંખીએ કહાનજી, વહાલા નંદકુમાર;
વિચારીને બોલજો વાલમાં, વહાલા દાણ લેતાં છે વાર. મોહ૦ ૪
લાડકડા લાડ ન કીજીયે, કહું છું જોડીને હાથ;
અલબેલા આછું ન બોલીયે, વહાલા પ્રેમસખીના નાથ. મોહ૦ ૫

## પદ ૧૯૪૬ મું

વહાલા મારું ફાટશે ચીર, તાણો માં સુંદર શામળા;
હાંરે માનો મોહન આહિર. તાણો૦ ટેક.
મહીની મટુકી મારી ફુટશે, ઘેર થાશે હો જાણ;
સાસુ તે મારી ખીજશે, વહાલા થાશે ગોરસની હાણ. તાણો૦ ૧
વનમાળી વનમાં ફરો, વિણી ખાઓને બોર;
તમે ને શું જાણો દાણમાં, વહાલા ચારી જાણો છો ઢોર. તાણો૦ ૨
આળ કરોને બાજો ઓઢણે, ફોડો મહીના હો ઠામ;
રસિયા શું જાણો રીતમાં, વહાલા આ તો ધુતારાનાં કામ. તાણો૦ ૩
મોર મુગટ માથે ધર્યો, પેહેર્યાં ગુંજાના હાર;*
શું રે ફુલો છો લાડકા,† હાંરે વહાલા નંદકુમાર. તાણો૦ ૪
કામણગારી તમારી આંખડી, કામણગારાં હો વેણ;
સાન કરો છો સેનમાં, વહાલા પ્રેમસખીના સેણ. તાણો૦ ૫

## પદ ૧૯૪૭ મું

વહાલા મારી કરો માં છેડ, મારા સમ મોહન તમને;
વહાલા નહીં તો થાશે વઢવેડ, મારા સમ મોહન તમને. મારા૦ ટેક.
છાના આવીને છેલજી, તોડી મોતીની માળ;
હાથ જોડું છું રહો વેગળા, વહાલા નહી તો ખાશો હો ગાળ. મારા૦ ૧
બાંહ મરોડી ભાંગ્યો ચુડલો, વાર્યું કરતાં હો છેલ;
લાડકવાયા તમારા બાપને, વહાલા ઝાઝા શીખોમાં ફેલ. મારા૦ ૨
પાલવ તાણીને ફાડી ચુંદડી, નથી રાખતા હો બ્હીક;
જોર વધ્યું છે જાદવા, હવે તમને કરીશ ઠીક. મારા૦ ૩
લજ્યા લોપો સૌ દેખતાં, લેવા મહીના હો દાણ;
કોડી તે એક આપું નહી, વહાલા મુને નંદજીની આણ. મારા૦ ૪
મુકોને નિર્લજ નંદનાં, મુને ચડી છે રીશ;
દહાડી તે કેટલુંક સાંખીએ, વહાલા પ્રેમસખીના ઈશ. મારા૦ ૫

---

* "મોર મુકુટ માથે ધરી પેહેરી ગુંજાના હાર" પણ ગાય છે. * "ફાંકડાં" પાઠાન્તર છે.

## પદ ૧૯૪૮ મું–રાગ ગરબી

ઓરા આવોને વારી જાઉં લાલ રે, નંદના નંદનજી;
જોઈ મોહી તમારી ચાલ રે, નંદના નંદનજી. ૧
મુખ બોલો મધુરાં વેણુ રે, નંદના નંદનજી;
રુડા લાગે અણીઆળા નેણુ રે, નંદના નંદનજી. ૨
કર્યા તીલક કેસરના ભાલ રે, નંદના નંદનજી;
રુડા શોભો છો રસિક રસાલ રે, નંદના નંદનજી. ૩
ગળે પહેર્યા છે ફુલડાના હાર રે, નંદના નંદનજી;
જોઈ મોહી છે વ્રજની નાર રે, નંદના નંદનજી. ૪
ઓઢી ઉભા છો સુંદર રેંટો રે, નંદના નંદનજી;
મુને એમના એમ આવી ભેટો રે, નંદના નંદનજી. ૫
એક વિનતિ અમારી ઉર ધારજો રે, નંદના નંદનજી;
પ્રેમસખીને મા વિસારજો રે, નંદના નંદનજી. ૬

## પદ ૧૯૪૯ મું

વહાલા આવો સોંપુ એક કામ રે, પ્રાણુના જીવનજી;
છો પતીતપાવન નામ રે, પ્રાણુના જીવનજી. ૧
હું તો છું અતિ અબળા નાર રે, પ્રાણુના જીવનજી;
મારે એક તમારો આધાર રે, પ્રાણુના જીવનજી. ૨
છું સર્વે અંગે દીન રે, પ્રાણુના જીવનજી;
વળી ગુણુ રહિત કુળ હીન રે, પ્રાણુના જીવનજી. ૩
એવું જાણીને મુને મા વિસારજો રે, પ્રાણુના જીવનજી;
વહાલાતંબોળીનાપાનજ્યુંસંભારજોરે, પ્રાણુના જીવનજી. ૪
સંભારશો તો રહેશે ઠીક રે, પ્રાણુના જીવનજી;
નહીં તો જાશે તમારી ટેક રે, પ્રાણુના જીવનજી. ૫
મારે તમ વિના નથી બીજું ઠામ રે, પ્રાણુના જીવનજી;
પ્રેમસખી કહે છે ખાઈ સમ રે, પ્રાણુના જીવનજી. ૬

## પદ ૧૯૫૦ મું

તમ પાસે માગું જોડી હાથ રે, મોહન મન ગમતા;
આપો કૃપા કરી *નાથ રે, મો૦ મ૦ ગ૦. ૧
કપટ રાખો તો નંદજીની આણુ રે, મો૦ મ૦ ગ૦;
મને વિસારજો માં જીવનપ્રાણુ રે, મો૦ મ૦ ગ૦. ૨
આપો તમારા જનનો સંગ રે, મો૦ મ૦ ગ૦;
તેણે ચઢે તમારો રંગ રે, મો૦ મ૦ ગ૦. ૩
મારી સામું જોતા રહેજો રે, મો૦ મ૦ ગ૦;
ક્યાંઈ બંધાવા ન દેજો રે, મો૦ મ૦ ગ૦. ૪
મુને આપો અખંડ એવી પ્રીત રે, મો૦ મ૦ ગ૦;
તમ વીના ન જાયે બીજે ચીત રે, મો૦ મ૦ ગ૦. ૫
બીજાં સર્વે દુઃખ મારા કાપો રે, મો૦ મ૦ ગ૦;
રાધાનાં જેવાં સુખ આપો રે, મો૦ મ૦ ગ૦. ૬
એક બીજી કૃપા મને કરો રે, મો૦ મ૦ ગ૦;
રાધાની પેઠે †વરો રે, મો૦ મ૦ ગ૦. ૭
એ ભલામણુ છે તમને મીત રે, મો૦ મ૦ ગ૦;
પ્રેમસખી થઈ છે નચીંત રે, મો૦ મ૦ ગ૦. ૮

## પદ ૧૯૫૧ મું

મુને વહાલા છો પ્રાણુથી નાથ રે, સુંદર શામળિયા;
મારો જીવડો ફરે છે તમ સાથ રે, સુંદર શામળિયા. ૧
મારા નેણું ચકોર તમે ચંદ રે, સુંદર શામળિયા;
તમને જોઉં ત્યારે આનંદ રે, સુંદર શામળિયા. ૨
પ્રીત કોયલ તમે ઋતુરાજ રે, સુંદર શામળિયા;
તમ વિના થાયે છે ઘણી દાઝ રે, સુંદર શામળિયા. ૩
મારું ચિત્ત ચાતક સ્વાત શ્યામ રે, સુંદર શામળિયા;
તમ વિના બીજું હરામ રે, સુંદર શામળિયા. ૪

---

* "દીનાનાથરે" પાઠાન્તર છે. † "મને" વરોરે, "આવી વરો રે" પાઠાન્તર છે.

મન મીન તમે સાગર પીવ રે, સુંદર શામળિયા;
તમ વિના તલફી જાયે જીવ રે, સુંદર શામળિયા. ૫
ઘન શ્યામ તમે હું છું મોર રે, સુંદર શામળિયા;
તમ વીના મરું છું કરી શોર રે, સુંદર શામળિયા. ૬
હું તો ભમર કમળ તમે માવ રે, સુંદર શામળિયા;
આજ આવ્યો છે મારો દાવ રે,* સુંદર શામળિયા. ૭
તારા મુખડા જોયાની તાણ રે, સુંદર શામળિયા;
આવો પ્રેમસખીના પ્રાણ રે, સુંદર શામળિયા. ૮

## પદ ૧૯૫૨ મું–રાગ ગરબી

મારે મંદરિયે પધારો રસિયા છેલજી;
મેંતો સેજલડી સમારી ફુલડે સાર.
આવો લટકા કરતાં લટકાળા અલબેલજી;
ઉભી વાટડલી જોઉં છું પ્રાણઆધાર. મારે૦ ૧
હું તો રીજી છું રસિયાવર જોઈ રૂપને;
મારા પ્રીતમ પ્રાણસનેહી શ્રીઘનશ્યામ.
રસિયા જોઇને જીવું છું રૂપ અનુપને;
હું તો શ્વાસોશ્વાસે રટું તમારું નામ. મારે૦ ૨
પહેરો પાતાળયા પીતાંબર મન મારે ભાવતું;
ઓઢો ઉજ્વળ શેલું છેડે સોના તાર.
મુજને વહાલા બહુ લાગો છો મંદિર આવતા;
મારા નાથ મનોહર હૈડા કેરા હાર. મારે૦ ૩
મારું ચિતડું તો ચોરાણું છેલા ચાલમાં;
જોઇને વશ થઇ છું વનમાળી સુંદર હાસ.
મુજને હરતાં ફરતાં બોલાવો છો વહાલમાં;
મારે પ્રેમાનંદ કહે એક તમારી આસ. મારે૦ ૪

## પદ ૧૯૫૩ મું

વાગી વાગીરે વહાલાની સૈયર ચાંખડી;
આવે અલબેલોજી અબળાના આધાર.

* 'આજ આવ્યા છો મારે દાવરે" પાઠાન્તર છે.

ચાલે ચટચટ ઝટપટ મદન મનોહર આંખડી;
આવે જોતાં જોતાં નેણુતણા શણુગાર. વાગી૦ ૧
હુંતો હરખ ભરી ઉઠીને આવી બારણે;
જોયા આંગણીયામાં જીવન શોભાસુર.
લાવી થાળ ભરી મોતીડા કેશવ કારણે;
મેં તો વધાવ્યા વનમાળી જોબનપુર. વાગી૦ ૨
હુંતો જોઇને મોહીરે સુંદર મૂરતિ;
હુંતો વારણીયાં લઇને લાગી પાય.
શી કહું શોભારે સલુણા અંગની પુરતી;
હુંતો કર સાહી લઈ ચાલી મંદિરમાંય. વાગી૦ ૩
મેંતો ઢોલીડે પધરાવ્યા પુરણચંદને;
પ્રીતે સેવા મેવા સુંદર ભોજન પાન.
હું તો પ્રેમાનંદના સ્વામી આનંદકંદને;
ભેટી અંક ભરીને કૃષ્ણપતિ ગુણવાન. વાગી૦ ૪

## પદ ૧૯૫૪ મું

સૈયર શામળિયોજી આવે સામા શેરીએ;
જોને જોયા જેવો શોભે સુંદર વેષ.
ઉઠને આતુર થઇને સુંદર મુખડું હેરીએ;
એનો મહિમારે ગાયે છે શારદ શેષ. સૈય૦ ૧
એને શિવસનકાદિક શુકજી સરખા ચ્હાય છે;
એનો કમળા કેડો ન મેલે ક્ષણું એક.
એતો બ્રહ્મમોહોલના સ્વામી કેશવરાય છે;
એને જોવા મોટા ભુપતિ પેહેરે ભેખ. સૈય૦ ૨
એનાં દરશન દુર્લભ દેવમુનિસુરરાજને;
એતો સુલભ થયા છે કૃપા કરી મહારાજ.
એને અંતરમાં રાખ્યાનો અવસર આજને;
સજની સફળ કરો નિરખીને સરવે કાજ. સૈય૦ ૩

સૈયર વહાલાજીથી વહાલું કોઈ નવ રાખીએ;
બીજાં મિથ્યા સરવે સગાં કુટુંબ પરિવાર.
પ્રેમાનંદના સ્વામી ઉપર તન વારી નાંખીએ;
સાચા અંત સંગાથી શામળિયો શિરદાર. સૈય૦ ૪

પદ ૧૯૫૫ મું

મારાં લોચનિયાં લોભાણાં જોઈ નાથને;
ઉભા આંગણિયામાં સુંદર શોભાધામ.
રસિયો સાન કરી સમજાવે સૈયર સાથને;
મોહન મરમાળો મનગમતા સુંદરસ્યામ. મારા૦ ૧
બાંધી પાઘડલી પેચાળી નૌતમ ભાતની;
લટકે ડોલરીયાના તોરા પરમ અનૂપ.
શોભે મૂર્તિ રૂપાળી કમળા કાન્તની;
જોઇને મગન થઈ વ્રજનારી સુંદર રૂપ. મારા૦ ૨
કીધું તિલક મનોહર કેસર કેરું ભાલમાં;
શોભે ઉરમાં સુંદર ફુલડા કેરા હાર.
મનડું લોભાણું છે મારું ગજગતિ ચાલમાં;
હુંતો હરખભરી નિરખું વારમવાર. મારા૦ ૩
ઓઢી અલબેલે ઉપરણી રેશમ કોરની;
કીધી ગૌર શરીરે સુંદર ચંદન ખોર.
વાગી પ્રેમાનંદના સ્વામિ ચીતચોરની;
રેખું આંખડલીની જાદુગારી જોર. મારા૦ ૪

પદ ૧૯૫૬ મું–રાગ ગરબી

સુંદર વર વીઠલો રે, બેની ઉભલા જમુનાના તીર રે વેણુ વજાડી રે; ટેક.
સુરનરમુનિ સરવે સાંભળી રે, બેની ના રહી અંતરે ધીર રે. વેણુ૦ ૧
મોરલીમાં રાગ આલાપીયા રે, બેની ગુણવંત સુંદર શ્યામ રે; વેણુ૦
ત્રણુ ભુવન સ્વર સાંભળી રે, બેની આવ્યા જોવા તજી ધામ રે. વેણુ૦ ૨
સરવનાં ચીત વહાલે ચોરીયાં રે, વેણુ વાઇને નંદકુમાર રે; વેણુ૦
અચલ સમાધી શિવની રે, બેની સાંભળીને નિસરયા બા'ર રે. વેણુ૦ ૩

થલચર જલચર ઘેલડા રે, સરવે કીધલાં નટવર વેષ રે; વેણુ૦
સુરપતિ જોવે આકાશમાં રે, પાતાળે ડોલીયો શેષ રે. વેણુ૦ ૪
ઉભલા જમુના કાંઠડે રે, વહાલો સુંદર મોરલી હાથ રે; વેણુ૦
મોરલીમાં મોહ પમાડીયાં રે, સરવે પ્રેમસખીને નાથ રે. વેણુ૦ ૫

પદ ૧૯૫૭ મું

સાંભળ સૈયર વાંસળી રે, વહાલો વાયે છે વિરહને જોર રે,
મોહ પમાડતા રે; ટેક.
મોરલીમાં મન લીધલાં રે, બેની લાડીલે નંદકિશોર રે. મોહ૦ ૧
સાત સ્વર ત્રણ ગ્રામમાં રે, વહાલો વાયે છે બલભદ્ર વીર રે; મોહ૦
ખગ મૃગ તૃણ તજી સાંભળે રે, જાણે બેઠા મુનિવર ધરી ધીર રે. મોહ૦ ૨
કોકીલાએ રાગ આલાપીયા રે, માંહી મધુકર પુરે છે સ્વર રે; મોહ૦
મૃદંગ વજાડે પંખી સારસા રે, નાચે છે નટવા મોર રે. મોહ૦ ૩
ચાતુક ગંધવ પ્રેમમાં રે, બેની ગાયે છે રૂપાળાં ગાન રે; મોહ૦
લટકાં કરીને નંદલાલજી રે, તોડે છે વચમાં તાન રે. મોહ૦ ૪
આવ્યા જોવાને સરવે દેવતા રે, લાવ્યા છે દેવીયું સાથ રે; મોહ૦
ફુલડે વધાવી લીયે મીઠડાં રે, જોઈ પ્રેમસખીનો નાથ રે. મોહ૦ ૫

પદ ૧૯૫૮ મું

વદાવનમાં વાંસળી રે, વાયે છે નંદાજીનો લાલ રે મનડાં લીધલાં રે; ટેક.
કાલજડાની કોરમાં રે, બેની ખટકે છે જાણીયે ભાલ રે. મન૦ ૧
મોરલીમાં મોહન મીઠડો રે, બેની ગાયે છે મધુરાં ગીત રે; મન૦
સાંભળતાં સુધ વિસરી રે, બેની ચોર્યાં છે નટવરે ચીત રે. મન૦ ૨
ઘેલી કીધીરે મને ગીતમાં રે, લટકાલે લાલ ગોવિંદ રે; મન૦
ચટકી લાગી મારા ચીતમાં રે, બેની નયને ન આવે નિંદ રે. મન૦ ૩
પરવશ થઈ છું પ્રેમમાં રે, બેની કાંઈ નવ સુઝે કામ રે; મન૦
જાઇશ હાવે વૃંદાવનમાં રે, જોવા પ્રેમસખીનો શ્યામ રે. મન૦ ૪

પદ ૧૯૫૯ મું-રાગ ગરબી

ઉભારે અલબેલો રે વહાલો, જીવન જમુના તીરે રે;
કેસરખોર કરેલી રે રૂડી, સુંદર શ્યામ શરીરે રે. ૧

પાઘડલી પેચાળી રે બાંધી, ડોલરીયે મન હરવા રે;
મોરલડી મરમાળી રે વાગે, વ્રજનારી વશ કરવા રે. ૨
છોગલિયાં લટકાવ્યાં રે છેલે, પેહેર્યા હાર હજારી રે;
બાજુ કાજુ બાંધ્યા રે હાથે, બાનકની બલિહારી રે. ૩
હસતા હસતા હેરે રે સામું, પ્રીતમ કરવા પ્રીતિ રે;
શોભેરે શામળિયો રે વહાલો, કેશવ કામને જીતી રે. ૪
વાંસલડી વાઇને રે વહાલે, ચીત હરીને લીધું રે;
પ્રેમાનંદને વહાલે રે કહાને, ગોકુલ ઘેલું કીધું રે. ૫

## પદ ૧૯૬૦ મું

આજ સૈયર શામળિયોરે વહાલો, શેરડીએ મને મળિયા રે;
ઘુંઘટ ઓટ દઇને રે જોયા, સુંદર વર અતિ છળિયા રે. ૧
તરછી નજરતણી રે બરછી, મારીને હરિ હસીયા રે;
હાસસહિત શામળિયોરે મારા, અંતરમાં આવી વસીયા રે. ૨
રૂપ જોઈ રંગભીના રે જીતું, લાજ તજી લલચાણી રે;
જીવડલો ગુલતાન રે થયો, સુણતાં મુખની વાણી રે. ૩
આંખડલી અણિયાળી રે રૂડી, નૌતમ નેહ ભરેલી રે;
દીલડું મારું ડોલ્યું રે જોઈ, પાઘડલી અલબેલી રે. ૪
ફોડીલા કહાનાને રે જોઈ, સૈયર હું લોભાણી રે;
પ્રેમાનંદના વહાલા રે સાથે, પુરણ પ્રીત બંધાણી રે. ૫

## પદ ૧૯૬૧ મું

નેણાં નટવરજીના રે લાગ્યાં, અંતરમાં અણિયાળા રે;
કાલજડું કોરીને રે પેઠા, મરમ ભર્યા મરમાળા રે. ૧
નિરમળ કમળ સરીખાં રે રૂડાં, સુંદર રેખું રાતી રે;
જોઇને જાદવરાયને રે મળવા, આવે ભરાઈ છાતી રે. ૨
કામણગારાં નેણાં રે એના, જોઇને જીવ લોભાયે રે;
ત્રિભુવનમાં એવી કોઈ રે નારી, જોતાં વશ નવ થાયે રે. ૩
અણિયાળાં નેણાંની રે સાને, પ્રીતમ પ્રાણ હરે છે રે;
ડાહી કમળા સરીખી રે એની, કેડે કેડે ફરે છે રે. ૪

હસતા હસતા હેરે રે સામું, એ સુખ નવ કહેવાયે રે;
પ્રેમાનંદ એ નેણુા રે ઉપર, સરવસ વારી જાયે રે. ૫

પદ ૧૯૬૨ મું

કામણુ મુજને કીધાં રે બેની, કહાન કામણગારે રે;
મનડું મારું લીધું રે એને, નેણુંને નજારે રે. ૧
સાંમો મુજને મળિયો રે વહાલો, નંદરાયની શેરી રે;
લટકાં કરતાં આવે રે કેશવ, ચાંખડીયું રૂડી પેરી રે. ૨
નંદકુંવરને જોઈ રે હુંતો, લાજ કરી શરમાણી રે;
અલબેલે આવીને રે મારી, નવરંગ ચુનડ તાંણી રે. ૩
આંખડલીને ચાળે રે મારા, દલડાને ડોલાવ્યું રે;
હસતું મુખડું જોઈ રે મારા, મનડામાં ઘણું ભાવ્યું રે. ૪
હાસસહિત અલબેલો રે મારા, અંતરમાં આવી વસિયો રે;
પ્રેમાનંદનો વહાલો રે કહાનો, છેલ છબિલો રસિયો રે. ૫

પદ ૧૯૬૩ મું–રાગ ગરબી

લટકંતો આવે લેરખડો લટકંતો આવે; લેર૦ ટેક.
શ્રીઘનસ્યામ સુંદર વર સજની મન મારે ભાવે. લેર૦ ૧
સુંદર વદન કમલદલલોચન સાને સમજાવે. લેર૦ ૨
ઉર વનમાલ પીતાંબર પેહેરી ચીતડું લલચાવે. લેર૦ ૩
પ્રેમાનંદનો નાથ મનોહર મધુરે સ્વરે ગાવે. લેર૦ ૪

પદ ૧૯૬૪ મું

લટકંતી ચાલે આવે વહાલો લટકંતી ચાલે; આવે૦ ટેક.
નટવર વેશ ધર્યાં અતિ સુંદર નંદતણે લાલે. આવે૦ ૧
ઉરપર હાર પાઘડલીમાં તોરો, તિલક લલિત ભાલે. આવે૦ ૨
મોરલી અધર ધરી વ્રજનારી વશ કીધી વહાલે. આવે૦ ૩
પ્રેમાનંદ કહે મન હરી લીધું ઝીણે દુશાલે. આવે૦ ૪

પદ ૧૯૬૫ મું

ચટચટ ચાખડલી વાગે રૂડી ચટચટ ચાખડલી; વાગે૦ ટેક.
ઝટપટ આવે શ્યામ મનોહર હાથ માળા કડલી. વાગે૦ ૧

ઉરપર હાર સુંદર બેઉ હાથે બાંધી છે રાખડલી. વાગે૦ ૨
મદન મનોહર રૂપ જોઇને ઠરી છે આંખડલી. વાગે૦ ૩
પ્રેમાનંદનો નાથ જોયાની લાગી છે ધાંકડલી. વાગે૦ ૪

### પદ ૧૯૬૬ મું

મોહન મન હરતા આવે વહાલો મોહન મન હરતા; આવે૦ ટેક.
સુંદર ચરણુ કંકોલેલ રુડાં ધીરે ધીરે ધરતા. આવે૦ ૧
બાંધી પાઘ અલૌકિક ઉજ્વલ તોરા ખોસ્યા ફરતા. આવે૦ ૨
હસતા હસતા આંખડલીની સાન સુંદર કરતા. આવે૦ ૩
પ્રેમાનંદનો નાથ મળ્યા મને શેરીયે નીસરતા. આવે૦ ૪

### પદ ૧૯૬૭ મું–રાગ ગરબી

ઓરા આવોને સુંદર શ્યામ રે, શામળિયા ઓરા આવો; સામ૦ ટેક.
જીવન જોવું મૂરતિ, મારાં નેણાંરે શિતળ થાય.
તીલ જોઈ ડાબા કાનમાં, મારા ભવના પાતક જાય રે. સામ૦ ૧
શોભાવંત સોળે કળા, પરિપુરણ શ્રીમુખચંદ;
કૃપા રૂપી વરસતાં, અમૃત રસ આનંદકંદરે. સામ૦ ૨
એક ચિત્ત પ્રીતિ અતિ, જુવે નિજ જન કુમુદ ચકોર;
અમૃત દ્દષ્ટે સિંચતા, વળી હરતા ત્રિવિધિ ઘોર રે. સામ૦ ૩
અધર અરુણ નાસા લલિત, વળી કુંદકળી સમ દાંત;
પ્રેમાનંદના નાથજી, મારે જોયાની છે ખાંત રે. સામ૦ ૪

### પદ ૧૯૬૮ મું

લોભાણી હું લેહેરી લાલરે, લેરખડા હુ લોભાણી; લેર૦ ટેક.
માવ મનોહર મૂરતિ મારા મનમાંરે રાખ્યા લાગ.
મગન થઈ છું જોઇને અલબેલડા તારી પાઘ રે. લેર૦ ૧
તોરા લટકે પાઘમાં ગળે પે'ર્યા છે સુંદર હાર;
વિંટી રહ્યા છે વાલમા મધુકર તે મુનિ અપાર રે. લેર૦ ૨
ભાલ તિલક શોભા ઘણી જોઈ લાજેરે શશિ સુર;
મોહ્યા સારુ તમે કામને રચી ભ્રકુટી તે ભરપૂર રે. લેર૦ ૩

શોક સમુદર શોષવા તમે કરોરે સુંદર હાસ;
એ શોભા જોઈ રાજની થયો મગન પ્રેમાનંદ દાસ રે. લેર૦ ૪

### પદ ૧૯૬૯ મું

તમે કીધલાં કામણુ કહાન રે કામણિયાં તો કરેલાં; કામ૦ ટેક.
સામા મળિયા શેરીયે તમે હસતારે હસતા મીત.
હેડુ કીધું મારું હાથમાં લગાડીને મોહન પ્રીત રે. કામ૦ ૧
સુતાં બેઠાં સાંભરો મારે હાથ ન લાગે કામ;
જોયા વિના જંપ ના વળે રૂપાળા શ્રીઘનશ્યામ રે. કામ૦ ૨
કેશવ જોવા કારણે મેં તો મેલીરે કુળની લાજ;
દિવાની થઇને ફરું ડોલરીયા તારે કાજ રે. કામ૦ ૩
એ દુરિજન દીઠા નવ ગમે મને ન ગમે તેનો સંગ;
પ્રેમાનંદના નાથજી મને લાગેલ તારો રંગ રે. કામ૦ ૪

### પદ ૧૯૭૦ મું-રાગ ગરબી

શી કહું શોભા આજની શોભે સુંદર શ્યામ; લટકે લોભાણી૦ ટેક.
અલબેલા વર ઉપરે વારું કોટિક કામ. લટકે લોભાણી૦ ૧
આંટો દઈ અલબેલડે બાંધી પાઘ અનૂપ; લટકે લોભાણી૦
તોરા મેલ્યા લટકતા જોઇને રીઝી રૂપ. લટકે લોભાણી૦ ૨
ચંદન ચરચ્યાં અંગમાં હૈડે સુંદર હાર; લટકે લોભાણી૦
બાંહે બાજુબંધ બેરખા કાને કુંડલ મકરાકાર. લટકે લોભાણી૦ ૩
નિરખી નટવર નાથને મારું લોભાણું છે મન; લટકે લોભાણી૦
પ્રેમાનંદ છબી ઉપરે બલિહારી તન મન ધન. લટકે લોભાણી૦ ૪

### પદ ૧૯૭૧ મું

કેસર ભીનો કહાનજી રસિયો જાદવરાય; છેલ છોગાળો૦ ટેક.
નિરખીને નેણાં ઠરે મારે હૈડે હરખ ન માય. છેલ છોગાળો૦ ૧
નવલ મનોહર મૂરતિ મોહન ભીને વાન; છેલ છોગાળો૦
વાયે મધુરી મોરલી ગાયે રસિલી તાન. છેલ છોગાળો૦ ૨
કામણુગારી આંખડી કામણુગારાં નેણુ; છેલ છોગાળો૦
રંગભીના અલબેલના મુને વહાલાં લાગે વેણુ. છેલ છોગાળો૦ ૩

હસતા સામું હેરતા લટકાલો નંદનો લાલ; છેલ છોગાળો૦
પ્રેમાનંદનો નાથજી ચાલે ગજગતિ ચાલ. છેલ છોગાળો૦ ૪

## પદ ૧૯૭૨ મું

સયર જોને શ્યામની છબી અનોપમ આજ; મનડું લોભાણું૦ ટેક.
કનક સિંઘાસન ઉપરે બેઠા શ્રીમહારાજ. મનડું લોભાણું૦ ૧
મોરમુગટ મસ્તક ધર્યો કેસર તિલક ભાલ; મનડું લોભાણું૦
મક્રાકૃત બેઉ કાનમાં અધરબિંબ અતિ લાલ. મનડું લોભાણું૦ ૨
હેમકડાં બેઉ હાથમાં બાંધે બાજુબંધ; મનડું લોભાણું૦
ઉર આભૂખણ પેરતા અતિ શોભે આનંદકંદ. મનડું લોભાણું૦ ૩
કટિમેખલા અતિ ઓપતી પાયે ઝાંઝરના ઝમકાર; મનડું લોભાણું૦
અંગોઅંગ છબી ઉપરે જાયે પ્રેમાનંદ બલિહાર. મનડું લોભાણું૦ ૪

## પદ ૧૯૭૩ મું–રાગ ગરબી

સુંદર શ્યામ છબીલા છેલડા રંગભીના નંદકુમાર;
વાઓ મધુરી મોરલી મારા હૈડાકેરા હાર. સુંદર૦ ટેક.
મોહન મીઠી મીઠી વાઇને મોરલી વહાલા ગાઇને સુંદર ગીત;
આંખડલીની સાનમાં રે મારું ચોરી લીધું ચીત. સુંદર૦ ૧
જીવન જોઈ રૂપાળી મૂરતિ ગજગતિ સુંદર ચાલ;
લટકાં કરતાં લાડકડા તમે ચાલો છો નંદલાલ. સુંદર૦ ૨
રુડું કેસર તિલક ભાલમાં જોઈ મોહ્યા ત્રણ લોક;
હસતા આવો હેતમાં રે ટાળો વ્રજનારીનો શોક. સુંદર૦ ૩
તમને જોઇને કુંવર નંદના મારાં નેણાં શિતળ થાય;
પ્રેમાનંદના નાથજી આવો રાખું નેણાં માંહ્ય. સુંદર૦ ૪

## પદ ૧૯૭૪ મું

ઉભા રહોને અલબેલડા વહાલા છોગાવાળા છેલ;
લાગી મોહન મોહનીરે તારા મુખડાની અલબેલ. ઉભા૦ ટેક.
સુંદર મુખ દીઠે સુખ ઉપજે જોઈ નેણાં શિતળ થાય;
મળવા મોહનલાલજી તમને મન મારું અકળાય. ઉભા૦ ૧

નૌતમ તોરા લટકે પાઘમાં હૈડે મોતિડાનાં હાર;
બાંયે બાજુબંધ બેરખાંરે રૂડા શોભો છો નંદકુમાર. ઉભા૦ ૨
રૂડાં પે'ર્યાં પીતાંબર પ્રેમસું ઓઢી ઉપરણી અનૂપ;
ઘેલડી ગોકુલ ગામની નારી જોઇને સુંદર રૂપ. ઉભા૦ ૩
તમે રૂપઉજાગર સુખના સાગર છોગાળા ઘનશ્યામ;
પ્રેમાનંદના નાથજી મારા પ્રાણ છો પુરણકામ. ઉભા૦ ૪

પદ ૧૯૭૫ મું

વારી જાઉં છબીપર છેલજી નટનાગર નંદકિશોર;
અટકી આવીને ઉરમાં ઝીણી ઉપરણીની કોર. વારી૦ ટેક.
રાજનું મુખ દીઠે દુઃખ વિસરે સુખ ઉપજે અંગોઅંગ;
ભુજ ભરી ભરી ભેટતાં થાયે ભવરિપુનો ભંગ. વારી૦ ૧
સામું જોઇને સુંદર છેલડા કરો આંખડલીની સાન;
તાપ સમાવો તનના વ્રજજુવતિ જીવનપ્રાણ. વારી૦ ૨
વહાલી લાગે વાણી મુખની ગજગતિ ચાલ અનૂપ;
લટકાં કરતા ઉરમાં રહો રસિયા સુંદર રૂપ. વારી૦ ૩
મારું હૈડું કીધું હાથમાં વાઇ વાંસલડી ઘનશ્યામ;
પ્રેમાનંદના નાથજી વારું વારણે કોટિક કામ. વારી૦ ૪

પદ ૧૯૭૬ મું

ઓરા આવો નાગર નંદના જોવું જીવન સુંદર રૂપ;
નીલ કલેવર નિરખી મોહ્યા મદન કોટિક ભૂપ. ઓરા૦ ટેક.
સુંદર મુખની શોભા જોઇને થાયે વ્રજનારી ગુલતાન;
ચિતવે ચંદ ચકોરજ્યું વિસારી ભોજન પાન. ઓરા૦ ૧
મોતિમાળા અનુપમ ઉરમાં શોભે હેમકડાં બેઉ હાથ;
બાંયે બાજુબંધ બેરખા જોઇ રિઝયા મુનિવર સાથ. ઓરા૦ ૨
વિઠ્ઠલ વાઓ મનોહર મોરલી વહાલા ગાઓ છો નૌતમ ગીત;
સાંભળી સુંદર સાદને મારે પુરણ વાધી પ્રીત. ઓરા૦ ૩
તમે નાંખી મોહન મોહની કીધું ઘેલું ગોકુલ ગામ;
પ્રેમાનંદના નાથજી લાગો વહાલા શ્રીઘનશ્યામ. ઓરા૦ ૪

### પદ ૧૯૭૭ મું–રાગ ગરબી

ધર્મકુંવર ઘનસ્યામજી, મારા પ્રાણુતણા આધાર; જોઇને જીવું છું૰ ટેક.
તન મન ધન તમ ઉપરે, લઈ વારું વાર હજાર. જોઇને જીવું છું૰ ૧
સુંદર મૂરતિ મોહની, મારા મનમાં ખુંતી રાજ; જોઇને જીવું છું૰
તમ વિના મને ક્હાનજી, બીજું કાંઈ નવ સુઝે કાજ. જોઇને જીવું છું૰ ૨
પાંગણુપર આંટો દઈ તમે, બાંધી પાઘ અનૂપ; જોઇને જીવું છું૰
કોટિક કંદર્પ વારણે લઈ વારું, એવું રૂપ. જોઇને જીવું છું૰ ૩
ભાલ તિલક શોભે ઘણું, જાણે ભ્રકુટી કામ કબાણુ; જોઇને જીવું છું૰
કમળ નયન કટાક્ષમાં, મારાં તાણી લ્યોછો પ્રાણ. જોઇને જીવું છું૰ ૪
મધુર મધુર હસવું જોઇને, વાધે પ્રેમ અપાર; જોઇને જીવું છું૰
ત્રિભુવનમાં એવી કોણ છે, જે વશ નવ થાયે નાર. જોઇને જીવું છું૰ ૫
વામકરણમાં શ્યામ છે, તીલ નિરખ્યા જેવો નીત; જોઇને જીવું છું૰
તીલ જોઈ જમણા ગાલમાં, વાધે પ્રેમાનંદને પ્રીત. જોઇને જીવું છું૰ ૬

### પદ ૧૯૭૮ મું

શી કહું શોભા અંગની, જોઈ લોચનીયાં લોભાય; ચિતડું ચોરે છે૰ ટેક.
નિરખી નાસા કીરને, મારા ભવના પાતક જાય. ચિતડું ચોરે છે૰ ૧
અધર પ્રવાલાંની ઉપમા, જાણે કુંદકળી સમ દાંત; ચિતડું ચોરે છે૰
ચિબુકતણી શોભા ઘણી, કંબુ કંઠ જોયાની ખાંત. ચિતડું ચોરે છે૰ ૨
વક્ષસ્થલ વહાલું ઘણું, મને મળવા* વાધે પ્રીત; ચિતડું ચોરે છે૰
અજાન બાહુ ઉર ધરી, આવો મળિયે મોહન મીત. ચિતડું ચોરે છે૰ ૩
ઉદરમાંહી ત્રિવલી પડે, ઉંડી નાભી નૌતમ જોઈ; ચિતડું ચોરે છે૰
શ્યામ કટી સોયામણી, ઉરુમાંહી રહ્યું મન મોઈ.† ચિતડું ચોરે છે૰ ૪
જાનુ જુગલ છબી જોઇને, મારો સુફળ થયો અવતાર; ચિતડું ચોરે છે૰
પિંડી પાની નિરખતાં, મારો દૂર થયો સંસાર. ચિતડું ચોરે છે૰ ૫
સોળે ચિહ્ને જુગત છે, એ જુગલ ચરણની જોડ;‡ ચિતડું ચોરે છે૰
અખંડ રહો આવી ઉરમાં, પુરો પ્રેમાનંદના કોડ. ચિતડું ચોરે છે૰ ૬

---

* "મળતાં" કેટલાકો ગાય છે. † "ઊરમાંહી રહ્યું મન મોહી" પાઠ ગાય છે.
‡ "સોળે ચિન્હે જુક્ત, એવી જુગલ ચરણની જોડ" પાઠાન્તર.

## પદ ૧૯૭૯ મું

નવલ સનેહિ નાથજી, રૂપાળા રાજીવ નેણ; વહાલા લાગો છો૦ ટેક.
હસતાં હસતાં હેતમાં, બોલો છો મીઠાં વેણ. વહાલા લાગો છો૦ ૧
આંખડલી અમૃતે ભરી, કાંઈ કરુણા કહી નવ જાય; વહાલા લાગો છો૦
ચીત ચોરાણું ચાલમાં, મરકલડે મન લોભાય. વહાલા લાગો છો૦ ૨
આતુરતા નથી અંગમાં, દીસે છે શીલ સ્વભાવ; વહાલા લાગો છો૦
પ્રેમતણો પ્રવાહ વહે, નેણામાં નટવર નાવ. વહાલા લાગો છો૦ ૩
ભુધર ભાવિક ભાવના, નથી અરથાઅરથી શ્યામ; વહાલા લાગો છો૦
પરમારથને કારણે, પધાર્યા પુરણકામ. વહાલા લાગો છો૦ ૪
દીન ઉપર દયા કરી, તમે દુર્લ્લભ દરશન દેવ; વહાલા લાગો છો૦
કલ્પતરુ છો કહાનજી, જાણે મોટા મુનિવર ભેવ. વહાલા લાગો છો૦ ૫
કરુણાનિધિ કરુણા કરીને, છોગાળા રંગછેલ; વહાલા લાગો છો૦
પ્રેમાનંદ કહે અખંડ રહો, આંખડલીમાં અલબેલ. વહાલા લાગો છો૦ ૬

## પદ ૧૯૮૦ મું

ધર્મકુંવર શ્રીકૃષ્ણજી, તમે ભક્તપતિ ભગવાન; એ વર માગું છું૦ ટેક.
દયાનિધિ તમે દાસને, નીત આપો છો એ દાન. એ વર માગું છું૦ ૧
નિરવિકલ્પ ઉત્તમ અતિ, એવો નિશ્ચે થાય તમારો; એ વર માગું છું૦
અલબેલા તમ આગળે, હું અરજ કરું એ સારું. એ વર માગું છું૦ ૨
મહાત્મ જ્ઞાને સહિત હરિ, એવી એકાંતિકી ભક્તિ; એ વર માગું છું૦
પ્રીત રહે તવ ચરણમાં, બીજે રહે સદા વિરક્તિ. એ વર માગું છું૦ ૩
હુંમાં તમારું ભક્તપણું, હરિ એમાં કોઈ પ્રકાર; એ વર માગું છું૦
દોષ* ન રહે કોઈ જાતનો, એ આપો ધર્મકુમાર. એ વર માગું છું૦ ૪
તમારા કોઈ ભક્તનો, મારે દ્રોહ કયારે† નવ થાય; એ વર માગું છું૦
સંગ એકાંતિક ભક્તનો, મને નીત આપો મુનિરાય. એ વર માગું છું૦ ૫
દાસ તમારા દાસનો, મને રાખો નાથ હજુર; એ વર માગું છું૦
પ્રેમાનંદની વિનતિ, સાંભળજો શ્યામ જરુર. એ વર માગું છું૦ ૬

---

* "દ્વેષ" "ક્ષુરા" પાઠાન્તર ગવાય છે. † "કેદી" પાઠાન્તર છે.

## પદ ૧૯૮૧ મું-રાગ ગરબી

પ્રથમ શ્રીહરિને રે, ચરણે શિશ નમાવું;
નૌતમ લીલા રે, નારાયણની ગાવું. ૧
મોટા મુનિવર રે, એકાગ્ર કરી મનને;
જેને કાજે રે, સેવે જાઈ વનને. ૨
આસન સાધી રે, ધ્યાન ધરીને ધારે;
જેની ચેષ્ટા રે, સ્નેહ કરી સંભારે. ૩
સહજ સ્વભાવિક રે, પ્રકૃતિ પુરુષોત્તમની;
સુણતાં સજની રે, બ્હીક મટાડે જમની. ૪
ગાવું હેતે રે, હરિનાં ચરિત્ર સંભારી;
પાવન કરજો રે, પ્રભુજી બુદ્ધિ મારી. ૫
સહજ સ્વભાવે રે, બેઠા હોય હરિ જ્યારે;
તુલસીની માળા રે, કર લઈ ફેરવે ત્યારે. ૬
રમુજ કરતાં રે, રાજીવ નેણ રૂપાળા;
કોઈ હરિજનની રે, માંગી લેઇને માળા. ૭
બેવડી રાખી રે, બબ્બે બબ્બે મણકા જોડે;
ફેરવે તાણી રે, કઇક માળા તોડે. ૮
વાતું કરે રે, રમુજ કરીને હસતાં;
ભળી કરી રે, માળા કરમાં ધસતાં. ૯
કયારેક મિંચી રે, નેત્ર કમળને સ્વામી;
પ્રેમાનંદ કહે રે, ધ્યાન કરે બહુનામી. ૧૦

## પદ ૧૯૮૨ મું

સાંભળ સૈયર રે, લીલા નટનાગરની;
સુણતાં સુખડું રે, આપે સુખસાગરની. ૧
નેત્ર કમળને રે, રાખી ઉઘાડાં કયારે;
ધ્યાન ધરીને રે, બેસે જીવન બારે. ૨
કયારેક ચમકી રે, ધ્યાન કરંતાં જાગે;
જોતાં જીવન રે, જનમમરણદુઃખ ભાગે. ૩

પોતા આગળ રે, સભા ભરાઈ બેસે;
સંત હરિજન રે, સામું જોઈ રહે છે. ૪
ધ્યાન ધરીને રે, બેઠા હોયે હરિ પોતે;
સંત હરિજન રે, ત્રપત ન થાયે જોતે. ૫
સાધુ કિરતન રે, ગાયે વજાડી વાજા;
તેમને જોઇ રે, મગન થાયે મહારાજા. ૬
તેમની ભેળા રે, ચપટી વજાડી ગાયે;
સંત હરિજન રે, નિરખી રાજી થાએ. ૭
કયારેક સાધુ રે, ગાય વજાડી તાળી;
ભેળા ગાયે રે, તાળી દઈ વનમાળી. ૮
આગળ સાધુ રે, કિરતન ગાય જયારે;
પોતા આગળ રે, કથા વંચાયે ત્યારે. ૯
પોતે વારતા રે, કરતા હોયે બહુનામી;
ખસતા આવે રે, પ્રેમાનંદના સ્વામી. ૧૦

## પદ ૧૯૮૩ મું

મનુષ્ય લીલા રે, કરતા મંગળકારી;
ભક્તસભામાં રે, બેઠા ભવભયહારી. ૧
જેને જોતાં રે, જાયે જગ આસક્તિ;
જ્ઞાન વૈરાગ્ય રે, ધર્મ સહિત જે ભક્તિ. ૨
તે સંબંધી રે, વારતા કરતા ભારી;
હરિ સમજાવે રે, નીજ જનને સુખકારી. ૩
જોગ ને સાંખ્ય રે, પંચરાત્ર વેદાંત;
એ શાસ્ત્રનો રે, રહસ્ય કહે કરી ખાંત. ૪
જ્યારે હરિજન રે, દેશ દેશના આવે;
ઉત્સવ ઉપર રે, પૂજા બહુ વિધ લાવે. ૫
જાણી પોતાના રે, સેવક જન અવિનાશી;
તેમની પૂજા રે, ગ્રહણ કરે સુખરાશી. ૬

ભક્ત પોતાના રે, તેને શ્યામ સુજાણ;
ધ્યાન કરાવી રે, ખેંચે નાડી પ્રાણ. ૭
ધ્યાનમાંથી રે, ઉઠાડે નિજ જનને;
દેહમાં લાવે રે, પ્રાણ ઇન્દ્રિય મનને. ૮
સંત સભામાં રે, બેઠા હોય અવિનાશ;
કોઈ હરિજનને રે, તેડવો હોયે પાસ. ૯
પહેલી આંગળી રે, નેત્રતણી કરી સાન;
પ્રેમાનંદ કહે રે, સાન કરે ભગવાન. ૧૦

## પદ ૧૯૮૪ મું

મોહનજીની રે, લીલા અતિ સુખકારી;
આનંદ આપે રે, સુણતાં ન્યારી ન્યારી. ૧
ક્યારેક વાતું રે, કરે મુનિવર સાથે;
ગુચ્છ પુલોનાં રે, ચોળે છે બે હાથે. ૨
શિતળ જાણી રે, લિંબુ હાર ગુલાબી;
તેને રાખે રે, આંખ્યું ઉપર દાબી. ૩
ક્યારેક પોતે રે, રાજીપામાં હોયે;
વાતું કરે રે, કથા વંચાયે તોયે. ૪
સાંભળે કિરતન રે, પોતે કાંઇક વિચારે;
પુછવા આવે રે, જમવાનું કોઈ ત્યારે. ૫
હાર ચઢાવે રે, પૂજા કરવા આવે;
તેના ઉપર રે, બહુ ખીજી રીસાવે. ૬
કથા સાંભળતાં રે, હરે હરે કહી બોલે;
મરમ કથાનો રે, સુણી મગન થઈ ડોલે. ૭
ભાન કથાને રે, બીજી ક્રિયામાંહી;
ક્યારે અચાનક રે, જમતાં હરે બોલાયે. ૮
થાયે સ્મૃતિ રે, પોતાને જ્યારે તેની;
થોડુંક હસે રે, ભક્ત સામું જોઈ બેની. ૯
એમ હરિ નીત નીત રે, આનંદ રસ વરસાવે;
એ લીલા રસ રે, જોઈ પ્રેમાનંદ ગાવે. ૧૦

## પદ ૧૯૮૫ મું

સાંભળ સજની રે, દિવ્ય સ્વરૂપ મોરારી;
કરે ચરિત્ર રે, મનુષ્ય વિગ્રહ ધારી. ૧
થયા મનોહર રે, મોહન મનુષ્ય જેવા;
રૂપ અનોપમ રે, નીજ જનને સુખ દેવા. ૨
ક્યારેક ઢોલિયે રે, બેસે શ્રીઘનશ્યામ;
ક્યારેક બેસે રે, ચાકળે પૂરણકામ. ૩
ક્યારેક ગોદડું રે, ઓછાડે સહીતે;
પાથર્યું હોયે રે, તેપર બેસે પ્રીતે. ૪
ક્યારેક ઢોલિયા રે, ઉપર તકીયો ભાળી;
તેપર બેસે રે, શ્યામ પલાંઠી વાળી. ૫
ઘણુંક બેસે રે, તકીયે ઓઠીંગણ દઇને;
ક્યારેક ગોઠણ રે, બાંધે બેસ લઇને. ૬
ક્યારેક રાજી રે, થાય અતિશે આલી;
સંત હરિજનને રે, ભેટે બાથમાં ઘાલી. ૭
ક્યારેક માથે રે, મેલે લઈ બે હાથ;
છાતીમાંહે રે, ચરણ કમળ દે નાથ. ૮
ક્યારેક આપે રે, હાર તોરા ગીરધારી;
ક્યારેક આપે રે, અંગનાં વસ્ત્ર ઉતારી. ૯
ક્યારેક આપે રે, પ્રસાદીના થાળ;
પ્રેમાનંદ કહે રે, ભક્તતણા પ્રતિપાળ. ૧૦

## પદ ૧૯૮૬ મું

એવાં કરે રે, ચરિત્ર પાવનકારી;
શુકજી સરખા રે, ગાવે નીત સંભારી. ૧
ક્યારેક જીભને રે, દાંત તળે દબાવે;
ડાબે જમણે રે, પડખે સહજ સ્વભાવે. ૨
છીંક જ્યારે આવે રે, ત્યારે રુમાલ લઇને;
છીંક ખાયે રે, મુખપર આડો દઇને. ૩

રમુજ આણી રે, હસે અતિ ઘનશ્યામ;
મુખપર આડો રે, રુમાલ દઈ સુખધામ. ૪
ક્યારેક વાતું રે, કરતા થકા દેવ;
છેડે રુમાલને રે, વળ દીધાની ટેવ.* ૫
અતિ દયાળુ રે, સ્વભાવ છે સ્વામીનો;
પરદુ:ખહારી રે, વારી બહુ નામીનો. ૬
કોઇને દુ:ખિયો રે, દેખી ન ખમાયે;
દયા આણી રે, અતિ આકળા થાયે. ૭
અન્ન ધન વસ્ત્ર રે, આપીને દુ:ખ ટાળે;
કરુણા દૃષ્ટિ રે, દેખી વાંનજ વાળે. ૮
ડાબે ખભે રે, એસાડ સોડે નાંખી;
ચાલે જમણા રે, કરમાં રુમાલ રાખી. ૯
ક્યારેક ડાબો રે, કર કેડ ઉપર મેલી;
ચાલે વહાલો રે, પ્રેમાનંદનો હેલી. ૧૦

પદ ૧૯૮૭ મું

નીત નીત નૌતમ રે, લીલા કરે હરિરાય;
ગાતાં સુણતાં રે, હરિજન રાજી થાય. ૧
સહજ સ્વભાવે રે, ઉતાવળા બહુ ચાલે;
હેત કરીને રે, બોલાવે બહુ વહાલે. ૨
ક્યારેક ઘોડલે રે, ચ્હડવું હોય ત્યારે;
ક્યારેક સંતને રે, પીરસવા પધારે. ૩
ત્યારે ડાબે રે, ખભે એસને આણી;
એસને બાંધે રે, કેડ સંઘાતે તાણી. ૪
પીરસે લાડુ રે, જલેબી ઘનશ્યામ;
જણુસ જમ્યાની રે, લેઈ લેઈ તેનાં નામ. ૫
ફરે પંગતમાં રે, વારંવાર મહારાજ;
સંત હરિજનને રે, પીરસવાને કાજ. ૬

---

* "વળ દેવો એ ટેવ" પાઠાન્તર છે.

શ્રદ્ધા ભક્તિ રે, અતિ ઘણી પીરસતાં;
કોઈના મુખમાં રે, આપે લાડુ હસતાં. ૭
પાછલી રાત્રી રે, ચાર ઘડી રહે ત્યારે;
દાતણ કરવા રે, ઉઠે હરિ તેવારે. ૮
ન્હાવા બેસે રે, નાથ પલાંઠી વાળી;
કર લઈ કલશિયો* રે, જળ ઢોળે વનમાળી. ૯
કોરે વસ્ત્રે રે, કરી શરીરને લુવે;†
પ્રેમાનંદ કહે રે, હરિજન સરવે જુવે.‡ ૧૦

## પદ ૧૯૮૮ મું

રૂડા લાગે રે, નાહીને ઉભા હોવે;
વસ્ત્ર પેહેરેલું રે, સાથળ વચ્ચે નીચોવે. ૧
પગ સાથળને રે, લુહીને સારંગપાણી;
કોરા ખેસને રે, પ્હેરે સારીપેઠ તાણી. ૨
ઓઢી ઉપરણી રે, રેશમી કોરની વહાલે;
આવે જમવા રે, ચાંખડીયે ચઢી ચાલે. ૩
માથે ઉપરણી રે, ઓઢી બેસે જમવા;
કાન ઉઘાડા રે, રાખે મુજને ગમવા. ૪
જમતાં ડાબા રે, પગની પલાંઠી વાળી;
તેપર ડાબો રે, કર મેલે વનમાળી. ૫
જમણા પગને રે, રાખી ઉભો શ્યામ;
તેપર જમણો રે, કર મેલે સુખધામ. ૬
રુડી રીતે રે, જમે દેવના દેવ;
વારે વારે રે, પાણી પીધાની ટેવ. ૭
જણુસ સવાદુ રે, જણાયે જમતાં જમતાં;
પાસે હરિજન રે, બેઠા હોયે મનગમતાં. ૮

* "કલશ્યો" પાઠાન્તર. † "લોવે" પાઠાન્તર. ‡ "જોવે" પાઠાન્તર.

તેને આપી રે, પછે પોતે જમે;
જમતાં જીવન રે, હરિજનને મન ગમે. ૯
ફેરવે જમતાં રે, પેટ ઉપર હરિ હાથ;
ઓડકાર ખાયે રે, પ્રેમાનંદના નાથ. ૧૦

પદ ૧૯૮૯ મું

ચળુ કરે રે, મોહન ત્રપત થઇને;
દાંતને ખોતરે રે, સળી રૂપાની લઇને. ૧
મુખવાસ લઇને રે, ઢોલિયે વિરાજે;
પૂજા કરે રે, હરિજન હેતે ઝાઝે. ૨
પાંપણુ ઉપર રે, આંટો લઇ અલબેલો;
ફેંટો બાંધે રે, છોગું મેલી છેલો. ૩
વર્ષા રૂતુને રે, શરદ રૂતુને જાણી;
ઘેલા નદીનાં રે, નિરમળ નીર વખાણી. ૪
સંત હરિજનને રે, સાથે લઈ ઘનસ્યામ;
ન્હાવા પધારે રે, ઘેલે પૂરણુકામ. ૫
બહુ જલક્રીડા રે, કરતા જળમાં ન્હાય;
જળમાં તાળી રે, દઇને કીર્તન ગાય. ૬
ન્હાયીને બા'રે રે, નિસરી વસ્ત્ર પેહેરી;
ઘોડે બેસી રે, ઘેર આવે રંગલેહેરી. ૭
પાવન જશને રે, હરિજન ગાતાં આવે;
જીવન જોઇ રે, આનંદ ઉર ન સમાવે. ૮
ગઢપુરવાસી રે, જોઇને જગઆધાર;
સુફલ કરે છે રે, નેણાં વારમવાર. ૯
આવી વિરાજે રે, ઓસરીએ બહુનામી;
ઢોલિયા ઉપર રે, પ્રેમાનંદના સ્વામી. ૧૦

પદ ૧૯૯૦ મું

નિજ સેવકને રે, સુખ દેવાને કાજ;
પોતે પ્રગટ્યાં રે, પુરુષોત્તમ મહારાજ. ૧

ફળીયામાંહી રે, સભા કરી વિરાજે;
પૂરણશશિ રે, ઉડુગણમાં જેમ છાજે. ૨
બ્રહ્મરસ વરસી રે, ત્રપત કરે હરિજનને;*
પોઢે રાત્રે રે, જમી શ્યામ શુદ્ધ અન્નને. ૩
બે આંગળિયું રે, તિલક કર્યાની પેરે;
ભાલ વચ્ચે રે, ઉભી રાખી ફેરે. ૪
સુતા સુતા રે, માળા માંગી લઇને;
જમણે હાથે રે, નીત ફેરવે ચીત દઇને. ૫
ભૂલ ન પડે રે, કેદી એવું નેમ;
ધર્મકુંવરની રે, સહજ પ્રકૃતિ એમ. ૬
ભર નિન્દ્રામાં રે, પોઢ્યા હોયે મુનિરાયે;
કોઈ અજાણ્યે રે, લગાર અડી જાયે. ૭
ત્યારે ફડકી રે, જાગે સુંદરશ્યામ;
કોણ છે પુછે રે, સેવકને સુખધામ. ૮
એવી લીલા રે, હરિની અનંત અપાર;
મેં તો ગાઈ રે, કાંઇક મતિ અનુસાર. ૯
જે કોઈ પ્રીતે રે, શીખે સુણે ગાશે;
પ્રેમાનંદનો રે, સ્વામી રાજી થાશે. ૧૦

## પદ ૧૯૯૧ મું–રાગ ગરબી

સાચું બોલો શ્યામ સલુણા કુંણ તમને વહાલી વારી. એ ઢાળ છે
ઓરા આવો શ્યામ સનેહિ, સુંદર વર જોઉં વહાલા;
જતન કરીને જીવન મારા, જીવમાંહી પ્રોઉં વહાલા. ૧
ચિહ્ન અનોપમ અંગોઅંગના, સુરતે સંભારું વહાલા;
નખશિખ નિરખી નૌતમ મારા, ઉરમાં ઉતારું વહાલા. ૨
અરુણ કમળસમ જુગલ ચરણની, શોભા અતિ સારી વહાલા;
ચિંતવન કરવા આતુર અતિ, મનવૃત્તિ મારી વહાલા. ૩

* "બ્રહ્મરસ વરસેરે, ત્રપત કરી હરિજનેને."

પ્રથમ તે ચિંતવન કરું, સુંદર સોળે ચિહ્ન વહાલા;
ઉર્ધ્વરેખા ઓપી રહી, અતિશે નવિન વહાલા. ૪
અંગોઠા આંગળી વચ્ચેથી, નિસરીને આવી વહાલા;
પાનીની બે કોરે જાતાં, ભક્તને મન ભાવી વહાલા. ૫
જુગલ ચરણમાં કહું મનોહર, ચિહ્ન તેનાં નામ વહાલા;
શુદ્ધ મને કરી સંભારતાં, નાશ પામે કામ વહાલા. ૬
અષ્ટખુણને ઉર્ધ્વરેખા સ્વસ્તિ, જાંબુ જવ વહાલા;
વજ્ર અંકુશ કેતુ ને પદ્મ, જમણે પદે નવ વહાલા. ૭
ત્રિખુણ કલશ ને ગોપદ સુંદર, ધનુષ ને મીન વહાલા;
અર્ધ ચંદ્ર ને વ્યોમ છે સાત, ડાબે પદે ચિહ્ન વહાલા. ૮
જમણા પગના અંગુઠાના, નખમાંહી ચિહ્ન વહાલા;
તે તો નિરખે જે કોઈ ભક્ત, પ્રીતિએ પ્રવિણ વહાલા. ૯
એજ અંગુઠાને બારે, એક તીલ નૌતમ ધારું વહાલા;*
પ્રેમાનંદ કહે નિરખું પ્રીતે, પ્રાણ લઈ વારું વહાલા. ૧૦

## પદ ૧૯૯૨ મું

ચરણ કમળની છબી ચિતવતાં, અલૌકિક રૂડી વહાલા;
સરવે ચિહ્ન સંભારી ધારું, અંત સમે મુંડી† વહાલા. ૧
જમણા પગના અંગુઠા, પાસેની આંગળિયે વહાલા;
ડાબે પડખે તીલ એક સુંદર, નિરખી દુઃખડાં લીએ વહાલા.‡ ૨
જમણા પગની નૌતમ છેલી, આંગળિની બારે વહાલા;
તીલ એક નખને પાસે જોતાં, વાલપ વધારે વહાલા. ૩
ડાબા પગની ઉર્ધ્વરેખાની, ડાબીતે કોરે વહાલા;
બે ચિહ્ન પાસે પાસે શ્યામ, ચિતડાને ચોરે વહાલા. ૪

* "એજ અંગુઠાની બારલી કોરે, તીલ એક નૌતમ ધારું વહાલા." પાઠાન્તર.

† "હુંડી" પાઠાન્તર. ‡ "દુઃખ ટળિયે વહાલા" પણ ગાય છે. 'દુઃખડા લીએ' એટલે ઓવારણાં લઇએ. "દુઃખ દળીએ" પાઠ પણ ગાય છે.

બે પગની આંગળિયું તળાં, મનોહર રાતાં વહાલા;
અંગોઠા આંગળિના નખ, રાતા ચડિયાતા વહાલા. ૫
બે ચરણના અંગોઠાને, આંગળિયું ઉપર વહાલા;
જોયા જેવા ઝીણા ઝીણા, રોમ અતિ સુંદર વહાલા. ૬
બે અંગોઠા પાસેની બે, આંગળિયે જોઉં વહાલા;
ચાંખડીયુંનાં રૂડાં ચિહ્ન, તે પાપણીયે લ્હોઉં વહાલા. ૭
બે પગની બહારલી ઘુંટી, તે હેઠે કેવા વહાલા;
આસનના ઘસારાના ચિહ્ન, જોયા તે જેવા વહાલા. ૮
જમણા પગની ઘુંટી ઉપર, પાંચ તસુ છે જો વહાલા;
નળીને ઉપર તીલ એક તેમાં, મન મારું રહેજો વહાલા. ૯
મોટું એક ચિહ્ન જમણા પગની, સાથળને બા'રે વહાલા;
પ્રેમાનંદ કહે પ્રીતે નિરખું, વારેને વારે વહાલા. ૧૦

## પદ ૧૯૯૩ મું

શોભા નિરખી નેણાં મારાં, ત્રપત ન થાયે વહાલા;
મનડું મગન થયું છે હૈડે, હરખ ન માયે વહાલા. ૧
ડાબા પગની ઘુંટી ઉપર, પાંચ તસુ કહીએ વહાલા;
નળી ઉપર મોટો તીલ, મનમાં ધારી લઇએ વહાલા. ૨
તેને પાસે નાનો તીલ છે, તેમાં ચિત્ત ચોટું* વહાલા;
એ પગના ઘુંટણથી બારે, એક ચિહ્ન છે મોટું વહાલા. ૩
શ્યામકટિ રૂપાળી જોઇને, કંદર્પે લાજે વહાલા;
શિતળ ઉદરમાંહી ત્રિવળી, સુંદર વિરાજે વહાલા. ૪
ઉંડી ગોળ અનોપમ નાભી, તેની બે કોરે વહાલા;
બે તીલ છે બહુ રૂપાળા, તે ગમીયા મન મોરે વહાલા. ૫
નાભીથી પણ બે તસુ ઉપર, ત્રણ તીલને ધારું વહાલા;
બે તીલ ઉપર એક એક છે, એક વચ્ચે સંભારું વહાલા. ૬

---

* "ચિહ્ન મોટું" પાઠ પણ છે પણ અર્થહીન લાગે છે કારણ કે તીલમાં ચિહ્ન કેમ હોઈ શકે?

વચલા તીલથી બે તસું ઉંચો, એક તીલ નિરખીને વહાલા;
જમણી કુંખમાં બે તીલ મોટા, જોઉં હરખીને વહાલા. ૭
ડાબે પડખે કુંખથી ઉપર, મોટા તીલ ચારે વહાલા;
તેની પાસે બીજા નાના, ચાર તીલ એક હારે વહાલા. ૮
રોમ તણું રૂપાળું શ્રીવચ્છ, ચિહ્ન એક ઉરમાંહી વહાલા;
વિનગુણ હાર હિયામાં શોભે, સુંદર સુખદાયી વહાલા. ૯
છાતી વચ્ચે એક ચિહ્ન, અર્ધ ચંદ્ર આકારે વહાલા;
પાંચ તસુ પ્હોળું જોઈ, પ્રેમાનંદ પ્રાણ વારે વહાલા. ૧૦

## પદ ૧૯૯૪ મું

એ ચિહ્ન વચ્ચે રૂડો લગાર, ડાબી તે કોરે વહાલા;
સુંદર એક તીલ મોટો, મારા ચીતડાને ચોરે વહાલા. ૧
એ તીલથી છે ડાબી કોરે, બે તસુ છેટે વહાલા;
એક તીલને જોતાં સરવે, ભવ દુઃખને મેટે વહાલા. ૨
તે તીલથી બે તસુ છેટે, ડાબી કોર માંહી વહાલા;
સ્તન ઉપર એક તીલ તેમાં, ચીત ચોટયું જોઈ વહાલા.* ૩
બે સ્તનથી ઉપર છે, બે છાપતણા ચિહ્ન વહાલા;
એ છબી જોવા સારું મારું, મન છે આધીન વહાલા. ૪
કરિના બે કર સરિખી ભુજા, તે દીર્ઘ ઉદાર વહાલા;
સંભારતાં તરત તે, ઉતારે ભવપાર વહાલા. ૫
જમણી ભુજાને પાસે છે, માંહે ઉભી તે હારે વહાલા;
જોયા જેવા સુંદર મોટા, તીલ રૂડા ચારે વહાલા. ૬
જમણી ભુજાના મુળથકી છે, ત્રણ તસુ હેઠે વહાલા;
એક છાપનું ચિહ્ન જોતાં, જનમ મરણ મેટે વહાલા. ૭
તે છાપનું ચિહ્ન રૂડું, તેને પડખે બા'રે વહાલા;
નાના તીલ છે ચાર તેને, જોઉં વારે વારે વહાલા. ૮

* "ચિહ્ન મોટું જોઈ વહાલા" એક મતમાં છે પણ અર્થહીન લાગે છે.

કુણિયું છે શ્યામ બેઉ કર, કઠણુ છે પુંચા* વહાલા;
બે તીલ છે બહુ રૂડા, જમણા પુંચાથી ઉંચા વહાલા. ૯
જમણા હાથની છેલ્લી આંગળિ, તે ઉપર સારો વહાલા;
પ્રેમાનંદ કહે મોટો તીલ એક, લાગે અતિ પ્યારો વહાલા. ૧૦

## પદ ૧૯૯૫ મું

રૂપાળા છો રાજીવલોચન, ધર્મતણા કુમાર વહાલા;
શોભાની છો સીમા મારા, નેણુતણુઃ શણુગાર વહાલા. ૧
ડાબી ભુજાના મુળથી હેઠે, ત્રણુ તસુ છે જો વહાલા;
છાપતણા એક ચિહ્નમાંઈ, નીત મન મારું રહેજો વહાલા. ૨
ડાબી કુણીથી હેઠો નોતમ, ઉપરલે ભાગે વહાલા;
તીલ એક જોતાં મારા મનને, રૂડો બહુ લાગે વહાલા. ૩
ડાબા હાથના અંગોઠા પાસેની, આંગળિયે વહાલા;
નખને પાસે નાનો તીલ, મનમાં ધારી લીયે વહાલા. ૪
એ આંગળી ને વચલી આંગળી, એ બેઉને મધ્યે વહાલા;
એક તીલ છે અતિ નૌતમ, જોયા જેવો સંધે વહાલા. ૫
ડાબા હાથના પોંગા ઉપર, સુંદર એક તીલ છે વહાલા;
એ માંહી તે મનડું મારું, વળગું વિશેકે વહાલા. ૬
બે હાથના નખ નૌતમ, છે રાતા ચડિયાતા વહાલા;
અગ્ર ભાગે તિક્ષણુ છે, અતિ રૂડા દેખાતા વહાલા. ૭
બે હાથની હથેલી છે, રાતી સુખધામ વહાલા;
હથેલીમાં રેખા થોડી, થોડી છે જો શ્યામ વહાલા. ૮
બે હથેલીના મૂળ ઉપર, આઠ તસુ જોતાં વહાલા;
છાપતણા બે ચિહ્નો અનોપમ, ચીતમાં પરોતાં વહાલા. ૯
કંઠ વચ્ચે તીલ એક અનોપમ, જોતાં દુઃખ જાયે વહાલા;
તેની પાસે નાનો તીલ એક, પ્રેમાનંદ ગાયે વહાલા. ૧૦

---

* "પ્હોંચા" "પોંચા" પાઠાન્તર.

## પદ ૧૯૯૬ મું

રૂપ તમારું રસિયાજી, નિરખતાં સુખદાયી વહાલા;
ચિહ્નતણો નહિ પાર વધારે, વાલપ ઉરમાંહી વહાલા. ૧
ડાબા ખભાથી હેઠો, વાંસામાં છે મરમાળો વહાલા;
રોમ સહિત મોટો તીલ રૂડો, જોતાં રૂપાળો વહાલા. ૨
એ તીલથી હેઠા વાંસામાં, એક તીલ છે બીજો વહાલા;
તેને હેઠ જોયા જેવો, એક તીલ છે ત્રીજો વહાલા. ૩
કરોડાની જમણી કોરે, ડોક થકી હેઠે વહાલા;
સુંદર એક તીલ જોયા જેવો, બે તસુ છેટે વહાલા. ૪
જમણી ખરપડી ઉપર નૌતમ, એક તીલ છે નાનો વહાલા;
પ્રીત કરીને રાખું મારા, મનમાંહી છાનો વહાલા. ૫
કરોડાની જમણી કોરે, વાંસામાં સારા વહાલા;
ચાર તીલ છે જોયા જેવા, લાગે બહુ પ્યારા વહાલા. ૬
ડાઢીથી હેઠો એક તીલ છે, અતિશે અનૂપ વહાલા;
ડાઢી ઉપર કેશની રેખા, સુંદર સુખરૂપ વહાલા. ૭
મધુર અધરપર શોભે રૂડી, રોમતણી રેખું વહાલા;
હસતું કમળ સરીખું મુખ, ઓરા આવો દેખું વહાલા. ૮
મુખમાંહે જમણી કોરની, હેઠલી જે ડાઢ વહાલા;
તેમાં શ્યામ સુભગ ચિહ્ન એક, જોઉં રાખી ચાડ વહાલા. ૯
શ્યામ ચિહ્ન છે જોયા જેવું, જીભમાં સુખકારી વહાલા;
સુંદર વદન કમળપર જાયે, પ્રેમાનંદ વારી વહાલા. ૧૦

## પદ ૧૯૯૭ મું

હરિજનના જીવન છો મોહન, ભક્ત ચિન્તામણિ વહાલા;
શી કહું શોભા સુંદર વરજી, અંગોઅંગતણી વહાલા. ૧
જમણી કોરે કપોલમાં, નાસીકા પાસે વહાલા;
એક મોટો તીલ જોતાં સરવે, દુઃખ મારાં નાશે વહાલા. ૨
એ તીલને પાસે એક નાનો, તીલ તેને જોઇએ વહાલા;
નેત્રતણા ખુણાથી હેઠો, તેમાં ચીત પ્રોઇએ વહાલા. ૩

બે નેત્રની પાંપણુ ઉપર, ભ્રકુટીને થડે વહાલા;
તેને હેઠે ઉપર ઝીણી, કરચલિયું પડે વહાલા. ૪
નાસીકા ઉપર છે ઝીણા, ચિહ્ન તે અભિરામ વહાલા;
ડાબા કાનમાં શ્યામ બિન્દુ તે, છબીતણું ધામ વહાલા. ૫
અમલ કમળદળ સમ આંખડી, રૂડી રૂપાળી વહાલા;
કંદર્પની કમાન સરિખી, ભ્રકુટી મેં ભાળી વહાલા. ૬
ચડીયાતા વિશાળ ભાલમાં, રસાળી તે શોભે વહાલા;
તિલક આકારે ઉભી રેખા, બે જોઈ ચીત લોભે વહાલા. ૭
ભાલમાંહી મનોહર જોતાં, જમણી તે કોરે વહાલા;
કેશથી હેઠું એક અનોપમ, ચિહ્ન તે ચીત ચોરે વહાલા. ૮
કેશર કેરી આડ મનોહર, ભાલ વચ્ચે કીધી વહાલા;
કુમકુમને ચાંદલિયે મારી, બુદ્ધિ હરી લીધી વહાલા. ૯
તાળવા ઉપર એક રૂપાળો, મોટો તિલ જોઈ વહાલા;
પ્રેમાનંદ કહે મારું મન ત્યાં, રહ્યું જાઈ મોહી વહાલા. ૧૦

## પદ ૧૯૯૮ મું

શોભાના શણુગાર હરિ મારા, હેડાના છો હાર વહાલા;
ધર્મતણા કુમાર મારા, પ્રાણતણા આધાર વહાલા. ૧
અતિશે રૂપાળા સુંદર, શિખાના છે કેશ વહાલા;
છબીપર બલહારી જાયે, શારદ ને શેષ વહાલા. ૨
શિખાને સમીપે રૂડો, એક તીલ છે આગે વહાલા;
એ છબી નિરખતાં મારાં, સરવે દુઃખ ભાગે વહાલા. ૩
શિખાને પછવાડે જમણી, કોરે તે કહીએ વહાલા;
ત્રણુ તીલ છે અતિ રૂડા, સામું જોઇને રહીએ વહાલા. ૪
નખશિખ નિરખી સુંદર સરવે, ચિહ્ન મેં ગાયાં વહાલા;
ચિંતવન કરી નિત્યે મારાં, ચીતમાં ઠેરાયાં વહાલા. ૫
બાવન છે સરવે ચિહ્ન, ત્રેંસઠ તીલ છે જે વહાલા;
રૂપ શીલ ને ગુણે સોતા, અંતરમાં રહેજો વહાલા. ૬

એ વીના ઝીણા તીલ ચિહ્ન છે, અંગમાં અપાર વહાલા;
ગાયા મેં તો જોઈ મારી, બુદ્ધિને અનુસાર વહાલા. ૭
આવી રીતે મૂરતિને જે, અંતરમાં ધારે વહાલા;
પ્રીત કરીને ચિહ્ન અનોપમ, સરવે સંભારે વહાલા. ૮
તેના ઉરમાં આવી તમે, નાથ કરો વાસ વહાલા;
કામ ક્રોધ ને કાળ માયા, તે સહુ પામે નાશ વહાલા. ૯
એ પદ જે કોઈ શીખે સુણે, પ્રીત કરીને ગાશે વહાલા;
પ્રેમાનંદ કહે તેપર સ્વામી, બહુ રાજી થાશે વહાલા. ૧૦

### પદ ૧૯૯૯ મું–રાગ ગરબી

તમે આવો ઓરા ઓરારે, કૃષ્ણ હરિ, જોઉં પાઘડલીમાં તોરારે; કૃષ્ણ હરિ૦
પાંપણુપર આંટા દઈરે, તમે બાંધી પાઘ અનોખીજી;
ફરતાં ખોસ્યાં છોગલાંરે, મારા ચીતને રાખ્યું રોકી. રે, કૃ૦ હ૦ ૧
તિલક મનોહર કીધલુંરે, તમે કેસર કેરું ભાલેજી;
મન મારું ત્યાં અટકી રહ્યું, જોઈ તીલ એક જમણે ગાલે. રે, કૃ૦ હ૦ ૨
ઉરપર અતિશે શોભતીરે, પેહેરી ગજમોતીની માળાજી;
મન મારું ગુલતાન થયું છે, જોઈ ચપળ નયનના ચાળા. રે, કૃ૦ હ૦ ૩
નંગ જડિત બાજુ બાંધીયારે, પેહેર્યાં કનક કડાં બેઉ કરમાંજી;
જોઈજોઈ નેણાં મારાં ત્રપત ન થાયે, કશું કામ ન સુઝે ઘરમાં. રે, કૃ૦ હ૦ ૪
સુંદર કટિપર શોભતીરે, પેહેરી ઘોતી ઝીણા પોતીજી;
અતિ આનંદ મારા અંગમાં, થઇ ઘેલી જોતી જોતી. રે, કૃ૦ હ૦ ૫
પેહેરી ચટકતી ચાંખડીરે, તમે રાજહંસગતિ ચાલોજી;
પ્રેમાનંદ કહે એવાને એવા, મારા રૂદિયા કમળમાં મ્હાલો. રે, કૃ૦ હ૦ ૬

### પદ ૨૦૦૦ મું

તારી મૂર્તિ પ્યારી પ્યારી રે, હો ગીરધારી, છે અતિશે જાદુગારી રે; હો ગી૦
મૂર્તિ જોવા હું ગઇરે, વેહેલી ઉઠીને ધાઈ ધાઇજી;
શું જાણું મને શુંયે કર્યું, હવે બીજું નથી ગોઠતું કાંઇ. રે, હો ગી૦ ૧
માવ તમારી મૂર્તિ, છે કાંઈ જાદુગારી ભારીજી;
જોતાં જોતાં જીવ ખસ્યો, હું તો થઈ ગઈ જગતથી ન્યારી. રે, હો ગી૦ ૨

સાંભળતાં સુધ વિસરી, હું તો વશ થઇ મીઠે વેણેજી;
સંસારમાં હવે સુખ નવ આવે, ઘર ઘાલ્યું તમારે નેણે. રે, હો ગી૦ ૩
કામણગારી છે આંખડલીરે, માંહી રાતી રાતી રેખુંજી;
જીવમાં જંપ ન થાયે જરી, જાણે ક્યારે દેખું દેખું. રે,* હો ગી૦ ૪
જેવું સાંભળવું ને સુંઘવુંરે, બીજું તમ વિના નથી ગમતુંજી;
તમ કેડે સુંદરવર મારું, મનડું ફરે છે ભમતું. રે, હો ગી૦ ૫
ધર્મકુંવર ઘનસ્યામજી, હું તો નિત્ય તમ ચરણે લાગુંજી;
પ્રેમાનંદ કહે નાથજી, ઉર અખંડ રહો એ માંગું. રે, હો ગી૦ ૬

## પદ ૨૦૦૧ મું

નાંખી મોહની છાંની છાંની રે, સુંદર છોગાળા;
વશ કીધી છેલ ગુમાની રે. સુંદર છોગાળા૦ ટેક.
મોહન નાંખી મોહની રે, મારી કમળ નેણુને બાણેજી;
ઘરનાં કહે છે વળગાડ થયો છે, કાંઈ મરમ કોઇ નવ જાણે રે. સું૦ છો૦ ૧
નેહડો લાગ્યો નાથજી રે, હવે નીમખ ન રહું હું તો ન્યારીજી;
કેશવ કેડ ન મેલું તમારો, છોને કુટી મરતાં સંસારી રે. સું૦ છો૦ ૨
કેટલુંક છાંનું રાખીયે વહાલા, વાત થઈ ગઈ ચાવીજી;
પાડપડોશી સહુ કોઈ કહે છે, આ કહાન સનેહણી આવી રે. સું૦ છો૦ ૩
બેઠું બહાનું કહાન તમારું, કાંઈ પેલા જનમની કરણીજી;
કીધું ઠાલું નામચુંરે, બીજા અવર પુરુષને પરણી રે. સું૦ છો૦ ૪
લાગ્યો ચસકો લાલ તમારો, એતો છુટશે જીવડો જાતાંજી;
પરમપુરુષ તમ કારણે રે, હવે છો થાતું જે થાતાં રે. સું૦ છો૦ ૫
વાલમ વહાલ વિસારશો માં, તમે રાજી મુજપર રહેજોજી;
પ્રેમાનંદના નાથજી મુજને, જે કહેવું ઘટે તે કહેજો રે. સું૦ છો૦ ૬

## પદ ૨૦૦૨ મું

તારા મુખની મીઠી મીઠી રે, મીઠી વાતડલી;
મારી સાંભળીને અતીશે† ઠરે છે છાતડલી રે. મીઠી૦ ટેક.

---

* "ક્યારે હવે દેખું" પાઠાન્તર છે. † "અતીશે" શબ્દ બીજી પ્રતમાં નથી.

જે કોઈ સાંભળે એક ઘડી વહાલા, વાતું તમારી ચીત દઇનેજી;
આ ભવના ભોગ ત્યાગ કરીને, તેતો ચાલી નીસરે ભેખ લઇને રે. મીઠી૦ ૧
વાતું સુણીને સનકાદિક જોગી, નવ ઘરથી ઘરને માંડયુંજી;
શિવ બ્રહ્મા સુખ ભોગવે પણ, કાંઇક માંડયુંને કાંઇક છાંડયું રે. મીઠી૦ ૨
અતિશે વાતું સાંભળીને, થયા મહા મુની બ્રહ્મવેત્તાજી;
અક્ષરની તુલ્યતા લહ્યા, થયા અતિ નૈષ્ટિક ઉર્ધ્વરેતા રે. મીઠી૦ ૩
રમા અતિશે રસિકણી પણ, સરવે સુખને ત્યાગીજી;
શ્રીમુખ વચનામૃત સાંભળવા, રહે આધીન અનુરાગી રે. મીઠી૦ ૪
એક તમારી વાતડી, અણિયાળાં તમારા લોચનજી;
એકજ વાર અવલોકતાં, કરે ભવના બંધન મોચન રે. મીઠી૦ ૫
અતીશે રૂપ રસ સુખમય, એવી મૂરતિ તમારી વહાલાજી;
પ્રેમાનંદ ઉર આવી અખંડ વસો, તમે ભક્તિધર્મના લાલા રે. મીઠી૦ ૬

## પદ ૨૦૦૩ મું–રાગ ગરબી

આજ મારે ઓરડે રે, આવ્યા અવિનાશી અલબેલ;
બાઈ મેં બોલાવીઆ રે, સુંદર છોગાવાળો છેલ. આજ૦ ૧
નિરખ્યાં નેણાં ભરી રે, નટવર સુંદર શ્રીઘનશ્યામ;
શોભા શી કહું રે, લાજે નિરખી કોટિક કામ. આજ૦ ૨
ગુંથી ગુલાબના રે, કંઠે આરોપ્યા મેં હાર;
લઇને વારણાં રે, ચરણે લાગી વારમવાર. આજ૦ ૩
આપ્યો મેંતો આદરે રે, બેસવા ચાકળીયો કરી પ્યાર;
પુછયા પ્રીતસું રે, બાઈ મેં સરવે સમાચાર. આજ૦ ૪
કહોને હરિ ક્યાં હતા રે, ક્યાંથકી આવ્યા ધર્મકુમાર;
સુંદર શોભતાં રે, અંગે સજ્યા છે શણગાર. આજ૦ ૫
પહેરી પ્રીતસું રે, સુરંગી સુંથણલી સુખદેણ;
નાડી હીરની રે, જોતાં ત્રપત ન થાયે નેણ. આજ૦ ૬
ઉપર ઓઢીયો રે, ગૂઢો રેંટો જોયા લાગ્ય;
સજની તે સમે રે, ધન્ય ધન્ય નિરખ્યા તેના ભાગ્ય. આજ૦ ૭

મસ્તક ઉપર રે, બાંધ્યું મોલીડું અમૂલ્ય;
કોટિક રવિશશિ રે, તે તો નાવે તેને તૂલ્ય. આજ૦ ૮
રેશમી કોરનો રે, કરમાં સાયો છે રુમાલ;
પ્રેમાનંદ તો રે, એ છબી નિરખી થયો નિહાલ. આજ૦ ૯

પદ ૨૦૦૪ મું

સજની સાંભળો રે, શોભા વર્ણવું તેની તેહ;
મૂરતિ સંભારતાં રે, મુજને ઉપન્યો અતિ સનેહ. સૈજડી૦ ૧
પેહેર્યા તે સમે રે, હરિયે અંગે અલંકાર;
જેવા નિરખ્યા રે, તેવા વર્ણવું કરીને પ્યાર. સૈજડી૦ ૨
બરાસ કપૂરના રે, પેહેર્યા હૈડે સુંદર હાર;
તોરા પાઘમાં રે, તેપર મધુકર કરે ગુંજાર. સૈજડી૦ ૩
બાજુ બેરખા રે, બાંહે કપૂરના શોભીત;
કડાં કપૂરનાં રે, જોતાં ચોરે સહુના ચીત. સૈજડી૦ ૪
સરવે અંગમાં રે, ઉઠે અત્તરની બહુ ફોર;
ચોરે ચીતને રે, હસતા કમળ નયનની કોર. સૈજડી૦ ૫
હસતાં હેતમાં રે, સહુને દેતા સુખ આનંદ;
રસ રૂપ મૂરતિ રે, શ્રીહરિ કેવલ કરુણાકંદ. સૈજડી૦ ૬
અદ્‌ભુત ઉપમા રે, દેતાં શેષ ન પામે પાર;
ધરીને મૂરતિ રે, જાણે આવ્યો રસ શૃંગાર. સૈજડી૦ ૭
વાલપ વેણુમાં રે, નેણાં કરુણામાં ભરપૂર;
અંગો અંગમાં રે, જાણીયે ઉગીઆ અગણિત સુર. સૈજડી૦ ૮
કરતાં વાતડી રે, બોલી અમૃત સરખાં વેણ;
પ્રેમાનંદના રે, જોતાં ત્રપત ન થાયે નેણ. સૈજડી૦ ૯

પદ ૨૦૦૫ મું

બોલ્યા શ્રીહરિ રે, સાંભળો નરનારી હરિજન;
મારે એક વારતા રે, સહુને સંભળાવ્યાનું મન. બોલ્યા૦ ૧
મારી મૂરતિ રે, મારાં લોક ભોગને મુક્ત;
સરવે દિવ્ય છે રે, ત્યાં તો જોયાની છે જુક્ત. બોલ્યા૦ ૨

મારું ધામ છે રે, અક્ષર અમૃત જેનું નામ;
સરવે સાગ્રથી રે, શક્તિ ગુણે કરી અભિરામ. બોલ્યા૦ ૩
અતિ તેજોમયે રે, રવિશશિ કોટિક વારણે જાય;
શિતલ શાંત છે રે, તેજની ઉપમા નવ કહેવાય.* બોલ્યા૦ ૪
તેમાંયે હું રહું રે, દ્વિભુજ દિવ્ય સદા સાકાર;
દુર્લભ દેવને રે, મારો કોઈ ન પામે પાર. બોલ્યા૦ ૫
જીવ ઈશ્વરતણો રે, માયા કાળ પુરુષ પ્રધાન;
સહુને વશ કરું રે, સહુનો પ્રેરક હું ભગવાન. બોલ્યા૦ ૬
અગણિત વિશ્વની રે, ઉત્પત્તિ પાલન પરલે થાય;†
મારી મરજી વિના રે, કોઇથી તરણું ના તોડાય. બોલ્યા૦ ૭
એમ મને જાણજો રે, મારા આશ્રિત સહુ નરનારી;
મેં તમ આગળ રે, વારતા સત્ય કહી છે મારી. બોલ્યા૦ ૮
હું તો તમ કારણે રે, આવ્યો ધામથકી ધરી દેહ;
પ્રેમાનંદનો રે, વહાલો વરસ્યા અમૃત મેહ. બોલ્યા૦ ૯

પદ ૨૦૦૬ હું

વળી સહુ સાંભળો રે, મારી વારતા પરમ અનૂપ;
પરમ સિદ્ધાંત છે રે, સહુને હિતકારી સુખરૂપ. વળી૦ ૧
સહુ હરિભક્તને રે, જાવું હોયે મારે ધામ;
તો મને સેવજો રે, તમે શુદ્ધ ભાવે થઈ નિષ્કામ. વળી૦ ૨
સહુ હરિભક્તને રે, રહેવું હોયે મારે પાસ;
તો તમે મેલજો રે, મિથ્યા પંચ વિષયની આશ. વળી૦ ૩
મુજ વીના જાણજો રે, બીજા માઇક સૌ આકાર;
પ્રીતિ તોડજો રે, જુઠાં જાણી કુટુંબ પરિવાર. વળી૦ ૪
સૌ તમે પાળજો રે, સરવે દૃઢ કરી મારા નેમ;
તમપર રિઝશે રે, ધર્મને ભક્તિ કરશે ક્ષેમ. વળી૦ ૫
સંત હરિ ભક્તને રે, કીધો શિક્ષાનો ઉપદેશ;
લટકાં હાથનાં રે, કરતાં શોભે નટવર વેષ. વળી૦ ૬

* "દેવાય" પાઠાન્તર. † "ઉત્પત્તિ સ્થીતિ પ્રલયે થાય" પાઠાન્તર છે.

નિજજન ઉપરે રે, અમૃત વરસે આનંદકંદ;
જેમ સહુ ઔષધિ રે, પ્રીતે પોષે પુરણચંદ. વળી૦ ૭
શોભે સંતમાં રે, જેમ કાંઈ ઉડુગણમાં ઉડુરાજ;
ઈશ્વિર ઉદે થયા રે, કળીમાં કરવા જનનાં કાજ. વળી૦ ૮
એ પદ શીખશે રે, ગાશે સાંભળશે કરી પ્યાર;
પ્રેમાનંદનો રે, સ્વામી લેશે તેની સાર. વળી૦ ૯

## પદ ૨૦૦૭ મું–રાગ ગરબી

વહાલા આવોને રાખું નેણમાં, ધર્મકુંવર ધનસ્યામ રે; વહાલા૦ ટેક.
નવલ મનોહર મૂરતિ, સરવે શોભાનું ધામ રે. વહાલા૦ ૧
સુંદર શશિ મુખ ઉપરે, વારી નાખું કોટિક કામ રે. વહાલા૦ ૨
ચાલ ચટકતી જોઇને, અંતરે થાય છે આરામ રે. વહાલા૦ ૩
શ્વેત અંબર શ્વેત ભૂષણ, શ્વેત મોતિની ઉર દામ રે. વહાલા૦ ૪
સુંદર હસીને મીઠું બોલવું,* વિસરે નહી આઠોજામ રે. વહાલા૦ ૫
કૃષ્ણ હરિ કૃષ્ણ શ્રીહરિ, રટે પ્રેમાનંદ નામ રે. વહાલા૦ ૬

## પદ ૨૦૦૮ મું

વહાલી લાગી છે તારી મૂરતિ, શ્રીહરિ ધર્મકુમાર રે; વહાલી૦ ટેક.
નિમખ ન મેલું જાણે ઉરથી, પ્રાણતણા આધાર રે. વહાલી૦ ૧
શોભાસાગર ધનશ્યામજી, ગુણસાગર છો મોરાર રે. વહાલી૦ ૨
નેણાં તમારાં નાથજી, સનેહતણો ભંડાર રે. વહાલી૦ ૩
નટવર સુંદર મૂરતિ, નેણાતણો શણગાર રે. વહાલી૦ ૪
અંગો તે અંગ છબી ઉપરે, વારું મારા પ્રાણ વારવાર રે. વહાલી૦ ૫
પ્રેમાનંદના હો નાથજી, છો મારા હૈડાના હાર રે. વહાલી૦ ૬

## પદ ૨૦૦૯ મું

ધર્મકુંવર અલબેલડા, છેલડા જીવન પ્રાણ રે; ધર્મ૦ ટેક.
વહાલી લાગે છે મને મૂરતિ, મળવા થાયે છે હૈયે તાણ રે. ધર્મ૦ ૧
શ્યામ સુંદર સર્વે અંગના, શાં શાં કરું વખાણ રે. ધર્મ૦ ૨

---

* "સુંદર હસવું ને મીઠું બોલવું" પાઠાન્તર છે

આંખડલી કમળકેરી પાંખડલી, મુખ પુરણચંદ્ર પ્રમાણ રે. ધર્મ૦ ૩
જાદુગારી તમારી વાતડી, જેહની છે મોહનીના બાણ રે. ધર્મ૦ ૪
ચીતડું ચોરાણું સુંદર ચાલમાં, વાલપમાં થઈ છું વેચાણ રે. ધર્મ૦ ૫
પ્રેમાનંદ જાયે તમારે વારણે, સુંદર શ્યામ સુજાણ રે. ધર્મ૦ ૬

### પદ ૨૦૧૦ મું

છેલ છબીલા કુંવર ધર્મના, જોઇને મોહી છું સુંદર ચાલ રે. છેલ૦ ટેક.
પેહેરી ચટકતી ચાંખડલી, લટકંતા આવો ધર્મલાલ રે. છેલ૦ ૧
ડાબા કરમાં છડી ફુલની, જમણા કરમાં છે રૂમાલ રે. છેલ૦ ૨
શોભે જરકસી માથે મોળિયું, કેસર તિલક કર્યું ભાલ રે. છેલ૦ ૩
સર્વે જનનાં તે ચીત ચોરવા, સુંદર ઓઢી છે જોડી શાલ રે. છેલ૦ ૪
શોભા જોઈ તમારી નાથજી, મોહ્યા મોટા મુનિ મરાલ રે. છેલ૦ ૫
કૃપા કરીને પ્રેમાનંદને, વસો ઉર અખંડ કૃપાલ રે. છેલ૦ ૬

### પદ ૨૦૧૧ મું–રાગ ગરબી

નંદલાલે વજાડી છે વાંસલડી;
મારો સાંભળીને જીવ અકળાયરે મા. વહાલે૦ ટેક.
માઈ* મંત્ર ભણીને વિંધી પાંસલડી;
હવે ઘરમાં તે ક્ષણું ન રહેવાય રે મા. વહાલે૦ ૧
હું તો ઘેલી ફરું છું ઘર આંગણિયે;
મને જોયા વિના જંપ નવ થાયરે મા. વહાલે૦
વાંસલીનો નાદ સાંભળીને શ્રવણિયે;
મને પળ જુગ જેવડી જાયરે મા. વહાલે૦ ૨
મારું કાલજ કોર્યું વહાલાની વાંસલિયે;
મને કાંઈ નવ સુઝે ઘરકામરે મા. વહાલે૦
જાણું વેહેલા જાઇને હવણે મળિયે;
નંદકુંવર રસિક ઘનસ્યામરે મા. વહાલે૦ ૩

---

* "માંહી" પણ ગાય છે. અને જો કે એ પાઠ વધારે સારો લાગે છે તો પણ એક લખેલી પ્રતમાં તે નહિ હોવાથી અત્રે દાખલ કર્યો નથી. "માઈ" એટલે "મા" અહિં આગળ થાય છે.

મને મોહની લગાડી છે શામળિયે;
જોવા જાઉં શ્રીનંદકુમારરે મા. વહાલે૦
પ્રેમાનંદને વહાલે પ્રીતમ પાતળિયે;
વન તેઆં વંસીમાં વ્રજનારરે મા. વહાલે૦ ૪

પદ ૨૦૧૨ મું

વહાલો ઉભા કાલંદ્રીને કાંઠડીયે;
રૂડી મોરલી મનોહર વાયરે મા. ઉભા૦ ટેક.
આવ્યાં ગોપી જોવાને હડિયે હડિયે;
અતિ આનંદ અંગ ન સમાયરે મા. ઉભા૦ ૧
ધર્યો મોરમુગટ શિર કાને કુંડલિયાં;
બાંહે બાજુ વૈજ્યંતિ માલરે મા. ઉભા૦
કર પોંચી કડાં ને સોના સાંકળિયાં;
ગુંજાહાર મોતીને પ્રવાલરે મા. ઉભા૦ ૨
પેહેર્યાં પીળા પિતાંબર પ્રીત કરી;
કેડે કંદોરો ઓપે છે અનૂપરે મા. ઉભા૦
ગોપી ગુલતાન થઈ જોઈ જોઇને હરિ;
એવું મોહન વરનું સ્વરૂપરે મા. ઉભા૦ ૩
ગોપી જોઈ શોભાના સાગરને;
વ્રજનારીને વ્યાપ્યો ઉર કામરે મા. ઉભા૦
પ્રેમાનંદ કહે ભેટી જઈ નટનાગરને;
જોઈ પ્રેમને રિઝયા ઘનશ્યામરે મા. ઉભા૦ ૪

પદ ૨૦૧૩ મું

રૂડું રાસ મંડલ રચ્યું ગિરિધારી;
થયા* રમવાને ગોપી તૈયારરે મા. રાસ૦ ટેક.
એક કૃષ્ણચંદ્રને એક વ્રજનારી;
કરે લટકાં તે મોહન મોરારરે મા. રાસ૦ ૧

* "કરે" ને બદલે "થયા" પાઠ પણ છે ને આ વધારે સારો લાગવાથી અત્રે રાખ્યો છે. "કરે" પાઠ સાથે "તૈયારી" ને "મોરારી" પાઠ છે.

કરે હાવ ભાવ દાવ ગોપી હેત કરી;
મારે હસી કટાક્ષ બાણુ ભારીરે મા. રાસ૦
કરે કુચ મરદન ઉર નખ મારી;
કરે અધર ચુંબન કંસારીરે મા. રાસ૦ ૨
કોઈ મળે વારે વારે વ્રજનારી;
કોઈ મુખ તાંબુલ લે પ્યારીરે મા. રાસ૦
કોઈ ગાયે ઉંચે સ્વરે ઉચ્ચારી;
કોઈ પુંછે* હરિને શ્રમ વારીરે મા. રાસ૦ ૩
કોઈ પેહેરાવે ગુંથીને હાર હજારી;
કોઈ પાવે ઝારી ભરી પાણીરે મા. રાસ૦
કોઈ આપે બીડી લવિંગ સોપારી;
પ્રેમાનંદ જોઈ જાયે બલિહારીરે મા. રાસ૦ ૪

### પદ ૨૦૧૪ મું

મહા આનંદ રાસ રસ છાયો† રહ્યો;
રમે રાસ રસિક નંદાનંદરે મા. આનંદ૦ ટેક.
ગોપીજનનો તે પ્રેમ નવ જાયે કહ્યો;
કીધા વશ તે ત્રિભુવનચંદરે મા. આનંદ૦ ૧
ગોપી પ્રેમમાં તે દેહ સુધ વિસરી ગઈ;
થઈ રસ બસ વશ ગુલતાનરે મા. આનંદ૦
અતિ રમણુ ભ્રમણુ કરી શિથિલ થઈ;
પામી હરિ થકી બહુ સનમાનરે મા. આનંદ૦ ૨
છાયાં અમર વિમાન આકાશે આવી;
જુવે રાસ હરિનો હરખાયરે મા. આનંદ૦
કરે ફુલનો વરસાત હરિને વધાવી;
વારે તન મન પ્રાણુ પુલકાઇરે મા. આનંદ૦ ૩
આપ્યાં સુખ અલૌકિક અલબેલે;
થયાં ગોપીજન પુરણુકામરે મા. આનંદ૦

---

* લુંછે. † "છાઈ" "છાયી" પાઠો પણુ ગાય છે,

કીધાં રસ બસ રસમાં રસિક છેલે;
પ્રેમાનંદને મળ્યા ઘનસ્યામરે મા. આનંદ૦ ૪

## પદ ૨૦૧૫ મું–રાગ ગરબી

આજ સાહેલી ઘનશ્યામની રે, શોભા વર્ણવી ન જાયે;
નિરખી છબી હરિ સુખધામની રે, કોટિ કામ લાગે પાયે.
ધર્મકુંવર શ્રીકૃષ્ણજીરે૦ ૧
તરુણ મનોહર મૂરતિ રે, શોભાસિંધુ ઉદાર;
સુંદર અંગની ફૂરતી રે, જોઈ જોઈ વાધે પ્યાર. ધર્મ૦ ૨
જરકસી જામા અંગ પેહેરિયા રે, શિશ સોનેરી પાઘ;
હેત કરી મેંતો હેરિયા રે, જીવન જોયા* લાગ. ધર્મ૦ ૩
સોનેરી શેલું કમરે કસ્યું રે, સોનેરી સુરવાલ;
મન મારું ત્યાં જાઈ વસ્યું રે, જોઈ જોઈ રૂપ રસાલ. ધર્મ૦ ૪
ચરણે ચટકતી ચાંખડી રે, ફુલ છડી લીધી† હાથ;
નિરખ્યા મેં બાંધી ભુજ રાખડી રે, પ્રેમાનંદનો નાથ. ધર્મ૦ ૫

## પદ ૨૦૧૬ મું

નટવર નાગર શ્રીહરિ રે, શોભાસાગર શ્યામ;
શું વર્ણવું એક રસના કરી રે, અંગો અંગ છબી ધામ.
નવલ મનોહર નાથજીરે૦ ૧
અંગ આભૂષણ ધારિયાં રે, રસિક સુંદર રંગછેલ;
નેણાં અમારાં તે ઠારિયાં રે, અવિનાશી અલબેલ. નવલ૦ ૨
શિશ કલંગી શોભે વાંકડી રે, સીરપેચ જડાઉ શિશ;
આંખડલી કમળ કેરી પાંખડી રે, જોયા જેવા જુગદિશ. નવલ૦ ૩
કેસર તિલક કર્યું ભાલમાં રે, કુંડલ મકરાકાર;
તીલ જોઈ જમણા ગાલમાં રે, વાધ્યો મારે
હરખ અપાર. નવલ૦ ૪
રતન જડાઉ ઉર ઊતરી રે, મોતી માળ અનૂપ;
જમવા તેડ્યા જીવન નુંતરી રે, પ્રેમાનંદનો
સ્વામિ સુખરૂપ. નવલ૦ ૫

---

* "જોવા" પાઠાન્તર છે. † "લીયે" પાઠાન્તર છે.

### પદ ૨૦૧૭ મું

નિરખી લોભાણાં મારાં લોચન રે, મોહન શોભાસુર;
ધર્મકુંવર દુઃખમોચન રે, જીવન જોબનપુર.
શ્રીહરિ સુંદર શામળોરે૦ ૧
મુહસ્યું પુટે છે મુખ ઉપર રે, તરુણ તનુ ભીને વાન;
સુંદર છેલ છબી ભુધર રે, કેશવ કૃપાનિધાન. શ્રીહરિ૦ ૨
રતનજડીત બાજુબેરખા રે, બાંધ્યા બાંયે છબી ધામ;
લટકે છે મોતીના બેરખા રે,* લાંબી ભુજા અભિરામ. શ્રીહરિ૦ ૩
કનક કડાં ને વેઢ વિંટીયું રે, નંગ જડિત ધાલી નાથ;
ભુજ ભરી ભેટતાં મેં દીઠિયું રે, નટવરજીને હાથ. શ્રીહરિ૦ ૪
દર્ભાવતીના ચોકમાં રે,† ઉભલા અંબુજ નેણ;
એરે શોભાને ધરી શોખમાં રે, પ્રેમાનંદ સુખદેણ. શ્રીહરિ૦ ૫

### પદ ૨૦૧૮ મું

દર્ભાવતીમાં શ્રીનાથજી રે, નિરખ્યા ધર્મકુમાર;
અગણિત મુક્ત મુનિ સાથજી રે, શોભાતણા શણગાર.
પુરણબ્રહ્મ પરમાતમારે. ૧
ઘોડલાંની ઘુંમર માંહ્ય શોભતા રે, ત્રિભુવનપતિ સુરરાયે;
નર ને નારીના મન લોભતાં રે, શોભા કહી નવ જાયે. પુરણ૦ ૨
કયારેક વાઘા પેહેરે જરકસી રે, કયારેક પુલે ગરકાવ;
ચીત ચોરે સહુના હસી હસી રે, સુરનરમુનિના રાવ. પુરણ૦ ૩
વિષ્ણુનો જગ્ન આરંભિયો રે, વિપ્ર જમાડે અપાર;
હરિજન સંતનો મેળો બહુ થિયો રે, કરવા જન આધાર. પુરણ૦ ૪
એરે લીલા શ્રીડભાણની રે, સાંભળો ગાઓ નરનાર;
શ્રીઘનશ્યામ સુજાણની રે, પ્રેમાનંદ જાયે બલિહાર. પુરણ૦ ૫

### પદ ૨૦૧૯ મું–રાગ ગરબી

આવો અલબેલા આધાર, આંખડલીમાં રાખું રે;
કરી રાખું હૈયાનો હાર, પ્રાણ વારી નાંખું રે. ૧

---

* "લેરખારે" પાઠાન્તર છે. † ડભાણ.

તારી મૂરતિ મોહનલાલ, મારે મન માની રે;
હું તો જોઈ જોઈ સુંદર ચાલ, થઈ છું દીવાની રે. ૨
હવે અવિનાશી અલબેલ, અળગા નહીં મેલું રે;
મેંતો તમ સંગ સુંદર છેલ, બાંધ્યું છે બેલું રે. ૩
તારે હસવે હરાણું ચીત, માણિગર માવા રે;
મારે લાગેલ તમ સંગ નેહ, ન દીયું જાવા રે. ૪
રાજેન્દ્ર રૂપનિધાન, છો રંગભીના રે;
કોડીલા નટવર કહાન, કુંવર નંદજીના રે. ૫
છોગાવાળા શ્યામ સુજાણ, સુંદર રંગ રસિયા રે;
વહાલા પ્રેમાનંદના પ્રાણ, અંતર મારે વસિયા રે. ૬

## પદ ૨૦૨૦ મું

વહાલા લાગો છો વ્રજચંદ, કે પ્રીતમ પ્યારા રે;
અલવીલા આનંદકંદ, જીવન મારા રે. ૧
તમને જોઇને જાદવરાય, રહ્યું મન મોહી રે;
મારે હૈડે હરખ ન માયે, મનોહર જોઈ રે. ૨
વનમાળી વજાડી વેણુ, વાલમ વશ કીધાં રે;
ચતુરાઇએ ચંચળ નેણ, કે મનડાં લીધાં રે. ૩
તારાં લોચનીયાં નંદલાલ, કે અમૃત ભરિયાં રે;
જોતામાં વધારે વહાલ, કહાના કેસરિયા રે. ૪
તારા મુખના મીઠાં વેણ, સુણી સુખ થાયે રે;
તારાં કમળ સરીખાં નેણ, જોતાં દુઃખ જાયે રે. ૫
તારું રૂપ જોઈ રંગછેલ, લગની લાગી રે;
પ્રેમાનંદના પ્યારા અલબેલ, શ્યામ સોહાગી રે. ૬

## પદ ૨૦૨૧ મું

સખી આજ અલૌકિક રૂપ, જોતાં ચીત લોભે રે;
વહાલો ભૂપને શિર ભૂપ, શામળિયો શોભે રે. ૧
સખી નખાશખ સજી શણગાર, બેઠા બહુનામી રે;
હૈયે દીસે મોતીડાના હાર, શોભે જગસ્વામી રે. ૨

પેહેર્યો જરકસી જામો અંગ, પીતાંબર ધોતી રે;
માથે મોલીડું નવરંગ, થઈ ઘેલી જોતી રે. ૩
ઉર ઉતરિયુંની જોડ, કડાં બેઉ કરમાં રે;
દીસે છે અજબ મરોડ, છેલા ગીરધરમાં રે. ૪
શોભે સુંદર વર ઘનસ્યામ, મોહન મોરારી રે;
છબી ઉપર કોટિક કામ, નાંખીયે વારી રે. ૫
જેમ તારા મધ્યે ચંદ્ર, શોભે એમ વહાલો રે;
થયો રાજી પ્રેમાનંદ, જોઈ નંદલાલો રે. ૬

## પદ ૨૦૨૨ મું

સખી શામળિયો શિરદાર, છે જોયા જેવા રે;
નેણુથી ન મેલીયે લગાર, રાખીએ ઉર એવા રે. ૧
એનું રૂપ જોઈ ગુલતાન, થયું મન મારું રે;
જાણે મળિયે મેલીને માન, પ્રાણુ લઈ વારું રે. ૨
એના કામણુગારાં નેણુ, શોભે અણિયાળાં રે;
મુખ બોલે મનોહર વેણુ, મીઠાં મરમાળા રે. ૩
વહાલો હસતા હસતા હેત, જણાવે છે ઝાઝું રે;
રાજેન્દ્ર રૂપનિકેત, રૂડા લાગે કાજુ રે. ૪
એની મૂરતિ મહાસુખકારી, કે જાદુગારી રે;
થઈ જોતાં ગોકુલનારી, ઘેલી બીચારી રે. ૫
અમરેશ્વર રૂપ અનૂપ, ધર્યું બહુનામી રે;
પ્રેમાનંદ કહે ત્રિભુવનભૂપ, પ્રગટ થયા સ્વામી રે. ૬

## પદ ૨૦૨૩ મું–રાગ ગરબી

વંદુ સહજાનંદ ભવમોચન, રૂપનિધાન કમલદળ લોચન. ૧
વંદુ ધર્મકુંવર વરદાયક, વહાલો મારો અખીલભુવનના નાયક. ૨
વંદુ હરિકૃષ્ણુ પદપાવન, જનમમરણુના દુ:ખ નસાવન. ૩
વંદુ ધર્માત્મજ બહુનામી, નિરમળ બુદ્ધિ આપો સ્વામી. ૪
વર્ણવું નખશિખ રૂપ તમારું, ઉરમાં આનંદનું કરનારું. ૫

સુંદર મૂરતિ છે ઘનશ્યામ, રૂપ શિલ ગુણ સુખનું ધામ. ૬
તરુણ પુષ્ટ તન પંકજ નેણાં, મંજુલ મધુર મનોહર વેણાં. ૭
મૂરતિ ઉંચી કહી વખાણું, ગોપીનાથ મૂરતિ પરમાણું.* ૮
સુંદર રૂપ છટા તન માંહી, નિરખી કોટિક કામ લજાઈ. ૯
ચંચલ ચતુર રૂદે લખી રાખું, પ્રેમાનંદ કે' પ્રાણ વારી નાખું. ૧૦

## પદ ૨૦૨૪ મું

શ્રીઘનશ્યામ રૂપરસખાણ, એક રસનાએ શું કરું વખાણ. ૧
સુંદર રૂપ અનૂપમ શોભે, જોતાં હરિજનનાં મન લોભે. ૨
ચિતવની ચલની મધુરી મુખ વાણી, નરનારીનાં ચીત લે તાણી. ૩
સુંદર હસિત વદન સુખકારી, કરનાં લટકાં પર જાઉં વારી. ૪
સુંદર મૂરતિ નાગર નટકી, જોતાં ચીત ચડે રંગ ચટકી. ૫
નખશિખ અંગ અતિ રસ રૂપ, ઉપમા શી કહું અતિ અનૂપ. ૬
કર ચરણાદિક અંગ છે કેવાં, સામુદ્રિકમાં કહ્યાં છે તેવાં. ૭
સરલ સ્વભાવ સૌમ્ય ગુણસિંધુ, તેજ પ્રતાપ ઓજ છબી ઈંદુ. ૮
બુદ્ધિ વિશાલ પ્રાક્રમ અતિ ભારી, ધીર ગંભીર ઉદાર મુરારી. ૯
ત્યાગ જ્ઞાન તપ મૂરતિ સ્વામી, પ્રેમાનંદને ઉર રહો બહુનામી. ૧૦

## પદ ૨૦૨૫ મું

સહજ સ્વભાવિક પ્રકૃતિ કહીયે, ગાતાં સુણતાં અતિ સુખ લહીયે. ૧
સહજ પ્રકૃતિ શ્રીધર્મકુંવરની, હરિજનનું મન અતિ વશકરની. ૨
ધર્યો નરવિગ્રહ ભવભયહારી, ચરિત્ર કરે અતિ મંગળકારી. ૩
નિત્ય સ્વાભાવિક ચેષ્ટા ગાવું, હરિજનને મન હેત ઉપજાવું. ૪
શ્રીમહારાજ નિયમ નિત્ય રાખી, પાછલી ચાર ઘડી રાત રહે બાકી. ૫
ત્યારે ઉઠી દાતણ કરે સુરરાય, એવો સહજ સ્વભાવ સદાય. ૬
મુખડું લોઈ રુમાલે સ્વામી, ન્હાવા પધારે હરિ બહુનામી. ૭
નિજ કર કલશ્યો લઈ જળ ઢોળે, સેવક જન તે ચરણને ચોળે. ૮

---

* સવાચોંસઠ તસુ ઉંચી મૂર્તિ હતી. ગઢડાના મંદિરમાં શ્રીગોપીનાથજીની મૂર્તિ છે તે બરોબર શ્રીજીના સ્વરૂપ જેટલી જ ઉંચી છે.

રૂડી રીતે નાહીને નાથ, કોરું વસ્ત્ર લઈ નિજ હાથ. ૯
સારી પેઠે શરીરને લુંવે, પ્રેમાનંદ કહે જન સહુ જુવે. ૧૦

પદ ૨૦૨૬ મું

પછે ઉભા થઈ શ્રીઘનશ્યામ, વસ્ત્ર પેહેરલું લઈ સુખધામ. ૧
બે સાથળ વચ્ચે ભેળું કરીને, નિચોવી પગ લુંવે ફરીને. ૨
પછે બીજું ધોયેલું સૂક્ષ્મ ધાડું, શ્વેત વસ્ત્ર નહીં જુનું ફાડું. ૩
પેહેરે સારી પેઠે તાણી તેને, શ્વેત વસ્ત્ર પર રુચી બહુ જેને. ૪
એવા શ્રીસહજાનંદ મહારાજ, ભક્તવચ્છલ હરિ ગરીબનિવાજ. ૫
પછે બીજું ધોયેલું સૂક્ષ્મ શ્વેત, વસ્ત્ર ઓઢીને વિશ્વનિકેત. ૬
ચાખડીયું પેહેરીને ચટકતી, જમવા પધારે રે ચાલ ચટકતી. ૭
પવિત્ર આસન જમવાનું સારું, ત્યાં જઈ બેસે અભય ઉદારું. ૮
જમવા બેસે હરિ તેવારે, વસ્ત્ર ઓઢે છે કાનથી બારે. ૯
કાન ઉઘાડા રાખે જમતાં, પ્રેમાનંદને ઉર અતિ ગમતાં. ૧૦

પદ ૨૦૨૭ મું

જમવા બેસે ત્યારે વનમાળી, ડાબા પગની પલાંઠી વાળી. ૧
તે પર મેલી ડાબા હાથની હથેલી, હાસ્ય વિનોદ હરિ કરતા કેલી. ૨
જમણો પગ ઉભો રાખી નાથ, તે પર મેલી જમણો હાથ. ૩
પ્રથમ લે છે હરિ નાનો ગ્રાસ, જમતાં શોભે ભક્તનિવાસ. ૪
એમ જમે છે દેવના દેવ, વારે વારે પાણી પીધાની ટેવ. ૫
જમતાં જણસ જમ્યાની સારી, સુંદર સ્વાદુ જણાયે ભારી. ૬
તે આપી મોટા સાધુ હરિજનને, પછે પોતે જમે હરિ તે અન્નને. ૭
જમતાં ઓડકાર ખાયે બહુનામી, પેટ ઉપર હાથ ફેરવે સ્વામી. ૮
ક્યારેક તો હરિ જમતાં જમતાં, સાધુ હરિજન હોયે મનગમતાં. ૯
તે પર પ્રસન્ન થઇને દયાળ, આપે પ્રેમાનંદ કે' પ્રસાદીનો થાળ. ૧૦

પદ ૨૦૨૮ મું

જમ્યા હરિ તૃપ્ત થઈ જગવંદ, ચળુ કરાવે વર્ણિ મુકુંદ. ૧
ચળુ કરતાં હરિ રૂપનિધાની, દાંત ખોતરે લઈ સળી રૂપાની. ૨

પ્રથમ હરિ બે કરને ધુવે, કોગળા કરી પછી મુખને લુવે. ૩
મુખવાસ લઇને પ્રાણઆધાર, સાધુને પીરસવા થાયે તિયાર. ૪
ડાબે ખભે હરિ ખેસને આણી, કેડ સંગાથે બાંધે તાણી. ૫
હાર તોરા ગજરા હરિ પેહેરી, લેરખડા થઇને રંગલેહેરી. ૬
પ્રેમ સહિત પીરસે ઘનશ્યામ, લાડુ જલેબી લેઈ લેઈ નામ. ૭
સહુને પીરસી રહે હરિ જ્યારે, જમો મહારાજ એમ મુખથી ઉચ્ચારે. ૮
ફરે પંગતમાં વારમવાર, પીરસે સંતને ધર્મકુમાર. ૯
હરિજન સંતને પીરસવા સારું, પ્રેમાનંદ કહે ઘણા પ્રસન્ન ઉદારું. ૧૦

## પદ ૨૦૨૯ મું

ક્યારેક શ્રીમહારાજ મનોહર, વર્ષા શરદ રુતુમાં સુંદર. ૧
દુર્ગનગરને સમીપે સારી, જાણી ઘેલા નદીના નિર્મળ વારી. ૨
સાધુ સતસંગી લઈ સાથ, ન્હાવા પધારે સુરમુનિનાથ. ૩
પેહેરી વસ્ત્ર આભૂષણ પ્યારો, થઈ અસવાર અશ્વે દ્રગતારો. ૪
નિસરે ઉભી બજારે જોતાં, પુરજનના મનને અતિ મ્હોતાં. ૫
જાઈ નદી તીરે વસ્ત્ર ઉતારી, ન્હાવા પેસે નવલવિહારી. ૬
નિરમળ નીર વખાણે ન્હાતા, હરિજનને આનંદના દાતા. ૭
નિજજન ભેળા બહુ પ્રકારે, જળક્રીડા કરી આનંદ વધારે. ૮
જળમાં ડુબકી મારે ત્યારે, નાક આંખ્ય કાન દાબે તેવારે. ૯
ડુબકી મારી રહે ઝાઝી વાર, પ્રેમાનંદ નિરખી જાયે બલિહાર. ૧૦

## પદ ૨૦૩૦ મું

વળી વખાણું જળની ક્રીડા, સાંભળતામાં હરે ભવપીડા. ૧
ડુબકી મારે જળમાં હરિ જ્યારે, વહે શિરપર જળ છત્રાકારે. ૨
જાણીયે શેષજીયે ફણા વિસ્તારી, એમ જણાય ગંગાનાં વારી. ૩
ડુબકી મારીને મુખ કાઢે બારે, જમણો હાથ ફેરે છે મુખપર ત્યારે. ૪
સહજ સ્વભાવે કોગળા કરે છે, સરવે મુનિના મનને હરે છે. ૫
સજલ જલજસમ મુખ બહુ શોભે, મુનિ હરિજનના ચીતને લોભે. ૬
કયારે નદી મધ્ય પ્રવાહમાં ઉભા, જળની રમતના કરે મનસુબા. ૭
મુનિ હરિજનને મેલે તણાતા, બહુ પછડાયે તે જાતા જાતા. ૮

તેને જોઈ બહુ હસે અલબેલા, વળી એક બીજાને મારે હડસેલા. ૯
એમ જળક્રીડા કરે બહુ શ્યામ, પ્રેમાનંદનો સ્વામી પુરણકામ. ૧૦

પદ ૨૦૩૧ મું

જળમાં ઉભા રહી અવિનાશ, કિરતન ગવરાવે સાધુની પાસ. ૧
તાળી વજાડીને સાધુ ગાયે, પોતે ભેળા ગાયે આનંદ થાયે. ૨
એમ શ્રીહરિ નિત્ય જળમાં ન્હાયે, નિત્ય નવી લીલા કહી નવ જાયે. ૩
પ્રથમ ન્હાવા પેસે ત્યારે, નાહીને બારે નિસરે જ્યારે. ૪
નિજ પ્રિય હરિજન હોયે બળિયો, સરવે પ્રકારે હોયે છળિયો. ૫
પોતે ઝાલે તેનો હરિ હાથ, એમ કરી બા'રે નિસરે નાથ. ૬
નિરખી નિરખી પ્રફુલ્લિત મુખ થાયે, એવા ભક્ત પોતાના ઘણાયે. ૭
તેમણે સહિત નદીથી બા'રે, નીસરી નદીને કાંઠે ઉભા રે.' ૮
વસ્ત્ર પહેરેલું બે હાથે નિચોવે, પ્રથમની પેરે શરીરને લો'વે. ૯
ધોળો ખેસ તાણીને પેહેરે, પ્રેમાનંદ નિરખે હરખ ઘણેરે. ૧૦

પદ ૨૦૩૨ મું

ધોળો ફેંટો બાંધિ માથે, અતિ ઉતાવળા થઈ નિજ હાથે. ૧
વચ્ચે એક છેડાનું છોગું બનાવી, એક આંટો ભ્રકુટીપર લાવી. ૨
એમ બાંધિ ફેંટો ઘનસ્યામ, સરવે સુંદરતાનું ધામ. ૩
ધોળો ખેસ ડાબે ખભે નાંખી, એક છેડો નાભી હેઠો રાખી. ૪
ખેસને કેડ સંગાથે તાણી, બાંધિ સુંદર સારંગપાણી. ૫
શ્વેત પુલના સુગંધી સારા, હાર તોરા ગજરા પેહેરી પ્યારા. ૬
ભારે ઘોડે અસવાર થઇને, મુક્ત હજારું ભેલા લઇને. ૭
જેમ ચકોરે વિંટયો ચંદ, એમ શોભે પ્રભુ સહજાનંદ. ૮
આવે ભેળા સરવે હરિજન ગાતા, તેમના નેત્રને આનંદદાતા. ૯
એમ ઉતારે આવે સ્વામી, પ્રેમાનંદનો પ્રભુ અંતરજામી. ૧૦

પદ ૨૦૩૩ મું

સહજ પ્રકૃતિ ગાવું હિતે, હરિજન સાંભળજો એક ચીતે. ૧
ચાલે મહારાજ રૂડી ચાલ લટકતી, પેહેરી ચાંખડી કે મોજડી ચટકતી. ૨
સુંદર ખેસ કે પછેડી ધોળી, નહીં બહુ લાંબી નહીં બહુ પહોળી. ૩

ડાબે ખભે ખેસાડ સોડે નાંખી, જમણા હાથમાં રુમાલને રાખી. ૪
રુમાલે જુક્ત જે જમણો હાથ, સેહેજે હલાવતા ચાલે નાથ. ૫
ક્યારેક ડાબો કર અતિ સુંદર, ચાલે નાથ મેલી કેડ ઉપર. ૬
જમણા હાથમાં રાખી રુમાલ, ચાલે હલાવતા ગજગતિ ચાલ. ૭
સેહેજે ઉતાવળું ચાલ્યાની ટેવ, ભક્તવત્સલ સરવે દેવના દેવ. ૮
ચાલે ઉતાવળી ચાલ હરિ જ્યારે, પુઠે નિજજન દોડે ત્યારે. ૯
ચટ ચટ શબ્દ ચાંખડીનો થાયે, પ્રેમાનંદ સાંભળીને પ્રાણ વારી જાયે. ૧૦

## પદ ૨૦૩૪ મું

વળી કહું સહજ સ્વભાવ સ્વામીનો, પરમપુરુષ હરિ બહુનામીનો. ૧
ક્યારેક કાંઇક કારજને કરવા, તૈયાર થઈ ઉભા મન હરવા. ૨
ધીરે ધીરે ચાલતા હોય વનમાળી, જમણા હાથની મુઠ્ઠી વાળી. ૩
પોતાના જમણા સાથળમાંહી, ધીરે ધીરે માર્યાનો સ્વભાવ સદાઈ. ૪
ક્યારેક માણસની ભીડ બહુ થાયે, ઉડે ગરદ પોતે અકળાયે. ૫
ત્યારે રુમાલ નિજ કરમાં લે છે, નાસિકા મુખપર આડો દે છે. ૬
ક્યારેક ઢોળીયા ઉપર બીરાજે, મુનિવર ગાયે બહુ વાજાં વાજે. ૭
ક્યારેક ગોદડું ઓછાડે સહિત, પાથર્યું હોયે તેપર બેસે નીત. ૮
ક્યારેક ગાદીપર બેસે સ્વામી, ક્યારેક ચાકળે બેસે બહુનામી. ૯
ક્યારેક તકીયો પલંગપર સુંદર, પ્રેમાનંદ કે' આવી બેસે તેપર. ૧૦

## પદ ૨૦૩૫ મું

સાંભળજો હરિજન દઈ ચીત, વળી કહું બેઠાની જે રીત. ૧
ક્યારે પલાંઠી વાળી બેસે, ક્યારેક ઢીંચણ બાંધે લઈ બેસે. ૨
ઘણુંક તકીયે ઉઠીંગણ દઇને, બેસે હે નારાયણ! કહીને. ૩
ઢોલીયા ઉપર અથવા આસનપર, કરી તકીયે ઉઠીંગણ સુંદર. ૪
બેસે બે પગ લાંબા મેલી, પગપર પગ મુકીને હેલી. ૫
એમ બેસવાનો સહજ સ્વભાવ, એવા શ્રીકૃષ્ણ સકલ મુનિરાવ. ૬
ક્યારેક બેઠા થકા રંગ લેહેરી, ઊર્ધ્વરેખા ડાબા પગકેરી. ૭
તેપર આંગળી જમણા હાથની, ઉભી ફેરવવાની ટેવ નાથની. ૮

ક્યારેક જીભને સહજ સ્વભાવે, ડાબી કોરે દાંત તળે દબાવે. ૯
એમ છે સહજ પ્રકૃતિ વહાલાની, પ્રેમાનંદના સ્વામી ધર્મલાલાની. ૧૦

પદ ૨૦૩૬ મું

વળી વખાણું સહજ પ્રકૃતિ, સાંભળજો સહુ દઈ ચીત વૃત્તિ. ૧
કયારેક તો પોતે પરમેશ્વર, પોતાની ડોકને લઈ હરિવર. ૨
બે પાસે મરડી નિજ હાથ, કડાકા વગાડે મુનિનો નાથ. ૩
ક્યારેક પોતાના ભક્તને પાસ, અંગ દબાવે છે અવિનાશ. ૪
કયારેક હૈયા તળે તકીયો આણી, વાંસો દબાવે સારંગપાણી. ૫
સેહેજે બેઠા હોયે બહુનામી, તુલસીની માળા ફેરવે સ્વામી. ૬
કયારેક રમતની પેઠે માળા, બેવડી કરીને દીનદયાળા. ૭
બે બે મણુકા ભેળા ફેરવે, બે અંગોઠા આંગળીને ટેરવે. ૮
ક્યારેક વારતા કરતા નાથ, બે ઢીંચણ પર મેલી બે હાથ. ૯
પ્રેમાનંદ કહે કરી રમુજ હસે છે, માળા ભેળી કરી કરમાં ઘસે છે. ૧૦

પદ ૨૦૩૭ મું

સહજ પ્રકૃતિ ધર્માત્મજની, સુણતાં સુખ આપે દિન રજની. ૧
ક્યારેક માળા ન હોયે પાસ, આંગળીના પરવ ગણે અવિનાશ. ૨
ક્યારેક નેત્રને મીંચી સ્વામી, ધ્યાન કરે છે અંતરજામી. ૩
કયારેક ઉઘાડાં રાખી લોચન, ધ્યાન કરંતાં બેસે ભવમોચન. ૪
ક્યારેક ધ્યાન કરંતાં વહાલો, ચમકીને જાગે ધર્મનો લાલો. ૫
કયારેક પોતા આગળ મુનિજન, વાજાં વજાડીને ગાયે કિરતન. ૬
ત્યારે બેસે હરિ ધ્યાન કરીને, પાછા ચમકી જાગે ફરીને. ૭
કયારેક ચપટી વજાડી શ્યામ, સાધુ ભેળા ગાયે સુખધામ. ૮
કયારેક સાધુ વજાડી તાળી, ગાયે કિરતન ફરે મંડળી વાળી. ૯
વે ભેળા ફરી ગાયે વનમાળી, પ્રેમાનંદ કહે વજાડી તાળી. ૧૦

પદ ૨૦૩૮ મું

ક્યારેક પોતા આગળ મુનિવર, વાજાં વજાડીને ગાયે સુન્દર. ૧
પોતા આગળ કથા વંચાયે, સાંભળીને પાસે ખસતા જાયે. ૨
નિજજન આગળ વારતા કરતા, વદનમાંથી વચનામૃત ઝરતાં. ૩

ખસતા તે જન પાસે આવે, લટકાં કરતા સહજ સ્વભાવે. ૪
કથા વંચાવતા હોય હરિ જ્યારે, હરે હરે એવો શબ્દ ઉચ્ચારે. ૫
બીજી ક્રિયામાંહી સુખદેણ, કથાને ભાને સુન્દર નેણ. ૬
હરે એવો શબ્દ કરે ઉચ્ચાર, સુન્દર મુખથી વારમવાર. ૭
પોતાને તેની સ્મૃતિ થાયે, ભક્ત સામું જોઈ હસે હરિરાયે. ૮
એવા બહુ ચરિત્ર કરે ઘનશ્યામ, નિજજનને ઉર આનંદ ધામ. ૯
એવા ધર્મકુંવર બહુનામી, પુરુષોત્તમ પ્રેમાનંદનો સ્વામી. ૧૦

### પદ ૨૦૩૯ મું–રાગ ગરબી

મને રસિયા સંગાથે રંગ લાગ્યો રે–એ ઢાળ છે

સાંભળો હરિજન એક ચીતે રે, ગાવું સ્વભાવિક ચેષ્ટા પ્રીતે રે. ૧
ક્યારેક રાજીપામાં વાત રે, કરતા હોયે હરિ સાક્ષાત રે. ૨
ક્યારેક કથા વંચાવતા હોયે રે, કિરતન ગવરાવે તોયે રે. ૩
કાંઈક કરે બેઠા વિચાર રે, એક ચીતે શ્રીધર્મકુમાર રે. ૪
તે વચ્ચે કોઈ પુછવા આવે રે, હરિને જમવા સારું બોલાવે રે. ૫
કોઈ આવે હરિની પુજા કરવા રે, કોઈ હાર પેહેરાવા ભેટ ધરવા રે. ૬
તે ઉપર કચવાયે અવિનાશી રે, કહે આવવા ન દેશો અમ પાસ રે. ૭
ક્યારેક ભક્તની સભામાંહે શ્યામ રે, બેઠા હોયે તે પુરણકામ રે. ૮
ધર્મજ્ઞાનવૈરાગ્ય જુત ભક્તિ રે, તે સંબંધી વારતાની જુક્તિ રે. ૯
નિજ ભક્ત આગે અંતરજામી રે, કરે પ્રેમાનંદનો સ્વામી રે. ૧૦

### પદ ૨૦૪૦ મું

નિજ ભક્ત ઉપર દીનબંધુ રે, આજ અઢળ ઢળ્યા છે જ્ઞાનસિંધુ રે. ૧
સાંખ્યયોગ પંચરાત્ર વેદાંત રે, એ શાસ્ત્રતણું સિદ્ધાંત રે. ૨
પરમ રહસ્ય જોઇને સુખસાર રે, કહે ભક્તને ધર્મકુમાર રે. ૩
નિજ ભક્તારૂપી જે કલ્પદ્રોમ રે, તેને સિંચે હરિ જેમ સોમ રે. ૪
ક્યારેક તો ભક્તાધાર રે, બેઠા ભક્ત સભામાં કિરતાર રે. ૫
નિજ ભક્ત આગળ ભયહારી રે, ધર્મ આદિકની વારતા વિસ્તારી રે. ૬
જ્યારે કરે કૃપાનિધાન રે, ત્યારે પ્રથમ પોતાની ભગવાન રે. ૭

બે ભુજા ઉંચી ઉપાડી રે, બે હાથની તાળી વજાડી રે. ૮
સરવે છાનાં રાખીને જન રે, કરે વારતા જગજીવન રે. ૯
એમ નિત્ય નિજ જનની સાથ રે, કરે લીલા પ્રેમાનંદનો નાથ રે. ૧૦

## પદ ૨૦૪૧ મું

વળી ભક્તવત્સલ ભયહારી રે, વારતાને વિષે સુખકારી રે. ૧
થઈ એકાગ્ર ચીત ભગવાન રે, કરે વારતા વિસારી તન ભાન રે. ૨
ઓઢવાનું વસ્ત્ર ખસી જાયે રે, ખબર ન રહે એવો સ્વભાવ સદાયે રે. ૩
ક્યારેક તો સુંદર શ્યામ રે, બેઠા સંતની સભામાં સુખધામ રે. ૪
નિજ સનમુખ બેઠા જે સંત જન રે, સમજુ હરિભક્ત પાવન રે. ૫
પ્રશ્ન ઉત્તર કરાવે તેની પાસ રે, પોતે સાંભળે બેઠા અવિનાશ રે. ૬
કોઇક પ્રશ્ન કઠણ પુછે ભારી રે, ઉત્તર બીજાથી ન થાયે રહે હારી રે. ૭
સહુને આનંદ ઉપજાવતા દયાળ રે, પોતે ઉત્તર કરે છે તતકાળ રે. ૮
ક્યારેક વારતા કરતા થકા દેવ રે, ફુલનો ગુચ્છ હાથે ચોળવાની ટેવ રે. ૯
એવાં કરે ચરિત્ર સુખકંદ રે, પ્રેમાનંદનો સ્વામી સહજાનંદ રે. ૧૦

## પદ ૨૦૪૨ મું

હરિજન સાંભળો એક ચીતે રે, કહું સહજ સ્વભાવ કરી પ્રીતે રે. ૧
ક્યારેક તો વારતા કરતા રે, હરિજનના મનને હરતા રે. ૨
રુમાલના છેડાને વળ દેવો રે, હરિનો સહજ સ્વભાવ છે એવો રે. ૩
ક્યારેક ઉચ્છવને વિષે જીવન રે, નાના દેશથી આવ્યા જે હરિજન રે. ૪
લાવ્યા પુજા સામગ્રી બહુ ભારી રે, તેનો કરે અંગીકાર સુખકારી રે. ૫
ક્યારેક ઉચ્છવ પ્રસંગ લઇને રે, આવ્યા હરિભક્ત સહુ ભેળા થઇને રે. ૬
તેમણે ચઢાવ્યા જે પુષ્પના હાર રે, તેને ગ્રહણ કરે છે ભક્તાધાર રે. ૭
ક્યારેક બે હાથે ગ્રહણ કરે છે રે, ક્યારેક ચરણે કરીને હાર લે છે રે. ૮
ક્યારેક લે છે હાર છડીયે કરીને રે, ચારે કોરે ભક્તવત્સલ ફરીને રે. ૯
અતિ ચંચળ મનોહર મૂરતિ રે, પ્રેમાનંદ કહે ન મેલું ઉરથી રે. ૧૦

## પદ ૨૦૪૩ મું

ક્યારેક તો ધર્મકુમાર રે, નિજ ભક્તને પ્રાણઆધાર રે. ૧
નિજ દરશને કરી શ્યામ રે, સમાધી કરાવે સુખધામ રે. ૨

ક્યારેક તો દીનદયાળ રે, સમાધીમાંથી ઉઠાડે તતકાળ રે. ૩
ક્યારેક તો સમાધીવાન રે, પડ્યા હોયે તે મૃતક સમાન રે. ૪
તેના નેત્રને ઉઘાડી નિજ હાથે રે, નિજ દષ્ટિ જોડી દષ્ટિ સાથે રે. ૫
કરી સંકલ્પ જગાડે છે હરિ રે, નહીં તો ઉંચે ઘેરે સાદે કરી રે. ૬
ક્યારેક તો કૃપાના સિંધુ રે, બેઠા હોયે સભામાં દીનબંધુ રે. ૭
કોઇક ભક્તને તેડવો હોયે પાસરે, કરે નેત્રતણી સાન અવિનાશ રે. ૮
નહીં તો અંગુઠાને પાસની આંગળી રે, તેની સાને બોલાવે છે વળી રે. ૯
એમ કરે હરિ ચેષ્ટા અનંત રે, પ્રેમાનંદનો સ્વામી ભગવંત રે. ૧૦

## પદ ૨૦૪૪ મું

વળી પુરણ પુરુષોત્તમ સ્વામી રે, ક્યારેક તો અંતરજામી રે. ૧
મોગરા આદિક પુષ્પના હાર રે, લીંબુ આદિક જે ફળ સુખસાર રે. ૨
તેને શિતળ જાણીને ધર્મલાલો રે, વારે વારે આંખે અડાડે છે વહાલો રે. ૩
ક્યારેક તો હરિ બહુ નામી રે, કથા કરાવીને સાંભળે છે સ્વામી રે. ૪
ક્યારેક તો હાર સુખકારી રે, પોતે કથા કરે છે ભયહારી રે. ૫
ક્યારેક વારતા કરે છે હરિરાયે રે, કિરતન ગવરાવે ને પોતે ભેળા ગાયે રે. ૬
હરિના મંદિર કરાવે છે ભારી રે, સાધુ બ્રાહ્મણ જમાડે છે સુખકારી રે. ૭
એવી સત્ક્રિયા કર્યાનો ઉચ્છાવ રે, નવરું ન રહેવું એવો જ સ્વભાવ રે. ૮
ભક્તિ ધર્મ સંબંધી કારજ જે જે રે, પોતે આરંભ કર્યા હોયે તે તે રે. ૯
તેને સંપૂર્ણ કરવામાં સિદ્ધપણું રે, પ્રેમાનંદ કે' સ્વામીને અતિ ઘણું રે. ૧૦

## પદ ૨૦૪૫ મું

એમ અખીલ ભુવનના પ્રાણ રે, કરે સ્વભાવિક ચેષ્ટા સુજાણ રે. ૧
ક્યારેક તો હરિ સ્વચ્છંદ રે, છીંક ખાવી હોયે તારે સુખકંદ રે. ૨
પ્રથમથી રુમાલ લઈ હાથ રે, મુખ આડો રાખી દીનોનાથ રે. ૩
ઉંચે સાદે છીંકે સંભળાયે રે, એમ બે ત્રણ ભેળી છીંક ખાયે રે. ૪
જ્યારે બગાસું ખાયે છે હરિ ત્યારે રે, હરિહરિ* એવા શબ્દને ઉચ્ચારે રે. ૫
નિજ કરે કરીને સુખદેણ રે, ચોળે બે ત્રણ વાર કમળનેણ રે. ૬

* "હરે હરે" પાઠાન્તર છે.

વળી નિષ્કામ ભક્ત હોયે એવા રે, તેની કરેલી ગમે છે જેને સેવા રે. ૭
કોઇક રમુજે કરીને ઘનસ્યામ રે, અતિશે હસે છે અભિરામ રે. ૮
ત્યારે હાથે ગ્રહીને રુમાલ રે, મુખ આડો દઈ હસે કૃપાળ રે. ૯
એવી સહજ કૃપા હરિ કેરી રે, ગાયે પ્રેમાનંદ પ્રીતે ઘણેરી રે. ૧૦

પદ ૨૦૪૬ મું

ક્યારેક તો કૃપાનિવાસ રે, દેશ દેશથી આવ્યા જે નિજ દાસ રે. ૧
અતિ વલ્લભ પોતાને એવા સંત રે, તેમ ભક્તજન પ્રિય જે અત્યંત રે. ૨
તેને જોઈ પ્રસન્ન થઈ નાથ રે, ઉભા થઇને મળે છે ભરી બાથ રે. ૩
ક્યારેક તો ભક્તાધાર રે, ઉચ્છવને વિશે અવિકાર રે. ૪
નિજ સમીપે રહીને સંત જન રે, નિજ આજ્ઞા ગ્રહીને શુદ્ધ મન રે. ૫
પરદેશમાં જાતાં જાણી તેને રે, થઈ પ્રસન્ન મળે છે હરિ એને રે. ૬
ક્યારેક તો કૃપાના નિધાન રે, પોતે પ્રસન્ન થઇને ભગવાન રે. ૭
નિજ જનના શિરપર નાથ રે, આપી અભય મુકે છે બે હાથ રે. ૮
ક્યારેક તો પ્રસન્ન થઇને રે, કોઇક ભક્તના ઉરમાં લઇને રે. ૯
બે ચરણુ ધારે છે ઘનસ્યામ રે, પ્રેમાનંદનો સ્વામી પુરણકામ રે. ૧૦

પદ ૨૦૪૭ મું

ક્યારેક તો દીનના દયાળ રે, નિજ આજ્ઞા પાળવા તતકાળ રે. ૧
થયો તત્પર એવો ભક્ત હોયે રે, તેમ આજ્ઞા પાળીને આવ્યો તોયે રે. ૨
એવો ભક્તજન તેને હરિ જોઇ રે, તેના ઉપર પ્રસન્ન પ્રભુ હોઇ રે. ૩
તેના હૃદામાંહી ઘનસ્યામ રે, આપે ચરણુ કમળ સુખધામ રે. ૪
ક્યારેક તો કૃપાનિધાન રે, કોઈ ભક્તજનને ભગવાન રે. ૫
થઈ પ્રસન્ન શ્રીધર્મકુમાર રે, આપે પ્રસાદિ કુસુમના હાર રે. ૬
વળી આપે તોરા ને બાજુબંધ રે, વસ્ત્ર આભૂષણુ આપે સુખકંદ રે. ૭
વળી અતિશે ઉદાર છે સ્વભાવ રે, એવા અખિલ ભુવનના રાવ રે. ૮
અતિપ્રિય પોતાને હોયે એવું રે, બહુ મૂલી પદારથ તેવું રે. ૯
પ્રેમાનંદ કહે દેવાનું મન ધારે રે, તતકાળ આપે કાંઈ ન વિચારે રે. ૧૦

પદ ૨૦૪૮ મું

એવો ઉદાર સ્વભાવ છે સ્વામીનો રે, ભક્તવત્સલ બહુનામીનો રે. ૧
ક્યારેક તો સંત સમાજ રે, હરિની પુજા કરવાને કાજ રે. ૨

આવ્યા લાવ્યા પુજાનો ઉપચાર રે, ધુપ દીપ ચંદન પુષ્પના હાર રે. ૩
નખશિખ ચરચી ચંદન અંગે રે, બાજુબંધ હાર પે'રાવી ઉમંગે રે. ૪
માથે પુષ્પની ટોપી ધરાવી રે, ગુચ્છ ખોસે બહુ કાનમાં લાવી રે. ૫
પુજા કરીને આરતિ ઉતારે રે, મળે અતિ હેતે વારે વારે રે. ૬
નખશિખા લગી મૂરતિને જોઈ રે, હળવે હળવે લે છે ઉરમાં પ્રોઈ રે. ૭
ક્યારેક તો હરિવર વળી રે, નિજ કર ચરણુની આંગળી રે. ૮
તેને મરડીને પ્રાણુઆધાર રે, કડાકા વગાડે કિરતાર રે. ૯
એવી ચેષ્ટાને કરતા બહુનામી રે, પરિબ્રહ્મ પ્રેમાનંદનો સ્વામી રે. ૧૦

## પદ ૨૦૪૯ મું

ક્યારેક તો ભક્તજીવન રે, પોતા પાસે જે બેઠા હરિજન રે. ૧
તેને પાસે શ્રીનાથજી બોલાવી રે, પ્રથમ કર ચરણુને ચંપાવી રે. ૨
પછે આંગળિયું મરડાવીને વહાલો રે, કડાકા વગડાવે ધર્મલાલો રે. ૩
ક્યારેક ડોકને મરડીને નિજ હાથ રે, કડાકા વગાડે છે નાથ રે. ૪
ક્યારેક તો કોઇક પ્રાણીને રે, દુઃખીયો દેખી અથવા સાંભળીને રે. ૫
તતકાળ દયાવાન થકા દેવ રે, રામ રામ એમ બોલવાની ટેવ રે. ૬
ક્યારેક તો મનુષ્ય હર કોઇ રે, દીનબંધુ તે દુઃખીયો જોઇ રે. ૭
અતિ દયાયે કરીને બહુનામી રે, નિજ ચીતમાં ખેદને પામી રે. ૮
પ્રસન્ન થઇ અન્ન ધન વસ્ત્ર આપી રે, તે દીનનાં નાખે છે દુઃખ કાપી રે. ૯
પરઉપકાર કરવાની ટેવ રે, પ્રેમાનંદનો સ્વામી એવા દેવ રે. ૧૦

## પદ ૨૦૫૦ મું

ક્યારેક તો દીનદયાળુ રે, દીનબંધુ હરિ અતિશે કૃપાળુ રે. ૧
કેને મારતો હોયે જીવ કોઈ રે, અતિ દયાળુ ન શકે તેને જોઈ રે. ૨
દયાએ કરીને દયાળ રે, હાં હાં કરીને નિવારે તતકાળ રે. ૩
પોતા આગે કોઇનું કોઈ જન રે, આવી બોલે ઘસાતું વચન રે. ૪
તેને સાંભળીને જાયે કચવાઈ રે, તેનો અનાદર કરે સુખદાઈ રે. ૫
ક્યારેક તો સુંદર વર રે, નિજ દેહમાં હોયે કસર રે. ૬
ત્યારે ડાબે હાથે કરી દેવ રે, જમણા હાથની નાડી જોયાની ટેવ રે. ૭
જ્યારે સભામાંથી ઉઠે બહુનામી રે, જય સચ્ચિદાનંદ કહી સ્વામી રે. ૮

જય સ્વામિનારાયણ કહી હરિ રે, સાધુને નમસ્કાર કરી રે. ૯
એમ કહીને ઉતારે હરિ જાયે રે, પ્રેમાનંદ એવી ચેષ્ટા ગાયે રે. ૧૦

## પદ ૨૦૫૧ મું

એવી ચેષ્ટા હરિની અતિ સાર રે, ગાતાં સુણતાં ઉતારે ભવ પાર રે. ૧
એ પ્રગટ પ્રભુની લીલા કેવી રે, હરિજનને સાંભળ્યા જેવી રે. ૨
કયારેક તો હરિ સુખધામ રે, ચાલે માર્ગે ઘોડે ચડી શ્યામ રે. ૩
ત્યારે લીલાયે કરીને સુખરૂપ રે, ઘોડાની ડોક ઉપર અનૂપ રે. ૪
એક પગને લાંબો વિસ્તારી રે, ઘોડાને ચલાવે સુખકારી રે. ૫
સુવે ત્યારે કૃપાનિધાન રે, પ્રથમ જાગતા થકા ભગવાન રે. ૬
નિજ કરની આંગળી ભાલમાંહી રે, તિલક કર્યાની પેઠે સુખદાઈ રે. ૭
ઉભી ફેરવે છે અંતરજામી રે, શ્રીધર્મકુંવર બહુનામી રે. ૮
વળી સુવે ત્યારે દીનોનાથ રે, માળા માંગીને જમણે હાથ રે. ૯
ફેરવતા થકા સુખધામ રે, સુવે પ્રેમાનંદનો વહાલો શ્યામ રે. ૧૦

## પદ ૨૦૫૨ મું

વળી દીનબંધુ છે દયાળ રે, શરણાગતતણા પ્રતિપાળ રે. ૧
રાતે પોઢે ત્યારે દીનબંધુ રે, નિજ મુખકમળ સુખસિંધુ રે. ૨
રાખી ઉઘાડું પોઢે રંગભીનો રે, એવો સ્વભાવ સદાય સ્વામીનો રે. ૩
પોતે ભરનિદ્રામાંયે શ્યામ રે, સુતા હોયે સુંદર સુખધામ રે. ૪
કોઈક અજાણે જરાક અડી જાયે રે, જાગે તરત ઝબકીને હરિરાયે રે. ૫
પુછે કોણ છે એમ ભયહારી રે, એવો સહજ સ્વભાવ સુખકારી રે. ૬
આવી રીતે શ્રીજીની ઘણી સારી રે, સ્વભાવિક ચેષ્ટા સહુથી ન્યારી રે. ૭
નિજ સ્મૃતિ અનુસારે લખાણી રે, બીજી લખતાં થાક્યાં મન વાણી રે. ૮
આવી રીતે સંભારીને ગાશે રે, તેના ઉરમાં અવિનાશી દેખાશે રે. ૯
શીખે સાંભળે ને ગાશે પ્રીતે નીત રે, પ્રેમાનંદ કહે પામશે વાંછિત રે. ૧૦

**ઇતિશ્રી હરિ સ્વરૂપ ધ્યાનસિદ્ધિના પદ સંપૂર્ણ**

**પદ સર્વે મળીને ૩૦**

## પદ ૨૦૫૩ મું–રાગ ગરબી

**આવોને ઓરા છેલ છબીલા મારી શેરીએ એ ઢાળ છે.**

હું વારી જાઉં ધન્ય ઘડી છે જે આજની;
હું વારી જાઉં મૂરતિ સાંભરી શ્રીમહારાજની. ૧
હું વારી જાઉં રસની ભરી છે સુંદર મૂરતિ;
હું વારી જાઉં પ્રેમી ન મેલે ઘડી ઉરથી. ૨
હું વારી જાઉં પ્રેમી જીવે છે નિત્ય ભાળીને;
હું વારી જાઉં અસત્ય વાસના સરવે ટાળીને. ૩
હું વારી જાઉં ભક્તને જીવન ધન માલ છે;
હું વારી જાઉં ભક્તવત્સલ ધર્મલાલ છે. ૪
હું વારી જાઉં નખશિખ રૂપ તે અનૂપ છે;
હું વારી જાઉં ભક્તને પરમ સુખરૂપ છે. ૫
હું વારી જાઉં દુર્લ્લભ ઘણા છે મતિમંદને;
હું વારી જાઉં દયા કરી મળ્યા પ્રેમાનંદને. ૬

## પદ ૨૦૫૪ મું

રસિયા લાલ શ્યામ સુંદર રંગછેલડા;
રસિયા લાલ ઓરા આવોને અલબેલડા. ૧
રસિયા લાલ વદન કમળ છબી જોઇયે;
રસિયા લાલ રૂપ છટામાં ચીત પ્રોઇયે. ૨
રસિયા લાલ પાઘડી ઉજ્વલ આંટાદાર છે;
રસિયા લાલ પાઘમાં તોરાની સુંદર હાર છે. ૩
રસિયા લાલ કેસર તિલક રાજે ભાલમાં;
રસિયા લાલ મોહી છું છેલા તમારી ચાલમાં. ૪
રસિયા લાલ ભ્રકુટી શોભે છે સુંદર વાંકડી;
રસિયા લાલ આંખડી કમળ કેરી પાંખડી. ૫
રસિયા લાલ શ્યામ એક તીલ વામ કાનમાં;
રસિયા લાલ પ્રેમાનંદ નિરખે નિત્યે ધ્યાનમાં. ૬

### પદ ૨૦૫૫ મું

લોભાણું ચીત તરુણુ મનોહર રૂપમાં;
લોભાણું ચીત સુરનરમુનિશિર ભૂપમાં. ૧
લોભાણું ચીત કરણુ કપોલ ગોળ જોઇને;
લોભાણું ચીત નાસિકામાં રહ્યું મન મોહીને. ૨
લોભાણું ચીત અધર પ્રવાલ છબી દેખતાં;
લોભાણું ચીત હસતું મુખારવિંદ પેખતાં. ૩
લોભાણું ચીત દશન જોઇને કુંદની કળી;
લોભાણું ચીત કંઠમાં જોઇને સુંદર ત્રિવળી. ૪
લોભાણું ચીત ઉરમાં જોઇને ચિહ્ન છાપના;
લોભાણું ચીત દુઃખડાં મિટાડે ત્રિવિધ તાપના. ૫
લોભાણું ચીત અભય ઉદાર જોઈ હાથને;
લોભાણું ચીત પ્રેમાનંદ કે' જોઈ નાથને. ૬

### પદ ૨૦૫૬ મું

વધારે વહાલ લાલની છબી ઉર ધારતાં;
વધારે વહાલ ત્રિવળી ઉદરમાં સંભારતાં. ૧
વધારે વહાલ ગોળ ઉંડી નાભી નિરખતાં;
વધારે વહાલ શ્યામ કટિ જોઇને હરખતાં. ૨
વધારે વહાલ સાથળ રુડા સુખકંદના;
વધારે વહાલ ઘુંટણુ જુગલ જગવંદના. ૩
વધારે વહાલ પીંડિયો પાતળી પ્રાણુનાથની;
વધારે વહાલ હથેલી રાતીયો બેઉ હાથની. ૪
વધારે વહાલ સંભારતાં ચરણુકમળ જોડને;
વધારે વહાલ ઉર્ધ્વરેખા પૂરે મન કોડને. ૫
વધારે વહાલ દશે આંગળીના નખચંદ તે;
વધારે વહાલ નિરખે નિત્ય પ્રીતે પ્રેમાનંદ તે. ૬

### પદ ૨૦૫૭ મું—રાગ ગરબી

વહાલા વહાલી લાગે તારી મૂરતિ, જોઈ લોભાણું છે ચીત, શામળિયા વહા૦ ટેક.
રૂડું રૂપ લાવણ્યતા ને ફુરતી, જોઈ ઉપજી છે પુરણુ પ્રીત. શામ૦ ૧

રસ રૂપ અનુપમ આંખડી, માંહી રેખું રાતી રસાલ; શામ૦
જાણે દશ* કમળ કેરી પાંખડી, શોભે વાંકડી ભ્રકુટી ને ભાલ. શામ૦ ૨
ઓપે આડ કેસરની ભાલમાં, ઝુકી રહી છે કસુંબલ પાઘ; શામ૦
ખોસ્યાં છોગલિયાં બહુ તાલમાં, ધરી જન મને જોયા લાગ. શામ૦ ૩
જોઈ જુગલ કરણુ છબી જાદવા, શોભે કુંડલ મકરાકાર; શામ૦
તીલ વામકરણુમાં માધવા, જોવા હૈડે હરખ અપાર. શામ૦ ૪
ગોળ કપોલ નમણી નાસિકા, શોભે અધર પ્રવાળ અનૂપ; શામ૦
દંતપંક્તિ રસિક રસ રાશિકા, પ્રેમાનંદને પરમ સુખરૂપ. શામ૦ ૫

## પદ ૨૦૫૮ મું

મારા નાથ આવો રાખું નેણુમાં, વારુ તન મન તમપર
પ્રાણુ, પાતળિયા. નાથ૦ ટેક.
મને જંપ નથી દિનરેણુમાં, જોયા વિના તે શ્યામ સુજાણુ. પાત૦ ૧
તારું હસતું વદન જોઈ જાદવા, નેડો લાગ્યો છે નંદકિશોર. પાત૦
કંબુ કંઠ અનોપમ માધવા, છાતી ઉપડતી ચીતચોર. પાત૦ ૨
શોભે શ્રીવચ્છ ચિહ્ન કૌસ્તુભમણી, છાતી માથે અનોપમ છાપ. પાત૦
શોભા અભય ઉદાર ભુજાતણી, માંહે છાપ ચિહ્ન બાળે પાપ. પાત૦ ૩
તારું ઉદર સદા સુખરૂપ છે, ઉંડી નાભી છે કમળ સમાન. પાત૦
માંહી ત્રિવળી પરમ રસ રૂપ છે, મહામુનિ ધરે નિત્ય ધ્યાન. પાત૦ ૪
કટિ સિંહ સરિખી પાતળી, શોભે શ્યામ અતિ અભિરામ. પાત૦
નિરખે પ્રેમાનંદ મળી મળી, થયો પાવન પુરણુકામ. પાત૦ ૫

## પદ ૨૦૫૯ મું

મારા મનમાં વશી તારી મૂરતિ, મને જોયા વિના ન
રહેવાયે, રસિલડા; મને૦ ટેક.
મેંતો જોઈ છે જીવન જરા દુરથી, મને ત્યારથી જંપ ન થાયે. રસિ૦ ૧
ઓરા આવો તો નિરખું નાથજી, નખશિખ તમારું રૂપ; રસિ૦
કહો તો ભેટું ભૂધર ભરી બાથજી, મારે હૈડે હરખ અનૂપ. રસિ૦ ૨

* "દશ"નો અર્થ સ્પષ્ટ થતો નથી. "રક્ત" અથવા "લાલ" સંભવે છે. પણ બધી પ્રતોમાં આજ પાઠ હોવાથી તેમ જ રાખ્યો છે.

તારા સાથલની છબી ઉપરે, વારી નાખું કદલી થંભ કરોડ; રસિ૦
એતો ગરુડની પીઠ પાવનકારી, બીજી ઉપમા ન આવે જોડ. રસિ૦ ૩
તારાં જાનુ જુગલ પીંડી જોઇને, વ્રજવિનતાને હરખ અપાર. રસિ૦
રાધા રમા રહી છે મોહીને, ચાંપે પ્રેમ શું વારમવાર. રસિ૦ ૪
તારી ઘુંટી પાની ફણા આંગળી, જોવા હૈડે હરખ ન માયે; રસિ૦
દશે આંગળીના નખ ઉપરે, પ્રેમાનંદ પ્રાણ વારી જાયે. રસિ૦ ૫

## પદ ૨૦૬૦ મું

તારું રૂપ જોઈ રંગછેલડા, મારાં નેણાં ત્રપત ન થાયે; કેસરિયા; રૂપ૦ ટેક.
તારી ચાલ જોઈ અલબેલડા, મારે આનંદ અંગ ન માયે. કેસ૦ ૧
તારાં જુગલ ચરણ મારા ઉરમાં, આવી અટકયાં ચાંખડિયું સહિત; કેસ૦
તે સારું રહું છું હું હજુરમાં, મારે જોઈ જોઈ વાધે છે પ્રીત. કેસ૦ ૨
મારા ચીતમાં તે આવી ચોંટી ગઈ, ઉર્ધ્વરેખા સુંદર છબીધામ; કેસ૦
સોળે ચિહ્ન જોઇને રાજી થઈ, અરુણ તળામાંહી અભિરામ. કેસ૦ ૩
નખમણી આંગળીયુંના શોભતા, રુડાં ચાંખડિયુંનાં ચિહ્ન; કેસ૦
મોટા મુનિવરના મન લોભતા, હું તો જોવાને દીન આધીન. કેસ૦ ૪
જમણા અંગોઠાના નખ ચિહ્નમાં, મારું મનડું થયું ગુલતાન; કેસ૦
કરું જતન જોવા રાત દિનમાં, પ્રેમાનંદ કહે ધરી ધરી ધ્યાન. કેસ૦ ૫

## પદ ૨૦૬૧ મું

સખી જોને શોભા ઘનશ્યામની, જોઈ સુરનરમુનિ લલચાયે;
સાહેલી સુંદર શોભા૦ ટેક.
એને જોઇને ન મોહે કુણ કામની, એમાં વશ વારું કોણ નવ થાયે. સાહે૦ ૧
એનું જોવું ને હસવું બોલવું, એની સુંદર ચટકતી ચાલ; સાહે૦
એનું લટકા કરીને ડોલવું, જોઈ કેને ન વાધે વહાલ. સાહે૦ ૨
એની અજબ અલૌકિક બાંધણી, એની પાઘ અજબ આંટાદાર; સાહે૦
એની ચપળ આંખડલીની સાંધણી, વેધે કાલજ આરમપાર. સાહે૦ ૩
એની ચતુરાઈ શું દાખું કહી, નેણ બાણની રીત વિચિત્ર; સાહે૦
નેણા દુરિજનને તો અડે નહીં, જાઇ મારે પોતાના મિત્ર. સાહે૦ ૪

એના નેણુમાં રેખું રાતડી, નિરખી ન્યાલ થઈ વ્રજનાર; સાહે૦
એની વહાલી લાગે બહુ વાતડી, પ્રેમાનંદ જોઈ બલિહાર. સાહે૦ ૫

પદ ૨૦૬૨ મું

સખી આજ લાવણ્યતા લાલની, મુખે વર્ણન કરી
નવ જાયે; સલુણી સખી આજ૦ ટેક.
જોઈ વાલપતા બહુ વહાલની, ઉર આનંદ હરખ ન માયે. સલુ૦ ૧
સખી આરે આવે સામા શેરીએ, પેહેરી ચાંખડી ચટકતી ચાલ; સલુ૦
સખી નેણુ ભરીને હેરીએ, જોયા જેવા છે જનપ્રતિપાલ. સલુ૦ ૨
એક કરમાં રાજે છડી ફુલની, બીજા કરમાં છે રેશમી રુમાલ; સલુ૦
શોભે ઉરમાં માળા બહુ મૂલની, અંગે ઓઢી ઉપરણી ને શાલ. સલુ૦ ૩
પેહેરી સુંથણી ગુલાબી રંગની, માંહી રેશમી નાડીનો તાલ; સલુ૦
પેહેરી ઉતરી જડીત બહુ નંગની, બાંયે બાજુ કડાં રૂપજાલ. સલુ૦ ૪
માથે પાઘ સોનેરી વાંકડી, શોભે કલંગી તોરા છટાદાર; સલુ૦
મારી જોઇને ઠરી ગઈ આંખડી, નિરખે પ્રેમાનંદ કરી પ્યાર. સલુ૦ ૫

પદ ૨૦૬૩ મું

આવો આવો ઓરા અલબેલડા, રસિયા વર રૂપનિધાન;
રંગીલડા આવો૦ ટેક.
નિરખું નેણુ ભરી રંગછેલડા, મારા મન માન્યા ભગવાન. રંગી૦ ૧
રુડા શોભો છો સુંદર શામળા, નિરખી નેણાં ત્રપત ન થાય; રંગી૦
સેહેજે ચાલો છો રાજ ઉતાવળા, લટકાં કરતા ત્રિભુવનરાય. રંગી૦ ૨
જોઈ રૂપ ને શીલ ઉદારતા, વળી સરળ સ્વભાવ ગંભીર; રંગી૦
નિજજનને તે નિત્ય સંભારતા, એવા ભક્તવત્સલ બલવીર. રંગી૦ ૩
એવા જાણીને રમા રસિકણી, નથી મેલતી ક્ષણું એક ખ્યાલ; રંગી૦
કરે મન ક્રમ સેવા ચરણતણી, ઘણું ઘણું વધારી વહાલ. રંગી૦ ૪
એવા ગુણસાગર તમે ગિરિધારી, સુંદર વર પરમ ચતુર; રંગી૦
વળી આનંદસિંધુ આનંદકારી, પ્રેમાનંદ રાખે નીત ઉર. રંગી૦ ૫

પદ ૨૦૬૪ મું

વારી જાઉં તમારે વારણે, મારો સફળ કર્યો
અવતાર; વાલમજી જાઉં૦ ટેક.

એના મુખની શોભા જોઈ, લાજે કોટિ પૂરણચંદ રે; લોચ૦
એના ગોળ કપોલપર, પ્રાણ લઈ વારે પ્રેમાનંદ રે. લોચ૦ ૫

પદ ૨૨૦૩ મું

હરિનો કંબુરે સરીખો કંઠ, ઉરમાં શોભે છાપ ચિહ્ન રે; જોઇને જાઉં વારણે૦ ટેક.
એના ઉરમાં આવીને વસી, સાગરતનયા થઈ દીન રે. જોઇ૦ ૧
એના શ્રીતળ ઉદરમાંહી, ત્રિવળી શોભે શોભાધામ રે; જોઇ૦
એની નાભી નલિન જેવી, કટિલંક જોઈ લાજે કામ રે. જોઇ૦ ૨
એના સુંદર સાથળ જોઈ, મોહી મધુપુરની નાર રે; જોઇ૦
એના ઘુંટણ પીંડીપર, વારું રતિપતિ હજાર રે. જોઇ૦ ૩
એના ચરણકમળ જોઈ, મોહ્યા મુનિવર કરી પ્રીત રે; જોઇ૦
ઉર્ધ્વરેખારે તળાંમાંહી, સોહે ચિહ્ન પરમ પુનીત રે. જોઇ૦ ૪
એની ભુજારે લાંબી ને ગોળ, કરવર સુંદર અભય ઉદાર રે; જોઇ૦
પ્રેમાનંદ ભેટી ભુજ ભરી, તન મન વારે વારમવાર રે. જોઇ૦ ૫

પદ ૨૨૦૪ મું

સખી કાંઇક કારણ ખરું, જીવન જાદુગારો જરુર રે;
કાનુડે કામણ કીધલાં૦ ટેક.
મુજને મારીરે નેણુંને બાણે, ઘાયલ કીધી ભરપૂર રે. કાનુડે૦ ૧
એનું વદન જોયા વિના, જંપ નથી દિનરેણ રે; કાનુડે૦
હસીને બોલાવી મુજને હેતમાં, મનડું કીધું મારું મેણ રે. કાનુડે૦ ૨
ભૂધર ભેટ્યા ભુજ ભરી ભાવશું, ઉરથી ઉતારી દીધો હાર રે; કાનુડે૦
શુંરે જાણું જે મુને શું કર્યું, મોહન દેખાણા માંહી બા'ર રે. કાનુડે૦ ૩
ફટકી ગયુંરે કાલજ મારું, કાંઈ નવ સુઝે ઘરનું કામ રે; કાનુડે૦
ઘરમાં ફરું ઘેલી જેવી, દીઠા વીના સુંદર શ્યામ રે. કાનુડે૦ ૪
આણી મેળવો કોઈ કહાનને, એ વીના જીવડલો અકળાયે રે; કાનુડે૦
જીવન જોઇનેરે નેણાં ભરી, પ્રેમાનંદ વારી જાયે રે. કાનુડે૦ ૫

પદ ૨૨૦૫ મું–રાગ ધોળ વિવાહનો ઢાળ

જોયા જેવારે કેસરિયો વર કહાનજી, શોભે શામળિયો શિરદાર રે;
જોઇને જાઉં વારણે૦ ટેક.
વહાલો ઉભારે આવીને મારે આંગણે, સજી શોભિતા શણગાર રે. જોઇ૦ ૧

વહાલે વાઘોરે પેહેર્યો કીનખાબનો, માથે રેંટો સોનેરી છબીદાર રે; જોઇ૦
કર્યું તિલક કેશર કેરું ભાલમાં, કાને કુંડલ મકરાકાર રે. જોઇ૦ ૨
ઉર ઉતરી અનોપમ હેમની, બાંયે બાજુ તે રતન જડાવ રે; જોઇ૦
કડાં વેઢ વિંટી ને સોના સાંકલા, સરવે સોનેરી શિરપાવ રે. જોઇ૦ ૩
કેડે રેંટો બાંધ્યોર રળિયામણો, પેહેર્યો સોનેરી સુરવાલ રે; જોઇ૦
ચરણે મોજડી પેહેરીર મોતીયે જડી, પ્રેમાનંદને જોયાનો
આવ્યો તાલ રે. જોઇ૦ ૪

## પદ ૨૨૦૬ હું

મારાં નેણાં લોભાણાં જોઈ નાથને, મારું ચીતડું ચોરાણું જોઈ ચાલ રે;
ડોલરિયો આવે ડોલતા૦ ટેક૦
એની આંખડી કમળ કેરી પાંખડી, એનું શોભે છે સુંદર ભાલ રે. ડોલ૦ ૧
એનું હસતું વદન જોઇને મોહી, સરવે ગોકુલ ગામની નાર રે; ડોલ૦
એના કરણ કપોલ કંઠ જોઇને, મોહી રહ્યા મુનિવર અપાર રે. ડોલ૦ ૨
એના ઉરની શોભા જોઇને મોહી, કીધો કમળાયે ઉરમાં નિવાસ રે; ડોલ૦
અતિ ચપળ ચંચલતા તજી કરી, થઈ રહી છે ચરણની દાસ રે. ડોલ૦ ૩
એનું ઉદર કોમળ સુંદર શોભતું, માંહીં ત્રિવળી પડે છે અનૂપ રે; ડોલ૦
એની કમળ સરિખી નાભી ગોળ છે, પ્રેમાનંદને પરમ સુખરૂપ રે. ડોલ૦ ૪

## પદ ૨૨૦૭ મું

સખી શું રે વખાણું શોભા શ્યામની, એક રસનાયે કહી નવ જાયે રે;
જીવન જોયા લાગ છે૦ ટેક૦
શેષ શારદ નારદ ને નિગમ મળી, એનું વરણન કરતાં લજાયે રે. જીવ૦ ૧
એના કટિલંક કેસરીના જેવો, એના સાથળ શોભાધામ રે; જીવ૦
એના ઘુંઠણ પીંડીને પાની નિરખતાં, નવ વ્યાપે ક્રોધ ને કામ રે. જીવ૦ ૨
મોટા મુનિવરનારે મન લોભતાં, એના જુગલ ચરણની જોડ રે; જીવ૦
સોળે ચિહ્ન સહિત તળાં શોભતાં, નીજ જનના પૂરે સરવે કોડ રે. જીવ૦ ૩
એના ભુજદંડની શોભા શી કહું, નિરખીને નેણા હરખાયે રે; જીવ૦
કરિકરને શેષ વારું વારણે, પ્રેમાનંદ નિરખી રાજી થાયે રે. જીવ૦ ૪

## પદ ૨૨૦૮ મું

મારાં પુન્ય ઉદે થયાં પાછલા, મુને પ્રગટ મલ્યા ભગવંન રે;
સુંદર વર શ્રીહરિ૦ ટેક.
જેના દરશન દુર્લ્લભ દેવને, મોટા મુનિવર ધરે નિત્ય ધ્યાન રે. સુંદ૦ ૧
જેના શિવરે બ્રહ્મા પૂજે પાવલાં, શેષ શારદ નિગમ ગુણ ગાય રે; સુંદ૦
એવા અખિલભુવનના અધિપતિ, પુરુષોત્તમ પરબ્રહ્મરાય રે. સુંદ૦ ૨
માયા કાળ કરમના પ્રેરક પોતે, ક્ષર અક્ષરના આતમારામ રે; સુંદ૦
કૃપા કરીને ભૂતલે તે પધારિયા, કરવા પતિતોને પૂરણકામ રે. સુંદ૦ ૩
આવ્યા પ્રગટ પ્રતાપ દેખાડવા, ઉતારવા ભોમીનો ભાર રે; સુંદ૦
રુડા ધરમ ધરાપર થાપવા, દેવા પ્રેમાનંદને સુખ અપાર રે. સુંદ૦ ૪

## પદ ૨૨૦૯ મું-રાગ ધોળ

## અથ લોયાની લીલાના પદ લિખ્યતે

મોહનને ગમવાને ઇચ્છો માનંની. એ ઢાળ છે.

સાંભળ સજની લીલા પુરુષોત્તમતણી;
એક સમાની સંભળાવું અતિ સાર જો. સાંભળ૦ ટેક.
શુક સનકાદિક ભવ બ્રહ્મા વાંસે ફરે;
જોવા ને સાંભળવાનો ઘણો પ્યાર જો. સાંભળ૦ ૧
ધર્મકુંવર પ્રગટ થઇને પધારિયા;
પુરવથી પશ્ચિમમાં પૂરણ ચંદ જો.
ગુર્જર સોરઠ કંક દેશ બહુ વિચર્યા;
અક્ષરપતિ સંગ લઈ મુક્ત મુનિના વૃંદ જો. સાંભળ૦ ૨
કંક દેશમાં અતિ પાવન એક પુર છે;
દુર્ગનગર શુભ ઉન્મત્ત સરિતા તીર જો.
કુલ સહિત પુરપતિ શ્રીહરિનો દાસ છે;
અભયાત્મજ ઉત્તમ નૃપતિ મહાધીર જો. સાંભળ૦ ૩
ત્યાં રહીને શ્રીહરિએ બહુ લીલા કરી;
કેહેતાં સાંભળતાં શેષ ન પામે પાર જો.

પ્રેમાનંદ કહે આસપાસનાં ગામમાં;
રહીને પાવન કીધાં બહુ નરનાર જો. સાંભળ૦ ૪

## પદ ૨૨૧૦ મું

સાંભળ સજની નામ કહું તે ગામનાં;
બોટાદને કારિયાણી સારંગપુર જો. સાંભળ૦ ટેક.
ઝીંઝાવદર ને કુંડલ નાગડકું સહી;
સુંદરિયાણું લોયા પતિ નૃપ સૂર જો. સાંભળ૦ ૧
એ આદિક જે ગામમાં રહીને નાથજી;
લીલા કરી તે કોઇથી નવ કહેવાય જો.
શેષ શારદ કવિ કોટિક તે થાકે લખી;
પાર ન પામે અનંત જનમ વહી જાય જો. સાંભળ૦
લવ માત્ર લીલા કહું હું લોયા ગામની;
રહ્યા નિરંતર માસ બે સુધી ત્યાંય જો.
સહસ્રાવધિ સાથે મુનિ મુક્ત હરિજન;
જમે જમાડે સ્વામી મુનિ દ્વિજ રાય જો. સાંભળ૦ ૩
નિજ હાથે નિત્ય શાક કરી વંતાકના;
મુનિવર સારું મોહન આનંદકંદ જો.
પોતે પીરસે પુરુષોત્તમ કરી પ્રીતશું;
જમે ને નિરખી હરખે પ્રેમાનંદ જો.* સાંભળ૦ ૪

## પદ ૨૨૧૧ મું

વળી વખાણું શાકોત્સવ લીલા કરી;
નયણે નિરખ્યા કરતાં સુંદર શાક જો. વળી૦ ટેક.
દ્વાદશ મણુ એકાક્ષર† તો વઘારમાં;
જેવા આવ્યા શિવ બ્રહ્મા તજી નાક જો. વળી૦ ૧

---

* "જમે ને નિરખે હરખી પ્રેમાનંદ જો" પાઠાન્તર છે. † ઘી.

ચીરીઓ ચાર સુધારીને વંતાકની;
મેલે મોટા ભાંડમાંહિ ભગવાન જો.
લવણુ મશાલો હલદી મરચાં માવજી;
નિજ હાથે લઈ નાંખે કૃપાનિધાન જો. વળી૦
હલદીવાળા હાથ લુ'વે નીજ ધોતીએ;
શોભે સુંદર પીળે પટ પરિબ્રહ્મ જો.
અક્ષરપર પુરુષોત્તમજીએ નરવપુ ધર્યું;
જાણે મોટા મુનિ એકાંતિક મર્મ જો. વળી૦ ૩
શું વર્ણવું એ શાકતણાં સવાદને;
રમા રાધિકા તે ડોલાવે શિશ જો.
ભવ બ્રહ્મા સુરને તો સ્વપ્ને નવ મળે;
પ્રેમાનંદને પીરસે નિત્ય જગદીશ જો. વળી૦ ૪

## પદ ૨૨૧૨ મું

જમે જીવનજી શાક કરેલ નિજ હાથનું;
સુંદર ઝીણી રોટલિયું રસ રૂપ જો; જમે૦ ટેક.
વખાણી વખાણીને આપે શ્રીહરિ;
પાસે બેઠા નિજજન મુનિ અનૂપ જો. જમે૦ ૧
શાક પાક બીજા અનંત ભાતનાં થાળમાં;
ખટરસ ભોજન ચાર પ્રકાર કહેવાય જો.
ભક્ષ્ય ભોજ્ય ને લેહ્ય ચોસ્ય જમે હરિ;
નિરખી નિરખી નેણાં શિતળ થાય જો. જમે૦ ૨
જમી ચળુ કરી મુખવાસ લઇને નાથજી;
કટિ બાંધે કસી આડસોડે લઈ ખેસ જો.
પીરશે શાક પંગતમાં અતિ પ્રીત કરી;
મુનિવરને હરિજનને નટવર વેશ જો. જમે૦ ૩
આનંદ રસ એમ નિત્ય વરસે શ્રીનાથજી;
નિજજનને સુખ આપે આનંદકંદ જો.

અતિ અઘહારી ચરિત્ર કરે નિત્ય નિત્ય નવાં;
નિરખીને જાયે વારી પ્રેમાનંદ જો. જમે૦ ૪

## પદ ૨૨૧૩ મું

ધન્ય ધન્ય શું વર્ણવું ભાગ્ય લોયાતણા; ધન્ય૦ ટેક.
ધન્ય નરનારી ધન્ય નૃપ સુરો ભક્ત જો. ધન્ય૦ ૧
પરમ પુરુષ શ્રીનારાયણ નિત્ય રમે જમે;
લોયામાં શ્રીભક્તિધર્મકુમાર જો.
નિજજનને ઘર આંગણુ જાઈ પગલાં ધરે;
દરશન દેવા પ્રીતે પ્રાણુ આધાર જો. ધન્ય૦ ૨
એક સમે લોયામાં ચંદ્રગ્રહણુ થયું;
ભદ્રાવતી નદી ન્હાવા પધાર્યા નાથ જો.
અશ્વને શકટ જોડાવી શ્રીહરિ નિસર્યા;
મુનિવરને હરિજન સહુ લઈને સાથ જો. ધન્ય૦ ૩
શરદ રુતુમાં શીતતણું જોર અતિ ઘણું;
મુનિવર શ્રીહરિ નાહીને તાપ્યા તાપ જો.
પ્રેમાનંદ કહે નાહીને પ્રભુજી પધારિયા;
ગાજતે વાજતે અખિલલોકપતિ આપ જો. ધન્ય૦ ૪

## પદ ૨૨૧૪ મું

વળી વખાણું લીલા લોયા ગામની;
સુણતાં શ્રવણે પાતક પ્રલે થાય જો. વળી૦ ટેક.
દુર્લભ છે સુરપુરવાસી નરનારને;
વ્યાસ વિરંચી શુક નારદ નિત્ય ગાયે જો. વળી૦ ૧
શ્રીહરિના બંધુ બે આવી ત્યાં મળ્યા;
રામપ્રતાપ ને નાના ઇચ્છારામ જો.
ખબર સુણી અતિ હરખે આવ્યા દેશથી;
ઘણેક કાળે ભેટ્યા સુંદરશ્યામ જો. વળી૦ ૨

લોચન ભરી નિરખ્યા અઘમોચન નાથને;
જેમ અતિ પ્રીતે નિરખે ચંદ ચકોર જો.
ઓળખે ચિહ્ન એધાણી સરવે અંગમાં;
બાળાપણુમાં દીઠાં હતાં જે મોર જો. વળી૦ ૩
એમ લોયામાં રહીને બહુ લીલા કરી;
શેષાદિક કવિ કોટિ ન પામે પાર જો.
એક રસનાએ અલ્પ કવિ* શું દાખવે;
મન ક્રમ વચને પ્રેમાનંદ બલિહાર જો. વળી૦ ૪

**પદ ૨૨૧૫ મું–રાગ ધોળ. વિવાહનો ઢાળ છે**

નિરખી નૌતમ નાથને, નેણા ઠરિયાં;
રસિયો રૂપનિધાન, નેણા ઠરિયાં. ટેક.
શોભે ગોઠીડાના સાથમાં, નેણા ઠરિયાં;
ભુધર ભીનલે વાન, નેણા ઠરિયાં. ૧
માથડે મોળિયું હેમનું, નેણા ઠરિયાં;
કેશર તિલક ભાલ, નેણા ઠરિયાં.
હસવું ભરેલ પ્રેમનું, નેણા ઠરિયાં;
જોયા જેવી ચાલ, નેણા ઠરિયાં. ૨
કલંગી બિરાજે વાંકડી, નેણા ઠરિયાં;
બાંધણી આંટાદાર, નેણા ઠરિયાં.
આંખડી કમળ કેરી પાંખડી, નેણા ઠરિયાં;
કુંડલ મકરાકાર, નેણા ઠરિયાં. ૩
નાસા નમણી શોભતી, નેણા ઠરિયાં;
ભ્રકુટી કામ કમાણ, નેણા ઠરિયાં.
ચિતવની ચીત લોભતી, નેણા ઠરિયાં;
વારું વદનપર પ્રાણ, નેણા ઠરિયાં. ૪
વામ શ્રવણુમાં શ્યામ છે, નેણા ઠરિયાં;
તીલ એક અતિ છબીદાર, નેણા ઠરિયાં.

* "મતિ" પાઠાન્તર છે.

ગોલ કપોલમાં તીલ છે, નેણુા ઠરિયાં;
જમણી કોરે સાર, નેણુા ઠરિયાં. ૫
મૂરતિ સદા સુખકંદની, નેણુા ઠરિયાં;
ઉરમાં રહો રંગરેલ, નેણુા ઠરિયાં.
વિનતિ પ્રેમાનંદની, નેણુા ઠરિયાં;
સાંભળો રંગછેલ, નેણુા ઠરિયાં. ૬

## પદ ૨૨૧૬ મું

આંખડી અટકી રૂપમાં, અમાણુલી રાજ;
હૈડે હરખ ન માય, અમાણુલી રાજ. ટેક.
લોભાણી મુનિ ભૂપમાં, અમાણુલી રાજ;
નિરખી ત્રપત ન થાય, અમાણુલી રાજ. ૧
અવિલોકી શોભાસુરને, અમાણુલી રાજ;
સુંદર સરલે હાથ, અમાણુલી રાજ.
જોઈ જોબનપૂરને, અમાણુલી રાજ;
નવલ મનોહર નાથ, અમાણુલી રાજ. ૨
કેશર ભીનો કહાનજી, અમાણુલી રાજ;
ડોલરિયો દિવાન, અમાણુલી રાજ.
ભુલી હું તન ભાનજી, અમાણુલી રાજ;
જોઈ જીવન પ્રાણ, અમાણુલી રાજ. ૩
બાજુ કાજુ બાંધિયા, અમાણુલી રાજ;
ઉર ઉતરીયું અનુપ, અમાણુલી રાજ.
નેણુ સાથે નેણુ સાંધિયાં, અમાણુલી રાજ;
ભૂપુને શિર ભૂપ, અમાણુલી રાજ. ૪
કનક કડાં બેઉ કરમાં, અમાણુલી રાજ;
પોંચી નંગ જડાવ, અમાણુલી રાજ.
કામ ન સુઝે ઘરમાં, અમાણુલી રાજ;
જોઈ નટવર નાવ, અમાણુલી રાજ. ૫

મળવા મોહન કારણે, અમાણુલી રાજ;
હૈડું હાલકલોલ, અમાણુલી રાજ.
પ્રેમાનંદ જાયે વારણે, અમાણુલી રાજ;
દીધો મુખથી તંબોલ, અમાણુલી રાજ. ૬

## પદ ૨૨૧૭ મું

લાવણ્યતા જોઈ લાજીયા, માણીગરની;
રતિપતિ કામ કરોડ, માણીગરની. ટેક.
ઓસરીએ બિરાજીયા, માણીગરની;
રાજેન્દ્ર રણછોડ, માણીગરની. ૧
મુખ મરકલડો જોઇને, માણીગરની;
મોહ્યા સુરમુનિ ભૂપ, માણીગરની.
ચતુરે લીધું ચીત પ્રોઇને, માણીગરની;
નેણ નજારો અનુપ, માણીગરની. ૨
આંખડીયું અમૃત ઝરે, માણીગરની;
વરસે વદન જાણે ફુલ, માણીગરની.
સંભારતાં શાંતી કરે, માણીગરની;
બોલણી મધુરી અમૂલ્ય, માણીગરની. ૩
કુંદકળી દશનાવળી, માણીગરની;
અધરબિંબ અતિ સાર, માણીગરની.
હેતે હું હરિને મળી, માણીગરની;
પૂરણ વાધલ પ્યાર, માણીગરની. ૪
હસ્તિ સુંડ સમ શોભતી, માણીગરની;
ભુજા જુગલ અભિરામ, માણીગરની.
મુનિવરનાં મન લોભતી, માણીગરની;
પ્રેમી પૂરણકામ, માણીગરની. ૫
છાતી ઉપડતી શ્યામની, માણીગરની;
ત્રિવળી ઉદર માંહ્યે, માણીગરની.

કટિલંક જોઈ મોહી કામની, માણીગરની;
પ્રેમાનંદ વારી જાયે, માણીગરની. ૬

## પદ ૨૨૧૮ મું

ચટ ચટ વાજે ચાંખડી, ડોલરિયાની;
આવે માણીગર ઘેર, ડોલરિયાની. ટેક.
બાંધિલ ભુજ બેઉ રાખડી, ડોલરિયાની;
મોતીડે લટ વેર, ડોલરિયાની. ૧
વહાલી લાગે વાતડી, ડોલરિયાની;
સાંભળતાં સુખ થાયે, ડોલરિયાની.
નિરખી હરખે છાતડી, ડોલરિયાની;
પરસે પાતક જાયે, ડોલરિયાની. ૨
કુરંગ નેણે કોરાંખતા,* ડોલરિયાની;
આવીને ઉભલા બાર, ડોલરિયાની.
મુજપર નેણાં નાંખતા, ડોલરિયાની;
કોડીલો ધર્મકુમાર, ડોલરિયાની. ૩
પૂજ્યા પ્રિતમ પ્રીતશું, ડોલરિયાની;
દૂધડે પખાળ્યા પાવ, ડોલરિયાની.
ચંદન ચરચ્યાં રીતશું, ડોલરિયાની;
ફુલડે કીધા ગરકાવ, ડોલરિયાની. ૪
જમાડ્યા જગદીશને, ડોલરિયાની;
ભોજનિયાં બહુ ભાંત, ડોલરિયાની.
હરખે ભેટી ઇશને, ડોલરિયાની;
દુઃખડાં લીધાં કરી ખાંત, ડોલરિયાની. ૫
જામા પેહેરાવ્યા જરકસી, ડોલરિયાની;
ઓઢ્યો ઉપરણો અનુપ, ડોલરિયાની.

---

* કુરંગ નેણે ખુણેથી જોતાં જોતાં બારણે આવીને ઉભા રહીને હોંશીલા ધર્મકુમાર મ્હારા ઉપર નેણુ બાણુ નાંખતા હતા.

પ્રેમાનંદને ઉર વસી, ડોલારયાની;
મૂરતિ રસિક રસ રૂપ, ડોલરિયાની. ૬

## પદ ૨૨૧૯ મું-રાગ નાયકી

કજરવા મત દે (૨) તેરે તીખે નેના નાગરી; કજ૦ ટેક.
મોહે લીયો મનમોહનવા સુંદર નેનમેં,
હસની બોલની મીઠી કહા કહું તું રૂપકી ઉજાગરી. કજ૦ ૧
ત્રિભુવનકી સીમી ટાળકે આની સુંદરતા;
રચિરી વિધિના તોહે પ્યારી તું તો સબ સુખસાગરી. કજ૦ ૨
અખિલભુવનપતિ સાંવરો તેરો પિયરવા;
પ્રેમાનંદ જાત બલી અલી તેરો અંખડ સોહાગરી. કજ૦ ૩

## પદ ૨૨૨૦

જોબનવા તેરોરે (૨), મોહન પિયા કારને; જોબ૦ ટેક.
તન જોબન મન શીલ સ્વભાવ સકલ સુંદરતા;
સાંવરી સુરતપર માધુરી મૂરતપર વારને. જોબ૦ ૧
મનહરની ચંપકતનબરની, મદનગોપાલલાલ બસકરની;
પ્રીત સહિત પ્યારી પિયાકી મૂરત ઉર ધારને. જોબ૦ ૨
જાય મનાય લગાય કંઠ અપનો બાલમવા;
પ્રેમાનંદ કહે પ્યારી માનરિપુકું મારને. જોબ૦ ૩

## પદ ૨૨૨૧ મું

દ્રગન છબી તેરી (૨), અબ કહીહ ન જાયે; દ્રગ૦ ટેક.
ભ્રકુટિ કુટિલ કટાક્ષ મનોહર, અતિ રસ રૂપ ચપળ નેનનપર;
નલિન અલિગન ખંજન મીન વારું ફેરી. દ્રગ૦ ૧
વિધુવદની ચંપકતનબરની, મદનમોહનલાલન બસકરની;
મૃગનયની રાધે તો જેસી ન કઉ હેરી. દ્રગ૦ ૨
ગજગવની સુંદર છબી ભવની, રસનિધાન રાધે રસરવની;
પ્રેમાનંદ જાત બલી પિયા બસમેં કર લેરી. દ્રગ૦ ૩

## પદ ૨૨૨૨ મું

ચરન ધર ધીરે (૨) પ્યારી બાજે તેરી ઝાંઝરી; ચર૦ ટેક.
તજ મંજીર ચીર રંગ નીલે, પહીર પ્યારી સુંદર સુખશીલે;
કોઉ ન લખે મગ ચાલત સુભગ શરીરે. ચર૦ ૧
ચમકત નેન દશન દ્યુતિ દમકત, માનું દામિની ઘનબીના જ્યું ચમકત;
ઉડત ઘુંઘટ પટ શિતલ મંદ સમીરે. ચર૦ ૨
અતિ આતુર મોહન મગ હેરત, તેરે નામકી માળા ફેરત;
પ્રેમાનંદ કહે પિયા ઠાડે સુરસુતાકે તીરે. ચર૦ ૩

## પદ ૨૨૨૩ મું—રાગ માલીગાડો

ઉભોરે અલબેલો વહાલો જીવન જમુના તીરે રે;
સુંદર મોરલી અધર ધરીને વાયે છે ધીરે ધીરે રે.* ઉભો૦ ૧
રસિયો વાયે રસાળી વંશી મધુરે સ્વર ગંભીરે રે;
સુણતાં સુધબુધ વિસરી સજની પ્રાણ હર્યા બલવીરે રે. ઉભો૦ ૨
મોરલીમાં માલીગાડો ગાયો સુંદર શ્યામ શરીરે રે;
વ્રજનારી નટવરને મળવા વ્યાકુળ વ્રહની પીરે રે. ઉભો૦ ૩
માનુની થઈ છે મદનરસ ઘેલી નેત્ર વહે છે નીરે રે;
પ્રેમાનંદ કહે પરવશ કીધી મોહનલાલ આહીરે રે. ઉભો૦ ૪

## પદ ૨૨૨૪ મું

શોભેરે શામળિયો વહાલો કેશવ કુંજવિહારી રે;
મોરમુગટ પીતાંબર મોરલી કુંડળ મકરાકારી રે. શોભે૦ ૧
વનમાળી વનધાતુ વિચિત્રિત શ્યામ વરણ ગિરિધારી રે;
ચંદન રાગ ગુંજા મણિ ભૂખણ જોઇને મોહી વ્રજનારી રે. શોભે૦ ૨
વ્રજવલ્લભ વનમાંથી આવે ગોવિંદ ગાયું ચારી રે;
મોરલીમાં ગાવે ને પ્રીતિ ઉપજાવે સુંદર વર સુખકારી રે. શોભે૦ ૩
જોવા સારું વ્રજની નારી બેઠી ગોખ અટારી રે;
પ્રેમાનંદના નાથને નિરખી તન મન ધન જાય વારી રે. શોભે૦ ૪

---

* "ધીરે ધીરે રે" પાઠાન્તર છે.

### પદ ૨૨૨૫ મું

લીધુંરે મન મારું સજની વહાલે વેણુ વજાઇને રે;
ગીરધરજીએ ઘેલી મને કીધી તાન મનોહર ગાઇને રે. લીધું૦ ૧
શેરડીએ સામા મને મળીયા હસતા હેતે બોલાઇને રે;
પુછી વાત પ્રેમની સજની શામળિયે કર સાઇને રે. લીધું૦ ૨
મુખમાંથી બીડી મને દીધી મળ્યા મોહન હરખાઇને રે;
પ્રેમે મગન કીધી રંગભીને અધર સુધારસ પાઇને રે. લીધું૦ ૩
રસબસ કીધી ને વશ કરી લીધી રસ રીતે રીઝાઇને રે;
પ્રેમાનંદ કહે મગન કરી દીધી વનમાળા પેહેરાઇને રે. લીધું૦ ૪

### પદ ૨૨૨૬ મું

શી કહુંરે શોભા સાહેલી શામળિયા ગીરધરની રે;
શેષ સહસ્ર મુખ કહેરે નિરંતર તોયે નવ જાય છબી બરની રે. શી૦ ૧
જોને આંટાદાર અલૌકિક પાઘ બની શિરપરની રે;
તેમાં તોરા લટકે નૌતમ આડ કરી કેશરની રે. શી૦ ૨
ચંદનખોર કરી અલબેલે અતિ સુંદર મનહરની રે;
પેહેર્યા હાર બાજુબંધ બાંધ્યાં બલિહારી બેઉ કરની રે. શી૦ ૩
દેવત્રિયા મોહી છબી જોઈ નંદકુંવર નટવરની રે;
પ્રેમાનંદ વારે છબી ઉપર કોટિ શશિ કોટિ તરની રે. શી૦ ૪

### પદ ૨૨૨૭ મું–રાગ રેખતા

જમુનાકે તીર ઠાડો નંદલાલ બંસીવારો;
ચિતવતહિં ચીત મોહે, બાંકે નેનકો નજારો. જમુ૦ ટેક.
જલ ભરન ગઇથી જમુના, શિરતે ઉધાડો*ઉતારો;
ઘુંઘટકી ઓટ ખોલી દેખ્યો મેં કહાન કારો. જમુ૦ ૧
ચંદનકી ખોર કીને, શિર મોરમુગટ ધારો;
પટપીત હાથ મોરલી લીએ નંદકો દુલારો. જમુ૦ ૨

---

* પાણીના બેડાં બે કે વધારે માથા ઉપર પાણિયારી લે છે તેને "ઉધાડો" અથવા "ઉધાણી" કહે છે.

આછી બજાવે બાંસુરી, ગાવે જ્યું તાન પ્યારો;
મધુરીસી મીઠી બોલની મેરા મનકું બેંધી* ડારો. જમુ૦ ૩
ચંચળ વિલાસ નેના મનમથકો માન ગારો;
પ્રેમાનંદ કે' ચીતઉતે હોન ન દેઉં ન્યારો. જમુ૦ ૪

## પદ ૨૨૨૮ મું

ઠાડો કદમકી છૈયાં બ્રજરાજકો કનૈયા;
કહા કહું સલોને રૂપકી, કછુ જાત નાહીં કૈયાં. ઠાડો૦ ટેક.
પગિયાં અનુપ ભાગપેં અનુરાગસું બનૈયાં;
કેશરકે તિલક શોભા ત્રિભુવનકી છીન લૈયાં. ઠાડો૦ ૧
કુંડલકી ઝળક સોહે સુકપોલનીમેં ઝૈયાં;
એ જ્યું મીન માનું સરવર તજી મીલનહે એયાં. ઠાડો૦ ૨
ભ્રકુટિ બંક ચપલ નેન ચિતવની ચીતૈયાં;
મૃગ મીન નલિન ખંજન છબી દેખકે લજૈયાં. ઠાડો૦ ૩
ઝુકી રહ્યો તકી નાસાશુક અધરબિંબ પૈયાં;
છબી દેખી પ્રેમાનંદ મગન પરત ચરન મૈયાં. ઠાડો૦ ૪

## પદ ૨૨૨૯ મું

ઇન સાંવરે ગુમાની મોયે કીની હે દિવાની;
નેનનકી સેનઉંમેં મેરા મનકું લીનો તાની. ઇન૦ ટેક.
જમુના ગઇથી આલી ભરવેકું હું જો પાની;
આયેવે સ્યામ કુંજતે અકેલી મોયે જાની. ઇન૦ ૧
ઘનસ્યામ સુંદર છેલો બોલે જો મીઠી બાની;
હસની ચિતવની ચલની મોરે મનકે બીચ માની. ઇન૦ ૨
અંખિયાં ભઈ ઉતાવરી છબી દેખકે લોભાની;
મોરી બાંહ દાહની સો મીલબેકું ફરકાની. ઇન૦ ૩
વેતો ચતુર આતુર સુનહે સખી સયાની;
પ્રેમાનંદકો નાથ મીલકે કીની હે ઉર નિશાની. ઇન૦ ૪

---

* "બાંધી ડારો" "વિંધી ડારો" સંભવે છે.

## પદ ૨૨૩૦ મું

દેખોરી આલી શોભા બને કુંજકે બિહારી;
મનોજ તરુન કોટિક છબીપેં જાત વારી. દેખો૦ ટેક.
ચંચલ બિશાલ નેનમેં સખી દેખરી ખુમારી;
છીન લીન શરદ પંકજકી સુન્દરતા સારી. દેખો૦ ૧
નવિન જલકી દ્યુતિ છીન લીન ગિરિધારી;
દેખરી આકાશ સોહત માનું જેસી ઝુંડી થારી. દેખો૦ ૨
ઉર ઉતંગ ભુજ અજાન નલિન નાભી પ્યારી;
છીન લઈ ગતિ કલહંસકી ગયે માનસર બિચારી. દેખો૦ ૩
વ્રજકી વધુ વિલોકે છબી બેઠીકે અટારી;
પ્રેમાનંદકો નાથ આવત ઘનશ્યામ આનંદકારી. દેખો૦ ૪

## પદ ૨૨૩૧ મું-રાગ રેખતા

સાચી કહોને શ્યામ રેન કહાં જાગે વે; સાચી૦ ટેક.
છેલ સુંદર ઉર બીચ નખ કહાં લાગે વે. સાચી૦ ૧
અધર અંજન કપોલનપર પીક દાગે વે;
શ્રમ જલ કણભર શરીર છબી અથાગે વે. સાચી૦ ૨
આલસ ભરેહો શ્યામ શિથિલ પેચ પાગે વે;
મદ ભરે દોઉ ઢરત નેન નિંદ આગે વે. સાચી૦ ૩
અંગ અંગપર કોટિ અનંગ વારી ત્યાગે વે;
એ છબી ઉર રહો પ્રેમાનંદ માગે વે. સાચી૦ ૪

## પદ ૨૨૩૨ મું

સત્ય કહોને શ્યામ રેન કહાં બિહાની વે; સત્ય૦ ટેક.
મદન કદન કલાંત કહાન બોલત બાની વે. સત્ય૦ ૧
રેન કેઉ નિંદે* નેનમેં નિસાની વે;
રસભરી રતનારી રેખે શિથિલ ઠાની વે. સત્ય૦ ૨

---

* "રેન કેઉ ન નિંદે" એમ પાઠાન્તર છે. જ્યારે લખેલી પ્રતમાં "રેનકે ઉનિંદે" પણ વંચાય છે જેનો અર્થ મ્હારા એક મિત્રના કહેવા પ્રમાણે "રાત્રિના જાગરણની" થાય છે.

અધર મલીન અંજન મંદ મુસકાની વે;
પરિરંભણુ નખક્ષતકી નિશાની જાની વે. સત્ય૦ ૩
અંગ અંગ શિથિલ શ્રમિત સારંગપાની વે;
પ્રેમાનંદ એ છબીપર* કુરબાની વે. સત્ય૦ ૪

## પદ ૨૨૩૩ મું

કોલ દેકે કહાન કહાં બિલમાયે વે; કોલ૦ ટેક.
કોન સંગ જાગે રાત પ્રાત આયે વે. કોલ૦ ૧
પીતપટ બિસારી નીલી સારી લાયે વે;
બાંસુરી બિસારી બેલન કહાં પાયે વે. કોલ૦ ૨
કુંડલ તજી બેસર છબી કરન છાયે વે;
બિસારી બનમાલ હાર ઉર સોહાયે વે. કોલ૦ ૩
નહીં સખી નહીં પિયા શ્યામ વેષ લજાયે વે;
પ્રેમાનંદકો નાથ સમજી સકુચાયે વે. કોલ૦ ૪

## પદ ૨૨૩૪ મું

આજકી છબી તો કછુ કહી ન જાઇ વે; આજકી૦ ટેક.
મનમથ લખી સદન ગયો સકુચાઇ વે. આજકી૦ ૧
અનોપમ છબી ઉદે ભઈ એક ચંદ્રમાંહી વે;
મદનચાપ અલિમાલ મનભાઇ વે. આજકી૦ ૨
દ્વૈ ચકોર કીર કુંદ બિંબ સોહાઇ વે;
જલચર જુગ મીન મધ્ય દેત દેખાઇ વે. આજકી૦ ૩
સકુચી રહી સાદર ઉપમા ન પાઇ વે;
પ્રેમાનંદકે ઉર બસો યેહી છબી આઇ વે. આજકી૦ ૪

## પદ ૨૨૩૫ મું–રાગ રેખતા

વ્રજરાજકો રંગીલા આેઢે દુપટા પીલા;
ચલે ચાલ અતિ અનોખી મેરા મનમેં આયે બસી હૈ. વ્રજ૦ ટેક.

---

* "છબીપર પ્રાણ કુરબાની વે" પાઠાન્તર છે.

ચંચલ બિશાલ નેના, બીચ રેખે સુખદેના;
અવિલોકી માલ્યો મેના, શિર પગીયાં જરકસી હે. બ્રજ૦ ૧
પ્રથુ ભાલ લાલજીકો, બીચ કેશરીકો ટીકો;
ભ્રકુટિકો તાલ નીકો, છબી ચીત મેરે ઠસી હે. બ્રજ૦ ૨
કુંડલ હે કરન માંઇ, કપોલનીમેં ઝાંઇ;
માનું મકર મીલન આઇ, ઉપમા સરસ લસી હે. બ્રજ૦ ૩
નાસિકા કીર સોહે, ચીત અધરબિંબ મોહે;
પ્રેમાનંદ આનંદ ભયો હે, નિરખી પુરન શશી હે. બ્રજ૦ ૪

## પદ ૨૨૩૬ મું

બ્રજરાજકો કનૈયા, ગિરિરાજકો ધરેયા;
મઘવાકો માન હરૈયા, હમરે જીવન હરિ હે. બ્રજ૦ ટેક.
મધુરીસી બેન બજૈયા, બ્રજનારી બન બોલૈયા;
રસ રાસકો રચૈયા, ગોપી આનંદકરી હે. બ્રજ૦ ૧
બલભદ્રઉંકો ભૈયા, કરે થૈયા થૈયા થૈયા;
બ્રજબની તન સુખદૈયા, ગોપી પ્રેમરસ ભરી હે. બ્રજ૦ ૨
બુડી પ્રેમસિંધુમૈયા, તન મનકી સુધ નૈયા;*
કછુ જાત નાહીં કૈયા, નિરખી નજર ઠરી હે. બ્રજ૦ ૩
મહા સુરનરમુનિ રૈયા, નિરખી બલ બલ જૈયા;
પ્રેમાનંદ લેત બલૈયા, ધન્ય રજની દિન ઘરી હે. બ્રજ૦ ૪

## પદ ૨૨૩૭ મું

સખી સામરો સલોના, મોપે ડારી ગયો ટોના;
બીનું દેખે આવત રોના, અબ કેસી મેં કરુંરી. સખી૦ ટેક.
મોયે મારી નેન સેના, પલ પરત નાહીં ચેના;
બાવરી ફીરું દિન રેના, ધીર કેસે ધરુંરી. સખી૦ ૧
કહા જાનું કછુ કીનો, જીયરા નિકારી લીનો;
બીનું દેખે રંગભીનો, રોય રોયકે મરુંરી. સખી૦ ૨

* "લૈયા" પાઠાન્તર છે.

બંસી અજબ બાઈ, તાન રેખતાકી ગાઈ;
સુનતે સુધ બીસરાઈ, બિરહ બીથા જરુરી. સખી૦ ૩
કોઈ લાવે નેન આગે, જે દેઉં મુખ માગે;
પ્રેમાનંદ પાય લાગે, દ્રગ દેખીકે ઠરુંરી. સખી૦ ૪

પદ ૨૨૩૮ મું

હરિકૃષ્ન સાંવરેકી, ચૈલની ઉતાવરેકી;
લખી લટકા રાવરેકી, દીલ દેખી સુખ ભયા હે. હરિ૦ ટેક.
ઓઢે અજબ દુશાલા, ઉર મોતિયુંકી માળા;
કરમેં લીએ રુમાલા, મનમેં અટક રહ્યા હે. હરિ૦ ૧
જામા જરીદા પહેરે, પટપીત કટિ કસેરે;
હસ હસકે જનકું હેરે, પરીપૂરન દયા હે. હરિ૦ ૨
સુથની ગુલાબી રંગે, પ્યારે પહેરીહે ઉમંગે;
લીએ ગ્વાલ બાલ સંગે, ઉરમેં ઉતર ગયા હે. હરિ૦ ૩
કહા કહું સુંદરતાઈ, ઉપમા કહી ન જાઈ;
પ્રેમાનંદ રહ્યા લોભાઈ, ચરનનમેં શિર નયા હે. હરિ૦ ૪

પદ ૨૨૩૯ મું–રાગ લાવની

પધારે વટપત્તન સ્વામિ (૨);
સહજાનંદ મહારાજ પૂરન પુરુષોત્તમ બહુનામી. પધા૦ ટેક.
ચલે વરતાલસે અવિનાશી (૨), આયે કીયા મુકામ
ગામ સાંકરદે સુખરાશી. પધા૦ ૧
સંગ લે સેના અતિ ભારી (૨), ચતુરંગની બલવાન
લગતહેં દેખત અતિ પ્યારી. પધા૦ ૨
પદાતિ ઘોડે રથ હાથી (૨), શુરવીર મહા સુભટ
દુર્જય* દેખી કંપે છાતી. પધા૦ ૩

* "દુર્જન દેખી કંપે છાતી" પાઠાન્તર છે. દુર્જનની છાતી દેખીને કંપે છે. "દુર્જય" પાઠ પણ બરોબર છે શૂરવીર સુભટો એવા દુર્જય છે કે તેને દેખીને જ છાતી કંપે છે, આ પાઠમાં કોની છાતી કંપે છે તે અધ્યાહાર છે કે વિરોધી દુર્જનોની અને એ કારણથી જ "દુર્જન" પાઠ વધુ સારો ગણું છું, પરંતુ બે છાપેલી અને બે લખેલી પ્રતોમાં "દુર્જય" પાઠ છે ને એક છાપેલી ને એક લખેલીમાં "દુર્જન" છે તેથી "દુર્જય" જ રાખેલો છે. "ઉર્જે થઈ" પાઠ પણ એક પ્રતમાં છે.

આયે ગામ છાની ગીરધારી (૨), પ્રેમાનંદ કહે
સનમુખ આઇ નૃપકી અસવારી. પધા૦ ૪

## પદ ૨૨૪૦ મું

દેખી હરિ મગન ભયે સબહી (૨);
ઉતરી ગજરથ ઘોડે પરસે પરે ચરન તબહી. દેખી૦ ટેક.
બડા એક ગજ આગે આના (૨), બેઠો પ્રભુ હંસ
ગજપર યું કહે નારુપંત નાના. દેખી૦ ૧
ચડે તેહી ગજપર બહુનામી (૨), દુસરે ગજપર બેઠે
શુકમુનિ મુક્તાનંદ સ્વામી. દેખી૦ ૨
તિસરે ગજપર દોઉ ભાઈ (૨), પાંડે શ્રીરઘુબીર
અવધ્યપ્રસાદજી સુખદાઈ. દેખી૦ ૩
ઓર મુનિ અગનિત સંગ આવે (૨), પ્રેમાનંદ કહે
રથપર કેતે કેતે પગ ધાવે. દેખી૦ ૪

## પદ ૨૨૪૧ મું

ચલે ગજ બેઠી મહારાજા (૨);
બોલત જય જય ચોપદાર બાજતહેં બહુ બાજા. ચલે૦ ટેક.
ચમર શિર નાનાસાહેબ ઢોરે (૨), મંદ મંદ ગજ
ચલત સંતકી ભીર ચહું કોરે. ચલે૦ ૧
છબી અતિ અદભુત બિરાજે (૨), કંચનકે બીચ
કલશ અંબાડી કંચનકી છાજે. ચલે૦ ૨
ચલતહેં ઘોડે ગજ આગે (૨), પીછે પાલખી પેદલ
રથ છબી બહુત નીકી લાગે. ચલે૦ ૩
રૂપ ઘનશ્યામકો અતિ સોહે (૨), પ્રેમાનંદકે નિરખી
કોટિક મનમથ મન* મોહે. ચલે૦ ૪

---

* "મદ મોહે" પાઠાન્તર છે.

## પદ ૨૨૪૨ મું

બજતહેં બાજે બહુ આગે (૨);
પણુવ દુંદુભી ગોમુખ ઘોસા બહુત નીકે લાગે. બજ૦ ટેક.
સરનાઈ પંચમ ડફ ભેરી (૨), સુની તાંસેકી શોર
દોરી જન આયે સબ શેહેરી. બજ૦ ૧
ઉડતહેં નિશાન પચરંગી (૨), દૌરત ઘોડે ઘુમત નેજા
બાજત રણશીંગી. બજ૦ ૨
બજાવે ઝાંઝ મૃદંગ ગાવે (૨), પ્રેમાનંદ છબી નિરખી
આનંદ અંગ નહીં માવે.* બજ૦ ૩

## પદ ૨૨૪૩ મું

કીયો જબ પ્રવેશ પુરમાંહી (૨);
ખબર સુની પુરવાસી ભાવિક ધાયે હરખાઈ. કીયો૦ ટેક.
ઠાડે સબ સનમુખ કરજોરી (૨), થકીત ભયે લખી
રૂપ ભૂપ હરિ ધર્મકુંવરકોરી. કીયો૦ ૧
ભલે તુમ આયે બહુનામી (૨), બહુત દિનનકે
પ્યાસે લોચન સુફલ કીયે સ્વામી. કીયો૦ ૨
કહત યું પુરજન મન હરખી (૨), પ્રેમાનંદકે નાથ
પધારે જાની અંતરકી. કીયો૦ ૩

## પદ ૨૨૪૪ મું

ચલી જબ આગે અસવારી (૨);
હરિ મુખ નિરખન રાજમારગમેં ભીર ભઈ ભારી. ચલી૦ ટેક.
અટારી ચડી સબ પુરનારી (૨), નિરખે શ્રીમહારાજ
બદન છબી લેતી હે બલિહારી. ચલી૦ ૧
મુદિત મન કુસુમ કળી બરખે (૨), ભયો સુફલ
અવતાર આજ યું બોલી મન હરખે. ચલી૦ ૨
નિગમ કહે નેતિ નેતિ જ્યાહી (૨), પ્રેમાનંદકે નાથ સો
આયે વટપત્તન માંહી. ચલી૦ ૩

---

* "ન સમાવે" પાઠાન્તર છે.

## પદ ૨૨૪૫ મું

લેહો ભરી લોચન ઉર લઉં (૨);
હોઇહેં દુર્લભ દરશન કરી હો ફેરી મન પછતાઉં. લેહો૦ ટેક.
પુરુષ યહ પૂરન અવતારી (૨), ઘર બૈઠે ચલી આયે
મૂરત લેહો ઉર ધારી. લેહો૦ ૧
સૃષ્ટિકો કારન હય યેહી (૨), અનંત જીવ ઓધાર
કાજ ધરી સુંદર નર દેહી. લેહો૦ ૨
એસી સબ શુધ ભાવવારી (૨), પ્રેમાનંદ મહારાજકો
મહિમા ગાવતી પુરનારી. લેહો૦ ૩

## પદ ૨૨૪૬ મું

ચલત હરિ ચીતવત ચહુ ઓરે (૨);
ઝુક રહી સુંદર ભુવન અટાકી ઘટા ચહુંકોરે. ચલ૦ ટેક.
ભામની ઠાડી સબ ઠૌરે (૨), કરી પ્રણામ કર કુસુમ
માળ લઈ ડારતીહેં હોરે. ચલ૦ ૧
હસી મુખ મંદ મંદ સ્વામી (૨), આનંદ ઉપજાવતહેં
ઉંચે ચિતવી બહુનામી. ચલ૦ ૨
ચલત જબ નૃપદ્વારે આયે (૨), પ્રેમાનંદ કહે
નિરખી ભૂપતિ સનમુખ ઉઠ ધાયે. ચલ૦ ૩

## પદ ૨૨૪૭ મું-ઢાળ બીજો

ગજ ઉપરસું ઉતરે હરિ તબ, આઈ સિયાજી ચરન પરે;
કર ગ્રહી પ્રભુકું નિજ મંદિરમેં, લે ચલે ઉર અતિ હરખ ભરે. ૧
પધરાયે આસન કરી પ્રીતિ, રાજ રીત ઉત્તમ આની;
ચરન ધોય હસી મીલે અંક ભરી, ધન્ય ભાગ્ય અપનો માની. ૨
ધુપ દીપ કરી સુભગ આરતિ, ઉર ધારી લે ફુલ માળા;
પેહેરાયે પટભૂખન બહુ વિધિ, ઉપર ઓઢાયો દુશાલા. ૩
અર્પન કરી મેવા રુ મીઠાઈ, કર જોડી ઠાડે આગે;
પ્રેમાનંદ કહે બિનતિ કરી નૃપ, ધર્મકુંવરપે વર માગે. ૪

## પદ ૨૨૪૮ મું

શ્રીનારાયણ અખિલલોકપતિ, પરમપુરુષ તુમ અવતારી;
બહ્યો જાત ભવસાગરમેં મોયે, કૃપા કરી લીનો તારી. ૧
જેહી પદરજ બ્રહ્માદિક સુરમુનિ, ઉર ધ્યાયે પ્રીતિ આની;
તેહી પદ પરસી કીયો મોયે પાવન, કરી કરુના સારંગપાની. ૨
યહ રાજભુવન સંપત્તિ તુમારી, દાસ જાની કૃપા કીજે;
અબ ન બીસારો નાથ ચરનતેં, ભક્તપતિ યહ બર દીજે. ૩
શુદ્ધ ભાવ જાની ભૂપતિકો, શ્રીપુરુષોત્તમ બહુનામી;
પ્રેમાનંદ કહે વર દઈ નૃપકું, અભય કીયો ઈશ્વર સ્વામી. ૪

## પદ ૨૨૪૯ મું

આનંદ ભયે નૃપ વિનય વચન, સુની ઉરતેં હાર હરિ દીના;
રાજભુવનસું નિકસે બાહર, કઉં મુકામકો મન કીના. ૧
ભયે અસવાર ઓહી ગજ ઉપર, અખિલલોકપતિ અવિનાસી;
પુની સબ શહેર ફીરીકે દીનો, દરશન સબકું સુખરાશી. ૨
આગે રાવ સિયાજી નિકસે, પાછે હરિકી અસવારી;
ચલે શહરસેં બાહર મુકામ, કરને ખાતર સુખકારી. ૩
કીયે ખડે તંબુ અસમાની, ઉંચે કરત ગગન બાતે;
પ્રેમાનંદ કહે મસ્તુબાગમેં, ઉતરે સંત સબ હરખાતે. ૪

## પદ ૨૨૫૦ મું

કરી પકવાન તહાં સબ જીમેં, સંત હરિજન મુદ આની;
ઓરહિ બહુત જીમાયે અન્નાર્થી, તેહી અવસર આયે પ્રાની. ૧
કુંચન થાળ ભરી બહુ વ્યંજન, પઠયો ભૂપતિ હરિ કાજે;
આપ જીમી દીની હરિજનકું, પ્રસાદી શ્રીમહારાજે. ૨
તહાં એક બેઠક રચી અનોપમ, તાપર બેઠે હરિ આઈ;
નીચે સંત સભા ભઈ નીકી, દેખતમેં સબ દુઃખ જાઈ. ૩
આવતહેં દરશનકું દુનિયાં, ભીર ભઈ તહાં અતિ ભારી;
નિરખી શ્રીઘનશ્યામકી શોભા, પ્રેમાનંદ જાયે બલિહારી. ૪

## પદ ૨૨૫૧ મું

રાવ સિયાજી ગજપર બેઠી, પ્રેમાતુર હોઈ તહાં આયે;
નિરખી સંત સભા અતિ શિતલ, તહાં બેઠે મન હરખાયે. ૧
બડે બડે ઉમરાવ દિવાન રુ, આયે ભટ પંડિત ગ્યાની;
આયે કવિ ગુની મતવાદી, મલ્લાદિક મહા અભિમાની. ૨
આયે બહુજન વાદવિવાદી, નાટક ચેટક અતિ ભારી;
જ્યું ખદ્યોત ભાનુકે આગે, લખી પ્રતાપ ગયે સબ હારી. ૩
પઢે પુરાન શાસ્ત્રકે વક્તા, પુછત પ્રશ્ન કરત ચરચા;
પ્રેમાનંદ જીતે હરિ સબકું, દેદેકે અદભૂત પરચા. ૪

## પદ ૨૨૫૨ મું

એસે ભટ પંડિત મતવાદી, સબકું જીતે શ્રીસ્વામી;
પ્રફુલ્લિત ભયે સંત મુનિ હરિજન, ગાવત ગુન આનંદ પામી. ૧
અમિત પ્રતાપ દેખી શ્રીહરિકો, થકીત ભયે સબ નરનારી;
કરત પ્રશંસા નગર ડગરમેં, પ્રગટે પુરુષ કોઈ અવતારી. ૨
હોત સમાધી ધ્યાન ધારણા, અતિ પ્રતાપહે કળિમાંહી;
કરત બાત નરનારી પરસપર, આજ કોઉ એસો નાહી. ૩
નૌતમ રીત દેખી સંતનકી, મુમુક્ષુ સબ શરને આયે;
પ્રેમાનંદ કહે ભયે કૃતારથ, સ્વામી શરન અતિ સુખ પાયે. ૪

## પદ ૨૨૫૩ મું

વટપત્તનમેં વિજય કરી હરિ, ચલે કુચ કરી વ્રતપુરી;
અતિ પ્રતાપસોં ચલે ગાજતે, મતવાદિનકો શિર કચરી. ૧
જય જયકાર ભયો ત્રિભુવનમેં, સુરનરમુનિજન સબ હરખે;
બજત દુંદુભી વિબુધ ગગનમેં, સુમન ઝરી હરિપર બરખે. ૨
યા લીલા શ્રીવટપત્તનકી, ધર્મકુંવરકી ઉર ધરીહેં;
સો નર પાવે ધર્માદિક ફ્લ, ભવસાગર પુની ના ફીરીહેં. ૩
જો નર શિખે ગાયે પ્રેમ કરી, સુને સુનાવે મુદ આની;
પ્રેમાનંદ કહે તાકે ઉરમેં, વાસ કરત સારંગપાની. ૪

## પદ ૨૨૫૪ મું–રાગ સોરઠ

પનઘટવા ઠાડો નંદલાલ, બંસીવારો પનઘટવા; પન૦ ટેક.
ટેઢી પાઘ બીચ મોર ચંદ્રિકા, ઓઢે અરુન દુશાલ. પન૦ ૧
ચંદનખોર પીતાંબર પહીરે, સોહત શ્યામ તમાલ. પન૦ ૨
મધુર મધુર સુર બાંસુરી બજાવત, અંબુજ નેન ગોપાલ. પન૦ ૩
પ્રેમાનંદ સખે બ્રજનારી, નિરખી ભઈ નિહાલ. પન૦ ૪

## પદ ૨૨૫૫ મું

રંગરસિયો મોહન યાર, પ્યારો લાગો વે; રંગ૦ ટેક.
શોભાસિંધુ સુંદર વર સજની, ગોકુલ રાજકુમાર. રંગ૦ ૧
ચંચલ નેન અરુણુ બીચ રેખે, દેખે ઉપજત પ્યાર. રંગ૦ ૨
કંદર્પ કોટિ બદનકી શોભા, બંકબિલોકની સાર. રંગ૦ ૩
શ્રીઘનશ્યામ છબીપર તન મન, પ્રેમાનંદ બલિહાર. રંગ૦ ૪

## પદ ૨૨૫૬ મું

નટવરસું લાગો મોરો નેહ, સયો મોરી વે; નટ૦ ટેક.
નંદનંદન બીના રહી ન શકું અબ, ભયો હે પરેજ સમ ગેહ. નટ૦ ૧
બીરહ બીથામેં બ્યાકુલ સજની, યહ દુઃખ દાઝત દેહ. નટ૦ ૨
વેતો છેલ મીલન નહિ આવત, તરુણાઇકે તેહ. નટ૦ ૩
પ્રેમાનંદ ઘનશ્યામ છબીલો, અંક ભરી કબધોં મીલેહ. નટ૦ ૪

## પદ ૨૨૫૭ મું

ગિરિધરસું લાગે મોરે નેન, કેસી કરુંવે; ગિરિ૦ ટેક.
બીનું દેખે પલકે ભરી આવત, દેખે અતિ સુખ ચેન. ગિરિ૦ ૧
સુંદર શ્યામ કામદર્પગંજન, આવત ચારે ધેન. ગિરિ૦ ૨
અતિ આતુર હોય અવિલોકત, બદન છબી સુખદેન. ગિરિ૦ ૩
પ્રેમાનંદ સુની અતિ આનંદ, પરમ અમોલિક બેન. ગિરિ૦ ૪

## પદ ૨૨૫૮ મું–રાગ સોરઠ

બાજીવો બેરન મા જમુના તીર, મનમોહન બજાઇ બલબીર; બાજી૦ ટેક.
શ્રવન સુનત મોરી સુધ બુધ વિસરી, માનું ડસી વો કારે
ભોયંગ શરીર. બાજી૦ ૧

કુસુમઆયુધ કર સારંગ ધરકે, મારત મોયે ધીરે ધીર;
બિરહ બિથામેં બ્યાકુલ ભઇહું, ઠરત નહિ વો મોરો જીયરા થીર. બાજી૦ ૨
બચન રચનં બનત નહી બોલે, બહત અખંડ દ્રગ નીર;
પ્રેમાનંદ પ્રિતમ પ્યારે બીના, કોન હરે હો મોરે મનકી પીર. બાજી૦ ૩

## પદ ૨૨૫૯ મું

વૃંદાવન બાજે મા બેરન જોર, મેરો ડારત કરેજા કોર; વૃંદા૦ ટેક.
ઘરી પલ છીન મોયે જુગસમ બીતે, મીલન કરત મોરો
મનવા દોર. વૃંદા૦ ૧
ધામકો કામ કછુ નહિ સુઝત, ચીત અટક્યો વાહી ઠોર;
કેસે બને મધુસુદન મીલવો, કમલનયન મોયે નંદકિશોર. વૃંદા૦ ૨
યે દુઃખ કાસોં કહુ પ્રિતમ બીના, જાનત નાહીં ન ઓર;
પ્રેમાનંદ કબ દેખું દ્રગન ભરી, પ્રાનજીવન મોરે ચીતકે ચોર. વૃંદા૦ ૩

## પદ ૨૨૬૦ મું

છબીલા મેંતો છાંજી હો થારી દાસ, મેંતો કીનો ચરન થારે વાસ; છબી૦ ટેક.
થારાં તો ચરનકમલરસ કારન, છોડી હો છેલાજી મેંતો
તન ધન આસ. છબી૦ ૧
કમલાકે માકે નહિ બને રસિયા, પડસી અધિક પિયાસ;
આછો ભાગ સેવામેં લેસાં, રેસાં મહારાજા થારે નિશદિન પાસ. છબી૦ ૨
અબ મેં થાસું દુર ન રેસાં, સહેસાં જગત ઉપહાસ;
પ્રેમાનંદ ચરણ થારાં ધરસાં, કરસાં મહારાજ કામરિપુરો નાસ. છબી૦ ૩

## પદ ૨૨૬૧ મું

બિહારી થાસું લાગો રાજ મારો નેહ, મતી દિજ્યો છબીલા
માને છેહ; બિહા૦ ટેક.
મેં થારી દાસી વારી ચરણકમલકી, તન મન સોંપ્યા રાજ
થાને મારો દેહ. બિહા૦ ૧
થે હો નાગર ગુણરા સાગર, મે હાં અવગુણ ગેહ;
માં જેસી થે મત કરો લાડીલા, થે હો જેસી રાજ કરજો થેહ. બિહા૦ ૨

અશરણશરણ અધમઓધારણ, વરદ રાજરો મેહ;
પ્રેમાનંદ ચરન રસ પાવો, બરસાવો રાજ રસરા મેહ. બિહા૦ ૩

## પદ ૨૨૬૨ મું–રાગ સોરઠ

એરી ઇન મોહનાને ડારી મોપે મોહની; એરી૦ ટેક.
મધુર મધુર સ્વર બેન બજાઈ, મોહન તનકી સુધ બીસરાઈ;
બીસર ગઈ સબ કામ ધામકો, ભુલ ગઇરી મેં દોહત દોહની. એરી૦ ૧
બંસી શ્રવન સુની ધુની જબતેં, ચટપટી લાગી રહી જીય તબતેં;
લોકલાજ તજીકે બન આઈ, દેખન મોહન છબી શ્યામ સલોની. એરી૦ ૨
નિરખી રૂપ લાલ ગિરિધારી, થકીતેં ભઈ તન મન ધન વારી;
મન માન્યો નટવર નાગરસોં, બસ ગઈ જીયમેં સલોની
છબી સોહની. એરી૦ ૩
મગન ભઈ નિરખી નટનાગર, અંગ અંગ લખી રૂપ ઉજાગર;
પ્રેમાનંદ તર્યો ભવસાગર, ભલીરે ભઈ અબકે યાકી બોહની. એરી૦ ૪

## પદ ૨૨૬૩ મું

બસ ગયો જીયરામેં મોહન મીતવા; બસ૦ ટેક.
મોહનલાલ રૂપગુનસિંધુ, ગોપીનાથ ગોકુલકે ઇંદુ;
નટવરશ્યામ કામ દર્પગંજન, રંજન સદા પ્યારો એરી ગોપી
મન* ચીતવા. બસ૦ ૧
સુંદર શ્યામ લલિત છબી લોચન, મદનગોપાલ તરુન મન રોચન;
ઉર બનમાલ સુભગ ભુજ બંધન, કટિતટ કશ્યોહે મોહન
એરી પટ પીતવા. બસ૦ ૨
મુસકની મંદ ચપલ ચિતવનિયાં, ચલત હંસગતિ રોકત પનિયાં;
જમુના તીર શ્યામ ધન સુંદર, ઠાડો પનઘટપર એરી
નીત નીતવા. બસ૦ ૩
ગોકુલરાજ કુમાર રસીલો, પ્રીત કરત નીત છેલ છબીલો;
પ્રેમાનંદકો નાથ બિહારી, કરત બિહાર એરી મદનમદ જીતવા. બસ૦ ૪

* "એરી ગોપિયન ચીતવા" પાઠાન્તર છે.

## પદ ૨૨૬૪ મું

નેના મોરે અટકી ગયેરી નંદલાલમેં; નેના૦ ટેક.
સોહત સરસ પાઘ બીચ તોરે, ચીતવત ચીત હરત બરજોરે;
કુંડલ લોલ કપોલની ઉપર, કેસર તિલક રાજત એરી શુભ ભાલમેં. નેના૦ ૧
ભ્રકુટિ કુટીલ નેન મનરંજન, મોહે મીન કમલ મૃગ ખંજન;
નાસાકીર અધર વિદ્રુમ વર, દશન દાડીમકન એરી ચિબુક રસાલમેં. નેના૦ ૨
સજલ જલદ તનુ શોભિત સુંદર, ભુજ અજાન અધરન મોરલી ધર;
કૌસ્તુભ કંઠ લલિત બનમાલા, નિરખી થાકત ભઈ એરી
રૂપ જાલમેં. નેના૦ ૩
નાભી નલીન પીતપટ કાછે, નટવર લાલ લલિત ગતિ નાચે;
પ્રેમાનંદ પ્રાન નોછાવર, કરત ધરત ચીત એરી યાકી ચાલમેં. નેના૦ ૪

## પદ ૨૨૬૫ મું

લાગો મોરે નેહરા નવલ ધનશ્યામસોં; લાગો૦ ટેક.
નિરખી રૂપમની મોહનવા, નીત નીત લાગી ફીરું ગોહનવા;
મગન ભઈ નિરખી મનમોહન, લગત નાહીં મોરા ચીત એરી
ધન ધામસોં. લાગો૦ ૧
સુંદર શ્યામ છબી મન માની, ઇન મોહનકે હાથ બેકાની;
બસ કીની બ્રજરાજ લાડીલે, લીની હે મોલ મોયે એરી
બીના દામસોં. લાગો૦ ૨
કહા કહું સુંદરતા સજની, ત્રપત ન હોઉં દેખી દિન રજની;
મોહનલાલ રૂપગુનસિંધુ, અધિક લસત છબી એરી
કોટિ કામસોં. લાગો૦ ૩
જીવનપ્રાન લાલ ગિરધારી, તન મન પ્રાન જાઉં બલિહારી;
પ્રેમાનંદ મગન ધરી અંતર, રટન લગી હે એક એરી
યાકે નામસોં. લાગો૦ ૪

## પદ ૨૨૬૬ મું રાગ સોરઠ

માને વહાલા લાગો છો શ્રીગોપીનાથ; માને૦ ટેક.
સોહત ગોપ વેશ ધરી ગિરિધર, ગોપ સખા લીયે સાથ. માને૦ ૧

ચંદન ચરચિત નીલ કલેવર, મોર ચંદ્રિકા માથ. માને૦ ૨
ઉર બનમાલ પીતાંબર પેહેરે, મોરલી મનોહર હાથ. માને૦ ૩
પ્રેમાનંદ મગન છબી નિરખી, ગાવતહે ગુન ગાથ. માને૦ ૪

## પદ ૨૨૬૭ મું

મારો મન મોહ્યો છે ત્રિભંગી લાલ; મારો૦ ટેક.
બાંકી ચિતવની બસ ગઇ જીયમેં, મુસકની મદનગોપાલ. મારો૦ ૧
બાંકી પાઘ ચંદ્રિકા બાંકી, બાંકો તિલક છે ભાલ. મારો૦ ૨
બાંકે નેન અધરપર બાંકી, બાજત બંસી રસાલ. મારો૦ ૩
પ્રેમાનંદ બસી છે અંતર, બાંકી થાંકી ચાલ. મારો૦ ૪

## પદ ૨૨૬૮ મું

થાંસું મન માન્યો છે હો ગોકુલ ચંદ; થાંસું૦ ટેક.
નિરખી રૂપ છટા બ્રજનારી, પરી પ્રેમકે ફંદ. થાંસું૦ ૧
શ્રવન સુનત જબ બચન ચાતુરી, ઉપજત અતિ આનંદ. થાંસું૦ ૨
બીનું દેખે એ માધુરી મૂરત, કળ ન પરત સુખકંદ. થાંસું૦ ૩
પ્રેમાનંદકે નાથ છેલવર, હરો સકલ દુઃખ દંદ. થાંસું૦ ૪

## પદ ૨૨૬૯ મું

માને પ્યારી લાગે થારી બંસી છેલ; માને૦ ટેક.
થારી બંસીને મારો મન બસ કીનો, નંદકુંવર અલબેલ. માને૦ ૧
બંસી થારી જાદુગારી, બાજે છે મરમ ભરેલ. માને૦ ૨
કામ કાજ ઘરબાર તજીને, શ્યામ ફરાં છાં થારી ગેલ. માને૦ ૩
પ્રેમાનંદરા નાથ બજાવો, રંગભીના રંગરેલ. માને૦ ૪

## પદ ૨૨૭૦ મું—રાગ સોરઠ

કામણગારાં છે નાથજીરાં નેણ, મનડો કીધો છે રાજ મારો મેણ; કામ૦ ટેક.
કામણગારાં નેણાં નવરસ ભરિયાં, માંહી રાતી રેખા છેજી સુખદેણ. કામ૦ ૧
ચિતવની ચંચળ લગ ગઈ ચીતમેં, બીસરત નાહીં માને દિનરેણ. કામ૦ ૨
નેહ ભર્યાં છે નેણાં નટવરજીરાં, અમૃત ભર્યાં છે મધુરાં વેણ. કામ૦ ૩
પ્રેમાનંદરા નાથ જાદુડો કીયો છે, અબ નહીં લાગે કોઇરો કેણ. કામ૦ ૪

## પદ ૨૨૭૧ મું

નેણામેં ખુમારી કાંઈ છેજી આજ, ઘણા આછા લાગો
માને વ્રજરાજ; નેણા૦ ટેક.
નેણા રતનારાં રાવલાં અમિરસ ભરિયાં, લટપટી પાઘ
રહી શિર છાજ. નેણા૦ ૧
આલસ ભર્યા છો અંગ* નિન્દ્રાલુડા નેણા થારાં, શિથિલ
લાગે છે સઘળો સાજ. નેણા૦ ૨
આજ અનોખી છબી નિરખી નટવર, રતિપતિ ગયો
છે તજી લાજ. નેણા૦ ૩
પ્રેમાનંદરા નાથ મંદિર પધારો, સેજ બિછાવી છે થારે કાજ. નેણા૦ ૪

## પદ ૨૨૭૨ મું

રાવલાં નેણારી અનોખી રીત, નેણુંરા નજારા ચોરે છેજી ચીત; રાવ૦ ટેક.
દુરિજનકુ તો કબઉં ન પરસે, મારેછેજી જોઈ અપણા મીત. રાવ૦ ૧
આપ બસ કરી નિજ મિત્ર જગતસું, તોડે છે તરત પુરાણી પ્રીત. રાવ૦ ૨
કરી ચકચૂર નિજ જનકું નટવર, ખટકે છે આયે ઉર નીત નીત. રાવ૦ ૩
પ્રેમાનંદરા નાથ નેણામેં નૌતમ, જાદુડા ભર્યા છે કાંઈ અગણીત. રાવ૦ ૪

## પદ ૨૨૭૩ મું

બાંધી છેજી બાંકી પાઘ આંટાદાર, બાંકા છોજી બાલમ
નંદરા કુમાર; બાંધી૦ ટેક.
બાંકી પાઘ બીચ બાંકી કલંગી, બાંકી છે ભ્રકુટિ ધનુષાકાર. બાંધી૦ ૧
બાંકી છે ચલની બાંકી ચિતવની, બાંકા છેજી રાજરા કમરે કટાર. બાંધી૦ ૨
બાંકે અધરપર બંસી બજાયકે, બસ કર લીની છેજી વ્રજનાર. બાંધી૦ ૩
બાંકા બિહારી થારી બાંકી છટાપર, તન મન પ્રેમાનંદ બલિહાર. બાંધી૦ ૪

## પદ ૨૨૭૪ મું–રાગ સોલા

પ્યારા ઘનસ્યામ, પુરણકામ રે, આવો ઓરા, ખોસું
માથે તોરા, મારા રાજ૦ ૧

---

* આલસ ભર્યાં નિદ્રાલુડાં નેણાં થારાં' પાઠાન્તર છે.

ધર્મકુમાર, જાઉં બલિહાર રે, લાગે પ્યારી, મૂરતિ તમારી, મારા૦ ૨
નખશિખ જોવું, ચીતડું પરોવું રે, ચરણામેં, કરું પરણામ, મારા૦ ૩
ઉર્ધ્વરેખા રુડી, અંત સમે મૂડી રે, નખમાંઈ, ચિહ્ન સુખદાઈ, મારા૦ ૪
જોઈ પ્રેમાનંદ, આનંદકંદરે, નખમણિ, શોભા જગતણી, મારા૦ ૫

પદ ૨૨૭૫ મું

કૃષ્ન શ્રીહરિ, ઉભા રહોને જરી રે, નેણા આગે, મન મારું લાગે,
મારા રાજ૦ ૧
જોઉં ફણા ઘુંટી, પિંડી સાથલ ડુંટી રે, શ્યામકટિ, જાયે દુઃખ મટી, મારા૦ ૨
ઉદર નિરખી, કરું માંહી બકી રે, મળી મળી, નિરખું ત્રિવળી, મારા૦ ૩
હૃદય વિશાળ, માંહી મોતી માળ રે, અતિ શોભે, જોઈ મન લોભે, મારા૦ ૪
જોવા છાપ ચિહ્ન, પ્રેમાનંદ દીન રે, સ્તન શ્યામ, અતિ સુખધામ, મારા૦ ૫

પદ ૨૨૭૬ મું

નારાયણ નામ, રટું આઠો જામ રે, મારા સ્વામી, અંતરજામી,
મારા રાજ૦ ૧
શોભાના ભંડાર, જાઉં બલિહાર રે, ભુજા જોઈ, મન રહ્યું મોહી, મારા૦ ૨
અભય ઉદાર, ચિહ્ન તે અપાર રે, જોઈ બળ, જનમ સુફલ, મારા૦ ૩
કરિ કર સમ, ઓધાર્યા અધમ રે, માથે મેલી, ચાંપ્યા મેં સાહેલી, મારા૦ ૪
રાતી હથેલીમાં, રેખા સુખ સીમા રે, નખચંદ, નિરખે પ્રેમાનંદ, મારા૦ ૫

પદ ૨૨૭૭ મું

નમું કર જોડી, બુદ્ધિ છે થોડી રે, શું ગાવું, પાર ન પાવું,
મારા રાજ૦ ૧
જોઈ કંબુ કંઠ, મદન અટંટ રે, થયો દીન, પરમ પ્રવીણ, મારા૦ ૨
વદન વિલોકી, ભક્તજન શોખી રે, જોઈ ફૂલ્યા, તન સુધ ભૂલ્યા, મારા૦ ૩
ચંદ્રનો પ્રકાશ, શશિ મુખ હાસ રે, કુંદ કળી, દંતની આવળી, મારા૦ ૪
અધર પ્રવાળ, રૂપની જાળ રે, નાની રેખે, પ્રેમાનંદ દેખે, મારા૦ ૫

પદ ૨૨૭૮ મું

મળ્યા ભક્ત ટોળે, જમણે કપોલે રે, તીલ જોવા, ચીતમાં પરોવા,
મારા રાજ૦ ૧

નાચિકા નમણી, સીમા શોભાતણી રે, અણિયાળાં,
નેણા મરમાળાં, મારા૦ ૨
નેણુંને ચાળે, ભ્રકુટિ ઉલાળે રે, ઘેલાં કીધાં, ચીત ચોરી લીધાં, મારા૦ ૩
ભાલ વિશાળ, તિલક રસાલ રે, કેસરનું, શોભે હરિવરનું, મારા૦ ૪
શિખા છબીદાર, નિરખે વાર વાર રે, એક મન, પ્રેમાનંદ ધન્ય, મારા૦ ૫

## પદ ૨૨૭૯ મું–રાગ સોલા

નેતિ નેતિ કહી ગાયે નિગમ પુરાણ, તે નારાયણ દ્વિજકુલ
પ્રગટ થયાજી; માણારાજ૦ ટેક.
મોટા મોટા મુનિ કરેરે વખાણ, અક્ષરનાં નિવાસી હરિ
એને કહ્યાજી. માણા૦ ૧
વંદે વંદે શિવ બ્રહ્મા શેષ, ધર્મકુંવર શ્રીઘનશ્યામનેજી; માણા૦
લીધો લીધો નરવર વેષ, લજ્યાને પમાડતા કોટિ કામનેજી. માણા૦ ૨
મોડ્યા મોડ્યા મહિપતિનાં માન, સર્વ જે દેશિકને શિર શોભતાજી; માણા૦
ધરે ધરે મુનિ જેનું ધ્યાન, તે પુરુષોત્તમ રાજે જન મન
લોભતાજી. માણા૦ ૩
ધન્ય ધન્ય ધર્યો અવતાર, વારે વારે જાઉં હું તો વારણેજી; માણા૦
ભલે ભલે આવ્યા અધમ ઓધાર, ધર્માત્મજ પ્રગટ્યા
પ્રેમાનંદ કારણેજી. માણા૦ ૪

## પદ ૨૨૮૦ મું

દીઠા દીઠા કેસરિયો વર કહાન, રાજેશ્વર આવે ઘોડલાની
ઘુંમરેજી; માણારાજ૦ ટેક.
દીસે દીસે ભૂધર બીનેવાન, આભૂષણ અંગમાંરે અતિ
લટ લુંમરેજી. માણા૦ ૧
શોભે શોભે સોનેરી સિરપાવ, સોનેરી મોળિયું શિર અતિ
શોભતુંજી; માણા૦
ધરિયાં ધરિયાં કુંડલ કર્ણે જડાવ, કેશરનું તિલક મુનિ
મન લોભતુંજી. માણા૦ ૨

ઓપે ઓપે ઉતરીયું ઉરમાંહે, બાજુ રતન જડાઉ ભુજપર
બાંધીયાજી; માણુ૦
સુંદર વરની શોભા કહી નવ જાયે,* માનનિયું જેવાને નેણુ
શર સાંધીયાજી. માણુ૦ ૩
રાજે રાજે કડાં કરમાં અનુપ, આંગળીયે વેઢ વીંટી અતિ
કસબે ઘડીજી; માણુ૦
પ્રેમાનંદ કહે ચરણે સુખરૂપ,† રતને જડેલ પેહેરી મોજડીજી. માણુ૦ ૪

## પદ ૨૨૮૧ મું

નિરખી નિરખી શામળિયો શિરદાર, લોચનિયાં લોભાણુ
મુખને મરકલેડજી; માણુરાજ૦ ટેક.
કરી કરી નેહ વારમવાર, ચીતડાં ચોર્યાં છે નેણુને ફરકલેજી. માણુ૦ ૧
દીસે દીસે અજબ અંગ મરોડ, તરુણાઇની છટા મુખ નવ
જાયે કહીજી; માણુ૦
આણી આણી અતિ મન કોડ, ત્રિભુવનની શોભા આવી
ઉદય થઇજી. માણુ૦ ૨
પામ્યા પામ્યા કોટિ કંદર્પ લાજ, રાજેન્દ્ર રસિક વરનું
રૂપ જોઇજી; માણુ૦
ભૂલી ભૂલી ધરનારે કાજ, ડોલરિયો જોઇને વ્રજવિનતા મોહીજી. માણુ૦ ૩
શોભે શોભે શ્રીહરિ પૂરણચંદ, મતિમંદ મતવાદી નિરખી
નવ શકેજી; માણુ૦
બલહારી બલહારી પ્રેમાનંદ, નાથજીને જેવા જન મન
અતિ ટકેજી. માણુ૦ ૪

## પદ ૨૨૮૨ મું

લાગ્યો લાગ્યો નટવરથી નેહ, માણીગર જોઇને જનમ સુફલ
થયોજી; માણુરાજ૦ ટેક.

---

* "શોભા શોભા સુંદર કહી નવ જાયે" "શોભા શોભા વરની કહી નવ જાયે" પાઠાન્તરો ગાય છે. † "કહે કહે પ્રેમાનંદ ચરણે સુખરૂપ" પાઠાન્તર છે.

વરસ્યા વરસ્યા આનંદકેરા મેહ, મોહન વર મળતાં અતિ
ઘણો રંગ રહ્યોજી. માણું૦ ૧
સરીયાં સરીયાં સરવે મારાં કાજ, કેસરીયા વર સાથે
સગપણ કીધલાંજી; માણું૦
વરીયા વરીયા વર રાજાધિરાજ, મળતાં ને મનગમતાં
સુખડાં લીધલાંજી. માણું૦ ૨
ભાંગી ભાંગી મારી સરવે ભુખ, ઘણુારે દિવસ દુઃખડાં વેઠીયાંજી; માણું૦
પામી પામી હવે અવિચલ સુખ, પરમ પુરુષ હરિવર ભેટીયાજી. માણું૦ ૩
પૂજ્યા પૂજ્યા મેંતો પૂરણબ્રહ્મ, અનેક જનમના પુન્ય ઉદે
થયાજી; માણું૦
પ્રેમાનંદ કહે મોટા છે મરમ,* દુરિજનિયાં ન જાણે જાયે
ભવમાં વહ્યાંજી. માણું૦ ૪

## પદ ૨૨૮૩ મું–રાગ સોલા

વહાલી લાગે મૂરતિ તમારી હો માવ;
છેલારે સુંદર નટવર નાવ; વહાલી૦ ટેક.
આરા આવો નેણુા ભરી જોવું હો નાથ;
ભેટુંરે ભૂધરજી ભરી બાથ. વહાલી૦ ૧
નિરખું હું ચરણુ કમળની હો જોડ;
વારી જાઉં ઘણુારે દિવસના કોડ. વહાલી૦ ૨
ઉર્ધ્વરેખા પ્યારા મારું ચોરે ચીત;
વાધીરે જોવા પૂરણુ પ્રીત. વહાલી૦ ૩
જમણુારે અંગોઠાના નખમાં હો ચિહ્ન;
જોવારે જીવન થઈ છું હું દીન. વહાલી૦ ૪
પાની પિંડી ઘુંટણુ ને સાથળ હો શ્યામ;
પ્રેમાનંદ કે' શ્યામ કટિ સુખધામ. વહાલી૦ ૫

---

* "મોટા મોટા પ્રેમાનંદ છે મરમ" પાઠાન્તર ગાય છે.

## પદ ૨૨૮૪ મું

જોયા જેવું રૂપ તમારું હો રાજ;
મોઘા છોજી ઘણેરે દહાડે મળ્યા આજ. જોયા૦ ટેક.
નાભી નૌતમ ઉંડી છે હો ગોળ અનુપ;
ઉદરમાંહી ત્રિવળી સુંદર રસ રૂપ. જોયા૦ ૧
ઉપડતી છે છાતી તમારી હો માવ;
છાપનરિ ચિહ્ન જોવા ઘણોરે ભાવ. જોયા૦ ૨
છાતીમાંહે જમણી કોરે હો લગાર;
રૂડા ચાર તીલની એક હાર. જોયા૦ ૩
કરિકર સમ છે ભુજા હો ઉદાર;
માંહીરે છાપ ચિહ્ન સુખસાર. જોયા૦ ૪
કંબુ કંઠ ચિબુક અધર હો પ્રવાલ;
પ્રેમાનંદ નાસિકા જોઇને નિહાલ. જોયા૦ ૫

## પદ ૨૨૮૫ મું

રુડા લાગો રાજીવ હો લોચન શ્યામ;
વારી જાઉં વદન ઉપર કોટિ કામ. રુડા૦ ટેક.
જમણે એક કપોલે હો તીલ સુખદેણ;
નિરખું હો ગોળ કપોલ દિનરેણ. રુડા૦ ૧
રુડું એક વામ શ્રવણમાં હો બિંદુ;
શોભેરે જાણીયે ચિહ્ન સહિત ઇંદુ. રુડા૦ ૨
ભ્રકુટિ છે કામતણી હો કબાણ;
વાંકું હો વારણે મારા પ્રાણ. રુડા૦ ૩
કીધું કાજું તિલક કેશરનું હો ભાલ;
ભાળી ભાળીરે વાધે ઘણું વહાલ. રુડા૦ ૪
લલાટમાં રેખા રુડી જોયા હો લાગ;
પ્રેમાનંદના મનમાં ખુંતીરે પાઘ. રુડા૦ ૫

## પદ ૨૨૮૬ મું

માણીગર માણુકીના હો અસવાર;
કેસર રે વાધલીપર બહુ પ્યાર. માણી૦ ટેક.
રાજેશ્વર રૂડારે હો ધર્મકુમાર;
ડોલરિયા હો હૈડાનારે હાર. માણી૦ ૧
શોભે માથે મોતીડાનો જુડોરે જડાવ;
જામા પેહેર્યા જરકસિયા હો સાવ. માણી૦ ૨
ડોલરિયોજી દીસેરે હો જોબનપૂર;
સુંદર વર શોભાનારે સુર. માણી૦ ૩
કોડીલાને કોડે કોડે જુવે હો જન;
વારી ફેરી નાંખે તન મન ધન. માણી૦ ૪
આભૂષણ અંગોઅંગમાંરે અપાર;
પ્રેમાનંદ જાયે વારણે વાર વાર. માણી૦ ૫


પહેલો ભાગ
સમાપ્ત

# પદોની અનુક્રમણિકા



## અ

## આ

## ઈ

## ઓ

## ક

## ખ



## ગ

## ઘ

## જ

ઝ



ઠ



ડ

## થ

પદ પદ

ધ



ન

## પ

## ફ

## ભ

## ય



## ર

## વ

## સ

